૪૦૬૩

શ્રી

# જ્યોતિશ ફળ દર્પણ.

સંસ્કૃત ગ્રંથો ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર

વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઈ

ભરૂચવાસી.



અમદાવાદ.

આર્યોદય પ્રેસમાં રણછોડલાલ ખુશાલદાસે છાપ્યું.

શકે ૧૮૧૧—સંવત ૧૯૪૫—ઈ૦ સ૦ ૧૮૮૯.

કિંમત રૂ. ૨-૮-૦.

सत्यमेवजयते

## ગ્રંથ કર્ત્તાનો ફોટોગ્રાફ.

सत्यमेवजयते



सत्यमेवजयते

**चेतोहरोयुवतयःसुहृदोऽनुकूलाःसद्बांधवाःप्रणयगर्भगिरश्चभृत्याः ॥**
**वल्गंतिदंतिनिवहास्तरलास्तुरंगाःसंमीलनेनयनयोर्नहिकिंचिदस्तिः १**

### અર્થ

ભોજ રાજા રાત્રે પલંગ ઉપર સુતાં બોલે છે કે મારે પદમની સ્ત્રીઓ ઘણી છે, ખજાનો છે, વિદ્વાન પ્રધાનો છે, હાથી, ઘોડા, પાલખી વગેરેનું સુખ છે, મારૂં રૂડું ચાહનારા મિત્રો છે, અને ઉત્તમ ભાઇ છે. એવું સાંભળી એક દરીદ્રી પણ વિદ્વાન બ્રાહ્મણ આ રાજાના મેલમાં ચોરી કરવા આવેલો બોલી ઉઠયો કે હે રાજા એ બધું સુખ છે પણ આંખો મીચાઈ જાય ત્યારે એ એમાંનું કંઈ નથી.

# અર્પણ પત્રિકા.

## શ્રી વરાહમિહરાચાર્ય.

આપે મહાન પરીશ્રમ લેઇ વિદ્યાભ્યાસ કીધો છે,
જ્યોતિશ શાસ્ત્રરૂપી મહા સમુદ્રનું મંથન કરી
ફળાદેશનું વૃહજ્જાતકરૂપી અમૃત કા-
હાડ્યું છે તથા વૃહત્સંહિતાદિક
બીજાં પણ અનેક રત્નો ક-
હાડ્યાં છે, વિક્રમ રાજા-
ની સભાને વિદ્યાના
પરાક્રમથી દી-
પાવી છે.
વગેરે
કારણથી આપનું
અમર નામ આ ગ્રંથ સાથે
જોડી રાખવાને આ ગ્રંથ આપ-
ને નમ્રતા પુર્વક હું અર્પણ કરૂં છું.

વકીલ શાકરલાલ સંભુલાલ દેશાઇ.

# પ્રસ્તાવના.

૧ સકળ વિદ્યા અને જ્ઞાનનો ભંડાર એ વેદ છે. આ વેદ સૃષ્ટીના આદી કાળમાં રચાયલા છે, માટે તેને ઈશ્વર પ્રણીત કહે છે, કારણ કે સૃષ્ટીના આદી પુરૂષ બ્રહ્માના તે બનાવેલા છે. આ બ્રહ્માને આપણે આર્ય લોકો ઇશ્વર માનીએ છીએ.

૨ આપણા ભારતખંડ વાસી આર્યજનોનું પરમ વિદ્યાતત્વ ગણીએ તો વેદ છે, માટે વેદમાં જે જે આજ્ઞાઓ, વચનો, અને ક્રીયાઓ કહેલી છે તે આપણે બીન તકરારે માન્ય કરીએ છીએ, અને વેદ સિવાયના વચન ઉપર આપણી એ-કદમ આસ્થા બેસતી નથી.

૩ હાલના વખતમાં કાયદો એ રાજા અથવા રાજાનો હૂકમ છે, તેમ વેદ એ ઈશ્વર અથવા ઇશ્વરની આજ્ઞાના વચનો છે.

૪ વેદ ચાર છે. તેમનાં નામ—ઋગવેદ, યજુર્વેદ, શામવેદ, અને અથર્વેદ. પણ આ ચારે વેદ મળીને મૂળ વેદ તો પ્રથમ એકજ હતો એવું શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કંધમાં કહેલું છે.

૫ વેદ રૂપી ઇશ્વરના છ અંગો છે, અને આ છ અંગોથી સાંગ વેદ પૂરો ગણાય છે. એવું ઋગવેદમાં કહેલું છે. વળી વેદના છ અંગો વિષે પાણીનીય શિ-ક્ષા ગ્રંથમાં કહેલું છે કે ૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ વ્યાકરણ, ૪ નિરૂકત, ૫ છંદ શાસ્ત્ર, અને ૬ જ્યોતિશ શાસ્ત્ર, એ છ વિદ્યાઓ તે વેદનાં છ અંગો છે. વળી આ છ વિદ્યાઓ તે વેદનું કયું કયું અગ છે, તે પણ એજ ગ્રંથમાં જણાવ્યું છે કે શિક્ષા શાસ્ત્ર એ વેદની નાસિકા છે, વ્યાકરણ શાસ્ત્ર તે મૂખ છે, જ્યોતિશ શાસ્ત્ર એ નેત્ર છે, નિરૂકત શાસ્ત્ર એ કાન છે, છંદ શાસ્ત્ર એ ચરણ છે, અને કલ્પ સુત્રો એ વેદના ભૂજ છે.

૬ ઉપર પ્રમાણે વેદના અંગો વિષે લખી છેવટ તેજ ગ્રંથમાં લખ્યું છે કે કોઇ પુરૂષ સુંદર રૂપવાળો હોય પણ તેને નેત્ર ન હોય તો આ પુરૂષનું રૂપ ત-દ્દન નિરર્થક થઈ જાય છે, તેવીજ રીતે નેત્ર રૂપી જ્યોતિશ અંગ વગર વેદના બીજા અંગો છે, અને મોરના માથા ઉપર જેમ શિખા છે અને નાગના માથા ઉપર જેમ મણી છે તેમ વેદના સર્વાંગ શાસ્ત્રોમાં જ્યોતિશ શાસ્ત્ર શિખર છે.

૭ આખું જ્યોતિશ શાસ્ત્ર વેદમાંથી નીકળેલું છે, પણ તે એકે ઠેકાણે પ્રકર-ણ કે અધ્યાય રૂપે નથી, પણ તેમાં પ્રસંગોપાત જૂદે જૂદે ઠેકાણે વિખરાતું છે; તેમાંથી સંબંધાનુસાર મંત્ર અથવા ઋચાઓ જૂદી કાઢી તેનો વેદાંગ જ્યોતિશ

નાગનો ગ્રંથ યાસ્ક મૂનીએ બનાવ્યો છે. આ ગ્રંથમાં ફક્ત જ્યોતિશ વિદ્યા વેદમાંથી મંત્ર રૂપે જૂદી કહાડી છે, ને તેમાં જ્યોતિશના સઘળા મૂળ તત્વો છે. પછી આ જ્યોતિશના નીચે લખેલા ત્રણ સ્કંધો વિષે જૂદા જૂદા ઋષિ લોકોએ પોતાની બુદ્ધિ બળથી જૂદા જૂદા ગ્રંથો સેહેલથી સમજવા માટે વિસ્તારથી બાંધ્યા છે, પણ તે સઘળામાં મૂળ વેદાંગ જ્યોતિશના મૂળતત્વો મૂખ્યત્વે લીધા છે.

૮ આ જ્યોતિશ શાસ્ત્રના ત્રણ સ્કંધ (ભાગ) પાડેલા છે. ૧ સિદ્ધાંત, ૨ સંહિતા, અને ૩ હોરા એ ત્રણ સ્કંધ મળીને જ્યોતિશ શાસ્ત્ર આખું ગણાય છે.

૯ સિદ્ધાંત સ્કંધ બાબત ૧૮ સિદ્ધાંતો રચાયલા છે, તેમનાં નામ તેમના કર્તા પુરૂષના નામ પ્રમાણે પડેલાં છે. બ્રહ્મ સિદ્ધાંત, આર્ય સિદ્ધાંત, સૂર્ય સિદ્ધાંત, પોલત્ય સિદ્ધાંત અને લલ્લ સિદ્ધાંત વિગેરે.

૧૦ ઉપરના સઘળા સિધ્ધાંતોમાં ખગોળ તથા ભૂગોળ સંબંધી તેમજ ગ્રહણ તથા તારા મંડળના ગણિત સંબંધી વિગતવાર હકીકત જણાવી છે. આ સઘળા સિદ્ધાંતમાંથી સાર કાઢીને તથા તેમાં કેટલુંક પોતાનું બુદ્ધિ બળ વાપરીને આજથી આશરે ૭૦૦ વર્ષો પેહેલાં ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણી નામનો ગ્રંથ બાંધ્યો છે, જેને અંગ્રેજ કાબેલ ખગોળ વેત્તાઓ પણ માન્ય આપી પ્રમાણકરે છે.

૧૧ હવેસંહિતા સ્કંધ બાબત પણ ૧૮ સંહિતાઓ રચાયલી છે, તેમના નામ પણ તેમના કર્તા પુરૂષના નામ પ્રમાણે પાડેલાં છેઃ– નારદ સંહિતા, ગર્ગ સંહિતા, ભૃગુ સંહિતા, પારાશર સંહિતા, વશીષ્ટ સંહિતા અને દેવલ સંહિતા વિગેરે છે.

૧૨ આ સઘળી સંહિતાઓમાં ખગોળ તથા ભૂગોળના પદાર્થોના પરસ્પરના સંબંધના આધારથી પૃથ્વી પરના જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી જાતના શુભાશુભ ફળ અમૂક વખતે લોકોમાં એકંદર ભોગવાશે એ વિગતવાર દર્શાવ્યું છે; અને એ સંહિતાઓમાંથી સાર કાઢી તથા તેમાં કેટલુંએક પોતાનું બુધ્ધિ બળ વાપરીને આજથી આશરે ૨૦૦૦ વર્ષો પેહેલાં વરાહમિહર આચાર્ય નામના મહાંત પંડીતે વૃહત્સંહિતા નામનો એક ગ્રંથ રચેલો છે, તે હાલમાં ઘણો પ્રસિધ્ધ છે.

૧૩ પતિવ્રતા સ્ત્રીનું રૂપ અને જ્ઞાન તેના પતીને માટે છે, તેમ ઉપર કહેલા સિધ્ધાંત અને સંહિતા એ બે સ્કંધો હોરા સ્કંધને માટે સાધનરૂપ છે એટલે એ બે સ્કંધનો ઉપયોગ હોરા સ્કંધમાં થઇ શકે છે, અને સિદ્ધાંત તથા સંહિતા વગર હોરા શાસ્ત્રની સિદ્ધિ વાઝણીના પુત્ર સમાન અસંભવિત છે.

૧૪ હોરા સ્કંધ વિષે પણ જૂદા જૂદા ઋષિઓએ ઘણા ગ્રંથો બાંધ્યા છે, તેમાં જેટલા પ્રાચિન ગ્રંથો છે તે સંહિતાના નામથી ઓલખાય છે, તેમનાં નામ—ગર્ગ સંહિતા, ભૃગુસંહિતા, રૂદ્રસંહિતા, નારદસંહિતા, શૌનકસંહિતા અને

બ્રહ્મ સંહિતા વિગેરે છે.

૧૫ આ સઘળી સંહિતાનો બધો મળીને વિસ્તાર ચાર લાખ શ્લોક કહેવાય છે, તોપણ આ સઘળી સંહિતાઓમાં મૂળ વેદાંગ જ્યોતિશના મૂળતત્વો બીજ રૂપે રોપાયલાં છે.

૧૬ પૃથ્વીમાં અનેક જાતના રસ તથા ગંધ રહેલા છે, તેમાં જે જાતનું બીજ વાવીએ અને તે ઉપર સારી રીતે જળશીંચન તથા ગરમી વિગેરેના યોગ્ય સંસ્કાર થશે તો તે બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થતાં તે ઉપર તે જાતનાં ફળ બેસશે, તેવીજ રીતે જે વિદ્યાના મૂળતત્વરૂપ વેદના મંત્ર ઉપર તે બાબત જેટલો લાંબો અનુકુળ વિચાર બુદ્ધિશાળી પુરૂપ કરવા ચાહે તેટલો તેને તે વિષય કે બાબતનો પ્રકાશ અથવા બોધ થશે, કારણકે વેદના મંત્રો ગુહ્યાર્થ છે. એક ગાયત્રી મંત્ર ઉપર છ હજાર શ્લોક જેટલું શ્રી શંકરાચાર્યે ભાષ્ય કીધું તથા ઓ એ એક અક્ષર ઉપર ચાર હજાર શ્લોક જેટલું ભાષ્ય કીધું, તોપણ શંકરાચાર્યે પોતે કહેછે કે તેમનું જોઇએ તેવું પૂરેપૂરૂં વિવેચન મારાથી થયું નથી.

૧૭ ઉપર પ્રમાણે મહાન્ બુધ્ધિશાળી પંડીત પુરૂષોએ જૂદા જૂદા વિષયના વેદના મંત્ર ઉપરથી તે વિષયના મોટાં શાસ્ત્રો રચેલાં છે, પણ તે સઘળાનું મૂળ જોઇએ તો વેદજ છે.

૧૮ આ ઉપરથી નક્કી થાય છે કે ઉત્તમ દુર્બિનયંત્રના પ્રભાવથી જેમ નેત્રની શક્તિ ઘણી લાંબી વધે છે તેમ પંડીત પુરૂષની બુધ્ધિના પ્રમાણમાં વિષયનું મહત્વ વિસ્તાર પામે છે.

૧૯ કરોળીઓ પોતાના પેટમાંથી લાળનો તાંતણો કાઢી તેવડે અતિ વિસ્તારવાળું મોટું જાળ બાંધે છે, તેવીજ રીતે પ્રાચિન ઋષિ લોકોએ વેદના આધારથી પોતાની બુદ્ધિ બળે ઘણા શાસ્ત્રોની જાળ બાંધી છે. આ ઋષિ મૂનીઓ કોણ હતા, ક્યારે હતા તે વાત આપણે યથાસ્થિત જાણતા નથી, તોપણ આપણે તેમનાં પુસ્તકોથી તથા તેમના શ્રેષ્ટ જ્ઞાનથી તેમને ઓલખીએ છીએ. તેમનું મન સંસારપર આશક્ત નહોતું, તેમના અભ્યાસ સારૂ કોલેજો સ્થાપેલી નહોતી, તેમના વાસ્તે મોટા પગારદાર પ્રોફેસર નહોતા, એ ઋષિ મૂનીઓ નદી કિનારે પર્ણકુટીમાં રહેતા, કંદમૂળથી પોતાનો અને પોતાના પોષ્યવર્ગનો નિર્વાહ ચલાવતા. સ્વતંત્રપણે નિર્લોભથી પરોપકાર નિમીત્તે ગ્રંથો રચતા. તેમણે એવા ઉત્તમ પ્રકારના ગ્રંથો રચ્યા છે કે તેમની ફીલસુફી જોઇને યુરોપીયન પંડીતો તેમના વખાણ કરે છે. આપણા પરોપકારી ઋષિ મૂનીઓએ જીવ, ઈશ્વર તથા જગત સંબંધી જે અમૂલ્ય વિચાર પ્રગટ કર્યા છે તેનો અભ્યાસ વિદ્વાનોએ તથા ગૃહ-

સ્થોએ કરવો જોઇએ. એવા અભ્યાસથી ગૃહસ્થો ધર્મ, જ્ઞાન, નીતિ, અને વ્યવહારમાં કુશળ થશે.

૨૦ હોરા સ્કંધવિષે પ્રાચિન ઋષિઓએ બનાવેલા ગ્રંથો ઉપરથી ગણી ત્થાગાર્ય, યવનાચાર્ય, સત્યાચાર્ય, મય પંડીત, ગાર્ગી ભગવાન, બાદરાયણ મૂની, જૈ- મૂની, અમરસિંહ, વરાહમિહર અને ઢુંઢીરાજ વિગેરે અર્વાચિન પંડીતોએ સંક્ષેપમાં જાતકના પુસ્તકો ઘણાં બાંધ્યાં છે.

૨૧ આ હોરા સ્કંધના શાસ્ત્રના આધારથી હરેક માણુસને તેમના જન્મ વખત ઉપરથી તેમને શુભાશુભ ફળનું જ્ઞાન બરોબર રીતે થઇ શકે છે.

૨૨ આ ઠેકાણે કોઈ તર્કવાળો માણુસ સવાલ પૂછશે કે જ્યોતિશ શાસ્ત્રનો સઘળો આધાર ગ્રહો ઉપર છે. આ ગ્રહો પૃથ્વીથી લાખો મૈલના અંતરે આકાશમાં રહેલા છે, જેથી દરેક માણુસને જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી રીતની તેઓ અસર શી રીતે કરી શકે છે?

૨૩ ઉપરના સવાલનો જવાબ દેવો ઉપલક રીતે જોતાં જો કે ઘણો કઠણ જણાય છે તોપણ શાસ્ત્ર દ્રષ્ટિથી વિચાર કરીએ તો તેનો જવાબ ઘણો સેહેલોછે.

૨૪ જેને પ્રત્યક્ષ પ્રમાણ મળે તેને બીજા અનુમાનાદિક પ્રમાણોની જરૂર નથી.

૨૫ પૃથ્વીથી લાખો મૈલને અંતરે સૂર્ય ઘણો ઉંચો છે એ વાત ખરી છે, પણ જ્યારે સવારમાં સૂર્ય ઉગે છે ત્યારે સરોવરમાં કમળ ખીલે છે, તેમજ ચંદ્રના ઉગવાથી પોયણીઓ પ્રકાશે છે. સૂર્ય અને ચંદ્ર અસ્ત પામે છે ત્યારે તેઓ અનુક્રમે બીડાઇ જાય છે. સૂર્યમૂખી ફુલને માટે પણ તેમજ છે.

૨૬ આ ઉપરથી વાંચનારના મનમાં કમળ, પોયણી, અને સૂર્યમૂખી ફુલ ઉપર સૂર્ય અને ચંદ્રની અસર થઇ જણાય કે નહીં? વળી ઉષ્ણ કટીબંધમાં માણુસોનો વર્ણ કાળો, શીત કટીબંધમાં ગોરો અને સમશીતોષ્ણ કટીબંધમાં મધ્યમ વર્ણ હોય છે. આ પ્રમાણે સૂર્યના પ્રતાપથીજ થાય છે.

૨૭ દરીઆમાં ભરતી ઓટ થાય છે તે ચંદ્રના આધારથીજ થાય છે. ચંદ્રના ઉદય વખતે ભરતી થાય છે અને અસ્ત વખતે ઓટ થાયછે. વળી જેમ ચંદ્રનું બીંબ મોટું તેમ ભરતી વધારે થાયછે. પૂનેમની ભરતી જેણે જોઇ હશે તેમને આ દાખલો અનુભવ સિદ્ધ માલૂમ પડશે, એટલુંજ નહિ પણ તે કબૂલ કરશે કે ચંદ્રના બીંબના પ્રમાણમાં ભરતી ઓટ થાયછે માટે ચંદ્રની અસર આ દરીઆના પાણીને થઇ ગણાય.

૨૮ જે માણુસો ગાંડા અથવા વિકળ હોય છે તેમનું ચિત્ત ભ્રમ અથવા

ઘેલછાપણું ચંદ્રના બીજની વૃધ્ધીના પ્રમાણમાં વધેછે તેથી પૂનેમને દિવસે તે માણસ ઘણો ગાંડો થાયછે, અને અમાસને દિવસે તદન સાજો થાયછે. કેટલીક જાતના રોગો શુક્લ પક્ષમાં જોર ઉપર આવેછે, અને કૃષ્ણ પક્ષમાં નરમ પડેછે એ અનુભવ સિદ્ધ છે. તેમજ એવી રીતે વૈદક શાસ્ત્ર પણ કહેછે. વળી દરેક માણુસના છેલ્લા બે ત્રણ દિવસ એટલે વદી ૧૪, ૦)) ના દહાડામાં માંદા માણુસને રોગ વધશે અથવા સખત માદાનું મોત થશે. આ ઉપરથી આ તિથિઓને ભારે તિથિઓ કહેછે. એ ઉપરથી વાંચનારને ખાત્રી થશે કે ચિત્તભ્રમ અને તેવા બીજા કેટલાક રોગો ઉપર ચંદ્રની અસર થાય છે, માટે આ બાબતમાં ચંદ્ર મૂખ્ય કારણ છે.

૨૯ આ પ્રસંગે વાંચનાર એવો સવાલ કરશે કે સૂર્ય અને ચંદ્રની અસર પૃથ્વી ઉપર થાયછે, પણ બીજા ગ્રહોની અસર સંભવતી નથી. આ સવાલના જવાબમાં જણાવવાનું કે પૃથ્વી ઉપર ફકત સૂર્ય ને ચંદ્રનીજ અસર લાગૂ થાય છે તેમ નથી, પણ સર્વે ગ્રહોની અસર લાગૂ છે, કારણ કે સૂર્યમાં જે ગરમી છે તે હમેશાં તેટલી કાયમ છે. વળી પૃથ્વી ને સૂર્યનું જે અંતર છે તે પણ હમેશાં તેટલું કાયમ છે તો અમૂક તારીખે જે તાપ, વરસાદ કે ટાઢ પડેછે તેજ પ્રમાણે બીજા વરસની તેજ તારીખે તાપ, વરસાદ કે ટાઢ સરખા પડવા જોઇએ, તેમજ હમેશાં તેજ તારીખે તેવાજ પડવા જોઇએ પણ તેમ નથી. વળી કોઇ વર્ષ તો અનાવૃષ્ટી, અતિ વૃષ્ટિ, સમાન વૃષ્ટી અને ન્યૂનાધિક વૃષ્ટી પણ થાયછે. આ પ્રમાણે તાપ, વૃષ્ટી અને ટાઢમાં હમેશાં એક સરખું માપ હોતું નથી તેનું કારણ સૂર્ય નથી પણ બીજા ગ્રહોનો એક બીજા સાથે પરસ્પરનો સમાગમ કે દ્રષ્ટિનો સંબંધ છે.

૩૦ કેટલીક વખત પવનમાં વધઘટ થાયછે અથવા હવામાં ફેરફાર થઇ દુષ્ટ રોગોનો ઉપદ્રવ થાય છે. વળી જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે પણ એક સરખી રીતના કે સરખા માપના આવા બનાવ બનતા નથી તેનું કારણ પણ અમૂક અમૂક ગ્રહોનો પરસ્પરનો સંબંધ છે, અને આવી જાતના સંબંધો એક સરખી રીતના કોઇ કોઇ વખતે આવેછે, પણ હમેશાં આવતા નથી.

૩૧ આ પ્રસંગે વાંચનાર વળી સવાલ પૂછશે કે પૃથ્વી ઉપર તો ગ્રહોની સત્તા માલૂમ પડેછે પણ દરેક માણુસ ઉપર જૂદી જૂદી રીતે ગ્રહોની સત્તા શી રીતે લાગૂ પડે? આ સવાલના જવાબમાં પણ અમો શાસ્ત્રના આધારથી નીચે પ્રમાણે જણાવીએ છીએ.

૩૨ માણુસનો નિભાવ સૂર્ય થકી છે, માટે જીવાત્મા તે સૂર્ય છે. આ કારણુથી સૂર્યની અસર જીવાત્મા ઉપર થાય છે, એટલે સૂર્ય સબળ હોય તો આત્મા સબળ અને નિર્બળ હોય તો તે નિર્બળ હોય છે.

૩૩ ગ્રહોના પરસ્પર સંબંધથી સૂર્યની સબળ અથવા નિર્બળ સ્થિતિ એક સરખી રીતે હમેશાં રહેતી નથી, પણ ક્ષણ ક્ષણ પ્રત્યે ફરતી ફરે છે એ અમોએ ઉપર જણાવેલું છે.

૩૪ આ પ્રમાણે સૂર્યની સબળ કે નિર્બળ સ્થિતિમાં કોઇ પ્રાણીની ગર્ભ સ્થિતિ રહે છે તેનો જીવાત્મા સબળ કે નિર્બળ હોય છે. આ કારણથી કેટલાએક પશુ અને પક્ષીઓમાં એવા નિયમ હોય છે કે વર્ષના અમૂક વખતમાં પોતાના જીવાત્માને અનુકુળ સૂર્યની સ્થિતિમાં તેઓ ગર્ભ ધારણ કરે છે. દાખલા તરીકે શ્રાવણ અને ભાદરવા મહિનામાં કુતરાઓ ગર્ભ ધારણ કરે છે. આ નિયમ વનસ્પતિઓને પણ લાગૂ છે.

૩૫ માણસ જાત કરતાં બીજા ઈતર પ્રાણીઓમાં નિયમિતપણું ખશૂસ હોય છે, કેમકે અમૂક અમૂક જાતનાં પ્રાણીઓમાં સ્થિતિ, ગતી, અભિવૃધ્ધી, સંરક્ષણ, અને સંપોષણ એક સરખી રીતે નિયમિતપણામાં હમેશાં કાયમ હોય છે. દાખલા તરીકે એક હજાર વર્ષ પેહેલાંની ચલ્લી અને હાલની ચલ્લી એ બેનો મુકાબલો કરી જોશો તો તેના દેહમાં તથા દેહના ધર્મમાં સર્વ રીતથી સામાન્ય પણું માલૂમ પડશે, ફકત તેમની સુખ દુઃખની સ્થિતિમાં અને તેના સાધનમાં ફેરફાર જણાશે. આ બાબત સર્વને અનુભવ સિધ્ધ છે.

૩૬ સૂર્યની અસર માણસના જીવાત્મા ઉપર જેવી રીતે છે તેવી રીતે ચંદ્રની અસર માણસના મન ઉપર છે.

૩૭ ચંદ્રની સબળ અને નિર્બળ સ્થિતિમાં પણ સૂર્યની સ્થિતિની માફક પ્રતિક્ષણે ફેરફાર થાય છે કારણ કે સર્વે ગ્રહોનો પરસ્પરનો સંબંધ પ્રતિક્ષણમાં ફરતો જાય છે.

૩૮ સર્વ ગ્રહો ખગોળમાં પોતાની [૧]કક્ષામાં અને [૨]વિથીમાં પ્રતિક્ષણે ગમન કરે છે. વળી દરેક ગ્રહની કક્ષા તથા વિથી જૂદી જૂદી છે, માટે એક વખતે સર્વે ગ્રહોના પરસ્પરના સંબંધની જે સ્થિતિ આવી તે ફરીને આખા કલ્પમાં કે જુગમાં કવચિતજ આવે છે. આજ કારણથી તમામ માણસોના ચેહેરા, કદ, લક્ષણ, બુદ્ધિ, સુખ, દુઃખ, અને સ્થિતિ વગેરે એક સરખાં હોતાં નથી, પણ જૂદી જૂદી પંક્તીના હોયછે. એ સર્વને અનુભવ સિધ્ધછે.

૩૯ દરેક માણસના જીવાત્મા અને મનનું વલણ જેમ જૂદી જૂદી રીતનું થાય છે તેવીજ રીતે માણસના બીજા અવયવ, સ્થિતિ, અને ચેષ્ટાઓ વિષે પણ સમજવું.

૪૦ માણસના શરીરના કયા કયા અવયવ, ધાતુ, અને સત્વાદિ ગુણ ઉપર કયા કયા ગ્રહની સત્તા છે? માણસનું શરીર પંચ મહાભૂતનું બનેલું છે અ-

ને તે પ્રત્યેક મહાભૂત ઉપર કયા કયા ગ્રહની સત્તા છે? માણસના શરીરનો ક- યો કયો ભાગ કયા કયા મહાભૂતનો બનેલો છે? એ સર્વે અમોએ સંજ્ઞાપ્રકરણ અને ગર્ભ ધારણ પ્રકરણમાં પ્રસંગોપાત સંક્ષેપમાં જણાવ્યું છે, અને વધારે ખુ- લાસો વેદાંતના પંચીકરણ ગ્રંથમાંથી મળશે.

૪૧ જેવી રીતે માણસના શરીર ઉપર સર્વે ગ્રહોની સત્તા ઉપર કહેલી રી- ત પ્રમાણે લાગુ છે તેવીજ રીતે સર્વે પ્રાણી, પદાર્થ અને વનસ્પતિ ઉપર પણ લાગુ છે. આ ઉપરથી **પીંડે તે બ્રહ્માંડે** આ વેદાંત શાસ્ત્રનું સિદ્ધાંત સાબિત થાયછે.

૪૨ પ્રત્યેક ગ્રહના સબળ અને નિર્બળપણાની સ્થિતિ ગ્રહોના પરસ્પરના સંબંધથી પ્રતિક્ષણે બદલાય છે, તે અમોએ ઉપર સારી રીતે જણાવ્યું છે, મા- ટે તમામ માણસોના શરીરની સ્થિતિ અને લાગણીના વળણો એક સરખી રી- તના હોતા નથી.

૪૩ પૃથ્વી ઉપર તથા દરેક પ્રાણીઓ ઉપર ગ્રહોની અસર થાય છે તે વા- ત વાંચનારના મનમાં ઉપરના નિર્ણયથી ઠસી હશે, પણ હજુ વાંચનારના મન- માં એક બાબતનો સવાલ થશે, તે એ કે ગ્રહોની અસરથી અમૂક માણસનો અ- મૂક પદાર્થની સાથે શા કારણથી સંબંધ જોડાતો હશે? આ સવાલના જવાબમાં જાણવાનું કે લોહચુંબક નામનો પથર લોહાને અને લોહાના ભાગવાળા પદાર્થને પોતાની ગતીના બળના પ્રમાણમાં પોતાની સાથે આકર્ષણ કરી મેળવી લે છે, તેમ દરેક ગ્રહો પોત પોતાના સત્તાવાળા પ્રાણી અને પદાર્થને પોતાની સ્થિતિ અને ગતીના બળના પ્રમાણમાં એકઠા મેળવે છે. જેમકે ઉચ્ચ ગતીનો બળ પામેલો મંગળ પોતાની સત્તા કે અસરવાળા માણસ તથા પદાર્થોને પોતાના આ- કર્ષણના સંબંધથી એકઠા મેળવી તેમને સુખનો પરીણામ સારી રીતે આપેછે. આ કારણથી તે તે માણસને તે પદાર્થ મળવાથી સુખ થાય છે.

૪૪ ઉપર લખેલા વિગતવાર કારણથી દરેક માણસને પોતાનું ભવિષ્ય જા- ણવાને જ્યોતિશ શાસ્ત્રની ઘણી અગત્ય છે. વળી દરેક મનુષ્યે જ્યોતિશ શાસ્ત્ર જાણવું જોઇએ તે બાબત મહાન્ પંડીત આચાર્ય વરાહમિહરનો સિદ્ધાંત અમે ઉપસંહાર નામના પ્રકરણમાં દાખલ કરેલો છે.

૪૫ રાજ્ય યોગના પ્રકરણમાં શ્રી રામચંદ્રજી મહારાજ, તથા શ્રીકૃષ્ણ ભ- ગવાન, યુદ્ધિષ્ટર રાજા, વિક્રમ રાજા, શિકંદર બાદશાહ, અકબર બાદશાહ, શી- વાજી છત્રપતિ, વલ્લભાચાર્ય મહારાજ, કૈસરેહિંદ માહારાણી વિકટોરીઆ, ચંદુલા- લ, સર જમશેદજી જીજીભાઇ વિગેરે આ રાજ્યયોગી માણસોની જન્મકુંડળીઓ દાખલ કરી છે, તે ઉપરથી માલૂમ પડશે કે તેઓને તેમની જન્મકુંડળીના પ્ર-

ળાદીશ પ્રમાણુ ફળ મળેલા છે, જેથી જ્યોતિશ શાસ્ત્રના ખરાપણાની ખાત્રી થશે.

૪૬ જન્મકુંડળી ઉપરથી ભવિષ્ય જાણવાને ઉપર જણાવ્યા પ્રમાણે ઘણા ગ્રંથોની યોજના થઇ છે. વળી આ સઘળા ગ્રંથો સંસ્કૃત ભાષામાં કવિતાબંધ છે માટે આ શાસ્ત્રમાં ઘણા કાબેલ પંડીત હોય છે તેજ ભવિષ્ય ફળ કહેવાને અધિકારી થાય છે તે સિવાય બીજા જાણી શકતા નથી, પણ તે જાણવાની ઉત્કંઠા તો ઘણાને થાય છે.

૪૭ હાલનો દેશ કાળ જોતાં સંસ્કૃત ભાષા તથા તેના મર્મ જાણનારા ઘણા થોડા છે, વળી આ વિદ્યા ઉપર ઘણા માણસોની આસ્થા થોડી છે, જેથી જ્યોતિશ વિદ્યારૂપી અમૂલ્ય હીરો અંધારામાં એક ખુણે ઘણાના અજાણપણામાં પડયો છે, માટે તેને અજવાળામાં લાવી ગ્રહાક ઝવેરીઓ આગળ મૂકી તેને તેની ખરી કીંમતમાં તથા ઉપયોગમાં લાવવાની મારી ઇચ્છા થઇ.

૪૮ સ્વતઃસિદ્ધ કીમત અને તેજવાળા આ હીરાને જાહેરમાં મૂકવાનું યોગ્ય સાધન મેળવતાં મને ઘણી મેહેનત પડી છે.

૪૯ આ ઘણો અઘરો, બહોળો અને શાસ્ત્રીય વિષય, વળી તે સંસ્કૃતમાં હોવાથી તેને દેશી ભાષામાં સેહેલથી સમજાય એવો સંક્ષેપમાં લાવવાને ફળાદીશના આ વિષયના ઘણા ગ્રંથોના ભાષાંતરો કરાવી તેમાંથી સાર સાર ચૂંટી કાઢીને સાધારણ માણસથી પણ સમજી શકાય એવી ઇમારતમાં આ ગ્રંથની અમોએ યોજના કરી છે.

૫૦ હાલના દેશકાળને અનુસરનો ફળાદીશ જણાવવાને ઘણો ચમત્કારિક અને ઘણા વિદ્વાનોએ માન્ય કરેલો વૃહજ્જાતક નામનો ગ્રંથ આજથી બે હજાર વર્ષ પેહેલાં વરાહમિહર નામના આચાર્યે ઉજ્જન નગરીમાં પ્રાચિનના ઘણા શાસ્ત્રરૂપી દહીંને મથન કરી માખણરૂપે સંસ્કૃતમાં પ્રગટ કરેલો છે.

૫૧ વૃહજ્જાતક સર્વ માન્ય અને વજનદાર ગ્રંથ છે અને તે ઘણો પ્રસિદ્ધ છે, માટે તેમાંથી ઘણો ભાગ આ ગ્રંથમાં અમોએ લીધો છે, તેમજ તેવીજ જાતના બીજા ગ્રંથોમાંથી પ્રસંગોપાત ઉપયોગી બાબતો પણ લીધી છે.

૫૨ આ ગ્રંથ જાતક એટલે જન્મના ફળાદિશ સંબંધીનો છે તેથી તેનું નામ **જ્યોતિશ ફળ દર્પણ** રાખવામાં આવ્યું છે.

૫૩ આ ગ્રંથના નિચે પ્રમાણે ચાર ભાગ કરવામાં આવેલા છે.

૫૪ પેહેલો ભાગ સંજ્ઞા વિચાર બાબતનો છે, અને તેનાં ચાર પ્રકરણો કરેલા છે. પેહેલું પ્રકરણ સંવત્સર, નક્ષત્ર, યોગ, કરણ વિગેરેનાં પંચાંગ ફળ બાબતનું છે, બીજા પ્રકરણમાં રાશિ બાબત; ત્રીજામાં ગ્રહો બાબત; અને ચોથામાં જન્મકુંડળી, ચળીત કુંડળી, હોરા કુંડળી વિગેરે દશ વર્ગની કુંડળીઓ શી

રીતે થાય તે વિષે લખવામાં આવેલું છે, તથા ૫૬ વર્ગનું ફળ પણ લખેલું છે.

૫૫ બીજો ભાગ ફળાદેશ બાબતનો છે અને તેના દશ પ્રકરણ કરવામાં આવેલા છે. પેહેલા પ્રકરણમાં આધાન કાળ તથા પ્રશ્નકાળની કુંડળી ઉપરથી પુત્રનો કે કન્યાનો જન્મ થશે અને તે જન્મ પુરા અવયવ કે ઓછા અવયવાથી થશે તથ. કયી વખતે જન્મ થશે એ વિગેરે બાબતો દર્શાવવામાં આવેલી છે. બીજા પ્રકરણમાં જન્મ થવાનાં ઠેકાણાં બાબત તથા જન્મ થતી વખતે પાસે કેટલી સ્ત્રીઓ હતી, તથા બાળકના શરીર ઉપર તલ, મસા વિગેરે નિશાનીઓ સાથે જન્મેલું છે કે કેમ એ વિગેરે બાબતો નાંખી છે. ત્રીજા પ્રકરણમાં બાળકના રીષ્ટયોગ ને રીષ્ટ ભંગ યોગ બાબત લખી છે. ચોથા પ્રકરણમાં રાજયોગ બાબત, અને રાજવંશી પુરૂષોની જન્મકુંડળીઓ દાખલ કરેલી છે. પાંચમા પ્રકરણમાં પ્રવ્રજ્યા એટલે જન્મકુંડળીમાં બેઠેલા ગ્રહ યોગથી જે માણસ સાધુ, સન્યાસી, અને વૈરાગી થાય તે બાબત જણાવેલી છે. છઠ્ઠા પ્રકરણમાં નાભસ યોગ બાબત જણાવ્યું છે. સાતમા પ્રકરણમાં સુનફા, અનફા અને કેંદ્રુમ વિગેરે ચંદ્ર યોગો તથા તેઓના ફળ દાખલ કરેલા છે. આઠમા પ્રકરણમાં જન્મ કુડળીમાં બેઠેલા ગ્રહો કેવું ફળ આપે છે તે વિષે ભાવ ફળ લખવામાં આવેલું છે. નવમા પ્રકરણમાં ગ્રહોના ભાવ ઉપર દ્રષ્ટિ તથા ગ્રહોની ગ્રહોના ઉપરની દ્રષ્ટિના ફળ બાબત લખેલું છે. અને દશમા પ્રકરણમાં બારે ભાવ વિચાર ઘણા વિસ્તારથી દાખલ કરેલા છે.

૫૬ ત્રીજો ભાગ ગ્રહો પોત પોતાનું ફળ કયી મુદતમાં આપે તે બાબતનું છે, અને તેના પણ પ્રકરણ કરવામાં આવેલાં છે. પેહેલા પ્રકરણમાં મહાદશા તથા અંતરદશાના ફળો છે. બીજું પ્રકરણ માણસ કેટલું આયુષ્ય ભોગવે તે બાબતનું છે. ત્રીજું પ્રકરણ નિર્યાણ બાબતનું છે, અને તેમાં મનુષ્ય કેવા રોગથી, કયા સ્થળે મૃત્યુ પામે અને તે પછી તે કેવી ગતીને પામશે તે વિષે દર્શાવવામાં આવેલું છે.

૫૭ ચોથો ભાગ સ્ત્રી જાતકનો એટલે સ્ત્રીઓના જન્મથી તેઓને શૂભાશૂભ કેવું ફળ મળે તે બાબત આ ભાગમાં છે.

૫૮ આ ગ્રંથમાં લીંબડીના રહેવાશી જ્યોતિર્વિદ ભટ્ટ છગનલાલ ગોવિંદજીએ તથા વઢવાણના જોશી કાળીદાસ તથા ભરૂચના જોશી મયાશંકરે મને ઘણી સારી મદદ કરી છે તેથી હું તેમનો આભારી છું. તેમજ વઢવાણ કાંપની એં. વ. સ્કુલના આ. માસ્તર મી. હરીકીશનદાસ દુલભરામે પ્રુફશીટ સુધારવામાં મદત કરી છે તેથી તેમનો પણ આભારી છઉં.

૫૯ આ ગ્રંથ મોટા શાસ્ત્ર સંબંધી વિષયનો છે, તેમાં કાંઈ ભૂલચૂક થઇ હોય તો વાંચનારે ક્ષમા કરવી. જે ગૃહસ્થોના જોવામાં ભૂલ આવે તેઓ કૃપા કરી સૂચના કરશે તો તેમનો મોટો આભાર માનવામાં આવશે.

**વકીલ શાકરલાલ શંભુલાલ.**

# અનુક્રમણિકા.

પ્રકરણ ૩ જું.



પ્રકરણ ૪ થું.



પ્રકરણ ૫ મું



પ્રકરણ ૬ ઠું



પ્રકરણ ૭ મું

## પ્રકરણ ૮ મું



## પ્રકરણ ૯ મું



## પ્રકરણ ૧૦ મું



# ભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



# ભાગ ૪ થો.

॥ श्री गणेशायनमः ॥

# श्री सूर्यायनमः

## ઉપસંહાર.

જેના હજારો કિર્ણો છે, ત્રૈલોકનો દીપક, ચંદ્રની મૂર્ત્તિમાં કલ્પાયેલો, જેનો પુનર્જન્મ થનાર નથી, એવા યોગીયોના મોક્ષનું દ્વાર, આત્માને જાણનારા યોગીઓનો આત્મા, યજમાનોનો યજ્ઞ, ગ્રહ નક્ષત્રાદીકનો–અધિપતિ, લોકનો પ્રલય ઉત્પતિ તથા પાળણનો સ્વામિ અને વેદમાં જે અનેક પ્રકારે ગવાયેલો એવો જે સૂર્ય તેને નમસ્કાર કરૂં છઉં.

હોરાતંત્ર રૂપ એટલે ખગોળ, ભુગોળ, માહાસાગર તરવામાં જેઓની બુદ્ધિ શ્રેષ્ટ છે, એવા માહાન પુરૂષો જેઓ સારી બુદ્ધિવડે બહુ પ્રકારે શબ્દોના ન્યાયયુક્ત જોતિષ શાસ્ત્રના ગ્રંથો સંસ્કૃત ભાષામાં રચી પોતાનું નામ અમર મુકી ગયા છે, તે જોતિષ શાસ્ત્રના ગ્રંથોમાંથી ખરી ઉપયોગી જાણવા જોગ બાબતો હરકોઇ સહેલથી સમજી શકે, તેવી રીતનો ગુજરાતી ભાષામાં આ લઘુ ગ્રંથ રચું છઉં.

પૂર્વે જન્મના સંચીત કર્મના આધારે આ જન્મમાં સુખ દુઃખ ભોગવવાનું પ્રારબ્ધ બંધાય છે. તે જોતિષ શાસ્ત્ર બતાવી આપેછે. તેથી એ જોતિષ શાસ્ત્ર જાણવું દરેક મનુષ્યને ઘણું અગત્યનું છે. તે વાતની ખાત્રી માટે શકવર્તી રાજા વિરવિક્રમની દરબારમાં (૧) ધનવંતરી, (૨) રક્ષપણક, (૩) અમરસિંહ, (૪) શંકુ, (૫) વૈતાલભટ, (૬) ઘટખરપર, (૭) કાળીદાસ, (૮) વરામીહર, (૯) વરરૂચિ એ રીતે નવ પંડિત રત્નો દરબાર દિપાવતા હતા. જેમાના પંડિત વરાહમીયરનો સિંધ્ધાંત નિચે લખું છઉં.

(૧) કેટલાએક શાસ્ત્રોમાં એમ કહેલું છે કે માણસને સુખ દુઃખ પ્રારબ્ધ પ્રમાણે મળે છે, અને કેટલાએક શાસ્ત્રોમાં એમ કહેલું છે કે ઉદ્યમ પ્રમાણે માણસને સુખ દુઃખ મળે છે. આ બન્ને મતમાં ગમેતે રીતે હોય અને ધારો કે પ્રાપ્રારબ્ધ પ્રમાણે સુખ દુઃખ મળતું હોય તો પ્રારબ્ધ પ્રમાણે મળ્યું જશે તેમાં જોતિષ શાસ્ત્ર જાણવાની શી જરૂર છે? આ સવાલનો વિગતવાર ખુલાસો નિચે પ્રમાણે છે.

(૨) માણસના સુખ દુઃખનો આધાર ફક્ત પ્રારબ્ધ ઊપર હોય તો વેદમાં, પુરાણોમાં અને ધર્મ શાસ્ત્રમાં એમ કહેલું છે કે, યજ્ઞ કરીએ તો સ્વર્ગ સુખ મળે. ગાય, સુવર્ણ અને પૃથ્વિનું દાન દઈએ તો અક્ષય સુખ મળે. સત્ય બોલવું, પાપ કરવું નહીં, માબાપ અને ગુરૂની આજ્ઞા માનવી, હીંસ્યા કરવી નહીં પણ આ સર્વથી વિરૂદ્ધ વરતવાનું કદી પ્રારબ્ધ છે તો પ્રારબ્ધ પ્રમાણે થવાથી માણસ દોષમાં નથી એમ માનવાથી ઉપરના શાસ્ત્રોની જરૂર નહીં હોવાથી વ્યર્થ થશે, તથા સ્વર્ગ નર્ક અને નીતિ ન્યાય મિથ્યા થશે. કેમકે થવાનું છે તે થતાં માણસનું કાંઈ પણ ચાલતું નથી.

(૩) માણસના સુખ દુઃખનો આધાર ફકત ઊદ્યમ ઊપરજ જો હોય તો સર્વ માણસો સારૂં ફળ ધારીને ઊદ્યમ કરે છે તોપણ તેમાંથી અણચીતવ્યું દુઃખ પેદા થાય છે, તેમ ન થવું જોઈએ એટલુંજ નહીં પણ કોઈ મનુષ્ય ગરીબ કે નિરધન થાય નહિં; વળી ઉપર પ્રમાણે ઊદ્યમજ જો મુખ્ય માનીએ તો માણસોનો આગલો તથા પાછલો જન્મ હોઈ શકે નહીં, ત્યારે સ્વર્ગ તથા નર્ક વિગેરે મિથ્યા થાયછે.

(૪) ઉપર પ્રમાણે એક બીજાથી વિરૂદ્ધ છે માટે તેનો નિર્ણય જણાવતાં પહેલાં પ્રારબ્ધ તો મુખ્ય માની શકાય નહીં. કારણ કે પ્રારબ્ધ એ પૂર્વ જન્મમાં કરેલું કર્મ છે તેનુંજ નામ આ જન્મમાં પ્રારબ્ધ પડયું છે; માટે પ્રારબ્ધ તે પૂર્વ જન્મના ઊદ્યમવશ જણાય છે.

(૫) ઉપર પ્રમાણે ઊદ્યમનું મુખ્યપણું સાબીત જણાય છે તોપણ તેમ નથી. કારણ કે સઘળા ઊદ્યમો સફળ થતા નથી એટલુંજ નહીં પણ વિરૂધ ફળવાળાં થઈ જાય છે તથા કેટલાએક કામોને પોતાના ઉદ્યમથી બની શકે નહીં એવા હોય છે તેમજ ઉદ્યમથી તે કામો બની શકે એવું વિચારમાં પણ આવતું નથી. આ ઉપરથી ઊદ્યમનું મુખ્યપણું ના સાબીત થાય છે.

(૬) આ ઉપરથી શાસ્ત્રોના પ્રમાણ સાથે ઘણા શાસ્ત્ર કરનારાઓ એમ સાબિત કરે છે કે પુર્વ જન્માંતરમાં જે કર્મ કરેલું છે, તે કર્મનાં ફળ મેળવનારા વખતનું પ્રારબ્ધ નામ છે, અને પ્રારબ્ધને આધિન ઊદ્યમ છે તેમજ ઊદ્યમને આધિન પ્રારબ્ધ છે. આ સિદ્ધાંતમાં એક સવાલ પેદા થાય છે, તે એ કે એ બેમાંથી પ્રથમ શું ? તો તેનો ઉત્તર કે બીજાંકૂર ન્યાયથી કહે છે કે જેમ બીજમાંથી ઝાડ પેદા થાય છે ને ઝાડમાંથી બીજ પેદા થાય તો તે બેમાંથી જેમ એકે પ્રથમ માનવામાં આવતું નથી, તેમ આ વિષે સમજવાનું છે.

(૭) ઉપરની હકીકતથી સાફ જણાય છે કે, માણસોનુંજ જેવું પ્રારબ્ધ

તેવો ઊદ્યોગ કરવાની બુદ્ધિ થાય છે, પણ બધા ઉદ્યમો પ્રારબ્ધને વશ નથી કેમકે પ્રારબ્ધો ત્રણ પ્રકારનાં છે તેમાંનું પહેલું દ્રઢ, બીજું અદ્રઢ અને ત્રીજું દ્રઢાદ્રઢ છે.

(૮) દ્રઢ પ્રારબ્ધ તો નકી ભોગવવાનું છે, એ કોઈ મિથ્યા કરી શકે એમ નથી, એને કેટલાક વજ્રલેપ કરીને કહે છે–આ પ્રારબ્ધ ફેરવવાને ગમે તેટલા પ્રયત્નો કરીએ તે વ્યર્થ છે. જેમકે કોઈ ગધેડો છે તેની ગાય કરવા ગમે તેટલા પ્રયત્ન કરીયે તો તે ફોકટ છે.

(૯) આ સિવાય બાકીનાં બે જાતનાં પ્રારબ્ધો છે. તે યોગ્ય ઉપાયથી ફેરવી શકાય છે એમ વેદાંતમાં તથા ધર્મશાસ્ત્રની સમૃતિઓમાં કહેલું છે.

(૧૦) દ્રઢાદ્રઢ પ્રારબ્ધ ફેરવવાને યોગ્ય ઊપાય કરવાથી તેને સુધાર્યું પણ તેનો મુળભાગ કાંઈ કાયમ રહે છે. જેમકે નાનપણમાં કોઈ માણસને સાપે કર-ડેલો છે અને તે સાપનું ઝેર અથવા વિખ મંત્ર પ્રયોગથી અથવા ઔષધથી નાસ થતાં માણસ કુશળ રહે છે, તોપણ તેની આખી જીંદગીમાં જ્યારે જ્યારે ધમધોર વરસાદ ચડી આવે છે, ને ગાજવીજ થાય છે, ત્યારે ત્યારે તે માણસનું માથું દુઃખવા આવે છે એ નાનપણમાં કરડેલા સાપનો પ્રભાવ છે, કેમકે સાપનું વીખતો કરડયા પછી તુરત ઉતરી ગયું છે, તોપણ તેની થોડી અસર શરીરમાં કાયમ રહી છે તે જો કે દેખીતી રીતે જાણવામાં આવતી નથી, તોપણ ઉપર કહેલા મેઘાડંબર વખતે પ્રસિદ્ધ થાય છે આવા પ્રારબ્ધને દ્રઢાદ્રઢ કહે છે.

(૧૧) અદ્રઢ પ્રારબ્ધનો યોગય ઉપાય કરવાથી તદન ફેરવી શકાય છે, જેમ કે ઊનાળામાં તાપ પડે છે, તે કોઈથી મિથ્યા થઈ શકતો નથી, તોપણ છત્રી ઓઢીને ચાલીએ તથા પગમાં જોડા પેહેરીને ચાલીએ તો આપણને તે તાપ હર-કત કરશે નહીં, તેમજ કાંટાવાળી જમીનમાં જોડા પેહેરી ચાલવાથી કાંટા લાગશે નહીં.

(૧૨) ધર્મશાસ્ત્રો, પુરાણો વિગેરે તમામ શાસ્ત્રો પાછળના બે પ્રારબ્ધો ફે-રવવાને બોધ કરતાં ફરમાવે છે કે પુણ્ય કરવાથી પાપ નાસ પામશે, અને જ્યારે પાપ નાશ પામશે ત્યારે દુઃખ મટશે, કેમકે દુઃખનો આધાર પાપ ઉપર છે અને સુખનો આધાર પુણ્ય ઉપર છે.

(૧૩) પ્રારબ્ધનું ફળ કયારે કેવી રીતે કેવું મળશે, તે જાણવાનું કામ જ્યો-તિષ શાસ્ત્રનું છે, જેમકે ઘરની અંદર તમામ જણસો અનુક્રમે ગોઠવેલી છે, અને તે ઘરમાં અંધારૂં છે, તેમાંથી વસ્તુ મેળવવાને કોઈ અજાણ્યો માણસ ઘ-ણાં ફાંફાં મારશે તોપણ તેને ધારેલી વસ્તુ સહેજ અને સેહેલાઈથી મળશે નહીં,

પણ જો દીવો પ્રકટીને ઘરમાં જશે તો તેને ધારેલી વસ્તુ સેહેલથી મળી શકશે. આ પ્રમાણે જોતિષશાસ્ત્ર વગર માણુસનું જીવતર અંધારા જેવું છે. કારણ કે ભવિષ્ય કાળમાં શું શું બનવાનું છે, તેની કાંઈ તેને ખબર હોતી નથી.

(૧૪) માણસનું પ્રારબ્ધ તેની જન્મ વખતની કુંડલી ઉપરથી પરખી શકાય છે, કેમકે જેના સારા ગ્રહ છે તેનું સારૂં પ્રારબ્ધ છે, અને જેના નઠારા ગ્રહ છે તેનું નબળું પ્રારબ્ધ છે, વળી ગ્રહોના બળાબળ ઉપરથી દ્રઢ અદ્રઢ કે દ્રઢાદ્રઢ ફળ પણ પારખી શકાય છે.

(૧૫) વળી ગ્રહોની માહાદશા અંતર દશાના વખતમાં પ્રારબ્ધનું ફલ મળવાનો વખત મુકરર થઈ શકે છે. કેમકે સારા પ્રારબ્ધનું ફળ સારી માહાદશા અંતર દશામાં મળશે અને નઠારા પ્રારબ્ધનું ફળ નઠારી માહાદશા અંતરદશામાં મળશે.

(૧૬) સારા અથવા નઠારા ફલ ઉપજાવનારા પ્રારબ્ધના દરજ્જા પણ ગ્રહોના બલાબલ પ્રમાણે માહાદશા અંતરદશાથી ઠરાવી શકાય છે.

(૧૭) ઉપર પ્રમાણે પ્રારબ્ધને અનુકુળ ઉદ્યમ કરવાથી માણુસ આ સંસારમાં સર્વે કામની સિદ્ધિને પામે છે એમ વેદમાં અને ધર્મશાસ્ત્રમાં કહેલું છે તે જોતિષશાસ્ત્રના આધારે કહેલું છે.

(૧૮) માણસોના દરેક કામમાં જોતિષનો ખપ પડેછે. જનોઇ, વીહવાહ, વાસ્તુ, દેશાંત્તર વિગેરે કામ કરવાનો સારો વખત જોતિષશાસ્ત્રના મૂહુર્તથી ઠરાવી શકાયછે, તેમજ દરેક મનુષ્યનું નામ પણ તેનો પિતા જોતિષશાસ્ત્રના ગ્રંથના આધારથી પાડેછે.

(૧૯) અમુક વખતે અમુક યજ્ઞ કરવો એ વેદમાં કહેલુંછે, જેમકે શારદ, અશ્વમેધ, વાજપય, રાજસુ, પૌણીમાં, વૈશ્વદેવ વિગેરે યજ્ઞો કરવાના જુદા જુદા વખતો ઠરેલા છે તે વખત પણ જોતિષશાસ્ત્ર ઉપરથીજ નકી ઠરાવી શકાય છે.

(૨૦) ઝાડો અને વનસ્પતિઓ વખત પ્રમાણે ફળે છે. વસંતઋતુમાં વનસ્પતિ નવપલ્લવ થાયછે, અનાજે શરદ ઋતુમાં પાકે છે. તેમ પ્રારબ્ધ પણ વખત વગર ફળ ઉપજાવી શકતું નથી. આ વખત જોતિષશાસ્ત્ર દરશાવે છે માટે જોતિષશાસ્ત્રને કાળવિધાન શાસ્ત્ર કહે છે.

(૨૧) જોતિષશાસ્ત્ર વેદમાંથી નીકળેલું છે કેમકે વેદના છ અંગ માંહેનું નેત્રાંગ જોતિષશાસ્ત્ર છે. એમ ધર્મશાસ્ત્રમાં ફરમાવેલું છે.

ઉપર પ્રમાણે વેદમાંથી પ્રગટ થએલાં જ્યોતિષશાસ્ત્ર જાણવાની દરેક માણસને ઘણી જરૂર છે, તે ઉપરની હકીકત ઉપરથી ખાત્રી થશે માટે સર્વ સજ્જનોએ તેનો અંગીકાર કરવો એવી મારી વિનંતી છે.

**વઢવાણ સીવીલ સ્ટેશન.**
તા. ૧ લી જાનેવારી ૧૮૮૯.

**વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇ.**
બ્રહ્મક્ષત્રી ભરૂચવાસી.

# ભાગ પેહેલો.

## પ્રકરણ પેહેલું.

## સંજ્ઞા વિચાર.

### સંવત્સર, નક્ષત્ર, યોગ, કરણ વિગેરે કયારે કયારે બેસે છે તે બાબત.

**સંવત તથા શક.**

શાલીવાહનનો શક કરતાં વિક્રમનો સંવત ૧૩૫ વર્ષ પેહેલાંથી છે, એટલે શાલીવાહન શકમાં ૧૩૫ ઉમેરીયે ત્યારે વિક્રમાદીત્ય સંવત થાય તેમજ વિક્રમાદીત્ય સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ ત્યારે ચૈત્રાદી શાલીવાહન શક થાય. ઉદાહરણ સંવત–૧૯૪૫માંથી ૧૩૫ બાદ કર્યા તો ચૈત્રાદીશકે ૧૮૧૦નો શાલીવાહનનો શક થાય છે.

**સંવત્સર.**

નીચે લખ્યા અનુક્રમે સાઠ સંવત્સરો છે તે નીચેના અનુક્રમે એક સંવત્સર એક વર્ષ રહે બાદ બીજું બેસે છે, તે પ્રમાણે અનુક્રમે સાઠે સંવત્સર બેઠા પછી ફરીને પેહેલાંથી બેસવા માંડે છે. દરેક મનુષ્યનો કયા સંવત્શરમાં જન્મ થયો છે, તે જન્માક્ષર અથવા જન્મોત્રી ઉપરથી જણાશે.

| | | | |
|---|---|---|---|
| (૧) પ્રભવ. | (૧૬) ચિત્રભાનું. | (૩૧) હેમલંબ. | (૪૬) પરિધાવી. |
| (૨) વિભવ. | (૧૭) શુભાનુ. | (૩૨) વિલંબ. | (૪૭) પ્રમાથી. |
| (૩) શુક્લ. | (૧૮) તારણ. | (૩૩) વિકારી. | (૪૮) આનંદ. |
| (૪) પ્રમોદ. | (૧૯) પાર્થિવ. | (૩૪) સર્વરી. | (૪૯) રાક્ષસ. |
| (૫) પ્રજાપતિ. | (૨૦) વ્યય. | (૩૫) પ્લવ. | (૫૦) નલ. |
| (૬) અંગીરા. | (૨૧) સર્વજીત. | (૩૬) શુભકૃત. | (૫૧) પીંગલ. |
| (૭) શ્રીમુખ. | (૨૨) સર્વધારી. | (૩૭) શોભનકૃત. | (૫૨) કાળ. |
| (૮) ભાવ. | (૨૩) વીરોધી. | (૩૮) ક્રોદ્ધી. | (૫૩) સિધાર્થ. |
| (૯) યુવા. | (૨૪) વીકૃત. | (૩૯) વિશ્વાવસુ. | (૫૪) રૌદ્ર. |
| (૧૦) ધાતા. | (૨૫) ખર- | (૪૦) વત્સર. | (૫૫) દુર્મતી. |
| (૧૧) ઈશ્વર. | (૨૬) નંદન. | (૪૧) પ્લવંગ | (૫૬) દુંદભી. |
| (૧૨) બહુધાન્ય. | (૨૭) વિજય. | (૪૨) કીલક. | (૫૭) રૂધિરોદગારી. |
| (૧૩) પ્રમાથી. | (૨૮) જય. | (૪૩) સોમ્ય. | (૫૮) રક્તાક્ષ. |
| (૧૪) વિક્રમ. | (૨૯) મન્મથં. | (૪૪) સાધારણ. | (૫૯) ક્રોધન. |
| (૧૫) વૃષભ. | (૩૦) દુર્મુખ. | (૪૫) વિરોધી. | (૬૦) ક્ષયકૃત. |

## સંક્રાતી ૧૨ છે.

નિચે લખ્યા પ્રમાણે બાર સંક્રાતિ એક વર્ષમાં આવે છે, અને દરેક સંક્રાતિ એક મહીનાના આશરા સુધી રહે છે.

(૧) મેષ સંક્રાતિ ચૈત્ર માસમાં આવે છે.
(૨) વૃષભ સંક્રાતિ વૈશાખ માસમાં આવે છે.
(૩) મીથુન સંક્રાતિ જેષ્ઠ માસમાં આવે છે.
(૪) કર્ક સંક્રાતિ અષાડ માસમાં આવે છે.
(૫) સિંહ સંક્રાતિ શ્રાવણ માસમાં આવે છે.
(૬) કન્યા સંક્રાતિ ભાદરવા માસમાં આવે છે.
(૭) તોલા સંક્રાતિ આસો માસમાં આવે છે.
(૮) વૃશ્ચિક સંક્રાતિ કાર્તિક માસમાં આવે છે.
(૯) ધન સંક્રાતિ માગસર માસમાં આવે છે.
(૧૦) મકર સંક્રાતિ પોસ માસમાં તથા ૧૨ મી જાનેવારીએ બેસે છે.
(૧૧) કુંભ સંક્રાત મહા માસમાં આવે છે.
(૧૨) મીન સંક્રાતિ ફાગણ માસમાં આવે છે.

## સમજુતી

જે માસમાં સંક્રાતિ ન આવે તે માસ અધીક (પરશોતમ) માસ જાણવો.

## અયન બે છે.

પેહેલો અયન ઉતરાયન તે મકર સંક્રાતિથી મીથુન સંકાતિ સુધી સૂર્યની ગતી ઉત્તર તરફ, તેથી ઉતરાયણનો સુર્ય કહેવાય છે.

બીજો દક્ષાયન તે કર્કશંક્રાંતિથી ધનશંક્રાંતિ સુધી સૂર્યની ગતી દક્ષિણ તરફ છે, તેથી દક્ષિણાનનો સૂર્ય કહેવાય છે.

## ગોલ ૨ છે.

(૧) ઉત્તર ગોલ મેષ શંક્રાંતિથી છમાસ રહે છે.
(૨) દક્ષિણ ગોલ તોલા શંક્રાંતિથી છ માસ રહે છે.

## વરસમાં છ ઋતુ નિચે પ્રમાણે છે.

(૧) વસંત ઋતુ મીન અને મેષ રાશીનો સૂર્ય થાય ત્યારે એટલે ફાગણ ચૈત્ર આ બે માસમાં એ ઋતુ રહે છે તેમાં ઝાડોનાં પાંદડાં ખરી પડીને નવાં ખિલે છે, તથા ફુલોમાં સુગંધ આવે છે.

(૨) ગિરીષ્મ ઋતુ વરખ અને મીથુન રાશીનો સૂર્ય થાય ત્યારે એટલે વૈશાખ જેષ્ટ આ બે માસમાં એ ઋતુ રહે છે તેમાં તાપ ઘણો પડે. મનુષ્યના શરીરે પરસેવો ઘણો થાય, ટાઢો વાયુ સારો લાગે, ભુખ થોડી, ને તરસ ઘણી લાગે, અને ઠંડું પાણી પીવું સારૂં લાગે.

(૩) વર્ષાઋતુ કરક અને સિંહ રાશીનો સૂર્ય થાય ત્યારે એટલે અષાડ શ્રાવણ આ બે માસમાં એ ઋતુ રહે છે. તેમાં વરસાદ ભારે વરસે અને નવું અન્નાજ પકવવાને ખેડુત. લોકો જમીન ખેડી અનાજ વાવે.

(૪) સરદ ઋતુ કન્યા અને તોલા રાસીનો સુર્ય થાય ત્યારે એટલે ભાદરવો તથા આસો. આ બે માસમાં એ ઋતુ રહે છે, તેમાં સરદી ઘણી રહે મનુષ્યને રોગનો ઊપદ્રવ થાય, ખાધું પચે નહિં.

(૫) હેમંત ઋતુ વ્રશ્ચિક અને ધન રાશીનો સૂર્ય થાય ત્યારે એટલે કાર્તિક માગશર આ બે માસમાં એ ઋતુ રહે છે. તેમાં નવું અનાજ આવે થોડી થોડી ટાઢ વાય ભુખ ઘણી લાગે ખાધેલું પાચન થાય અને જીવને સુખાકારી રહે.

(૬) શશીર ઋતુ મકર અને કુંભ રાશીનો સુર્ય થાય ત્યારે એટલે પોસ તથા માહા માસમાં એ ઋતુ રહે છે. તેમાં ટાઢ ઘણી વાય હીમ પડે રૂ અને ઊન-નાં કપડાં પેહેરવાં સારાં લાગે.

## માસ ૧૨ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) ચૈત્ર. | (૪) અસાડ. | (૭) આસો. | (૧૦) પોસ. |
| (૨) વૈસાખ. | (૫) શ્રાવણ. | (૮) કારતક. | (૧૧) માહા. |
| (૩) જેષ્ઠ. | (૬) ભાદરવો. | (૯) માગસર. | (૧૨) ફાગણ. |

(૧) શુકલપક્ષ તે અજવાળીઉં. (૨) કૃષ્ણપક્ષ તે અંધારીઉં.

## તિથી ૧૬ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) પ્રથમી. | પ્રતિપદા. | (૯) નવમી. | નોમ. |
| (૨) દ્વીતિયા. | બીજ. | (૧૦) દશમી. | દશમ. |
| (૩) ત્રિતિયા. | તીજ. | (૧૧) એકાદશી. | અગીઆરસ. |
| (૪) ચતુરદી. | ચોથ. | (૧૨) દ્વાદશી. | બારસ. |
| (૫) પંચમી. | પાંચમ. | (૧૩) ત્રીયોદસી. | તેરસ. |
| (૬) શષ્ઠી. | છઠ્ઠ. | (૧૪) ચતુરદસી. | ચઉદસ. |
| (૭) સપ્તામી. | સાતમ. | (૧૭) પુર્ણિમા. | પુનેમ. |
| (૮) અષ્ટમી. | આઠમ. | (૧૬) અમાવાસ્યા. | અમાસ. |

ઉપર લખેલી સોલ તિથિમાં અંધારી ચઊદશ અને અમાશને દિવશે કોઈ મનુષ્યનો જન્મ થયો હોય તો, કેવું ફલ મળે તે આ જગ્યાએ લખવાની જરૂર ધારી નિચે પ્રમાણે લખીએ છીએ.

મદન રત્ન નામના ગ્રંથમાં ગર્ગાચાર્ય ઋષિ કહે છે કે અંધારી ચઊદશે જન્મ થયો હોય તો નિચે પ્રમાણે છ પ્રકારનું ફલ છે.

ચઊદશ બેસે ત્યારથી દસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સારૂં ફળ મળે. દસથી વીશ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો બાપનું મૃત્યુ થાય. વીસ ઘડીથી ત્રીસ ઘડી સુધીમા જન્મ થયો હોય તો માતાનું મૃત્યુ થાય. ત્રીસ ઘડીથી ચાળીશ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો મામાનું મૃત્યુ થાય ચાળીશ ઘડીથી પચાશ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો વંશનો ક્ષય થાય અને પચાશ ઘડીથી સાઠ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધનની હાની થાય એ રીતે ગર્ગાચાર્ય ઋષિ લખે છે.

શાન્તિ કરવાથી અશુભ ફળનો નાશ થાય એવી રીતે પણ શાસ્ત્રમાં લખ્યું છે.

## અમાવાસ્યાને દહાડે જન્મ થયો હોય તેનું ફળ નિચે પ્રમાણે.

( પરિષિષ્ટ ભાષ્ય નામના ગ્રંથ મધ્યેથી. )

ચૌદસ ઉપર અમાંસ હોય તો તેને સીનીવાલી અમાંસ કહેવાય છે તેમાં જો જન્મ થયો હોય તો હાથી, ઘોડા, પશુ, ઢોર અને લક્ષ્મિ એ સઘળાંનો નાશ થાય તેમજ જન્મ પામનારનું મૃત્યુ થાય. એરીતે ગર્ગાચાર્ય ઋષિ કહેછે.

(પ્રયોગ પારિ જાતના ગ્રંથ મધ્યેથી.)

પડવા યુક્ત અમાંસ હોય તો તેને કુહુવાલી અમાંસ કહે છે. તેમાં જન્મ થયો હોય તો ઊપર લખેલી શીનીવાલી અમાંસ કરતાં વધારે હાની કરે. તે એ રીતે કે ઊપર પ્રમાણે હાથી, ઘોડા, પશુ, ઢોર અને દ્રવ્ય તેમજ ઘર, જગ્યા, ભાઈ, ભાંડુ, માતા વિગેરે સર્વનો ક્ષય કર્ત્તા છે. એ રીતે ગર્ગાચાર્ય ઋષિ કહેછે.

શાન્તીસાર નામના ગ્રંથમાં નારદજીનું વચન નિચે પ્રમાણે છે.

અમાવાસ્યાને દહાડે જન્મ થયો હોય તો માતા પિતાનો નાશ કરે તેમજ કેવળ દળીદ્રી થાય.

ઉપર લખેલા બધા દોષની શાન્તી કરવાથી અશુભ ફળ નાશ પામે છે. એ રીતે પણ શાસ્ત્રમાં લખ્યું છે.

## વાર સાત છે.

| | | | |
|---|---|---|---|
| (૧) રવીવાર. | (૩) મંગળવાર. | (૫) ગુરૂવાર. | (૭) સનીવાર. |
| (૨) સોમવાર. | (૪) બુધવાર. | (૬) શુક્રવાર. | |

## દીવારાત્રી.

દીવસ તથા રાત્રીએ જન્મ થયો હોયતો તેને દીવારાત્રી કહેછે.

## નક્ષેત્ર ૨૮ છે.

નિચે લખ્યા અનુક્રમ પ્રમાણે નક્ષત્રો બેસેછે. તે દરેક નક્ષત્ર સાઠ ઘડીના આસરાનું છે. કયા નક્ષત્રમાં જન્મ થયોછે તે જન્મોત્રીમાં લખેલ હોય છે.

| | | | |
|---|---|---|---|
| (૧) અસ્વની. | (૮) પુષ્ય. | (૧૫) સ્વાતી. | (૨૨) અભીચીત. |
| (૨) ભરણી. | (૯) અસલેસા. | (૧૬) વીસાખા. | (૨૩) શ્રવણ |
| (૩) કૃતીકા. | (૧૦) મઘા. | (૧૭) અનુરાધા. | (૨૪) ધનેષ્ટા. |
| (૪) રોહેણી. | (૧૧) પુર્વાફાળગુની. | (૧૮) જ્યેષ્ટા. | (૨૫) શતભીષા. |
| (૫) મૃગશર. | (૧૨) ઊતરાફાળગુની. | (૧૯) મુલ. | (૨૬) પુર્વાભાદ્રપદ. |
| (૬) આર્દ્રા. | (૧૩) હસ્ત. | (૨૦) પુર્વાષાઢા. | (૨૭) ઊતરાભાદ્રપદ. |
| (૭) પુનરવસુ. | (૧૪) ચીત્રા. | (૨૧) ઊતરાષાઢા. | (૨૮) રેવતી. |

ઊપર લખેલા નક્ષત્રો મધ્યે અભીચીત નક્ષત્ર ઉતરાષાઢા ઉતરના પેહેલાં આશરે ઘડી ૧૫ અને શ્રાવણ નક્ષત્રની શરૂઆત આશરે ઘડી ૪ મળી કુલ ઘડી ૧૯ના આશરાનું અભીચીત નક્ષત્ર છે.

ઉપર પ્રમાણે શ્રવણ નક્ષત્રમાંથી ઘડી ૪ જતાં બાકી ઘડી ૫૬ના આશરાનું શ્રવણ નક્ષત્ર રહે છે, તેમજ ઉતરાષાઢા ઘડી ૪૫ના આશરાનું રેહે છે.

ઉપરના નક્ષત્ર મધ્યે મુળ નક્ષત્ર તથા જેષ્ટા અને અસલેશા નક્ષત્રમાં કોઈ મનુષ્યનો જન્મ થયો હોય તો કેવું ફળ મળે તે જાણવાની અગત્ય જાણી નિચે પ્રમાણે લખીએ છઇએ.

મુળ નક્ષત્રમાં જન્મ થયો હોય તો તેનું ફળ નીચે પ્રમાણે ગ્રંથમાં લખેલું છે.

એક ઘડીથી પાંચ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો વડીલોની કૃપાવાળો જાણવો. છથી દસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પિતાનું મૃત્યુ થાય..અને અગીઆરથી અઢાર ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પોતાના બાહુબળવડે પરાક્રમિ થાય અને ૧૯થી ૨૬ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો નઠારી બુદ્ધિવાળો જાણવો, અને ૨૭-૨૮ એ બે ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ભ-

હત્યા કરે અને ૨૯થી ૩૬ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પ્રભુ ઉપર આસ્થાવાળો અને વૈદીક વિદ્યા જાણનારો જાણવો. ૩૭થી ૪૮ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિની ઉમર થોડી જાણવી અને ૪૯થી ૫૧ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિ મૃત્યુ પામે. ૫૨થી ૫૪ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે ધનવાન થાય અને ૫૫થી ૬૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પરદેશવાસી અને શીળવાન પુરૂષ જાણવો.

હવે જેષ્ટા નક્ષત્રમાં જન્મ થયો હોય તો નિચે પ્રમાણે ફળ આપે છે.

નક્ષત્ર બેસે તે થકી સાત ઘડી સુધીમાં જન્મ થયો હોય તો રાજ્યની પ્રાપ્તિ કરે અથવા રાજ્ય જેવા વૈભવનું સુખ મળે, અને ૮થી ૧૫ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિ મૃત્યુ પામે. ૧૬થી ૨૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિની માતા મૃત્યુ પામે અને ૨૪થી ૨૯ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ભાઈનું મૃત્યુ થાય. હવે ૩૦થી ૩૩ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો મામાનું મૃત્યુ થાય. ૩૪થી ૪૩ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સૌભાગ્યની વૃદ્ધિ કરે. ૪૪થી ૪૮ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પોતે દુઃખી થાય, અથવા કષ્ટી ભોગવે. ૪૯થી ૫૬ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સારૂં ફળ ભોગવે અને ૫૭-૫૮ એ બે ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણિ ભ્રમણતાવાળો થાય, અને ૫૯થી ૬૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે અલ્પ આયુષ્યવાળો જાણવો.

અસલેસા નક્ષત્રમાં જન્મ થયો હોયતો નીચે પ્રમાણે ફળ આપે છે.

અસલેસા નક્ષત્ર બેઠા પછી પાંચ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો સર્વદા સુખી થાય. છથી આઠ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો ધનનો ક્ષય થાય અને ૯થી ૧૧ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો કુળનો ક્ષય થાય અને બારથી ૨૧ઘડી સુધીમાં જન્મ થયો હોયતો માતાપિતા બન્નેનો નાશ થાય, ૨૨થી૨૯ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો દ્રવ્યવાન થાય, અને ૩૦થી૩૫ઘડી સુધીમાં જન્મ થયો હોયતો પોતાના બાહુબળ વડે પ્રાક્રમિ થાય, અને ૩૬થી૪૦ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો મામાનું મૃત્યુ થાય, અને ૪૧-૪૨ આ બે ઘડીમાં જન્મ થયો હોયતો થોડું આયુષ્ય ભોગવે, એટલે બાળપણમાંજ મૃત્યુ થાય, અને ૪૩ઘડીથી૫૦ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો રાજ્યનું તથા સંસારનું સુખ મળે, ૫૧થી૫૫ઘડી સુધીમાં જન્મ થયો હોયતો માતાનું મૃત્યુ કરે, અને ૫૬થી૬૦ ઘડી સુધીમાં જન્મ થયો હોયતો તે પ્રાણિ મૃત્યુ પામે.

ઉપર લખેલાં ત્રણે નક્ષત્રમાં દીકરો અથવા દીકરીનો જન્મ થાયતો શાંતિ કરવાથી દોષ મટે છે, એવી રીતે શાસ્ત્રનાં લખેલ છે.

## અભુક્ત મુળ બાબત.

જેષ્ટા નક્ષત્ર ઉતરતાં છેવટની એક ઘડી અને મુળ નક્ષત્ર બેઠા પછી બે ઘડી તેને અભુક્ત મુળ કહે છે. તેમાં બાળકનો જન્મ થાય તો તે બાળકનાં માતા પિતા ઘણાં દરિદ્રી અને અતી દુઃખી અને કષ્ટી થાય છે. તેથી કરીને શાસ્ત્રવાળા એમ કહે છે કે તે બાળકનું મોં જોવું નહિં એટલે માબાપે તેનો ત્યાગ કરવો અને તે બાળકની બાર વરસની ઉમર થયા પછી મોઢું જુવે તો બાધ નથી.

ઉપર જેષ્ઠા નક્ષત્રની એક ઘડી બતાવી છે પણ બીજા આચાર્યો જેષ્ઠાની બે ઘડી પણ કહે છે.

## યોગ ૨૭ છે.

નિચે લખ્યા અનુંક્રમ પ્રમાણે યોગ બેસે છે. તે દરેક યોગ આશરે ૬૦ ઘડી સુધી રહે છે. ક્યા યોગમાં જન્મ થયો છે, તે જન્મોત્રિમાં લખેલ હોય છે.

| | | | |
|---|---|---|---|
| (૧) વીશકુંભ. | (૮) ધૃતી. | (૧૫) વજ્ર. | (૨૨) સાધ્ય. |
| (૨) પ્રીતી. | (૯) શુલ. | (૧૬) સીદ્ધી. | (૨૩) શુભ. |
| (૩) આયુષ્યમાન | (૧૦) ગંજ. | (૧૭) વ્યતીપાત. | (૨૪) શુક્લ. |
| (૪) સાભાગ્ય. | (૧૧) વ્રદ્ધિ. | (૧૮) વરીયાણ. | (૨૫) બ્રમા. |
| (૫) શોભન. | (૧૨) ધ્રુવ. | (૧૯) પરીઘ. | (૨૬) ઇંદ્ર. |
| (૬) અંતીગંજ. | (૧૩) વ્યાઘાત. | (૨૦) પીવ. | (૨૭) વઈધ્રત. |
| (૭) શુકર્માં. | ( ૪) હર્ષણ. | (૨૧) સીદ્ધ. | |

ઉપર લખેલા યોગો મધ્યે વ્યતીપાત અને વૈધ્રતમાં કોઈ મનુષ્યનો જન્મ થયો હોય તો કેવું ફળ મળે તે જાણવાની અગત્ય જાણી નિચે પ્રમાણે લખીએ છઈએ.

## શાંતિસાર નામના ગ્રંથમાંથી,

શૌનક ઋષી કહે છે કે વ્યતીપાત અથવા વૈધ્રતમાં જન્મ થયો હોય તો તે મનુષ્ય દરિદ્રી થાય, તથા તેના માતા પિતા પણ દરિદ્રી થાય તેમ તે મનુષ્ય વ્યાધીવાળો, ભયવાળો, લક્ષ્મિ વગરનો તથા થોડી આયુષ્યવાળો તથા પોતાની સ્ત્રીને દુઃખ દેનારો તથા બધી વસ્તુનો નાશ કરનારો એટલે વેચી નાખનારો જાણવો.

ઉપર લખેલા દોશની શાંતિ કરવાથી અશુભફળ મટેછે, એવી રીતે પણ શાસ્ત્રમાં લખેલ છે.

## કરણ ૧૧ છે.

નીચે લખેલા અનુક્રમ પ્રમાણે અગીઆર કરણો છે.

(૧) પેહેલો બવ. (૪) તૈતલ. (૭) વીષ્ટી. (૧૦) નાગ.
(૨) બીજોબાળવ. (૫) ગીરી. (૮) સકુમી. (૧૧) કીસ્તુઘ્ન.
(૩) કૌલવ. (૬) વણીજ. (૯) ચતુષપદ.

દરેક દીવસ તથા રાત્રી મળીને બે કરણ આવેછે. ને શુક્લપક્ષની પડવાની ત્રીસ ઘડી આશરે ગયા પછી, બવ કરણ બેસેછે. તે ત્રીસ ઘડી સુધી રહે પછી બીજો બાળવ, પછી ત્રીજો, ચોથો, પાંચમો, છેડો સાતમો કરણ બેસે તે પણ આશરે ત્રીસ ઘડી સુધી રહે છે.

આઠ, નવ, દશ, અગીઆર આ કરણો અંધારીયા ચઉદસની આશરે ત્રીસ ઘડી ગયા પછી બેસે તે અમાસનો દીવસ તથા રાત્રી અને પડવાની આશરે ત્રીસ ઘડી સુધી એ ચારે કરણો બેસે પછી બવથી બેસવા માંડે.

### ગણ ૩ છે.

### દેવ ગુણ.

અનુંરાધા, શ્રવણ, પુષ્ય, રેવતી, હસ્ત, મ્રગસર, અશ્વની, પુનરવસુ સ્વાતી આ નવ નક્ષત્રમાં જન્મ થયો હોય તો દેવગુણ કહેવાય છે.

### મનુષ્ય ગુણ.

પુર્વાભાદ્રપદ, પુર્વાષાઢા, પુર્વાફાલ્ગુની, ઉતરાભાદ્રપદ, ઉતરાષાઢા, ઉતરાફાલ્ગુની, આરદ્રા, રોહણી, ભરણી, આ નવ નક્ષત્રમાં જન્મ થયો હોયતો મનુષ્ય-ગુણ કહેવાય છે.

### રાક્ષસ ગુણ.

ક્રતીકા, અસલેસા, મઘા, ચિત્રા, વીસાખા, જેષ્ટા, મુલ, ધનેષ્ટા, શતભિષા આ નવ ક્ષત્રમાં જન્મ થયો હોયતો રાક્ષસગુણ કેહેવાય છે.

### સમજુતી.

કેટલીક ન્યાતોમાં સગાઈ કરતાં પેહેલાં વરકન્યાના ગ્રહો મેળવે છે તેમાં વરકન્યાના ગુણ પણ જોવાય છે. તે એવી રીતે કે બન્નેનો એકજ ગુણ હોય તો રાશ સારી જાણવી અને જો એકનો દેવ ગુણ અને બીજાનો મનુષ્ય ગુણ હોયતો તે રાશ મધ્મ જાણવી અને જો એકનો દેવ ગુણ હોય અને બીજા નો રાક્ષસ ગુણ હોય તો તે જોડાને કળેશ કજીઓ થયા કરે એમ સમજવું,

અને જો એકનો મનુષ્ય ગુણ અને બીજાનો રાક્ષસ ગુણ હોય ને લગ્ન કરે તો તે મનુષ્ય ગુણ વાલાનું મૃત્યુ થાય એમ જાણવું.

**નામ પાડવા બાબત.**

દરેક મનુષ્ય, પુરૂષ, વા સ્ત્રીનું નામ પાડવામાં એવી રીતે છે કે જન્મ વખતે જે રાશીનો ચંદ્ર હોય એટલે જન્મ કુંડલીમાં ચંદ્ર જે રાસીમાં બેઠો હોય તે રાસીના અક્ષરો માંહેનો એક અક્ષર નામમાં પહેલો અક્ષર આવે તે નિચે પ્રમાણે.

મેષના અક્ષરો.
**अ. ल. इ.**

વૃષભના અક્ષરો.
**ब. व. उ.**

મીથુન રાશી.
**क. छ. घ.**

કરક રાશી.
**ड. ह.**

સિંહ રાશી.
**म. ट.**

કન્યા રાશી.
**प. ठ. ण.**

તોલા રાશી.
**र. त.**

વૃશ્ચિક રાસી.
**न. ज्य.**

ધન રાશી.
**ढ. ध. फ. भ.**

મકર રાશી.
**ख. ज.**

કુંભ રાશી.
**ग. स.**

મીન રાશી.
**द. च. झ. थ.**

જાતકચંદ્રિકા નામના ગ્રંથમાં જ્ઞાનીકનાથ ગ્રંથકરતા નિચે પ્રમાણે લખે છે.

શિષ્ય ગુરૂને પુછે છે કે જ્યારે ચંદ્રમાની રાશી પ્રમાણે મનુષ્યનું નામ પાડવાનું કહો છો તો બીજા ગ્રહોની રાશી પ્રમાણે નામ શામાટે પાડવું ન જોઈએ?

ગુરૂ જવાબ દે છે કે સર્વ ગ્રહોમાં ચંદ્ર પ્રાણ રૂપી છે. **માટે ચંદ્રની રાશી** પ્રમાણે મનુષ્યનું નામ પાડવામાં આવે છે.

## પ્રકરણ ૨ બીજું.

## રાશી તથા તેના સ્વરૂપ બાબત.

નિચે પ્રમાણે બાર રાશી છે.

| | | |
|---|---|---|
| (૧) મેષ. | (૫) સિંહ. | (૯) ધન. |
| (૨) વ્રષભ. | (૬) કન્યા. | (૧૦) મકર. |
| (૩) મીથુન. | (૭) તોલા. | (૧૧) કુંભ. |
| (૪) કરક. | (૮) વૃશ્ચિક. | (૧૨) મીન. |

દરેક રાશી આશરે ૧૩૫ ઘડીની હોય છે. તે એવી રીતે કે, એક નક્ષત્ર સાઠ ઘડીનું અને તેનો ચોથો ભાગ તેને એક ચરણ કહે છે. એવા નવ ચરણની એક રાશી એ રાશી બીજા નામથી પણ ઓળખાય છે. એટલે ક્ષેત્ર ગ્રહ હક્ષભ અને ભવન એવા નામથી પણ ઓળખાય છે. જેમકે મેષ, ક્ષેત્ર, વ્રષભ, ક્ષેત્ર, મીથુન ક્ષેત ઈત્યાદિ.

હવે દરેક રાશી કયા નક્ષત્રની કેટલી ઘડીમાં આવે છે તે નિચે પ્રમાણે.

### (૧) મેષ રાશી.

| | | |
|---|---|---|
| અસ્વની ૬૦ | ભરણી ૬૦ | ક્રતીકા ૧૫ |

### (૨) વ્રષભ રાશી.

| | | |
|---|---|---|
| ક્રતીકા ૪૫ | રોહેણી ૬૦ | મૃગસર ૩૦ |

### (૩) મીથુન રાશી.

| | | |
|---|---|---|
| મૃગસર ૩૦ | આરદ્રા ૬૦ | પુનરવશુ ૪૫ |

### (૪) કરક રાશી.

| | | |
|---|---|---|
| પુનરવશુ ૧૫ | પુષ્ય ૬૦ | અશલેશા ૬૦ |

### (૫) સિંહ રાશી.

| | | |
|---|---|---|
| મધા ૬૦ | પુર્વાફાલગુની ૬૦ | ઊતરાફાલગુણી ૧૫ |

### (૬) કન્યારાશી.

| | | |
|---|---|---|
| ઊતરાફાલગુની ૪૫ | હસ્ત ૬૦ | ચીત્રા ૩૦ |

### (૭) તોલા રાશી.

| | | |
|---|---|---|
| ચિત્રા ૩૦ | શ્વાતી ૬૦ | વીશાખા ૪૫ |

### (૮) વરખ રાશી.

| | | |
|---|---|---|
| વીશાખા ૧૫ | અનુરાધા ૬૦ | જેષ્ટા ૬૦ |

### (૯) ધન રાશી.

| | | |
|---|---|---|
| મુલ ૬૦ | પુર્વાષાઢા ૬૦ | ઊતરાષાઢા ૧૫ |

### (૧૦) મકર રાશી.

| | | |
|---|---|---|
| ઉતરાષાઢા ૪૫ | શ્રવણ ૬૦ | ધનેષ્ટા ૩૦ |

### (૧૧) કુંભ રાશી.

| | | |
|---|---|---|
| ધનેષ્ટા ૩૦ | ષતભીષા ૬૦ | પુર્વાભાદ્રપદ ૪૫ |

### (૧૨) મીન રાશી.

| | | |
|---|---|---|
| પુર્વાભાદ્રપદ ૧૫ | ઉતરા ભાદ્રપદ ૬૦ | રેવતી ૬૦ |

ઉપર લખેલી રાશીઓમાં કર્ક રાશીમાં છેલું અસલેશા નક્ષત્ર પુરેપુરૂં આવે છે ને પછી સિંહ રાશી બેસે છે. તો અસલેશાના છેવટમાં બે ઘડીમાં તથા સિંહ રાશીના મઘા નક્ષત્રની શરૂઆતની બે ઘડીમાં કોઈ મનુષ્યનો જન્મ થયો હોય તો તે રાશીના ચંદ્ર ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો ઉત્પન્ન થનાર મનુષ્ય જડ બુદ્ધિનો હોય અને ચંદ્ર ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો જડ બુદ્ધિનો ન થાય. આવા યોગને બૃહજ્જાતકના પેહેલા અધ્યાયના સાતમા શ્લોકમાં નક્ષત્ર સંધી કહે છે અથવા તો ગંડાત યોગ કહે છે. તે યોગ કર્કના અંતમાં અને સિંહના આરંભમાં તેમજ વ્રશ્ચિકના અંતમાં અને ધનના આરંભમાં તેમજ મીનના અંતમાં અને મેષના આરંભમાં ગંડાત યોગ થાય છે.

ઉપર લખેલી બારે રાશી નિચે લખેલા આકારની તથા રંગની હોય છે.

### (૧) મેષ રાશી.

મેઢાના આકાર જેવી મેષ રાશી હોય છે તેનો રંગ રાતો છે.

( આકૃતિ નંબર ૧ )

### (૨) વ્રષભ રાશી.

ગોધાના આકાર જેવી વ્રષભ રાશી હોય છે તેનો રંગ ધોળો છે.

( આકૃતિ નંબર ૨ )

### (૩) મીથુન રાશી.

ગદા અને વીણા નામનું વાજું જેના હાથમાં છે એવો પુરૂષ અને વીણા નામના વાજાવાળી સ્ત્રી આ બેના જોડાવાળી આકૃતી મીથુન રાશીની હોય છે. તેનો રંગ પોપટીઓ છે.

( આકૃતિ નંબર ૩ )

## (૪) કરક રાશી.

કરચલાના આકાર જેવી આકૃતી કરક રાશીની હોય છે. અને તેનો રંગ કાંઈક રાતો તથા કાલો એટલે જાંબુડો હોય છે.

( આકૃતિ નંબર ૪ )

## (૫) સિંહ રાશી.

સીંહના આકાર જેવી આકૃતી સિંહ રાશીની હોય છે. તેનો રંગ કાળો તથા પીળો તથા કાંઈક ધોળો રંગ હોય છે.

( આકૃતિ નંબર ૫ )

## (૬) કન્યા રાશી.

જેનામાં તામશ વધારે રહેલો છે પણ જેની પાસે ધાન્ય છે તેવી અને વહાણમાં બેઠલી કુંમારીકા જેવી આકતી કન્યા રાશીની હોય છે. અને તે નાહના પ્રકારના રંગવાળી છે.

( આકૃતિ નંબર ૬ )

## (૭) તોલા રાશી.

ત્રાજવાં લઈને તોળનો હોય એવા પુરૂપના દેખાવવાળી તોલા રાશી હોય છે ને તેહેનો રંગ કાળો છે.

( આકૃતિ નંબર ૭ )

## (૮) વ્રશ્ચિક રાશી.

વીંછીના આકાર જેવી વ્રશ્ચિક રાશી હોય છે અને તેનો રંગ સોના જેવો પીળો હોય છે.

( આકૃતિ નંબર ૮ )

## (૯) ધન રાશી.

જે નર ઘોડા ઉપર બેઠેલો છે પણ તેહેના પગ દેખાતા નથી પણ ઘોડાના પગ દેખાય છે તેવી આકૃતિ ધન રાશીની હોય છે ને તેહેનો રંગ પીળો છે.

( આકૃતિ નંબર ૯ )

## (૧૦) મકર રાશી.

મઘરના જેવી આકૃતિ મકર રાશીની હોય છે તેને મૃગ્યા સરપણ કહે છે. ને તેહેનો રંગ તપખીરીયો છે.

( આકૃતિ નંબર ૧૦ )

## (૧૧) કુંભ રાશી.

ખાંધે જેને ઘડો લીધેલો છે એવો જે પુરૂષ તેવી આકૃતિ કુંભ રાશીની

## बार राशि



































હોય છે ને તેનો રંગ નોળિયા જેવો છે.

( આકૃતિ નંબર ૧૧ )

## (૧૨) મીન રાશી.

બે મછોનાં એક બીજાનાં પુંછડાં સામસામી આવવાથી જેવી આકૃતિ દેખાય તેવી આંકૃતિ મીન રાશીની હોય છે ને તેનો રંગ માછલા જેવો છે.

( આકૃતિ નંબર ૧૨ )

ઉપર લખેલી બારે રાશીના પોટોગ્રાફ મોટી વેબસ્ટર ડીક્સનરીમાં પણ ખગોળના ચિત્રોમાં છે.

## શરીરને વિશે નિચે પ્રમાણે રાશીઓ રહે છે.

૧ મેષરાશી શીશને વીશે. ૨ વ્રષભ મુખનેવીશે.

૩ મીથુન હાથને વીશે. ૪ કરક -હૃદયનેવીશે.

૫ સીંહ રાશી ઉદર (પેટનેવીશે) ૬ કન્યા રાશી કેડનેવીશે.

૭ તોળા રાશી પેઢું વીશે. ૮ વ્રશ્ચિક રાશી લીંગને વીશે.

૯ ધન રાશી જાંગથી ઘુંટણ સુધીના નિચલા ભાગનેવીશે.

૧૦ મકર રાશી તે ઉરૂથી નિચલો પાટલી સુધીનો જાનુ વીશે.

૧૧ કુંભ રાશી બંને જાંધને વીશે.

૧૨ મીન રાશી બંને ચરણનેવિશે. તે ચરણ જંધા, ઉરૂ, જાનુ, મળીને થાયછે.

ઉપર પ્રમાણે શરીરને વિશે રાશીઓ રહે છે. તે જન્મ કુંડળીમાં જે રાશીમાં પાપગ્રહ બેઠો હોય ને તે રાશીનો જે અવયવ હોય તે યવયવે કાંઇક ચિન્હ છે એમ જાણવું.

## ઉપર લખેલી બાર રાશીઓનાં બીજાં નામો નિચે પ્રમાણે.

૧ મેષરાશીને ચાર પગ છે. માટે તેને ચતુષપદ જેને પશુરાશી કહે છે.

૨ વ્રષભરાશીને પણ ચાર પગ છે. માટે તેને પણ ચતુષપદ જેને પશુ રાશી કહે છે.

૩ મીથુનરાશીને બે પગ છે. માટે તેને મનુષ્ય યા પુરૂષરાશી કહે છે.

૪ કરકરાશી નહિ મનુષ્ય અને નહિ પશુનો આકાર તેથી તેને કીટરાશી કહે છે.

૫ સીંહરાશીને ચાર પગ છે. માટે તેને ચતુષપદ જેને પશુરાશી કહે છે.

૬ કન્યારાશીને બે પગ છે. માટે તેને મનુષ્યરાશી કહે છે.

૭ તોલારાશીને પણ બે પગ છે. તેથી તેને પણ મનુષ્યરાશી કહે છે.

૮ વ્રશ્ચિક નહિ મનુષ્ય ને નહિ પશુનો આકાર તેથી તેને કીટરાશી કહે છે.

૯ ધનરાશીને પશુ તથા મનુષ્ય બન્નેનો આકાર છે. તેથી પેહેલા પંદર અંશ સુધી ચતુપપદ પશુરાશી અને પછીના પંદર અંશ મનુષ્યરાશી કહેવાય છે અને તેના છ પગ હોય છે.

૧૦ મકરરાશીનું બીજું નામ જળચરરાશી. કારણ કે મઘરનું સ્વરૂપ છે.

૧૧ કુંભ રાશી મનુષ્ય અથવા જળચર રાશી એ બે નામમાંથી ગમે તે નામે કહેવાય છે.

૧૨ મીન રાશીનું બીજું નામ જળચર રાશી. કારણ કે જળચર પ્રાણી જેવી આકૃતી છે.

વધારે ખુલાસાથી સમજવા માટે નીચે પ્રમાણે લખીયે છઇએ.

**ચતુષપદ જેને પશુરાશી કહે છે તે નિચે પ્રમાણે.**

૧ મેષ.
૨ વૃષભ.
૫ સિંહ.

**મનુષ્ય રાશી નિચે પ્રમાણે.**

૩ મીથુન.
૬ કન્યા.
૭ તોળા.

**જળચર રાશી.**

૧૦ મકર.
૧૨ મીન.

**કીટ રાશી.**

૪ કરક.
૮ વ્રશ્ચિક.

**પશુ તથા મનુષ્ય રાશી.**

૯ ધન.

**મનુષ્ય તથા જળચર રાશી.**

૧૧ કુંભ.

## ફળ નિચે પ્રમાણે.

મનુષ્ય રાશી દિવસે બળવાળી જાણવી, પશુ રાશી રાત્રિએ બળવાળી જાણવી, અને કીટ રાશી સંધ્યાવખતે બળવાળી જાણવી.

જળચરરાશી કુંડળીમાં ચોથા ભાવે હોય તો બળવાળી જાણવી, અને પશુરાશી દસમા ભાવે બળવાળી જાણવી અને મનુષ્યરાશી લગ્ને એટલે પેહેલા ભાવે બળવાળી જાણવી અને કીટરાશી સાતમા ભાવે બળવાળી જાણવી, તથા પોતપોતાના ઉપર કહેલા સ્થાનથી સાતમે ભાવે એ રાશીઓ આવે તો બળ વગરની જાણવી.

જન્મ કુંડળીના લગ્નનો સ્વામિ બળવાન હોવાથી લગ્ન બળવાન જાણવું. તેની સાથે મનુષ્યરાશીનું લગ્ન હોય તો લગ્નબળ પુરૂં કેહેવું, અને જળચર તથા ચતુષ્પદ પશુરાશીનું લગ્ન હોય તો અર્ધબળ કેહેવું, અને કીટરાશીનું લગ્ન હોય તો લગ્નબળ જરાએ નહિં એમ કેહેવું.

હવે ઉપર લખેલી મેષ વિગેરે બારે રાશીઓને નિચે પ્રમાણે **ચર, સ્થિર, દ્વી સ્વભાવ**, એવા નામથી પણ કેહેવાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ મેષ. | **ચર.** | ૭ તોળા. | **ચર.** |
| ૨ વૃષભ. | **સ્થિર.** | ૮ વ્રશ્ચિક. | **સ્થિર.** |
| ૩ મીથુન. | **દ્વીસ્વભાવ.** | ૯ ધન. | **દ્વીસ્વભાવ.** |
| ૪ કરક. | **ચર.** | ૧૦ મકર. | **ચર.** |
| ૫ સિંહ. | **સ્થિર.** | ૧૧ કુંભ. | **સ્થિર.** |
| ૬ કન્યા. | **દ્વીસ્વભાવ.** | ૧૨ મીન. | **દ્વીસ્વભાવ.** |

ઉપરના કોઠા પ્રમાણે મેષ, કર્ક, તોળા, મકર, આ ચાર રાશી, ચર રાશી
૧ ૪ ૭ ૧૦
જાણવી.

વૃષભ, સિંહ, વ્રશ્ચિક, કુંભ, આ ચાર રાશીઓ સ્થિરરાશી જાણવી.
૨ ૫ ૮ ૧૧

મીથુન, કન્યા, ધન, મીન, આ ચાર રાશીઓ દ્વીસ્વભાવરાશી જાણવી.
૩ ૬ ૯ ૧૨

## ઉપરની રાશીઓનું ફળ નિચે પ્રમાણે.

ચર રાશીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે ચંચળ હોય છે.

સ્થિરરાશીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે સ્થિર એટલે શાંત હોય છે.

દ્વીસ્વભાવરાશીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે સ્થિર તથા ચંચળ હોય છે.

## ઉપર લખેલાં ફળ સાધારણ છે.

ઉપર લખેલી બાર રાશી મધ્યે મીથુન, સિંહ, કન્યા, તોળા, વ્રશ્ચિક અને કુંભ આ છ રાશી ઉગતી વખતે પોતાના માથાથી ઉગે છે, એ રાશીઓને શીર્ષોદય કહે છે, ને તે દિવસે બળવાન છે.

મેષ, વૃષભ, કર્ક, ધન, મકર, આ પાંચ રાશીઓ આકાશમાં ઉગતી વખત પોતાના શરીરના પાછલા ભાગથી ઉગે છે તેને પૃષ્ટોદયા કહે છે, અને તે રાત્રીએ બળવાન છે.

**મીનરાશી બન્ને બાજુથી ઊદય પામેછે. તેને ઊભયોદયા કહે છે. તે દિવસ તથા રાત્રી બન્ને વખત બળવાન છે.**

## તેનું ફળ નીચે પ્રમાણે.

શીર્શોદયારાશીમાં દિવસે જન્મ થયો હોય તો સારૂં ફળ આપે છે. તેમ એ રાશીમાં દિવસે યાત્રા અથવા પરદેશ જવું થાય તો ઈચ્છેલા કાર્યની સિદ્ધિ થાય છે.

પૃષ્ટોદયારાશીમાં રાત્રિએ જન્મ થયો હોય તો શ્રેષ્ટ ફળ આપે છે, તેમજ એ રાશીમાં રાત્રીએ યાત્રા અથવા દેશાવર જવું થાય તો ઇચ્છેલા કામની સિદ્ધિ થાય છે, અને દિવસે પ્રયાણ કર્યું હોય તો બળ તથા બુદ્ધિનો નાશ થાય છે.

ઊભયોદયારાશીમાં દીવસે અથવા રાત્રિએ જન્મ થયો હોય તો સારૂં ફળ આપે છે. તેમજ દિવસ અથવા રાત્રિએ દેશાવર યા યાત્રા જવું થાય તો કાર્યની સિદ્ધિ થાય છે.

| મેષ. | મીથુન. | સિંહ. | તોલા. | ધન. | કુંભ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૧ |

આ રાશીને વિશમ રાશી અથવા એકીરાશી કહે છેં, દરેક રાશી ત્રિસ ઔંશની હોય છે. તેમાં ઉપર લખેલી રાશીની પેહેલી પંદર ઔંશની હોરા સૂર્યની અને બીજી પંદર ઔંશની હોરા ચંદ્રની હોય છે. આ વિશમરાશીને પુરૂષ તથા ક્રૂરરાશી કહેવાય છે.

| વૃષભ. | કર્ક. | કન્યા. | વ્રશ્ચિક. | મકર. | મીન. |
|---|---|---|---|---|---|
| ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ |

આ રાશીને સમરાશી અથવા બેકીરાશી કહે છે, તેમાં પેહેલા પંદર ઔંસની હોરા ચંદ્રની અને બીજા પંદર ઔંસની હોરા સુર્યની છે. આ સમરાશીની સ્રીસંજ્ઞા છે ને તે સોમ્ય એટલે સુભ કહેવાય છે.

## ઉપરની રાશીનાં ફળ નિચે પ્રમાણે.

વીસમ એટલે ક્રૂરરાશીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે ક્રૂર અને શરિરે તેજસ્વિ હોય છે.

સમ એટલે સોમ્યરાશીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય સ્વભાવે શાંત્ત અને શરિરે કોમળ હોય છે.

ઉપર લખેલાં ફળ સાધારણ છે.

**ઉપર લખેલી બારે રાશીઓ મધ્યે સિંહ, કન્યા, તોલા અને વ્રશ્ચિક એ ચાર રાશી દીર્ઘ એટલે લાંબી રાશી જાણવી, અને કુંભ, મીન, મેષ, વૃષભ એ ચાર**

રાશી લધુરાશી જાણવી, અને બાકીની મીથુન, કરક, ધન અને મકર આ ચાર રાશીઓ સમરાશી જાણવી.

### સમજુતી.

કાંઈ કાર્ય વિષેનો કોઇ પ્રશ્ન મુકાવે તો તે પ્રશ્ન કુંડળીમાં લગ્ને સિંહ, કન્યા, તોલા, વ્રશ્ચિક એ ચાર રાશી માંહેની હરકોઈ રાશી આવે તો કાર્ય લંબાણે મોડું થાય અને જો કુંભ, મીન, મેષ, વરષ એ ચાર માંહેની હરકોઈ રાશીનું લગ્ન આવે તો કાર્ય ઉતાવળું એટલે વ્હેલું થાય, અને મીથુન, કરક, ધન, અને મકર એ ચાર રાશી માંહેલી હરકોઈ રાશીનું લગ્ન આવે તો નહિં તુરત તેમ નહિં મોડું પણ વચલા વખતમાં કાર્ય થાય. પરંતુ આ ફળ સામાન્ય છે, કારણ કે પ્રશ્ન કુંડળીમાં બેઠેલા ગ્રહોનું બળાબળ વિગરે પણ જોવામાં આવે છે.

### રાશીના વર્ણ તથા ગતિ નિચે પ્રમાણે છે.

કર્ક, વ્રશ્ચિક અને મીન આ રાશીનો બ્રાહ્મણ વર્ણ જાતી છે, અને મેષ, સિંહ, ધન એ ક્ષત્રિ વર્ણ છે. વૃષભ, કન્યા ને મકર વૈષ્ય વર્ણ છે. મીથુન, તોલા અને કુંભનો શુદ્ર વર્ણ છે.

### સમજુતી.

સગાઈ કરતી વખતે કેટલીક ન્યાતોમાં વર કન્યાના ગ્રહો મેળવે છે તેમાં વર કન્યા એ બન્ને રાશીમાં જો વરની ઉત્તમ વર્ણની રાશી હોય ને કન્યાની નિચ વર્ણની રાશી હોય તો કન્યાના સૌભાગ્યની અને સંતાનની અને સુખની વૃદ્ધિ કરતા છે. તેમજ બન્નેની એકજ વર્ણની રાશી હોય તોપણ ઉપર મુજબ જાણવું, અને જો કન્યાની ઉત્તમ વર્ણની રાશી હોય ને વરની નિચ વર્ણની રાશી હોય તો ઉપર લખેલા સુખને હણુતા છે.

### કઈ રાશી કઈ દિશા તરફ બળવાન છે તે બાબત.

૧ મેષ, સિંહ, ધન, આ ત્રણ રાશી પૂર્વ દિશાએ બળવાન છે.

૨ મીથુન, તોલા, કુંભ આ ત્રણ રાશી પશ્ચિમ દિશાએ બળવાન છે.

૩ કર્ક, વ્રશ્ચિક, મીન, આ ત્રણ રાશી ઉત્તર દિશાએ બળવાન છે.

૪ વૃષભ, કન્યા, મકર, આ ત્રણ રાશી દક્ષિણ દિશાએ બળવાન છે.

**નીચેના ચક્રથી વધારે ખુલાસો થશે.**




**દેશાવર યાને ગામ જવું હોય તો ઉપર લખ્યા પ્રમાણે દિશા બળવાન રાશી ઉપરથી વેદજ્ઞ જોશીઓ નિચે પ્રમાણે મુહુર્ત આપે છે.**

જે દિવસે દેશાવર યા ગામ જવું હોય તો તે દિવસે ચંદ્ર કઇ રાશીનો હતો તે ટીપણામાં જોવું. હવે ધારો કે તે દિવસે ટીપણામાં કન્યાનો ચંદ્ર લખેલો છે તો ઉપર કહ્યા પ્રમાણે કન્યા રાશી દક્ષિણે બળવાન છે; માટે તે દિવસે દક્ષિણ દિશા તરફ જવાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય અને તે દિવસે જો પૂર્વ દિશા તરફ જઈએ તો કન્યા રાશીની દક્ષિણ દિશા જમણા હાથ ઉપર રેહે છે, માટે તે દિવસે પૂર્વ દિશા તરફ જવાથી સુખ સંપત્તી આવે અને તે દિવસે પશ્ચિમ દિશા તરફ જવું થાય તો કન્યા રાશીની દક્ષિણ દિશા ડાબા હાથ ઉપર રેહે છે, માટે ધનનો નાશ થાય અને તે દિવસે ઉત્તર દિશા તરફ જવું થાય તો કન્યારાશીની દક્ષિણ પુંઠે રેહે છે તો દુઃખી થાય.

## પ્રકરણ ૩ જું.

# ગ્રહો તથા તેના ગુણ, સ્વરૂપ, ઊંચ, નિચ, વિગેરે બાબત.

**રાશીના સ્વામિ જેને અધીપતિ પણ કહે છે તે નિચે પ્રમાણે.**

૧ મેષરાશીનો સ્વામિ યા અધીપતિ મંગળ તેને ક્ષીતિજ પણ કહે છે.
૨ વૃષભરાશીનો સ્વામિ શુક્ર તેને શીત પણ કહે છે.
૩ મીથુનરાશીનો સ્વામિ બુધ તેને ગ્ન પણ કહે છે.
૪ કરકરાશીનો સ્વામિ યાને અધીપતિ ચંદ્ર છે.
૫ સિંહરાશીનો સ્વામિ સૂર્ય છે.
૬ કન્યારાશીનો સ્વામિ બુધ છે.
૭ તોળારાશીનો સ્વામિ શુક્ર છે.
૮ વૃશ્ચિકરાશીનો સ્વામિ મંગળ છે.
૯ ધનરાશીનો સ્વામિ ગુરૂ છે.
૧૦ મકરરાશીનો સ્વામિ શની છે.
૧૧ કુંભરાશીનો સ્વામિ શની છે.
૧૨ મીનરાશીનો સ્વામિ ગુરૂ છે.

ઉપર લખેલા ગ્રહ સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શની તથા તે શિવાય રાહુ અને કેતુ મળી નવ ગ્રહો જન્મકુંડળી વિગેરેમાં આવે છે, તેમાં **શુભ પાપ** અને **ક્રૂર ગ્રહ** નિચે પ્રમાણે છે.

**શુભગ્રહ નિચે પ્રમાણે છે.**

ચંદ્ર. બુધ. ગુરૂ. શુક્ર.

**પાપ ગ્રહ નિચે પ્રમાણે છે.**

મંગળ. શની. રાહુ. કેતુ.

**ક્રૂર ગ્રહ નિચે પ્રમાણે છે.**

સૂર્ય.

બુધને શુભગ્રહ કહ્યો છે પણ તે જો પાપગ્રહ ભેગો બેઠો હોય તો પાપ-

ગ્રહ કહેવાય છે, અને શુભગ્રહ ભેગો બેઠો હોય તો શુભગ્રહ કહેવાય છે, ને એકલો બેઠો હોય તોપણ શુભગ્રહ કહેવાય છે.

વળી કૃશ્ણપક્ષના પડવાથી દસ દિવસ સુધી ચંદ્ર મધ્યમ બળવાળો છે, પણ શુભગ્રહની દ્રષ્ટી હોય તો શ્રેષ્ટ છે. એવું યવણનેસ્વર કહે છે, અને તે પછીના દસ દિવસ સુધી ચંદ્ર પુર્ણ બળવાળો છે, અને તે પછીના દસ દિવસ હીનબળ હોય છે, પણ જો શુભગ્રહની દ્રષ્ટી હોય તો શ્રેષ્ટ છે.

શુકલપક્ષની આઠમથી, કૃશ્ણપક્ષની આઠમસુધી ચંદ્ર શુભ છે, અને બાકીના દિવસે પાપગ્રહ ગણાય છે.

જે ગ્રહનો તારો રાત્રિએ ન દેખાય અને દિવસે ઉગે તો તે સૂર્યના તેજથી દેખાતો નથી માટે અસ્તનો કહેવાય છે.

જે ગ્રહ સૂર્યભેગો ન હોય ને જેનો તારો રાત્રિએ આકાશમાં ઊગતો જણાય તેને ઉદયનો ગ્રહ કહે છે.

જે જે ગ્રહો પોતાની રાશી અંશ, કળા, વિકળામાં રોજ રોજ વધતા જાય તેને માર્ગગતિના કે માર્ગના કહેવાય છે, ને રોજ રોજ ઘટતા કે ઓછા થતા હોય તેને વક્રગતીના કે વક્રના કહેવાય છે.

ગ્રહો રોજ રોજ આકાશમાં ચાલે છે, તે ચાલના માપને ગ્રહનીગતી કહેવામાં આવે છે.

જે ગ્રહ ઉતાવળી ચાલથી કે ગતિથી ચાલે છે તેને શીઘ્રગ્રહ કહે છે, અને જે ધીમી ચાલથી કે થોડી ગતિથી ચાલે છે તેને મંદ ગતિનો કહે છે.

ઉપર લખેલા ગ્રહોમાં સૂર્ય અને ચંદ્ર આ બે રાજા છે. મંગળ સેનાધીપતિ છે, બુધ પાટવી કુમાર છે, અને ગુરૂ તથા શુક્ર આ બે પ્રધાન છે. અને શની શેવક છે, જો કે શની શેવક છતાં પોતાના કામનું રક્ષણ કરે છે એટલે જન્મકાળે તથા પ્રશ્નકાળે શની લગ્ને ત્રીજે અગીઆરમે સ્થાનકે રહ્યો હોય તો સર્વ કાર્યની સિદ્ધિ કરે છે, અને તે શિવાયના સ્થાનકે રહ્યો હોય તો કાર્યની હાની કરે.

## ગ્રહોના ગુણ બાબત.

નિચે ગ્રહોના જે ગુણ લખેલા છે, તે વિષે એવું સમજવું કે, હરકોઈ મનુષ્યની ત્રિશાંશ કુંડળીમાં સૂર્ય જે ગ્રહની રાશીમાં બેઠો હોય, તે ગ્રહના લખેલા ગુણ પ્રમાણે તે મનુષ્યના ગુણ જાણવા, અને તેમાં જો તે ગ્રહ પુર્ણ બળવાન હોય તો સંપુર્ણ ગુણવાળો જાણવો. અને નિર્બળ હોય તો મધ્યમ ગુણવાળો જાણવો.

## સત્વગુણ.

સૂર્ય, ચંદ્ર અને ગુરૂ આ ત્રણ ગ્રહો સત્વગુણવાળા છે. એ સત્વગુણવાળા ગ્રહોનો ગુણ દયાવાળો, ધીરજવાળો, સત્ય અને પરોપકારી, દેવ અને બ્રાહ્મણ ઉપર પ્રીતિ રાખનારો, તિર્થ અને સ્વધર્મ ઊપર પ્રીતિવાળો, જશ અને કીર્તિ મેળવવા ઉપર લક્ષ રાખનારો, વૃત અને નિયમ ઉપર પ્રીતિવાળો, ભોળા સ્વભાવનો, નીતિ અને શાસ્ત્ર ઉપર આસ્થાવાળો, સદ્દબુદ્ધિ અને સદાચરણ વિગેરે સારા લક્ષણ-વાળો, એવી રીતિના ગુણ હોય તો સત્વગુણવાળો જાણવો.

## રજોગુણ.

બુધ અને શુક્ર આ બે રજોગુણવાળા છે. એ રજોગુણી ગ્રહોનો ગુણ એવો છે કે શુરાતન, અભિમાની લોકોમાં પોતાની શોભા બતાવવાને કામ કરનારો, પોતાની મરજી પ્રમાણે વરતનારો, પોતાના વશીલાવાળાને સાચવનારો, કવિતાના અને રસિક પુસ્તકો ઉપર પ્રીતિ રાખનારો, અધીકારી અને મુત્સદી અને સાહુ-કાર માણસ સાથે પ્રીતિ બાંધનારો, સ્ત્રીઓ ઉપર અને ધન ઉપર વધારે લક્ષ રાખનારો, સંસારના વૈભવ ભોગવવા ઉપર પ્રીતિવાળો, ઊંડા દિલનો, સાધારણ બુદ્ધિવાળો, કીર્તિદાન ઊપર ભાવવાળો વિગેરે લક્ષણવાળો રજોગુણી જાણવો.

## તમોગુણ.

શની, મંગળ આ બે ગ્રહો તમોગુણી છે. એ તમોગુણી ગ્રહોનો ગુણ એવો છે કે ચોર, છળભેદ, કપટવાળો-હમેશાં ક્લેશ અને કંકાસ કરનારો, ક્રૂર સ્વભાવ-વાળો, કૃતઘ્નિ, કડવું અને કઠણ વચન બોલનારો, અતિ ઊંઘ અને આળસુ, ઘણો રખડનારો, અસત્યવાદી, ચાડી કરનારો, માણસોમાં લડાઈ કરાવનારો, જેની તેની નીંદા કરનારો, દેવ, બ્રાહ્મણ, સ્વધર્મ અને શાસ્ત્રમાં નાસ્તિક, નઠારાં કૃત્ય કરનારો, સ્વાર્થી, કૃપણ, બીજાને પીડા કરનારો, અનીતિવાળો, વ્યસની, દૂરાચરણવાળો, હીંસા કરનારો, પોતાના ધર્મવિરૂદ્ધ ચાલનારો, થોડી બુદ્ધિવાળો, અતિ ક્રોધિ, તથા મનમાં બીજાનું ભૂંડુ કરવાનો ડાઘ રાખનારો, વિગેરે ગુણ જે માણસમાં હોય તેને તમોગુણી જાણવો.

## ગ્રહોના રંગ બાબત.

રાતો અને કાળો એટલે ઝાડની કૂંપર સરખો રંગ સુર્યનો છે, ચંદ્રનો ગૌર રંગ છે, મંગળનો બહુ રાતો પણ નહીં તેમ ગોરો પણ નહીં એટલે રક્તગૌર રંગ છે, બુધનો લીલો રંગ છે, ગુરૂનો પીળો, અને શુક્રનો બહુ ગોરો નહિં તેમ બહુ કાળો પણ નહી, અને શનીનો રંગ કાળો હોય છે.

## સમજુતી.

ઊપર ગ્રહોના રંગ કહ્યા છે તે વિષે એવું સમજવું કે કોઈ ચીજ ચોરીએ ગયેલી હોય ને તે બાબતનું પ્રશ્ન પુછતાં કુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના રંગવાળી વસ્તુ ચોરીએ ગયેલી છે એમ જાણવું.

## ગ્રહોના સ્વરૂપ વિષે નિચે પ્રમાણે.

### સૂર્ય.

પીંગળ એટલે પીળા નેત્રવાળો, શરીરના સારા બાંધાવાળો, સાધારણ ઊંચા કદનો, પીત્તપ્રકૃતિવાળો, થોડા અને ઓછા વાળવાળો સૂર્યગ્રહ છે.

### ચંદ્ર.

કોમળ અને સુંદર શરીરવાળો, કદમાં ઉંચો નહીં તેમ નીચો પણ નહીં, મધ્યમ કદવાળો, વાત, પીત અને કફની પ્રકૃતીવાળો, બુદ્ધિવાળો, કોમળ વાણીવાળો અને સારા નેત્રવાળો ચંદ્રગ્રહ છે.

### મંગળ.

ક્રૂર દ્રષ્ટિવાળો, યુવાવસ્થાવાળો, ઉંચા કદવાળો, ઉદાર, પીત્તપ્રકૃતીવાળો, અત્યંત ચંચળ અને પાતળા પેટવાળો મંગળગ્રહ છે.

### બુધ.

ગદ્દગદ્દ બોલવાવાળો, નિરંતર હસમુખો, પીત્ત, વાત, કફપ્રકૃતીવાળો, શરિરે ઠીંગણો બુધગ્રહ છે.

### ગુરૂ.

સ્થુળ એટલે જાડા શરીરવાળો, શરીરે નીચા કદવાળો, પીળા કેશ અને પીળી આંખવાળો, શ્રેષ્ટ બુદ્ધિવાળો, ધર્મ પાળનારો, કફપ્રકૃતીવાળો, શ્રેષ્ટ બુદ્ધિવાળો ગુરૂ છે.

### શુક્ર.

સુંદર શરીરવાળો, ઊંચા કદવાળો, સારાં નેત્રવાળો, કફ, વાયુની પ્રકૃતીવાળો, કાળા અને વાંકા કેશવાળો શુક્ર છે.

### શની.

આળસુ, કાળી આંખ વાળો, દુર્બળ, ઉંચો તથા પાતળા શરીરવાળો, મોહોટા અને જાડા દાંતવાળો, કઠોર રૂવાં તથા કેશવાળો શની જાણવો.

## સમજુતી.

ઊપર પ્રમાણે ગ્રહોનાં સ્વરૂપ કહ્યાં છે, તે વિશે એવું સમજવું કે જન્મોત્રીમાં નવમાંસ કુંડળી આવે છે તે કુંડળીમાં લગ્ને જે રાશી હોય તે રાશીના સ્વામિ પ્રમાણે તે મનુષ્યનું સ્વરૂપ જાણવું, અને તે સ્વામિ જન્મ કુંડળીમાં અસ્તનો અથવા નીચનો અથવા છઠે, આઠમે, બારમે બેઠો હોય તો એ પ્રમાણે ન જાણતાં જન્મકુંડળીમાં જે ગ્રહ સૌથી વધારે બળવાન હોય તે પ્રમાણે તે મનુષ્યનું સ્વરૂપ જાણવું; તેમજ નવમાંસ કુંડળીમાં ચંદ્ર જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ પ્રમાણે તે મનુષ્યનું વર્ણ જાણવું.

પંચ માહાભૂત, જેવા કે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વિ એ પંચ માહાભૂતના સ્વામિ નિચે પ્રમાણે.

અગ્નિનો સ્વામિ સૂર્ય તથા મંગળ છે.
પૃથ્વિનો સ્વામિ બુદ્ધ છે.
આકાશનો સ્વામિ ગુરૂ છે.
જળનો સ્વામિ શુક્ર તથા ચંદ્ર છે.
વાયુનો સ્વામિ શની છે.

## સમજુતી.

જન્મકાળે સુર્ય તથા મંગળ બળવાન હોય તો તે મનુષ્યના શરીરમાં ગરમી વધારે હોય અને જો બુધ બળવાન હોય તો તે મનુષ્યનું શરીર સ્થુળ એટલે જાડું હોય અને ગુરૂ બળવાન હોય તો કર્ણઈંદ્રી તિક્ષણ હોય અને શુક્ર, ચંદ્ર, બળવાન હોય તો પાણીની વધારે તૃષાવાળો જાણવો, અને શની બળવાન હોય તો, શરીરમાં વાયુની ઉત્પત્તિ વધારે હોય.

## ઋતુઓના સ્વામિ નિચે પ્રમાણે.

વસંત ઋતુનો સ્વામિ શુક્ર છે.
ગ્રીષ્મ ઋતુનો સ્વામિ સૂર્ય તથા મંગળ છે.
વર્ષા ઋતુનો સ્વામિ ચંદ્ર છે.
સરદ ઋતુનો સ્વામિ બુધ છે.
હેમંત ઋતુનો સ્વામિ ગુરૂ છે.
શીશીર ઋતુનો સ્વામિ શની છે.

## સમજુતી.

કોઈ મનુષ્યનો જન્મ કયી વખતે થયો તેની ખબર ન હોય તો પ્રશ્ન માંડવાથી

કયી ઋતુમાં જન્મેલ છે તે જાણવા માટે ઋતુઓના સ્વામિ જાણવાની જરૂર છે.

શરીરને વિશે રહેલી રાશીઓ માટે પ્રથમ કહેલું છે.

## હવે ગ્રહો માટે નિચે પ્રમાણે.

સૂર્ય આત્મા છે.

ચંદ્ર મન (પ્રાણ) છે.

મંગળ પ્રાક્રમ તથા શુરાતન છે.

બુધ વાચા (વાણી) છે.

ગુરૂ ગ્નાન છે.

શુક્ર સુખ તથા મદન એટલે કામદેવ છે.

શની દુઃખ છે.

## સમજુતી.

શની સિવાયના બીજા ગ્રહો બળવાન હોય તો પોતપોતાની બાબતમાં સારૂં ફળ આપે, અને નિર્બળ હોય તો સારૂં ફળ આપે નહીં, અને શની તેથી ઉલટી રીતે આપે તે નિચે પ્રમાણે.

૧ સૂર્ય બળવાન હોય તો જીવ સારો અને નિર્બળ હોય તો સારો ન હોય.

૨ ચંદ્ર બળવાન હોય તો મન સારૂં હોય, અને નિર્બળ હોય તો નઠારા મનનો હોય.

૩ મંગળ બળવાન હોય તો પ્રાક્રમ, શુરાતન સારૂં હોય, અને નિર્બળ હોય તો પરાક્રમી ન હોય.

૪ બુધ બળવાન હોય તો સારી વાચાવાળો, અને નિર્બળ હોય તો થોડી વાચાવાળો હોય.

૫ ગુરૂ બળવાન હોય તો સારા ગ્નાનવાળો, તથા સુખવાળો, અને નિર્બળ હોય તો અગ્નાની તથા સુખ વગરનો હોય.

૬ શુક્ર બળવાન હોય તો સારા સુખ તથા કામદેવના બળવાળો, અને નિર્બળ હોય તો થોડું સુખ અને થોડા કામદેવવાળો હોય.

૭ શની બળવાન હોય તો દુઃખ ઘણું હોય અને નિર્બળ હોય તો દુઃખી ન હોય.

## હવે શરીરમાં લોહી, હાડકાં વિગેરે ધાતુ ઉપર નીચે લખેલા ગ્રહોની સત્તા છે.

હાડકાનું તેજ, ચળકાટ તે સૂર્યનું છે.

રૂધિર તે ચંદ્રનું કહેવાય છે.
ચામડી બુધની કહેવાય છે.
વિર્ય શુક્રનું કહેવાય છે.
હાડકાંની ચરબી તે મંગળની કહેવાય છે.
ઉપલાં માંસની ચરબી તે ગુરૂની કહેવાય છે.

**સમજુતી.**

ઉપરના ગ્રહો બળવાન હોય તો પોતપોતાની ઉપર કહેલી ધાતુ બળવાન હોય છે, અને નિર્બળ હોય તો તે ધાતુ નિર્બળ અથવા રોગવાળી હોય છે.

**દીશાના સ્વામિ યા અધીપતિ, ગ્રહ નિચે પ્રમાણે છે.**

પૂર્વ દિશાનો સ્વામિ સૂર્ય છે.
દક્ષિણ દિશાનો સ્વામિ મંગળ છે.
અગ્નિ ખુણનો સ્વામિ શુક્ર છે.
પશ્ચિમ દિશાનો સ્વામિ શની છે.
ઉત્તર દિશાનો સ્વામિ બુધ છે.
નૈઋત્ય દિશાનો સ્વામિ રાહુ છે.
વાવ્ય દિશાનો સ્વામિ ચંદ્ર છે.
ઈસાન ખુણાનો સ્વામિ ગુરૂ છે.

**સમજુતી.**

જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહની જે દિશા તે દિશાએ લાભ મળે છે તથા પ્રશ્નમાં ચોરીવાળી ચીજ તે તરફ છે, ઈગએલી છે, એમ જાણવું.

સુર્યનું દેવસ્થાન.
ચંદ્રનું જળસ્થાન.
મંગળનું અગ્નિસ્થાન.
બુધનું ક્રીડાસ્થાન.
ગુરૂનું દ્રવ્યભંડાર સ્થાંન.
શુક્રનું શયનસ્થાન.
શનીનું ખરાબ ગંદકાંવાળું સ્થાન.

**સમજુતી.**

ઉપરના ગ્રહોમાંથી પ્રશ્નકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહનું જે સ્થાન તે તરફ ચોરીની વસ્તુ ગયેલી છે, અથવા દાટેલી છે એમ જાણવું.

## બ્રાહ્મણ વિગેરે ચાર વર્ણના સ્વામિ નિચે પ્રમાણે.

બ્રાહ્મણનો સ્વામિ ગુરૂ અને શુક્ર છે.

ક્ષત્રિનો સ્વામિ સૂર્ય અને મંગળ છે.

વૈષનો સ્વામિ ચંદ્ર છે.

શુદ્રનો સ્વામિ બુધ છે.

અંત્યજ એટલે ચંડાળ, ભીલ અને જેની મા જુદી જાતની અને બાપ જુદી જાતનો તેનો સ્વામિ શની છે.

## રંગના સ્વામિ નિચે પ્રમાણે.

ત્રાંબાના જેવો રંગ તેનો સ્વામિ સૂર્ય છે.

ધોળા રંગનો સ્વામિ ચંદ્ર છે.

રાતા રંગનો સ્વામિ મંગળ છે.

પોપટિયા રંગનો સ્વામિ બુધ છે.

પીળા રંગનો સ્વામિ ગુરૂ છે.

નાના પ્રકારના રંગનો સ્વામિ શુક્ર છે.

કાળા રંગનો સ્વામિ શની છે.

### સમજુતી.

જન્મ કાળે ગ્રહ બળવાન હોયતો તે ગ્રહનો ઉપર પ્રમાણે જેવો રંગ હોય તેવા રંગવાળી વસ્તુથી લાભ મળે છે, તેમજ પ્રશ્ન જોવામાં તેવા રંગવાળી વસ્તુ ચોરાયેલી છે, અથવા નાશ પામેલી છે એમ જાણવું

## ગ્રહોની ધાતુ નિચે પ્રમાણે.

સુર્યનું ત્રાંબુ. મંગળનું સોનું.
ચંદ્રનું મણી. બુધનું કાંસુ.
ગુરૂનું રૂપું. શનીનું સીસું, કલાઈ, લોઢું
શુક્રનું મોતી.

### સમજુતી.

જન્મ કાળે જે ગ્રહ બળવાન હોય તે ગ્રહની જે ધાતુ તે ધાતુથી લાભ મળે છે.

## ગ્રહોનાં વસ્ત્ર નિચે પ્રમાણે.

જાડું વસ્ત્ર સૂર્યનું છે.

નવું વસ્ત્ર ચંદ્રનું છે.

એક પાશે અગ્નિથી બળેલ વસ્ત્ર મંગળનું છે.
ફાહેલું અને છીદ્રવાળું વસ્ત્ર બુધનું છે.
કાંઈક નવું તથા જુનું વસ્ત્ર ગુરૂનું છે.
ઘણા કાળ નભે એવું વસ્ત્ર શુક્રનું છે.
ફાટેલું તથા જુનું વસ્ત્ર શનીનું છે.

## સમજુતી.

જન્મકાળે જે ગ્રહ બળવાન હોય તો તે ગ્રહ જે વસ્ત્રનો સ્વામિ તે વસ્ત્ર પ્રસવ થતી વખતે જન્મ પામનારની માએ પેહેરેલું હતું એમ જાણવું

## ગ્રહોના રસ નિચે પ્રમાણે.

સૂર્યનો રસ તીખો મરી જેવો.
ચંદ્રનો રસ ખારો.
મંગળનો રસ કડવો.
બુધનો રસ છ રસ મળી જેવો સ્વાદ થાય તેવો મોળો.
ગુરૂનો મીઠો રસ.
શુક્રનો ખાટો રસ.
શનીનો કટાણો રસ.
ઉપર પ્રમાણે ગ્રહોના રસ તથા સ્વાદ જાણવા.

## સમજુતી.

જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય અને તે ગ્રહનો જે રસ તે રસ ઉપર જન્મ પામનારની પ્રિતી હોય અને તે મનુષ્ય ગર્ભમાં હોય તે વખતે તેની માને તે રસ ખાવાની ઈચ્છા થતી હતી એમ જાણવું. સારાવળી, નામના ગ્રંથમાં એમ કહ્યું છે કે, સ્ત્રીને ત્રણ મહિનાનો ગર્ભ થઈ ગયા પછી ગર્ભ પોતાની મેળે ઈચ્છા પ્રમાણે રસ માગી લે છે, એટલે તેની માને તે રસ ઉપર પ્રિતી હોય છે.

## ગ્રહો રોગ કરે એવી રીતે લખેલ હોયતો કયો ગ્રહ કેવો જાતનો રોગ કરે તેની વિગત નિચે પ્રમાણે.

સૂર્ય વાત, પીત સાથે ગરમી કર્તા છે.
ચંદ્ર કફ કર્તા છે.
મંગળ પીત એટલે ગરમી કર્તા છે.
બુધ ત્રીદોષ કર્તા છે.

ગુરૂ કફ કર્તા છે.
શુક્ર સળેખમ તથા વાયુ કર્તા છે.
શની વાયુ કરે.
રાહુ વાયુ કરે.
કેતુનું ફળ રાહુ જેવું છે.

**ગ્રહો શત્રુતા કરે એવું લખેલ હોયતો કયો ગ્રહ કેવી જાતના માણસો સાથે શત્રુતા કરે તે નિચે પ્રમાણે.**

શુક્ર તથા ગુરૂ બ્રહ્મણ સાથે.
સુર્ય તથા મંગળ ક્ષત્રી સાથે.
ચંદ્ર તથા બુધ વૈશ એટલે વાણીયા સાથે.
શની તથા રાહુ–કેતુ નીચ માણસ સાથે શત્રુતા કરે.

**યાજ્ઞવલકય ઋષિ ગ્રહોની પુજા વિશે નિચે પ્રમાણે લખે છે.**

સૂર્યનો દેવ અગ્નિ છે.
ચંદ્રનો જળ છે.
મંગળનો અગ્નિ કુમાર છે.
બુધનો વીશ્નુ છે.
ગુરૂનો ઇંદ્રિ છે.
શુક્રનો ઇંદ્રાણી છે.
શનિનો પ્રજાપતિ એટલે બ્રહ્મા છે.

ઉપર પ્રમાણે જે ગ્રહનો જે દેવ યા સ્વામિ હોય તેનું પુજન કરવાથી તે ગ્રહ પ્રશન્ન થાય છે, એમી રીતે શારાવળીના ગ્રંથમા લખેલું છે.

**સ્વગ્રહી અથવા પોતાના ઘરનો ગ્રહ શી રીતે કહેવાય તે બાબત.**

સ્વગ્રહી એટલે જે રાશીનો સ્વામિ જે ગ્રહ હોય તે ગ્રહ ને રાશીવાળા આંકમાં બેઠો હોય તો સ્વગ્રહી પોતાનાજ ઘરમાં બેઠેલો કહેવાય. ઊદાહરણ મંગળ આંક ૧ તથા આંક ૮ની રાશીમાં બેઠો હોય તો એ બંન્ને ઠેકાણે સ્વગ્રહી એટલે પોતાનાજ ઘરમાં બેઠેલો હોય છે અને એ રીતે બીજા ગ્રહો પોતાની રાશીવાળા આંકમાં બેઠેલા હોય તો તે સ્વગ્રહી સમજવા.

**ગ્રહો ઊંચના તથા નીચના નિચેની વિગત પ્રમાણે છે.**

સુર્ય મેષરાશીનો ઊંચો તેમાં સ્પષ્ટ ગ્રહચક્રમાં દશ અંશ સુધી હોય તો

પરમ ઊંચનો ગણાય, અને તે ઉપરના અંશે હોય તો ફક્ત ઊંચ રાશીનો કહેવાય છે. તેમજ સૂર્ય તોળાનો હોય તો નિચનો, તેમાં દશ અંશ સૂધી હોય તો તે અતિ નિચનો ગણાય, અને તે ઉપરના અંશે હોય તો સાધારણ રીતે ફક્ત નિચ રાશીનો કહેવાય છે.

ચંદ્ર વરખનો ત્રણ અંશ સૂધી હોય તો પરમ ઊંચનો અને તે ઉપરના અંશે હોય તો ફક્ત ઊંચ રાશીનો કહેવાય. તેમજ ચંદ્ર વૃશ્ચિકનો ત્રણ અંશ સુધી હોય તો અતિ નિચનો ગણાય, અને તે ઉપરના અંશે હોય તો સાધારણ રીતે તે ફક્ત નિચ રાશીનો કહેવાય છે.

ઉપર પ્રમાણે બીજા ગ્રહો કયી રાશીના કેટલા અંશ સૂધી ઊંચ, નિચના કહેવાય છે તેનું કોષ્ટક નિચે પ્રમાણે.

## ઊંચના ગ્રહનું કોષ્ટક.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| રાશી. | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ |
| અંશ. | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

## નિચના ગ્રહનું કોષ્ટક.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| રાશી. | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ |
| અંશ. | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

ઉપરના ગ્રહો સિવાય રાહૂ કન્યારાશીમાં બેઠો હોય તો સ્વગ્રહી અને મીશુનનો ઉંચનો અને ધનનો નિચનો, તેમજ કેતુ મીનનો સ્વગ્રહી અને ધનનો ઉંચનો અને મીશુનનો નિચનો કહેવાય છે.

## સમજુતી.

ઉપરના ઊંચના ગ્રહોના કોઠામાં ચંદ્રની ૧ રાશી ૩ અંશ લખેલા છે તેને માટે જાણવું કે પેહેલી રાશી પૂરી થઈ ગયા પછી ત્રણ અંશ છે તો વરખનો ચંદ્ર કહેવાય છે ને એ પ્રમાણે ઉપરના બંને કોઠામાં લખેલા ગ્રહો માટે સમજવું.

## ગ્રહો વર્ગોત્તમી શી રીતે થાય છે તે બાબત.

લગ્ન અને ગ્રહો જન્મકુંડળીમાં જે રાશીના હોય તેજ રાશીમાં નવમાંશ કુંડળીમાં

આવે તો તે ગ્રહ વર્ગોત્તમી ગણાય, પછી તે હરકોઇ ભૂવને હોય તો ચિંતા નહિં.

## ગ્રહો મૂળત્રીકોણ રાશીના નિચે પ્રમાણે થાય છે.

સૂર્ય સિંહ રાશીનો ૨૦ અંશ સુધી હોય તો મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશોનો હોય તો સ્વગ્રહી જાણવો.

ચંદ્ર વરખ રાશીનો ત્રણ અંશ સુધી હોય તો ઊંચનો, પછી વીશ અંશ સુધી મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશોનો વરખ રાશીનો જાણવો.

મંગળ મેષ રાશીનો ૨૦ અંશ સુધી હોય તો મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશોનો હોય તો સ્વગ્રહી કહેવાય છે.

બુધ કન્યા રાશીનો પંદર અંશ સુધી હોય તો ઊંચનો, પછી વીશ અંશ સુધી મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશનો હોય તો તે સ્વગ્રહી જાણવો.

ગુરૂ ધન રાશીનો વીશ અંશ સુધી મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશનો હોય તો સ્વગ્રહી કહેવાય.

શુક્ર તોળા રાશીનો વીશ અંશ સુધી મૂળત્રીકોણનો અને તે ઉપરના અંશનો હોય તો સ્વગ્રહી કહેવાય.

શની કૂંભ રાશીનો વીશ અંશ સુધી મૂળત્રીકોણનો, અને તે ઉપરના અંશોનો હોય તો સ્વગ્રહી કહેવાય.

## ગ્રહોના શત્રુતા તથા મિત્રતા નિચે પ્રમાણે છે.

સૂર્યના શનિ, શુક્ર અને રાહૂ શત્રુ જાણવા. બુધ સમ જાણવો; ચંદ્ર, મંગળ અને ગુરૂ મિત્ર જાણવા.

ચંદ્રના સૂર્ય અને બુધ મિત્ર જાણવા. મંગળ, ગુરૂ, શુક્ર અને શનિ સમ જાણવા, અને રાહૂ શત્રુ જાણવો.

મંગળના સૂર્ય, ચંદ્ર અને ગુરૂ મિત્ર જાણવા. બુધ, રાહૂ શત્રુ જાણવા, શુક્ર અને શનિ સમ જાણવા.

બુધના સૂર્ય, શુક્ર અને રાહૂ મિત્ર જાણવા. ચંદ્ર શત્રુ જાણવો; મંગળ, ગુરૂ અને શનિ સમ જાણવા.

ગુરૂના બુધ અને શુક્ર શત્રુ જાણવા. શનિ, રાહૂ સમ જાણવા, અને સૂર્ય, ચંદ્ર, મંગળ મિત્ર જાણવા.

શુક્રના બુધ, શનિ અને રાહૂ મિત્ર જાણવા, મંગળ અને ગુરૂ સમ જાણવા, અને સૂર્ય, ચંદ્ર શત્રુ જાણવા.

શનિના બુધ, શુક્ર અને રાહૂ મિત્ર જાણવા; ગુરૂ સમ જાણવો; સૂર્ય, ચંદ્ર, મંગળ શત્રુ જાણવા.

રાહૂના બુધ, શુક્ર, શનિ મિત્ર જાણવા, ગુરૂ સમ જાણવો, અને સૂર્ય, ચંદ્ર, મંગળ શત્રુ જાણવા.

વધારે ખુલાસા માટે નિચે પ્રમાણે કોઠો ઉતાર્યો છે તેને નૈશર્ગિક મૈત્રીનો કોઠો કહે છે.

## નૈસર્ગિક મૈત્રીનો કોઠો.

| ગ્રહ. | મિત્ર. | સમ. | શત્રુ. |
|---|---|---|---|
| સૂર્ય. | ચંદ્ર, મંગળ, ગુરૂ. | બુધ. | શુક્ર, શની, રાહૂ |
| ચંદ્ર. | સૂર્ય, બુધ. | મં. ગુરૂ, શુક્ર, શનિ. | રાહૂ. |
| મંગળ, | સૂર્ય, ચંદ્ર, ગુરૂ. | શુક્ર, શનિ. | બુધ, રાહૂ. |
| બુધ. | સૂર્ય, શુક્ર, રાહૂ. | મંગળ, ગુરૂ, શનિ. | ચંદ્ર. |
| ગુરૂ. | સૂર્ય, ચંદ્ર, મંગળ. | શનિ, રાહૂ. | બુધ, શુક્ર. |
| શુક્ર. | બુધ, શનિ, રાહૂ. | મંગળ, ગુરૂ. | સૂર્ય, ચંદ્ર. |
| શનિ. | બુધ, શુક્ર, રાહૂ. | ગુરૂ. | સૂર્ય,ચંદ્ર,મંગળ. |
| રાહૂ. | બુધ, શુક્ર, શનિ. | ગુરૂ. | સૂર્ય,ચંદ્ર, મંગળ. |

જન્મ કુંડળીમાં તથા પ્રશ્ન કુંડળીમાં જે જે ભૂવનમાં ગ્રહ બેઠા હોય તે ભૂવનથી બે બાજુ તથા ત્રણ ત્રણ ભૂવન એટલે પોતા થકી બીજા, ત્રીજા, ચોથા, દશમા, અગીઆરમા, અને બારમા સ્થાને રહેલા ગ્રહો તત્કાળ મિત્ર જાણવા, અને બાકીના ભૂવને એટલે પોતા થકી પહેલા, પાંચમા, છઠ્ઠા, સાતમા, આઠમા, અને નવમા સ્થાને રહેલા ગ્રહો તત્કાળ શત્રુ જાણવા, અને ઉપરની નૈસર્ગિક મૈત્રીના કોઠામાં મિત્ર હોય ને તે બે બાજુના ત્રણ ત્રણ ભૂવને એટલે ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨મેં સ્થાને આવેલા હોય તો અધિમિત્ર થાય છે, અને

નૈશર્ગિક મૈત્રીના કોઠામાં શત્રુ હોય ને પોતા થકી ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨મેં આવ્યા હોય તો સમ થઈ જાયછે. તેમજ નૈશર્ગિક મૈત્રીમાં સમ હોય ને પોતા થકી ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨મેં આવ્યા હોય તો મિત્ર થાય છે, અને એવી રીતે નૈશર્ગિક મૈત્રિમાં શત્રુ હોય તે પોતા થકી પેહેલે, પાંચમે, છઠ્ઠે, સાતમે, આઠમે, નવમે સ્થાને હોય તો અધિશત્રુ થાય છે, ને નૈશર્ગિક મૈત્રીમાં સમ હોય ને ઉપલા સ્થાને હોય તો શત્રું થાય છે, ને નૈશર્ગિક મૈત્રિમાં મિત્ર હોય ને જો ઉપલા સ્થાને હોય તો સમ થાય છે.

કેટલાક આચાર્યો એમ પણ કહે છે કે, જે ભૂવનમાં ગ્રહ પોતાની ઉંચ રાશીમાં બેઠો હોય અને તેની સાથે બેઠેલા ગ્રહો નૈશર્ગિક મૈત્રિમાં જો મિત્ર હોય તો અધિમિત્ર થાય છે, સમ હોય તો મિત્ર થાય અને શત્રુ હોય તો સમ થાય. વળી યવનાચાર્ય કહે છે કે મૂળત્રિકોણ રાશીમાં જે ગ્રહ હોય તે તેની સાથે બેઠેલા ગ્રહો નૈશર્ગિક મૈત્રિમાં મિત્ર હોય તો અધિમિત્ર થાય છે, અને સમ હોય તો મિત્ર થાય અને શત્રુ હોય તો સમ થાય છે.

ઉપરના નિયમ પ્રમાણે સંવત ૧૮૯૭ શકે ૧૭૬૨ ના માહાસુદ સોમવારના જન્મનો મૈત્રી કોઠો નિચે પ્રમાણે થાય છે, અને જન્મકુંડળી આગળ લખીશું.

## મૈત્રિ કોઠો.

| ગ્રહ. | અધિમિત્ર. | મિત્ર. | સમ. | શત્રુ. | અધિશત્રુ. |
|---|---|---|---|---|---|
| સૂર્ય. | ચં, મં, ગુ. | ० | શ, શુ, રા. | બુધ. | ० |
| ચંદ્ર | સૂ, બુ. | ગુ, શુ, શ. | મંગળ. | ० | રાહૂ. |
| મંગળ. | સૂ, ગુ. | શનિ. | ચં, બુ. | શુક્ર. | રાહૂ. |
| બુધ. | શુ, રાહૂ. | મં, ગુ, સ. | શુ, ચં. | ० | ० |
| ગુરૂ. | શુ, ચં, મં. | શનિ. | બુધ, રા. | ० | શુક્ર. |
| શુક્ર. | બુ, શ, રા. | ० | શુ, ચં. | મં, ગુરૂ. | ० |
| શનિ. | બુ, શુ, રા. | ગુરૂ. | સૂ, ચં, મં. | ० | ० |

## ગ્રહોની દ્રષ્ટી બાબત.

ગ્રહો પોતાથકી ત્રીજે અને દશમે એક પાયો દેખે તેનું ફળ $\frac{1}{4}$ આપે.

પાંચમે અને નવમે બે પાયા દેખે તેનું ફળ $\frac{1}{2}$ આપે.

ચોથે અને આઠમે ત્રણ પાયા દેખે તેનું ફળ $\frac{3}{4}$ આપે.

સાતમે ચાર પાયા દેખે એટલે પુરેપુરૂં સંપૂર્ણ ફળ આપે.

સર્વ ગ્રહો પોતાથી સાતમા ભાવે સંમૂર્ણ દ્રષ્ટીથી દેખે છે.

તેમાં મંગળ ચાર, સાત અને આઠમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખે છે.

ગુરૂ પાંચ, સાત, નવમે ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખે છે.

શની ત્રણ સાત દસમે ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખે છે.

રાહૂ પાંચ, સાત, નવ તથા બારમે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખે છે.

બીજે, છઠ્ઠે અગીઆરમે તથા બારમે કોઈ ગ્રહ દેખે નહીં. ફક્ત રાહૂ બાંરમે ભાવે જુવે છે.

દ્રષ્ટી જોવાની રીતી એવી છે કે શુક્ર ચોથા ભાવે બેઠો હોય તો તેની સંપૂર્ણ ચારે પાયાની દ્રષ્ટી દશમા ભાવ ઉપર પડે છે. એ રીતે દ્રષ્ટી જોવી.

ઉપર પ્રમાણે ગ્રહોની દ્રષ્ટી બાબતના નિયમો છે તેને અનુસરી ગણિત કરીને દરેક ગ્રહની બાબત વેદજ્ઞ જોશી લોકો જન્મોત્તરીમાં ગ્રહોની દ્રષ્ટી બાબત કોઠો લખે છે.

---

## પ્રકરણ ૪ શું.

---

## જન્મકુંડળી, ચળીત, હોરા, દેષ્કાંડ વિગેરે.

### દશ વર્ગની કુંડળીયો સમજવા બાબત.

દરેક રાશીના ત્રીશ અૈાંશ (ભાગ) હોય છે અને એક અૈાંશની સાઠ કળા અને દરેક કળાની સાઠ વિકળા હોય છે.

આખું આકાશ જેને શીસુમાર અથવા ચક્ર કહેછે તેમાં ચક્રની પેઠે બારે રાશી રહેલી છે.

( આકૃતિ નંબર ૧૩ )

સૂર્ય, ચંદ્ર વિગેરે ગ્રહો આકાશમાં કેટલી મુદત સુધી દરેક રાશીમાં રહે તેની વીગત નિચે પ્રમાણે ને વળી પંચાંગના ટીપણામાંથી પણ જણાશે.

સૂર્ય એક માસ સુધી દરેક રાશીમાં રહે છે.
ચંદ્ર સવા બે દિવસ સુધી.
મંગળ દોહોડ મહિના સુધી.
બુધ એક મહિના સુધી.
ગુરૂ તેર મહિના સુધી.
શુક્ર એક માસ સુધી.
શની ત્રીશ મહિના સુધી.
રાહૂ અઢાર મહિના સુધી.
કેતુ પણ અઢાર મહિના સુધી દરેક રાશીમાં રહે છે.

## ખુલાસો.

ઉપર લખેલી મુદત આશરા પડતી લખી છે, નક્કી કયી મીતિએ કયો ગ્રહ કયી રાશીનો થયો તે ટીપણામાંથી જણાશે. વળી ઉપર લખેલા ગ્રહો મધે મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શની એ ગ્રહો વક્રી એટલે અવળી ચાલના થયા હોય તો અને તે વક્રી ચાલના થઈને માર્ગી એટલે સવળી ચાલના થાય તથા અતિચાર એટલે ઉતાવળી ચાલના થયા હોય તો ઉપર લખેલી મુદતમાં ફેરફાર પડેછે.

જન્મકુંડળી વિગરે જોવાની સમજણ પડે તેટલા માટે આ ગ્રંથમાં એક મનુષ્યની જન્મકુંડળી દાખલ કરતાં પેહેલાં લખવાની જરૂર છે કે, આ ગ્રંથ ફળાદિશ સંબંધીનો છે. ગણીત કેવી રીતે કરવું તે વિષય આ ગ્રંથમા દાખલ કરેલો નથી, કારણ કે તે સમજવો બહુ મુશ્કેલ છે, અને દરેક ગૃહસ્થ પોતપોતાની જન્મોતરી તથા વર્ષફળ હોય છે એટલે આ ગ્રંથમાં ગણિત વિષય દાખલ કરવાની જરૂર છે એમ હું ધારતો નથી.

## જન્મકુંડળી.

એક પુરૂષનો જન્મ સંવત ૧૮૯૭ શાકે ૧૭૬૨ ના માહાસુદ ૩ સોમવારે સૂર્ય ઉદય થયા પછી ઘડી ૩૭ પળ ૫૧ જન્મ થયો છે.

હવે તે વખતના પંચાગના ટીપણામાં જોતાં ઉપરના જન્મ વખતે સૂર્ય મકર રાશીનો ચૌદ ઔંશનો હતો, તે મકર રાશીના ચૌદ ઔંશ લગ્નપત્રિમાં જોતાં ૫૨ ઘડીને ૪૪ પળનો આંક છે. તેમાં જન્મની ઇષ્ટઘડી ૩૭, ને પળ ૫૫,

ઉમેરતાં ઘડી ૯૦ ને પળ ૩૯ થાય છે, તેમાંથી ઘડી ૬૦ બાદ કરતાં ઘડી ૩૦ ને પળ ૩૯ રહે છે. તે ઘડી પળ લગ્નપત્રિના કોઠામાં કન્યા લગ્નના ૧૧ આંશમાં સમાવેશ થાય છે, માટે જન્મ લગ્ન કન્યારાશીનું ૧૧ આંશનું સમજી લગ્ને કન્યારાશી માંડવી અને તે પછી અનુક્રમે બીજા ભાવોમાં નિચે લખ્યા પ્રમાણે રાશી માંડતા જવી.

જન્મકુંડળી.




## ઉપરની કુંડળીમાં રાશી માંડવાની રીત.

લગ્ન એ પેહેલો ભાવ તેમાં કન્યારાશી ને તે રાશી આંક ૬ ની તેથી છનો આંક મુકવો અને તેની પાસેનું ઘર તે બીજો ભાવ તેમાં તોલારાશીનો આંક ૭ મુકવો અને ત્રીજા ભાવમાં વૃશ્ચિકરાશી, ચોથા ભાવમાં ધનરાશી, પાંચમાં ભાવમાં મકરરાશી, છઠ્ઠા ભાવમાં કુંભરાશી, સાતમા ભાવમાં મીનરાશી, આઠમા ભાવમાં મેષરાશી, નવમા ભાવમાં વરખરાશી, દશમા ભાવમાં મીથુનરાશી, અગીઆરમા ભાવમાં કરકરાશી, અને બારમા ભાવમાં સિંહરાશી માંડવી.

હવે જે દીવસે જન્મ થયો તે દીવસે નવે ગ્રહો આકાશમાં કયી કયી રાશીમાં હતા, તે ટીપણામાં જોઈ જે ગ્રહ જે રાશીનો હોય તે રાશીવાળા ભાવમાં

જન્મકુંડળીમાં મુકવામાં આવે છે. તે નિચે પ્રમાણે.

તે દીવસે સૂર્ય મકરનો હતો, ને મકરરાશી પાંચમા ભાવે છે માટે સૂર્યને પાંચમા ભાવે મૂકવો.

ઉપરના જન્મ વખતે ચંદ્ર કુંભનો છે માટે કુંભ રાશી છઠ્ઠા ભાવે છે તેથી ચંદ્રને છઠ્ઠા ભાવે મૂકવો.

જન્મ વખતે મંગળ તોલાનો છે, ને તે રાશી બીજા ભાવે છે માટે મંગળને બીજા ભાવે મૂકવો.

જન્મ વખતે બુધ મકરનો છે, ને તે મકર રાશી પાંચમા ભાવે છે, માટે બુધને પણ પાંચમા ભાવે મૂકવો.

જન્મ વખતે ગુરૂ વૃશ્ચિકનો છે, માટે ગુરૂને વૃશ્ચિક રાશીમાં મૂકવો.

જન્મ વખતે શુક્ર કુંભનો છે, માટે તેને કુંભ રાશીમાં મૂકવો.

જન્મ વખતે શની ધનરાશીનો છે, માટે ધનરાશીમાં મૂકવો.

જન્મ વખતે રાહુ મકરનો છે માટે તેને મકરરાશીમાં મૂકવો.

જન્મ વખતે કેતુ કરકરાશીનો છે ને તે રાશી અગીઆરમા ભાવે છે માટે કેતુને અગીઆરમા ભાવે મૂકવો.

ઉપર પ્રમાણે જન્મકુંડળી થાય છે, તેને કાચી કુંડળી કહે છે.

જન્મકુંડળીમાં લગ્ન જેને પેહેલો ભાવ કહે છે, તે તથા ચોથો ભાવ, સાતમો ભાવ, અને દશમો ભાવ, આ ચાર ભાવને કીંદ્રસ્થાન જેને કંટક યા ચતુષ્ય કહે છે.

ઉપર લખેલા ચાર કીંદ્રસ્થાન મધ્યે લગ્ન જેને પેહેલો ભાવ કહે છે, તેમાં મીથુનરાશી, કન્યા, તોલા, કુંભ, ને ધનનું પૂર્વાર્ધ, એટલે પેહેલા પંદર અંશ ૧ થી ૧૫ સુધી હોય ને તે લગ્ને હોય તો બળવાન છે.

ચોથા ભાવે કરક, મીન, અને મકરનું પરાર્ધ એટલે પાછલા પંદર ઔંશ ૧૬ થી ૩૦ ઔંશ સુધી હોય તો તે બળવાન હોય છે.

સાતમાભાવે વૃશ્ચિકરાશી બળવાન છે.

દશમાભાવે મેષ, વૃષભ, સિંહ અને ધનનું પરાર્ધ એટલે ૧૬ થી ૩૦ ઔંશ સુધી અને મકરનું પૂર્વાર્ધ ૧ ઔંશથી ૧૫ ઔંશ સુધી હોયતો તે બળવાન છે.

બીજો, પાંચમો, આઠમો, અને અગીઆરમા ભાવને પણફળ કહે છે.

પાંચમા અને નવમા ભાવને ત્રીકોણસ્થાન કહે છે.

ત્રીજા, છઠ્ઠા, નવમા, અને બારમા ભાવને આપોકલીમસ્થાનં કહે છે.

ચોથા અને આઠમા ભાવને ચતુષ્ય કહે છે.

બીજા અને બારમાને માર્કસ્થાન કહે છે.

વળી બીજા અને બારમાને નેત્રસ્થાન કહે છે.

છઠ્ઠા, આઠમા, અને બારમા ભાવને ત્રીકસ્થાન કહે છે, વળીએ છઠ્ઠા, આઠમા ભાવને નષ્ટસ્થાન, અને બાકીના ૧, ૨, ૩, ૪, ૫, ૭, ૯, ૧૦, ૧૧, આ સ્થાનને શુભસ્થાન કહે છે.

ત્રીજા, છઠ્ઠા, દશમા અને અગીઆરમા સ્થાનને ઉપચયસ્થાન કહે છે.

## ઊપચ્ચયસ્થાન વિષે ટીકા.

કેટલાક આચાર્યો એમ કહે છે કે, ત્રીજા, છઠ્ઠા દશમા અને અગીઆરમા ભાવને ઉપચયસ્થાન કહે છે, પણ જ્યારે પાપ ગ્રહની દ્રષ્ટિ હોય અથવા સ્થાનમાં રહેલી રાશીના સ્વામિ ઉપર શત્રુની દ્રષ્ટિ હોય તો તેને અપચયસ્થાન કહે છે. એવો ગર્ગાચાર્ય ઋષીનો મત છે.

ઉપચયસ્થાનમાં, રહેલા ગ્રહો પોતાના મિત્ર સાથે બેઠેલા હોય અથવા તે પોતાના મૂળ ત્રિકોણને પામેલા હોય અથવા તો ઉંચના હોય તો ઇચ્છેલા પદાર્થને મેળવે છે.

ઉપચયસ્થાનમાં રહેલા ગ્રહો નિચરાશીના હોય કે શત્રુ સાથે રહેલા હોય તો સંપત્તિનો નાશ કરે.

## જન્મકુંડળિમાં શી શી બાબતનું જોવાય છે તે બાબત.

લગ્ન જેને પેહેલો ભાવ કહે છે, તેમાં દેહનું રૂપ, વર્ણ, ચિન્હ, જાતિ, ઉમરનું પ્રમાણ, સુખ, દુઃખ એટલી બાબતો જોવાય છે.

(૨) બીજા ભાવમાં ધન તથા કુટુંબ સંબંધી જોવાય છે.

(૩) ત્રીજા ભાવમાં પોતાના પ્રાક્રમ સંબંધી પોતાની આજીવીકા સંબંધી તથા ભાઈ, બેહેન તથા ચાકર સંબંધી જોવાય છે.

(૪) ચોથા ભાવમાં પોતાની માતુશ્રી વિષે વાહન, તથા પશુ વિષે ઘર વિષે સ્થાન વિષે, ખેતર વિષે અને મિત્ર વિગેરે બાબતનું સુખ દુઃખ જોવાય છે.

(૫) પાંચમા ભાવમાં, બુદ્ધિ, વિદ્યા, સંતાન, મંત્ર, ગર્ભ, સ્થિતિ એટલી બાબતો વિષે જોવાય છે.

૬ છઠ્ઠા ભાવમાં રોગ વિષે, શત્રુ વિષે, ચોરી વિષે, અને મોશાળના સુખ દુઃખ વિષે જોવાય છે.

૭ સાતમા ભાવમાં સ્ત્રી વિષે, દેશાવર જવા આવવા વિષે, નાહાનો પરચુરણ વેપાર વિષે, તથા દાંત વિષે જોવાય છે.

૮ આઠમા ભાવમાં રીષ્ટ વિષે, કષ્ટ વિષે, ગૃહસ્થાન વિષેનું જોવાય તેમજ તરવા શિખવું હથીઆર બાંધવા બાબતનું પણ જોવાય છે.

૯ નવમાં ભાવમાં, ભાગ્યનું ધર્મ, તિર્થ, યાત્રા, તપશ્ચિર્યા, એ બાબતો વિષે જોવાય છે.

૧૦ દશમા ભાવમાં રાજ્યદ્વારનું તથા વેપારનું તથા પીતાનું સૂખ દુઃખ જોવાય છે.

૧૧ અગીઆરમા ભાવમાં લાભનું, હાથી ઘોડા, સુખપાલ, વસ્ત્ર, ઘરેણાનું સુખ દુઃખ જોવાય છે.

૧૨ બારમાં ભાવમાં હાની, દાન, ખરચ, દંડ કેદ તથા નેત્ર એટલી બાબતોનું જોવાય છે.

ઉપર લખેલી જન્મકુંડળીને કાચી કુંડળી કહે છે, અને તેમાં જે ગ્રહ બેસાડેલા છે, તે ગ્રહો તેજ જગ્યાએ રહે છે કે ચળીતને બીજે ઠેકાણે જાય છે, તે નકી કરવા સારૂ ગણીત કરવું પડે છે, તે ગણીત કરતાં જન્મ થયો, તે વખતે ગ્રહો કયા રાસીના કેટલા ઔંસ કળા, વીકળાના હતા, તેનો સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો નીચે પ્રમાણે છે.

| | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | સની. | રાહુ. | કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાસી | ૯ | ૧૦ | ૬ | ૯ | ૭ | ૧૦ | ૮ | ૯ | ૩ |
| ઔંસ. | ૧૪ | ૧૮ | ૩ | ૨૦ | ૨૨ | ૨૭ | ૬ | ૨૭ | ૨૭ |
| કળા | ૧૭ | ૪૮ | ૫૫ | ૪૬ | ૨૨ | ૧૭ | ૧૫ | ૫૪ | ૫૪ |
| વીકળા | ૪૩ | ૩૮ | ૫૭ | ૪૦ | ૫૯ | ૫૮ | ૩૧ | ૧૫ | ૧૫ |
| કળા | ૬૧ | ૭૬૫ | ૨૧ | ૧૦૪ | ૯ | ૬૭ | ૪ | ૩ | ૩ |
| વીકળા | ૧૧ | ૩૩ | ૫૭ | ૧૧ | ૫૩ | ૩૭ | ૩ વ. | ૧૧ વ. | ૧૧ વ. |

+ ઔંસ એટલે દિવસ, અને કળા એટલે ઘડી, અને વિકળા એટલે પળ સમજવી.

## ઉપર લખેલા સ્પષ્ટ ગ્રહ ચક્રમાં આંકડા લખ્યા છે તેની સમજુતી નિચે પ્રમાણે છે.

સૂર્ય મકરરાશીમાં બેઠા પછી ૧૪ ઔંશ, ૧૭ કળા, ૪૬ વિકળા ચાલ્યો

તે વખત ઉપરનો જન્મ થયો અને તે વખતે ઉપર લખેલા **ઔંસ** કળા વિકળા એ સૂર્ય આકારમાં હતો એવું ગણિત કરતા નિકળે છે.

ચંદ્ર કુંભરાશીમાં ૧૮ ઔંસ ૪૪ કળા ૩૮ વિકળા ચાલ્યો તે વખત ઉપરનો જન્મ થયો.

મંગળ તોલા રાશીના ત્રણ ઔંસ, ૫૫ કળા ૫૭ વિકળા ચાલ્યો ત્યારે ઉપરનો જન્મ થયો.

બુધ મકર રાશીના ૨૦ ઔંસ ૪૬ કળા ૪૦ વિકળા ચાલ્યો ત્યારે ઉપરનો જન્મ થયો.

ગુરૂ વૃશ્ચિક રાસીના ૨૨ ઔંસ, ૨૨ કળા, ૫૯ વિકળા ચાલ્યો ત્યારે ઉપરનો જન્મ થયો.

શુક્ર કુંભરાશીનો ૨૭ ઔંશ ૧૭ કળા ૫૮ વીકળા ચાલ્યો ત્યારે ઉપરનો જન્મ થયો છે.

શની ધનરાશીનો ૬ ઔંશ ૧૫ કળા ૩૧ વીકળાનો થયો ત્યારે ઉપરનો જન્મ થયો છે અને રાશીના કોઠા નિચે **વ** કર્યો છે તેનો અર્થ વક્રચાલનો એટલે ઉંધી ચાલ શનીની હતી.

રાહુ મકરરાશીનો ૨૭ ઔંશ ૫૪ કળા ૧૫ વીકળાનો થયો ત્યારે ઉપરનો જન્મ થયો ને તે વક્રચાલનો હતો રાહુ હમેશ અવળી ચાલેજ ચાલે છે સવળી એટલે માર્ગી ચાલે ચાલતો નથી.

કેતુ કરકનો ૨૭ ઔંશ ૫૪ કળા ૧૫ વિકળાનો થયો ત્યારે ઉપરનો જન્મ થયો ને તે રાહુની પેઠે વક્ર ચાલનો હતો.

ઉપરના કોઠાને છેવટે સુર્યની ૬૧ કળા ૧૧ વીકળા લખ્યા છે તથા ચંદ્રની ૭૬૫ કળા ૩૩ વીકળા લખ્યા છે તથા એ પ્રમાણે બીજા ગ્રહોની કળા વીકળા લખ્યા છે તે વિષે એવું સમજવું કે જન્મના દિવસે એ ગ્રહોની ચાલવાની ગતી એ આંકડા પ્રમાણે હતી. તેમાં જે ગ્રહોની ચાલ વધારે કળા વીકળાની હોય તે સિધ્ર એટલે ઉતાવળી ચાલનો અને જેની કળા વીકળા ઓછી છે તે મંદ ચાલના કહેવાય છે.

ઉપર પ્રમાણે ઔંશ કળા વિકળાના ગ્રહો આકાશમાં તે તે રાશીમાં શીશુમાર ચક્ર એટલે ભ ચક્રમાં હતા એમ સમજવું.

હવે ઊપર લખેલા ગ્રહોમાં એકી રાશીના ગ્રહો એક ઔંશથી ૭ ઔંશ સુધીના સ્પષ્ટ ગ્રહચક્રમાં હોય તો તેની બાલ્યાઅવસ્થા કહેવી, અને સાત ઔંશથી

બાર અંશ સુધીના હોય તો કુમારઅવસ્થા કહેવી, અને તેર અંશથી ૧૮ અંશ સુધીના હોય તો યુવાન અવસ્થા કહેવી, અને ૧૯ અંશથી ૨૪ અંશ સુધી હોય તો વૃદ્ધ અવસ્થા કહેવી, અને ૨૫ અંશથી ૩૦ અંશ સુધીના હોય તો મૃત્યુ અવસ્થા કહેવી. એવી રીતે સર્વાથચિંતામણી નામના ગ્રંથમાં લખેલ છે.

જો ગ્રહો બેકી રાશીના હોય તે ગ્રહ સ્પસ્ઠ ગ્રહચક્રમાં છ અંશની અંદર હોય તો તેની મૃત્યુ અવસ્થા કેહવી અને સાત અંશથી બાર અંશ સુધી હોય તો વૃદ્ધ અવસ્થા કેહેવી અને તેર અંશથી ૧૮ અંશ સુધી યુવાન અવસ્થા કેહેવી અને ૧૯ અંશથી ૨૪ અંશથી સુધી કુમાર અવસ્થા કેહેવી અને ૨૫ અંશથી ત્રીસ અંશ સુધી બાલ્યા અવસ્થા કેહેવી.

## રાશી બાબત.

દરેક ભાવમાં આવેલી રાશી જન્મ વખતે કેટલાં અંશકળા વીકળાની હતી તે બાબત.

ઉપરનો જન્મ ઘડી ૩૭ પળ ૫૫ મે થયેલ છે તે વખતે બારે ભાવસંધી સહીત કેટલા કલા વીકળાના હતા, તે જાણવા માટે ગણીત કરવું પડે છે, તે ગણીત કરતા દરેક ભાવમાં કેટલી રાશી અંશ કળા વીકળા આવે છે. તેનો ભાવ સંધી કોઠો નીચે પ્રમાણે. **ભાવસંધી કોઠો.**

| | લગ્ન. | સંધી. | બીજો ભાવ. | સંધી. | ત્રીજો ભાવ. | સંધી. | ચોથો ભાવ. | સંધી. | પાંચમો ભાવ. | સંધી. | છઠો ભાવ. | સંધી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશી. | ૫ | ૫ | ૬ | ૬ | ૭ | ૭ | ૮ | ૮ | ૯ | ૯ | ૧૦ | ૧૦ |
| અંશ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ |
| કળા. | ૭ | ૬ | ૫ | ૫ | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| વીકળા | ૦ | ૨૨ | ૪૫ | ૭ | ૩૦ | ૫૨ | ૧૫ | ૫૨ | ૩૦ | ૭ | ૪૫ | ૫૨ |
| | સાતમો ભાવ. | સંધી. | આઠમો ભાવ. | સંધી. | નવમો ભાવ. | સંધી. | દશમો ભાવ. | સંધી. | અગીયારમો ભાવ. | સંધી. | બારમો ભાવ. | સંધી. |
| રાશી. | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| અંશ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ | ૧૧ | ૨૬ |
| કળા. | ૭ | ૬ | ૫ | ૫ | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| વીકળા | ૦ | ૨૨ | ૪૫ | ૭ | ૩૦ | ૫૨ | ૧૫ | ૫૨ | ૩૦ | ૭ | ૪૫ | ૫૨ |

## ચળીત કુંડળી કરવા બાબત.

સ્પષ્ટગ્રહચક્રમાં જે રાશી અંશકળા વિકળાના આંકડા લખેલા હોય તે ભાવસંધીના કોઠામાં લખેલા આંકડામાં કોની સાથે સરખાપણામાં સબંધ રાખે છે. તે જોવું અને જે ભાવસંધીમાં સમાવેશ થતો હોય તે ભાવમાં તે ગ્રહ જાય છે. તે નિચે લખેલી ચળીત કુંડળી ઉપરથી જણાશે.

### ચળીત કુંડળી.




### ઉપરની કુંડળીમાં બેઠેલા ગ્રહોનું ફળ ભૃગુ શુત્રના ગ્રંથમાંથી પાછળ લખવામાં આવશે.

સૂર્ય સ્પષ્ટ ગ્રહ ચક્રમાં ૯ રાશી. ૧૪ અૈાંશ. ૧૭ કલા અને ૪૩ વીકળા નો છે, તે આંકડાનો ભાવસંધીના કોઠામાં પાંચમા ભાવસંધીમાં ૯ રાશી. ૨૬ અૈાંશ. ૫ કલા. ૭ વીકલામાં શમાવેસ થાય છે માટે સૂર્યને પાંચમા ભાવે મુકવો.

ચંદ્ર સ્પષ્ટ ગ્રહ ચક્રના કોઠામાં ૧૦ રાશી. ૧૮ અૈાંશ. ૪૪ કલા ૩૮ વીકળાનો છે તે આંકડાનો ભાવરાશીના કોઠામાં છઠા ભાવની સંધીમાં ૧૦ રાશી. ૨૬ અૈાંશ ૬ કલા ૫૨ વીકળામાં સમાવેશ થાયછે, માટે ચળીત કુંડળીમાં ચંદ્રને છઠા ભાવે મુકવો.

મંગળના ઔંશ ભાવસંધીના કોઠામાં બીજા ભાવમાં સમાવેસ થાય છે માટે ચળીત કુંડળીમાં મંગળને બીજા ભાવે મુકવો.

બુધના ઔંસ ભાવસંધીના કોઠામાં પાંચમા ભાવની સંધીના ઔંસમાં સમાય છે માટે બુધને પાંચમા ભાવે મુકવો.

ગુરૂના ઔંસ ભાવસંધીના કોઠાના ત્રીજા ભાવની સંધીના ઔંસમાં સમાય છે, માટે ગુરૂને ચળીત કુંડળીમાં ત્રીજા ભાવે મુકવો.

શુક્રના ઔંસ ભાવસંધીના કોઠાના સાતમા ભાવના ઔંસમા સમાય છે. માટે ચલીત કુંડળીમાં શુક્ર ને સાતમાં ભાવે મુકવો.

સનીના ઔંસ ભાવ સંધીના કોઠા ના ચોથા ભાવના ઔંસમાં સમાય છે માટે ચળીત કુંડલીમાં સનીને ચોથા ભાવે મુકવો.

રાહુના ઔંશ ભાવસંધીના કોઠાના છઠ્ઠા ભાવના ઔંશમાં સમાય છે માટે ચળીત કુંડળીમાં રાહુને છઠ્ઠા ભાવે મુકવો.

કેતુના ઔંશ ભાવ સંધીના કોઠાના બારમા ભાવના ઔંશમાં સમાય છે, માટે ચળીત કુંડળીમાં કેતુને બારમા ભાવમાં મુકવો.

## સંધીગત ગ્રહ બાબત.

ગ્રહ સંધીગત નીચે પ્રમાણે થાય છે.

ગ્રહની રાશી, ઔંશ, કળા ને વિકળાના આંકડા ભાવ સંધીના કોઠાના સંધીના આંકડાની બરાબર હોય તો તે ગ્રહ સંધીગત થાય છે. ઉદારણ સૂર્ય સ્પસ્ટ ગ્રહ ચક્રમાં ૯ રાશી ૧૪ ઔંશ ૧૭ કળા ૪૩ વિકળાનો છે, અને ભાવ સંધીના કોઠામાં પાંચમા ભાવની સંધી ૯ રાશી ૧૪ ઔંશ ૧૭ કળા ૪૩ વિકળાના આંકડાં હોય તો સૂર્ય સંધીગત થયો, ને એ પ્રમાણે બીજા ગ્રહોની રાશી ઔંશ કળા વિકળા ભાવ સંધીના કોઠાની સંધીની રાશી ઔંશ કળા વિકળાની બરોબર હોય તો તે ગ્રહ સંધીગત થાય.

સંધીગત થયેલો ગ્રહ સારૂ કે નરતુ કાંઈપણ ફળ આપતો નથી.

## હોરા કુંડળી.

હોરા કુંડળી કરવામાં જન્મનું લગ્ન વીસમરાશી એટલે એકી રાશીનું અને તે પંદર ઔંસની અંદર હોયતો હોરા કુંઠળીમાં લગ્ને સુર્યની રાશીનુ સિંહ લગ્ન બેસાડવું, અને જન્મ લગ્ન વીસમ રાશી છતાં પંદર ઔંશથી વધારે હોય તો હોરા કુંડળીમાં ચંદ્રની રાશી કર્ક રાશીનું લગ્ન બેસાડવું અને બીજા ભાવો-એજ અનુક્રમે રાશીઓ માંડતા જવી.

હવે જન્મ લગ્ન સમરાશી એટલે બેકી રાશીનું પંદર આંશની અંદર હોય તો તે હોરા કુંડળીમાં ચંદ્રમાનું લગ્ન એટલે કરક લગ્ન બેસાડવું અને સમ રાશી છતાં પંદર આંશથી વધારે હોય તો હોરા કુંડળીમાં સુર્યની રાશીનું લગ્ન બેસાડી તે પછી બીજા ભાવોએ અનુક્રમે રાશી માંડતા જવી.

આ હોરાકુંડળીમાં સુર્ય અથવા ચંદ્ર આ બે ગ્રહની રાશી વગર બીજી કોઈ રાશીનું લગ્ન બેસતું નથી, અને જે જે ગ્રહ બેસે છે તે તમામ ગ્રહ કરક તથા સિંહરાશીમાંજ બેસે છે બીજી કોઈપણ રાશીમાં બેસતા નથી કારણ હોરા સુર્ય ચંદ્રની ગણાય છે કેમકે દિવસનો અધિપતિ સુર્ય, ને રાત્રીનો અધિપતિ ચંદ્ર છે તેથી હો એટલે દિવસ ને રા. એટલે રાત્રી માટે હોરા એવું નામ પડેલું છે.

હવે ગ્રહો ઉપર લખેલી બે રાશીમાં બેસવાના તે પણ ઉપરના નિયમ પ્રમાણે ગ્રહની રાશી વિસમ હોય ને તે પંદર આંશની અંદર હોય તો તે સિંહરાશીમાં બેસાડવો અને વિસમ રાશીનો છતાં પંદર આંશની ઉપર હોય તો તે કરક રાશીમાં બેસાડવો.

જે ગ્રહ સમરાશીનો હોય ને તે પંદર આંશની અંદર હોય તો તે કરકરાશીમાં બેસાડવો અને જે ગ્રહ સમરાશીનો છતાં પંદર આંશથી વધારે હોય તો તે સિંહરાશીમાં બેસાડવો.

ઉપરના નિયમ પ્રમાણે ઉપલા જન્મની હોરા કુંડળી નિચે પ્રમાણે છે.

### હોરા કુંડળી.



## ઇતી શ્રી જ્ઞાનભાસ્કર ગ્રંથ મધ્યેથી.

અરૂણ (સુર્યનો સારથી) કેહે છે કે હે દેવના પણ દેવ હે દિવાકર લોકો-ના હીતને માટે હું તમોને પુછુ છું કે ગ્રહોથી મનુષ્યને સુખ દુઃખ થાય છે તેનું કારણ મને કહો.

સુર્ય કહે છે હે વીનતાના પુત્ર અને પાપ રહીત અરૂણ મનુષ્ય પ્રાણીઓને ગ્રહોના આધારે અનેક સુખ દુઃખના ચીન્હો થાયછે તે હું તને કહુંછું તે સાંભળ.

જન્મકુંડળી અને ષડવર્ગ કુંડળીયોથી પ્રાણીયોને સુખ દુઃખના અનેક ચીન્હો થાય છે તેને દેવજ્ઞ (જોસી) લોકો પ્રકાશ કરે છે.

જન્મ કુંડળીના લગ્નમાં દેહે બાબત જોવાય છે હોરા કુંડળીમાં દ્રવ્યનું સુખ જોવાય છે દેષકાંડ કુંડળીમાં બંધુનું સુખ દુઃખ જોવાય છે સપ્તમાંશ કુંડળીમાં સં-તાનનું સુખ દુઃખ જોવાય છે અને નવમાંસ કુંડળીમાં સ્ત્રીનું સુખ દુઃખ જો-વાય છે દ્વાદશાંસમાં માતુ પીતાનું સુખ દુઃખ જોવાય છે ત્રીશાંસમાં રીષ્ટ કષ્ટનુ જોવાય છે એ પ્રમાણે વિદ્વાન લોકોએ વીચારીને જોવું.

## હોરા કુંડળીનું ફળ નિચે પ્રમાણે.

હોરા કુંડળીમાં મુખ્યત્વે કરી ધનનું જોવાય છે તે એવી રીતે કે પેહેલા અને બીજા ભાવમાં ગ્રહો રહ્યા હોયતો ધનનું ઘણું સુખ મળે અને પેહેલા અને બા-રમા ભારમાં ગ્રહ રહ્યા હોયતો ધનનું મધ્યમ સુખ મળે અને બારમા ભાવમાં ઘણા ગ્રહો રહ્યા હોયતો નિરધન દરીદ્રી હોય તેમ પેહેલા ભાવ કરતાં બીજા ભા-વમાં વધારે ગ્રહ રહ્યા હોયતો ઘણોજ ધનવાન જાણવો.

હોરા કુંડળીમાં ચંદ્રની હોરા એટલે લગ્નમાં ચંદ્રની રાસી હોય તો તે મ-નુષ્ય બાલ્યાઅવસ્થામાં દુઃખી સમજવો અને મોટપણમાં છેક જીંદગી સુધી સુખી જાણવો.

હવે સુર્યની હોરા હોયતો તે મનુષ્ય બાલ્યાઅવસ્થામાં સુખી અને મોહો-ટપણમાં છેક જીંદગી સુધી દુઃખી અને ક્રોધી જાણવો.

હોરા કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં પુર્ણ બળવાન હોયતો તે મનુષ્ય સારા ગુણવાળો જાણવો વળી જન્મ કુંડળીમાં જે ગ્રહ સ્વગ્રહી હોય ને તે જે ભાવમાં બેઠો હોય તે ભાવનું પરીપુર્ણ સુખ જાણવું.

હોરા કુંડળીમાં લગ્નનો સ્વામિ સૂર્ય હોય તો ખોટી વૃત્તિમાં પ્રીતિવાળો,

ધુતારો, રૂપ વગરનો, ખળ, પાપબુદ્ધિવાળો, કપટી, સુખ અને ધન વગરનો, ક્રોધી કઠણ હૈયાવાળો, કામી, પરસ્ત્રીમાં આશક્ત, દેવ બ્રાહ્મણની નિંધા કરવાવાળો જાણવો.

હોરા કુંડળીના લગ્નનો સ્વામિ ચંદ્ર હોય તો શાંત્ત સ્વભાવવાળો, સર્વગુણવાળો, સ્થિર સ્થાનકે રહેનારો, હમેશ મિત્રથી ગ્નાન પામનારો, નાના પ્રકારના રત્ન અને ધનના સુખવાળો, સ્ત્રી પુત્રના સુખવાળો, અને સારા વેષવાળો, પવિત્ર ત્યાગી જાણવો. વળી માન ઉપર પ્રીતિવાળો, પોતાના ધર્મ ઉપર પ્રીતિવાળો, અને ભાઇઓની સાથે સ્નેહ રાખનારો જાણવો.

હોરા કુંડળીમાં સુર્યની સિંહ રાશી લગ્ને હોયતો પોતાના દેશમાં રહેનારો અને ચંદ્ર રાશી હોય તો પરદેશમાં રહેનારો તેમ તે હોરા કુંડળીના સ્વામિને જન્મ કુંડળીમાં શુભગ્રહ દેખાતા હોય તો સારી સ્થિતિથી વરતનારો અને પાપગ્રહ દખાતો હોયતો નઠારી સ્થિતિથી વરતનારો જાણવો.

હોરા કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્રભૂવનમાં બેઠો હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો મોતી રત્નાદીક આભુષણની સંપત્તિ ભોગવનારો જાણવો. તેમજ પાપગ્રહ ભેગા બેઠા હોય યા દેખતા હોય તો ગાયો ભેંસો ગધેડા ઉંટ તથા લોઢાના સામાનના વેપારથી સંપત્તિવાળો જાણવો.

હોરા કુંડળીમાં દશમા ભાવનો સ્વામિ જે ગ્રહ હોય અને તે બળવાન હોયતો લક્ષ્મિવાન, કિર્તિવાળો, સર્વ લોકના ઉપર પ્રીતિ રાખનારો તેમજ સર્વની તેના ઉપર પ્રીતિ હોય એવો જાણવો, અને તે ગ્રહ બળવાન ન હોયતો લક્ષ્મિ તથા કીર્તિ વગરનો અને લોકની તેના ઉપર પ્રીતિ હોય નહીં તેવો જાણવો.

## દ્રેષ્કાંડ કુંડળી.

જન્મનું લગ્ન દશ અૈંશની અંદર હોય તો દ્રેષ્કાંડ કુંડળીમાં તેનું તે એટલે જન્મ લગ્ન હોય તેજ બેસાડવું અને જન્મ લગ્ન દશથી વધારે અને વીશની અંદર હોયતો જન્મ લગ્નની રાશીથી પાંચમી રાંશી આવે તે રાશીનું લગ્ન બેસાડવું અને વીશ અૈંશથી વધારે અને ત્રીશ અૈંશની અંદર જન્મ હોયતો તે જન્મ લગ્નની રાશીથી નવમી રાશીએ જે રાશી હોય તે રાશીનું લગ્ન બેસાડયા પછી અનુક્રમે રાશી માંડતા જાવી.

હવે દ્રેષ્કાડ કુંડળીમાં ગ્રહો બેસાડવાની રીતીએવીછેકે જે ગ્રહ દસઅૈંસની અંદર હોયતે ગ્રહ જન્મ કુંડળીમાં જે રાસીનોછે, તે રાસીમાં તે ગ્રહ મુકવો અને દસ અૈંશથી

વધારે અને વીસઔંશની અંદર હોયતો તે ગ્રહની રાસીથી જે પાંચમી રાસી આવે તે રાસીમાં તે ગ્રહ મુકવો, અને વીસ ઔંશથી વધારે ને ત્રીસ ઔંશની અંદરહોય તો તે ગ્રહની રાસીથી નવમી રાસીએ તે ગ્રહ મુકવો.

ઉપરના નિયમ પ્રમાણે ઉપર લખેલા જન્મની દેષ્કાંડ કુંડળી નીચે પ્રમાણે થાય છે.

દેષ્કાંડ કુંડળી.




દેષ્કાંડ કુંડળીનું ફળ.

સૂર્ય કહે છે હે અરૂણ હવે હું દેષ્કાંડ કુંડળીનું ફળ કહું છું તે સાંભળ.

૨ દેષ્કાંડ કુંડળીના લગ્નનો સ્વામિ દેષ્કાંડ કુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીના આંક પ્રમાણે ભાંડુની સંખ્યા જાણવી, જેમકે ધન રાશીમાં બેઠો હોય તો નવ ભાંડુ અને કર્ક રાશીમાં બેઠો હોયતો ચાર ભાંડું એ પ્રમાણે જાણી લેવું.

૩ દેષ્કાંડ કુંડળીના લગ્નનો સ્વામિ ભેગા જેટલા પાપ ગ્રહો દેષ્કાંડ કુંડળી ભેગા બેઠા હોય યા દેખતા હોય તો તેટલા ભાંડુનો નાશ કરે અને શુભ ગ્રહ ભેગા બેઠા હોય યા દેખતા હોય તેટલા ભાંડુ આરોગ્ય રાખે.

૪ દેષ્કાંડ લગ્નના સ્વામિને જન્મ લગ્નના સ્વામિ સાથે મિત્રતા હોયતો ભાઈઓ સાથે મિત્રતા રાખે અને શત્રુ હોય તો શત્રુતા રાખે અને સમ હોય તો સમપણું રાખે એમ જાણવું

૫ દેષ્કાંડ લગ્નનો સ્વામિ બળવાન હોય તેમ તેના ભેગા બેઠેલા ગ્રહો પણ બળવાન હોય તો તેના ભાઈઓ બળવાન અને પરાક્રમી જાણવા, તેમ દેષ્કાંડ લગ્નના સ્વામિ સાથે પુરૂષ ગ્રહો ભેગા બેઠા હોય તો ભાઈઓનું સૂખ અને સ્ત્રી ગ્રહો બેઠા હોય તો બહેનોનું સૂખ જાણવું અથવા દેષ્કાંડ લગ્ન સ્ત્રીરાશીનું હોય તો બેહેનોનું સૂખ વધારે જાણવું અને પુરૂષરાશીનું લગ્ન હોય તો ભાઈઓનું સૂખ વધારે જાણવું.

૬ દેષ્કાંડ લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં છઠ્ઠે, આઠમે, બારમે બેઠો હોય તો તે માણસ આત્મઘાતી થાય અને જન્મ કુંડળીમાં દેષ્કાંડ લગ્નનો સ્વામિ શત્રુના ઘરમાં બેઠો હોય અથવા શત્રુગ્રહ ભેગો બેઠો હોય તો તેની છેલ્લી અવસ્થામાં શત્રુથી મૃત્યુ થાય, અને જો દેષ્કાંડ લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં ચંદ્ર ભેગો બેઠો હોય તો તે માણસના શરીરમાં રૂવાડાં ઘણાં જાણવાં અથવા કાળા વર્ણનો હોય, તેમજ તે જો પાપગ્રહ સાથે રહ્યો હોય તો કાનનો રોગ થાય તેમ બંધુઓ સાથે વેર થાય અને દુસ્મનો સાથે પણ વિવાદ થાય.

૭ દેષ્કાંડ કુંડળીનો સ્વામિ જન્મ કુંડળીમાં મંગળ સાથે આઠમા ભાવે બેઠો હોય તો તેના બંધુનું માર્ગમાં મૃત્યુ થાય યા પડી જવાથી મૃત્યુ થાય તેમજ તે ગુરૂ અને શની સાથે જન્મ કુંડળીમાં આઠમા ભાવે બેઠો હોય તો તે મનુષ્યનું ઝેરથી યા મિત્રથી મૃત્યુ થાય, અને જો સર્વ ક્રૂર પાપગ્રહો સાથે જન્મ કુંડળીમાં આઠમે બેઠો હોય તો વિજળી પડવાથી મૃત્યુ થાય.

૮ જન્મકુંડળીમાં દેષ્કાંડ કુંડળીનો સ્વામિ છઠ્ઠા ભાવે રહ્યો હોય તો તે મનુષ્યના ડાબા હાથમાં કાંઈ ચિન્હ છે એમ જાણવું.

## સપ્તમાંશ કુંડળી.

એક રાશી ત્રીશ અંશની—તેના નિચે પ્રમાણે સાત ભાગ કરવા.

| અંશ. | ૪ | ૮ | ૧૨ | ૧૭ | ૨૧ | ૨૫ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|
| કળા. | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૫૯ |

### ઓજ એટલે એકી રાશી નિચે પ્રમાણે.

૧ મેષ ૩ મિથુન ૫ સીંહ ૭ તોળા ૯ ધન ૧૧ કુંભ

### યુગ્મ એટલે બેકી રાશી નિચે પ્રમાણે.

૨ વૃષભ ૪ કર્ક ૬ કન્યા ૮ વૃશ્ચિક ૧૦ મકર ૧૨ મીન

જન્મ લગ્ન ઓજ એટલે એકી રાશીનું હોય, અને ધારોકે જન્મ લગ્ન તોળા રાશીનું ૧૧ અંશ ૭ કળાનું છે. એ તોળા રાશી ઓજ એટલે એકી રાશી છે ને તેના અંશ ઉપરના સપ્તમાંશ કોઠાના ત્રીજા ભાગમાં સમાય છે માટે તોળા રાશીથી ત્રણ રાશી ગણતાં ધન રાશી આવે છે. તે ધન રાશી સપ્તમાંશ કુંડળીમાં લગ્ને માંડી અનુક્રમે બીજા ભાવોએ બીજી રાશી માંડતા જવી.

હવે ગ્રહો ઓજ એટલે એકી રાશીના હોય તો તેના સ્પષ્ટ ગ્રહચક્રમાં લખેલા અંશ ઉપરના કોઠામાં જે ભાગમાં સમાય તે ગ્રહવાળી રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીમાં તે ગ્રહો માંડવા.

જો યુગ્મ એટલે બેકી રાશીનું લગ્ન હોય ને ધારો કે કન્યાલગ્ન ૧૧ અંશ ૭ કળાનું છે તો તેના અંશ ઉપરના કોઠાના ત્રીજા ભાગમાં સમાય છે તો કન્યારાશીથી ત્રણ રાશી ગણાતાં વૃશ્ચિકરાશી આવીને વૃશ્ચિકથી સાત રાશી ઉમેરતાં વૃષભરાશી આવે છે માટે સપ્તમાંશ કુંડળીમાં વૃષભરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ માંડતા જવી.

ઉપરના નિયમ પ્રમાણે યુગ્મ એટલે બેકી રાશીના ગ્રહોના જે અંશ હોય તે અંશ ઉપરના કોઠાના જે ભાગમાં સમાય તેટલા ભાગ તે રાશી સાથે વધારતાં જે રાશી આવે તે રાશીથી સાતમી જે રાશી હોય તે રાશીમાં બેકી રાશીના ગ્રહો માંડવા.

ઉપરના નિયમ પ્રમાણે ઉપર આપણે જે જન્મકુંડળી લખી છે તેની સપ્તમાંશ કુંડળી નિચે પ્રમાણે.

## સપ્તમાંશ કુંડળી.



**સૂર્ય કહે છે હે અરૂણુ હવે હું તમોને સપ્તમાંશનું ફળ કહું છું.**

૧ સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં જે રાશીમાં બેઠો હોય તે રાશીના આંક પ્રમાણે ઘણું કરીને સંતાનની સંખ્યા નક્કી કહેવી, પણ તે સપ્તમાંશના લગ્નનો સ્વામિ અસ્તનો હોય તો તે પુરૂષની સ્ત્રી સંતાન વગરની વાંઝણી જાણવી.

૨ સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં નિચ રાશીનો હોય તો તે માણસનાં સંતાન દુર્બળ હોય અને નઠારી ખાસીયતનાં જાણવાં. કદાપિ તે સપ્તમાંશ લગ્નનો સ્વામિ પોતાના શત્રુ ગ્રહની રાશીનો હોય તો સારા સંતાન તો મૃત્યુ પામેજ, અને કદાપિ જીવે તો નઠારાં સંતાન જીવે.

૩ સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જો મિત્રગ્રહની રાશીમાં હોય અથવા ઉંચનો થઈ ગમે તે ભાવે બેઠો હોય અને તેના મિત્રગ્રહો જન્મકુંડળીમાં સાતમા ભાવે રહ્યા હોય તો તે માણસને રૂપ, ધૈર્ય, ગુણ અને વાણીના વિલાસી ફરજંદો થાય.

૪ સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં સૂર્ય સાથે રહ્યા હોય તો તેના પુત્રને નેત્રનો રોગ થાય અને સપ્તમાંશનો સ્વામિ જે સ્થાને બેઠો હોય ત્યાંથી બારમે ચંદ્ર અને શુક્ર હોય તોપણ તે મનુષ્યના સંતાનને ઉપર લખેલો રોગ થાય.

૫ સપ્તમાંસ કુંડળીના લગ્નનો સ્વામિ ગુરૂ અને શુક્ર સાથે જન્મકુંડળીમાં તથા પ્રશ્ન કુંડળીમાં લગ્નમાં રહ્યો હોય તો તે માણસની સંતતી આયુષ્યવાળી અને પુન્યવાળી થાય.

૬ સપ્તમાંશ કુંડળીમાં લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં બુધની સાથે લગ્નમાં રહ્યો હોય તો કન્યાની પ્રજા થાય અને લગ્નના આંકની સંખ્યા હોય તેટલા સંતાનનું સૂખ જોતિષ જાણનારાઓએ પોતાની બુદ્ધિથી કહેવું.

૭ સપ્તમાંશ કુંડળીમાં લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં પાપગ્રહની સાથે લગ્નમાં રહ્યો હોય તો તેના પુત્રો માથાના રોગથી પીડા પામી મૃત્યુ પામે એમ હે અરૂણ જાણી લેવું.

(૮) સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ પાપ ગ્રહ હોય અને તે જન્મ કુંડળીમાં લગ્નમાં રહ્યો હોય તો તેનાથી ગર્ભ રહે નહીં, અને સ્વપ્નામાં પણ પુત્રનું સુખ દેખે નહીં.

(૯) સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં ૧૧મા ભાવે બેઠો હોય તો તે મનુષ્યના માથામાં અથવા ઢીચણમાં અને પગમાં વાયુની પી-

ડાથી પીડા પામે અને તેની સાથે જો પાપ ગ્રહ રહ્યા હોય તો તે માણસનું દુષ્ટ હૃદય હોય અને શુભ ગ્રહ રહ્યા હોય તો સારો દ્રવ્યવાળો જાણવો.

(૧૦) સપ્તમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં સાતમા ભાવે શનીની સાથે બેઠો હોય તો પક્ષકાળમાં તેને સંતાનની વૃદ્ધિ નથી અને શુભ ગ્રહો સાથે રહ્યો હોય તો તેને પુત્રનું સુખ છે એમ જાણવું.

## નવમાંશ કુંડળી.

એક રાશીના ત્રીશ અંશના નવ ભાગ નિચે પ્રમાણે.

| અંશ. | ૩ | ૬ | ૧૦ | ૧૩ | ૧૬ | ૨૦ | ૨૩ | ૨૬ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા. | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ |

જન્મ લગ્ન ચર રાશીનું હોય અને ધારોકે મેશ રાશીનું ૧૧ અંશ ૭ કળાનું છે તો તેઓના આંકડા ઉપરના કોઠાના ચોથા ભાગમાં સમાય છે માટે મેષ રાશીથી ચાર રાશી ગણતાં કર્ક રાશી આવી માટે નવમાંશ કુંડળીમાં લગ્ને કર્ક રાશી માંડી પછી અનુક્રમે બીજી રાશી માંડતા જવી.

હવે જન્મ લગ્ન સ્થિર રાશીનું હોય અને ધારોકે તે વૃષભ રાશીનું ઉપર લખેલા અંશનું છે તો તે અંશના આંકડા ઉપરના કોઠાના ચોથા ભાગમાં સમાય છે તેથી વૃષભથી ચાર રાશી ગણતાં સીંહ રાશી આવે છે અને સીંહથી નવ રાશી ગણતાં મેષરાશી આવે છે માટે નવમાંશ કુંડળીમાં લગ્ને મેષરાશી માંડી પછી અનુક્રમે બીજી રાશી માંડતા જવી.

જો જન્મ લગ્ન દ્વિસ્વભાવ રાશીનું હોય અને ધારોકે મિથુન રાશીનું ૧૪ અંશનું છે તો તે આંકડા ઉપરના કોઠાના પાંચમા ભાગમાં સમાય છે માટે મિથુન રાશીથી પાંચ રાશી ગણતાં તોળા રાશી આવે છે તે તોળાથી પાંચ રાશી ગણતાં કુંભ રાશી આવે છે. માટે નવમાંશ કુંડળીમાં કુંભરાશી માંડી અનુક્રમે બીજી રાશીઓ માંડતા જવી.

ઉપરના નિયમ પ્રમાણે ગ્રહો માટે સ્પષ્ટ ગ્રહ ચક્રનો કોઠો જોઈ જે ગ્રહ ચર રાસીનો હોય તો સ્પષ્ટગ્રહચક્રમાં લખેલા અંશનો સમાવેશ ઉપરના નવ ભાગમાં સમાવેશ થાય તેટલા ભાગ તે રાશીમાં ઉમેરી જે રાશી આવે તેમાં તે ગ્રહ મૂકવો અને દ્વિસ્વભાવ રાશીનો ગ્રહ હોય તો તે કરતાં પાંચ રાશી વધારે ઉમેરવી અને સ્થિર રાશીનો હોયતો નવ રાશી વધારે ઉમેરતાં જે રાશી આવે

તે રાશીમાં તે ગ્રહ મૂકવો એટલે નવમાંશ કુંડળી થાય.

ઉપરના નિયમ પ્રમાણે ઉપર લખેલા જન્મની નવમાંશ કુંડળી નિચે પ્રમાણે.

## નવમાંશ કુંડળી.




## સમજુતી.

ઉપરની નવમાંશ કુંડળીમાં મુખ્યત્વકરી સ્ત્રી બાબતનું સુખ દુઃખ જોવાય છે. વળી જન્મ કુંડળીમાં જે ગ્રહ નિચ રાશીનો હોય તે ગ્રહ નવમાંશ કુંડળીમાં ઉંચ રાશીનો થઈ બેઠો હોય તો જન્મનું નિચ ફળ મટાડી સારૂં ફળ આપે છે અને જન્મ કુંડળીમાં જે ગ્રહ ઉંચ રાશીનો હોય અને તે ગ્રહ નવમાંશ કુંડળીમાં નિચ રાશીનો હોય તો સારૂં ફળ મટાડી નિચ ફળ આપે છે.

## નવમાંશ કુંડળીનું ફળ નિચે પ્રમાણે.

સૂર્ય કહેછે કે હે અરૂણ હું તમોને નવમાંશનું ફળ કહું છું તે સાંભળો.

(૧) નવમાંશ કુંડળીનો લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં અથવા પ્રશ્ન કુંડ-

ળીમાં લગ્ને બેઠો હોયતો તેની ન્હાની ઉમરમાં સગાઇ થાય પણ તે સ્ત્રી મૃત્યુ પામે.

(૨) નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં છઠે, આઠમે ભાવે બેઠો હોયતો તે પુરૂષનું લગ્ન થયા પછી તેની સ્ત્રી ગુજરી જાય અને ફરીથી બીજી સ્ત્રી સાથે લગ્ન કરે.

(૩) નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં દશમા ભાવે બેઠો હોય તો તેને ભાગ્યશાળી સ્ત્રી મળે અને ઉપર લખેલો ગ્રહ બીજા (ધન ભાવે) બેઠો હોય તો તે પુરુષ સ્ત્રી પરણ્યા પછી લક્ષ્મિવાન થાય, અને જો તે ગ્રહ બારમે બેઠો હોયતો તેને વ્યભિચારી અને ચોરી કરનારી સ્ત્રી મળે.

(૪) નવમાંસ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં બારમે બેઠો હોય પણ સ્વગ્રહી હોયતો તે પુરૂષને વાણી વિલાસવાળી અને ભાગ્યશાળી તથા પોતાના સ્વામિનું મન સંતોષ રાખનારી સ્ત્રી મળે.

(૫) નવમાંશ કુંડળીના લગનનો સ્વામિ ત્રીજા, પાંચમા, સાતમા, નવમા અને અગિઆરમા ભાવે બેઠો હોય તો તે પુરૂષની સ્ત્રી સદગુણી, પ્રતિવ્રતા, અતિશય રૂપવાન, સારાંનેત્રવાળી, અને સતી જાણવી.

(૬) નવમાંસ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્ર ભાવમાં બેઠો હોયતો તે મનુષ્યની છ અથવા આઠ વરસની ઉમરે લગ્ન થાય, તેમજ પાંચમા અથવા નવમા ભાવે બેઠો હોયતો નવમે વર્ષે લગ્ન થાય.

(૭) નવમાંસ કુંડળીના લગ્નનો સ્વામિ પાપ ગ્રહ હોય અને તેની સાથે જન્મ કુંડળીમાં બીજો પાપ ગ્રહ બેઠો હોયતો તેની સ્ત્રી ખોટું ભાષણ કરનારી કઠોર કેશવાળી, કઠોર હાથવાળી, અને મોટા કુલાવાળી જાણવી.

(૮) નવમાંશ કુંડળીના લગનનો સ્વામિ શુભ ગ્રહ હોય અને તે જન્મ કુંડળીમાં કોઇ બીજા શુભ ગ્રહ સાથે ભેગો બેઠો હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય તો તે પુરૂષની સ્ત્રી પતિ સાથે સ્નેહ રાખનારી, સારી ચાલની, ધીરજવાન ચતુર, અને મધુર ભાષણ કરનારી જાણવી.

(૯) નવમાંશ કુંડળીના લગનનો સ્વામિ જન્મ કુંડળીમાં આઠમે બેઠો હોય તો તે પુરૂષની સ્ત્રી પોતાના પતિના હાથથી મૃત્યુ પામે એટલે તેનો પતિ તેને મારી નાંખે અને જો તે ગ્રહ ભેગો ચંદ્ર બેઠો હોયતો તેની સ્ત્રી જળમાં ડુબી મૃત્યુ પામે.

(૧૦) નવમાંશ કુંડળીમાં સૂર્ય અને રાહુ છઠ્ઠા ભાવમાં બેઠો હોયતો તે પુરૂષની સ્ત્રી ઝેર ખાઈ મૃત્યુ પામે, અને જો સૂર્ય અને શુક્ર બેઠો હોયતો અગ્નિથી દાઝવાથી મૃત્યુ પામે તથા બુધ બેઠો હોયતો લાકડું વાગવાથી મૃત્યુ પામે.

(૧૧) નવમાંશ કુંડળીના લગ્નના સ્વામિને જન્મ કુંડળીમાં ચંદ્ર દેખતો હોય અથવા ચંદ્ર ભેગો બેઠો હોયતો તે પુરૂષની સ્ત્રી અતિ ચંચળ, વ્યભિચારી, કપટી સ્વભાવની, અને પતિ સાથે થોડો સ્નેહ રાખનારી જાણવી.

(૧૨) નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં પાપ ગ્રહ સાથે કેંદ્ર ભાવમાં બેઠો હોય અને તેને પાપ ગ્રહ દેખતા પણ હોય તો તે પુરૂષની સ્ત્રી બુદ્ધિ વગરની અને શરીરે છેક જીંદગી સુધી દુઃખી તથા તે સ્ત્રીનું હથિયારના ઘાથી મૃત્યુ થાય એમ જાણવું.

(૧૩) નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં સ્વગ્રહી અથવા ઊંચનો અને વળી તે શુભ ગ્રહ હોય અથવા મિત્રના ઘરમાં બેઠો હોય તો તેની સ્ત્રી શરીરની સુખી અને પોતાના સ્વામિ તરફથી પણ ઘણી સુખી અને સારી બુધિ અને સારા ભાગ્યવાળી જાણવી.

## દ્વાદશાંશ કુંડળી.

ત્રીશ અંશની એક રાશી હોય છે તેના બાર ભાગ કરવા તેથી દરેક ભાગ અઢી અંશનો થાયછે તે નિચે પ્રમાણે કોઠો કરી બતાવ્યો છે.

| અંશ. | ૨ | ૫ | ૭ | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૭ | ૨૦ | ૨૨ | ૨૫ | ૨૭ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |

## દ્વાદશાંશ કુંડળીમાં રાશી માંડવાની રીતિ.

ભાવસંધીના કોઠામાં લગ્ન કેટલા અંશનું છે તે જોવું અને ધારો કે લગ્ન કન્યારાશીનું ૧૧ અંશ ૭ કળાનું છે તો તેના અંશ ઉપરના દ્વાદશાંશી કોઠાના પાંચમા ભાગમાં સમાય છે, માટે કન્યા રાશીથી પાંચ રાશી ગણતાં મકરરાશી આવી તો દ્વાદશાંશ કુંડળીમાં લગ્ને મકરરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ રાશી માંડતા જવી.

## દ્વાદશાંશ કુંડળીમાં ગ્રહો માંડવાની રીતિ નિચે પ્રમાણે છે.

ગ્રહો સ્પષ્ટ ગ્રહચક્રના કોઠામાં કેટલા અૌંશના છે તે જોવું. હવે ધારો કે સૂર્ય સ્પષ્ટ ગ્રહચક્રમાં મકરરાશીનો ૧૪ અૌંશ ૧૭ કળા ૪૬ વિકળાનો છે તે અૌંશના આંકડા ઉપરના દ્વાદશાંશના કોઠાના છઠ્ઠા ભાગમાં સમાય છે માટે મકરરાશીથી ૭ રાશી ગણતાં મીથુનરાશી આવે છે તેથી દ્વાદશાંશ કુંડળીમાં સૂર્યને મીથુનરાશીમાં મુકવો અને ઉપરના નિયમ પ્રતાણે બીજા ગ્રહોના અૌંશ જે કોઠામાં સમાય તેટલા ભાગ તે ગ્રહની રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીમાં દ્વાદશાંશ કુંડળીમાં ગ્રહો મુકવા.

ઉપર લખેલા નિયમ પ્રમાણે ઉપર લખેલા જન્મની દ્વાદશાંશ કુંડળી નિચે પ્રમાણે છે:-

### દ્વાદશાંશ કુંડળી.




### સમજુતી.

દ્વાદશાંશ કુંડળીમાં મુખ્યત્વે કરીને માતા પિતાનું સુખ-દુઃખ જોવાય છે.
સૂર્ય કહે છે હે અરૂણ હવે હું તમોને દ્વાદશાંશનું ફળ નિચે પ્રમાણે કહું છું.
૧ દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ પ્રશ્નકુંડળીમાં અથવા જન્મકુંડળીમાં

લગ્ને બેઠો હોય તો તે પુરૂષના ગુણ તેના પિતા જેટલા ન હોય તેમજ દ્રવ્ય પણ તેના પીતા જેટલું તેની પાસે ન હોય.

૨ દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્તામિ જન્મકુંડળીમાં બીજા (ધન ભાવે) બેઠો હોય તો તે પુરૂષનો પિતા દ્રવ્યવાન હોય તેમ તે પુરૂષ પોતાના પિતા કરતાં પણ અધિક ધનવાળો હોય અને જો ત્રીજા ભાવે બેઠો હોય તો પિતાના કરતાં વધારે કીર્તિવાળો તેમજ દ્રવ્ય વિગેરે સર્વ બાબતોમાં પિતા કરતાં વધારે સુખી જાણવો, અને જો તે ચોથે ભાવે બેઠો હોય તો પિતાના કરતાં અધિક ભાગ્યશાળી ઘણો દ્રવ્યવાળો અને પિતા તરફથી દુઃખી જાણવો. અને તે પાંચમા ભાવે બેઠો હોય તો તે પુરૂષ સારી બુદ્ધિવાળો, ઘણો ભાગ્યશાળી અને પોતાના ભાગ્યથી પોતાના પિતાને સુખ મળે, અને જો તે છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેને ઘણા શત્રુ થાય, અને તે સાતમા ભાવે બેઠો હોય તો તે પુરૂષ રાજા જેવો પરાક્રમી, ભાગ્યશાળી અને રાજા પાસે ઘણુ માન પામનારો જાણવો, અને તે જો આઠમા ભાવે બેઠો હોય તો તેના પિતાનું મૃત્યુ શત્રુથી અથવા હથિયારથી અથવા જળથી અથવા ઝેરથી અથવા વીજળી પડવાથી અથવા આત્મઘાતથી મૃત્યુ થાય, અને જો તે નવમા ભાવે બેઠો હોય તો તે માણસ સર્વે તિર્થ કરનારો ધર્મ ઉપર આસ્થા રાખનારો, બ્રાહ્મણને પાળનારો અને ધર્મધુરંધર હોય, અને તે દશમા ભાવે બેઠો હોય તો તેના પિતાથી અને પ્રપિતાથી અધિક ભાગ્યશાળી થાય અને તે બાપનું ઘણું સુખ ભોગવે તથા તેનો જન્મ થયા પછી તેના બાપને પણ સુખ મળે, અને તે જો અગિયારમા ભાવે બેઠો હોય તો તેને પિતાનું ગુપ્ત ધન મળે ને તેથી પૈસાવાળો થાય, અને જો તે બારમે બેઠો હોય તો તે માણસ પોતાના હાથે નઠારૂં કામ કરે અને ધનનું ખરચ કરી નાખે ને તેથી પૈસા વગરનો થાય.

૩ દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં સ્વગ્રહી અથવા ઉંચનો હોય અને તેના ભેગો શુભ ગ્રહ બેઠો હોય યા દેખતો હોય તો તે માણસ ઘણો ભાગ્યશાળી અને સુખી જાણવો.

૪ દ્વાદશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડલીમાં પાપગ્રહના ઘરમાં બેઠો હોય અથવા પાપગ્રહના ભેગો બેઠો હોય અથવા તે ગ્રહ નિચનો હોય અથવા અસ્તનો હોયતો તે માણસને ઘણા શત્રુ હોય અને ઘણી વખત પિડા ભોગાવનારો, કીંચિત રોગવાળો અને અગ્નિથી પિડા પામનારો અને મનમાં પરિતાપ વાળો છેક જીંદગી સુધી જાણવો.

# ત્રીશાંશ કુંડળી.

એક રાશીના ત્રીશ અંશ તેના નિચે પ્રમાણે બે કોઠા કરવા.

## એકી રાશીનો કોઠો નિચે પ્રમાણેઃ-

| ગ્રહ. | મંગળ | શની | ગુરૂ | બુધ | શુક્ર |
|---|---|---|---|---|---|
| અંશ | ૫ | ૫ | ૮ | ૭ | ૫ |

## બેકી રાશીનો કોઠો નિચે પ્રમાણેઃ-

| ગ્રહ. | શુક્ર | બુધ | ગુરૂ | શની | મંગળ |
|---|---|---|---|---|---|
| અંશ | ૫ | ૭ | ૮ | ૫ | ૫ |

જન્મકુંડળીમાં એકીરાશીનું લગ્ન હોય અને ધારોકે તોલા લગ્ન ૧૧ અંશ ૭ કળાનું છે તો તે અંશઉપરના એકીરાશીના કોઠામાં ગુરૂના અંશના આંકડામાં સમાવેશ થાય છે અને ગુરૂની બે રાશી મધ્યે ધનરાશી એકી રાશી છે માટે ત્રીશાંશ કુંડળીમાં લગ્ને ધનરાશી માંડવી, તે પછી અનુક્રમે બીજી રાશીઓ માંડતા જવી.

હવે જન્મ કુંડળી માંના ગ્રહો એકી રાશીના હોય તો તેના સ્પષ્ટ ગ્રહ ચક્રમાં અંશ જોઇ ઉપરના નિયમ પ્રમાણે જે રાશી આવે તે રાશીવાળા આંકમાં ત્રીંશાંશ કુંડળીમાં મૂકવા.

જન્મ કુંડળીમાં બેકી રાશીનું લગ્ન હોય અને ધારોકે કન્યા લગ્ન ૧૧ અંશ, ૭ કળાનું છે તો એ અંશ ઉપરના બેકી રાશીના કોઠામાં બુધના અંશમાં સમાબેસ થાય છે અને બુધની બેકી રાશી કન્યારાશી છે માટે ત્રીશાંશ કુંડળીમાં લગ્ને કન્યારાશી માંડવી, પછી અનુક્રમે બીજા ભાવોમાં રાશી માંડત જવી,

જન્મકુંડળીમાં બેકી રાશીના ગ્રહો ત્રીશાંશ કુંડળીમાં બેસાડવા માટે ઉપરનો નિયમ સમજવો.

ઉપરના નિયમ પ્રમાણે આગળ આપણે જે જન્મકુંડળી લખી છે તેની ત્રીશાંશ કુંડળી નિચે પ્રમાણે.

## ત્રીશાંશ કુંડળી.




### સમજુતી.

ઉપરની કુંડળીમાં મુખ્યત્વેકરી રીષ્ટ કષ્ટનું જોવાય છે.

સૂર્ય કહે છે હે અરૂણ હવે હું ત્રીશાંશ કુંડળીનું ફળ કહું છું જે મને બ્રહ્માએ કહ્યું છે તે તમો સાંભળો—

૧ ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ પાપગ્રહ હોય અને તે જન્મકુંડળીમાં નિચનો હોય તો તે માણસ કુટુંબ સાથે વિરોધ બાંધનારો જાણવો, અને જો તે શુભગ્રહ હોય તો શરીરનો સુખી જાણવો.

૨ ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં છઠ્ઠા ભાવે બેઠો હોય તો તે મનુષ્યને રાજાથી બંધન થાય અને જો તે આઠમા ભાવે બેઠો હોય તો રાજાથી તેનું મૃત્યુ થાય અને જો તે બારમા ભાવે બેઠો હોય તો તકરાર કજીઆ-

ને લીધે રાજ્યથી ઘણું કષ્ટ પામે અને તેની સાથે બારમા ભાવે શત્રુગ્રહ બેઠો હોય તો તેને રાજ્યથી સંતોષ થાય નહિં અને તકરારમાં હાર પામે અને જો શુભ ગ્રહ બેઠો હોય તો રાજ્યથી સુખ મળે અને ભાગ્ય સારૂં હોય, અને ત્રીશાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મકુંડળીમાં સાતમા ભાવે બેઠો હોય તો તે પુરૂષને ઘણી સ્ત્રીઓ હોય અને તે સ્ત્રીઓથી ઘણું સુખ અને સંતોષ મળે.

૩ હે અરૂણ ત્રીશાંશ ભાવનું ફળ મેં જે કહ્યું તે ફળ જાણવાથી પુરૂષ વિદ્વાન થાય છે.

ઉપરની કુંડળીઓ જન્મકુંડળી, હોરાકુંડળી, દ્રેષ્કાંડકુંડળી, સપ્તમાંશ-કુંડળી, નવમાંશ, દ્વાદશાંશ અને ત્રીશાંશ કુંડળીઓ ઉપરથી બળાબળ વિશેની સમજુતી નિચે પ્રમાણે છે.

જે ગ્રહ સ્વગ્રહનો હોય તેનું બળ હમેશાં ૩૦ કળા ને ૦ વિકળાનું રહેછે, અને જે ગ્રહ અધિમિત્રના ઘરમાં હોય તેનું બળ ૨૨ કળા ને ૩૦ વિકળાનું રહે છે, ને જે ગ્રહ મિત્રના ઘરમાં હોય તેનું બળ ૧૫ કળા ને ૦ વિકળાનું રહે છે, અને જે ગ્રહ સમના ઘરમાં હોય તેનું બળ ૭ કળા ને ૦ વિકળાનું રહે છે, તથા જે ગ્રહ શત્રુના ઘરમાં બેઠો હોય તેનું બળ ૩ કળા ૪૫ વિકળાનું છે, ને જે ગ્રહ અધિશત્રુના ઘરમાં બેઠો હોય તેનું બળ ૧ કળા ૫૨ વિકળાનું છે, અને તે ગ્રહો કાચી જન્મકુંડળી તથા ષડવર્ગ એટલે હોરા, દ્રેષ્કાંડ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ, ત્રીશાંશકુંડળીને "ષડવર્ગ" કહે છે, ને તે સાથે સાતે કુંડળીમાં બેઠેલા ગ્રહના બળનો નિચે પ્રમાણે જન્મોત્રીમાં કોઠો કરવામાં આવે છે અને તે કોઠામાં લખેલા ગ્રહોના બળનો સરવાળો છેવટ લખાય છે તે સરવાળાના આંકડા ઉપરથી નિચે પ્રમાણે બળવાળા ગ્રહોને ગણવામાં આવે છે.

(૧) એકની અંદર હોયતો તે નિર્બળ ગ્રહ કહેવાય છે.

(૨) એકથી બે સુધી હોયતો મધ્યમ બળનો કહેવાય છે.

(૩) બે થી ત્રણ સુધીનો હોયતો ઉત્તમ બળનો કહેવાય છે.

(૪) ત્રણથી વધારે હોયતો અતિ ઉત્તમ બળનો કહેવાય છે.

આ ષડવર્ગનું બળ ગમેતેટલા ગ્રહો બળવાન હોય તોપણ ૩ અંશ કળા ૦ વિકળાથી વધારે આવતું નથી.

ઉપરના નિયમ પ્રમાણે જે કુંડળીયો લખાઇ ગઈ છે તેનો ષડ વર્ગનો કોઠો નિચે પ્રમાણે.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
|---|---|---|---|---|---|---|---|
| કાચીજન્મ કુંડળી | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૨૨<br>૩૦ | ૨૨<br>૩૦ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ |
| હોરા. | ૨૨<br>૩૦ | ૩૦<br>૦ | ૨૨<br>૩૦ | ૩<br>૪૫ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ | ૭<br>૩૦ |
| દ્રેષ્કાંડ. | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ |
| સપ્તમાંશ. | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૭<br>૩૦ | ૩૦<br>૦ |
| નવમાંશ. | ૭<br>૩૦ | ૨૨<br>૩૦ | ૩૦<br>૦ | ૩૦<br>૦ | ૧૫<br>૦ | ૨૨<br>૩૦ | ૨૨<br>૩૦ |
| દ્વાદશાંશ. | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૩૦<br>૦ | ૩૦<br>૦ | ૧૫<br>૦ | ૧<br>૫૧ | ૩૦<br>૦ |
| ત્રીશાંશ. | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ | ૩૦<br>૦ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ | ૩૦<br>૦ | ૩૦<br>૦ |
| ઐક્ય. | ૨<br>૨<br>૩૦ | ૧<br>૩૭<br>૩૦ | ૨<br>૩<br>૪૫ | ૨<br>૨૮<br>૪૫ | ૧<br>૪૮<br>૪૫ | ૨<br>૧<br>૫૧ | ૨<br>૩૪<br>૦ |
| ફળ. | શ્રેષ્ઠ. | મધ્યમ | શ્રેષ્ઠ. | શ્રેષ્ઠ. | મધ્યમ | શ્રેષ્ઠ. | શ્રેષ્ઠ. |

## દશાંશ કુંડળી.

આ દશાંશકુંડળી ઉપરની ત્રીશાંશ કુંડળીની નિચે લખવાનું કારણ કે ઉપરની ષડવર્ગની કુંડળીઓનું ફળ ઘણા ગ્રંથોમાં લખેલ છે ને આ દશાંશકુંડળી તથા ષોડશાંશ કુંડળી અને ષષ્ટીઆંશ કુંડળી ફક્ત ગ્રહોનું બળાબળ જોવા માટે ઉપયોગી છે તેથી તેને નિચે દાખલ કરી છે.

### એક રાશીના ત્રીશ આંશ તેના નિચે પ્રમાણે દશ ભાગ કરવા.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ. | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૮ | ૨૧ | ૨૪ | ૨૭ | ૩૦ |

જન્મ લગન ભાવસંધીના કોઠામાં કેટલા ઔંશનું છે તે જોવું. હવે ધારો કે ભાવ-સંધીના કોઠામાં જન્મ લગ્ન તોલા રાશીનું ૧૧ ઔંશનું એકી રાશીનું છે તો તે ઔંશના આંકડા ઉપરના દશાંશના કોઠામાં ચોથા ભાગમાં સમાય છે માટે તોલા રાશીથી ચાર રાશી ગણતાં મકરરાશી આવી માટે દશાંશ કુંડળીમાં મકરરાશી માંડવી, પછી અનુક્રમે બીજા ભાવે રાશી માંડતા જવી.

હવે જન્મ લગન બેકી રાશીનું હોય અને ધારોકે વૃશ્ચિક રાશીનું ૧૯ ઔંશનું છે તો તેના આંકડા ઉપર લખેલા દશાંશના કોઠાના છઠ્ઠા ભાગમાં સમાવેશ થાયછે માટે વૃશ્ચિક રાશીથી છ રાશી ગણતાં મેષરાશી આવે છે ને તે મેષથી બીજી નવ રાશી ગણતાં ધનરાશી આવે છે માટે દશાંશ કુંડળીમાં લગ્ને ધનરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ રાશી માંડતા જવી.

ઉપરના નિયમ પ્રમાણે ગ્રહો એકીરાશીના હોયતો તેના ઔંશ સ્પષ્ટગ્રહ-ચક્રમાં જે હોય તે ઔંશ ઉપરના દશાંશના કોઠામાં જે ભાગમાં સમાય તેટલા ભાગ ઉમેરતાં જે રાશી આવે તે રાશીવાળા આંકમાં તે ગ્રહ મુકવો અને બેકીરાશીનો ગ્રહ હોય તો તેના ઔંશ ઉપરના કોઠાના જે ભાગમાં સમાય તેટલા ભાગ ઉમેરતાં જે રાશી આવે તેમાં વળી ને સાથે નવ રાશી ઉમેરતાં જે રાશી આવે તે રાશીવાળા આંકમાં તે ગ્રહ મુકવા.

ઉપરના નિયમ પ્રમાણે ઉપલા જન્મની દશાંશકુંડળી નિચે પ્રમાણે થાય છે.

## દશાંશ કુંડળી.



## સમજુતી.

ઉપરની કુંડળી ગ્રહોનું બળાબળ જોવામાં ઉપયોગી છે.

## ષોડશાંશ કુંડળી.

ત્રીશ ઔંશની એકરાશી તેના સોળ ભાગનો કોઠો નિચે પ્રમાણે.

| • | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઔંશ. | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૧ | ૧૩ | ૧૫ |
| કળા. | ૫૨ | ૪૫ | ૩૭ | ૩૦ | ૨૨ | ૧૫ | ૭ | ૦ |
| વિકળા. | ૩૦ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |

| | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ચતુર્મુખ ૧૩ | વિશ્નુ. ૧૪ | હર ૧૫ | દીનેશ. ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઔંશ. | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૮ | ૩૦ |
| કળા. | ૫૨ | ૪૫ | ૩૭ | ૩૦ | ૨૨ | ૧૫ | ૭ | ૦ |
| વિકળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |

મેષથી મીન સુધી બાર રાશી છે. તેર, ચૌદ, પંદર અને સોળમી રાશી નથી તેથી તેનાં નામ નિચે પ્રમાણે.

તેરમી રાશીનું નામ ચતુર્મુખ.
ચૌદમી રાશીનું નામ વિશ્નુ.
પંદરમી રાશીનું નામ હર.
સોળમી રાશીનું નામ દીનેશ.

## ષોડશાંશ કુંડળીમાં ગ્રહો માંડવાની રીત.

જન્મકુંડળીનું લગ્ન એકીરાશીનું હોય અને ધારો કે તોળારાશીનું ૧૧ ઔંશ ૭ કળાનું છે તો તે ઔંશના આંકડાનો ઉપર લખેલા ષોડશાંશના કોઠાના

છઠ્ઠા ભાગમાં સમાવેશ થાય છે તો તોળારાશીથી છઠ્ઠી રાશી મીનરાશી આવી માટે ષોડશાંશ કુંડળીમાં લગ્ને મીનરાશી મૂકી અનુક્રમે બીજા ભાગોએ રાશી માંડતા જવી, અને ગ્રહો પણ ઉપર લખેલી લગ્નની રીતી પ્રમાણે જે રાશી આવે તે રાશીવાળા આંકમાં મૂકવા.

હવે જન્મકુંડળીનું લગ્ન એકીરાશીનું હોય અને ધારો કે કન્યારાશીનું ૧૧અંશ ૭ કળાનું છે ને તેના અંશના આંકડા ઉપર લખેલા ષોડશાંશના કોઠાના છઠ્ઠા ભાગમાં સમાય છે માટે કન્યારાશીથી પાછલી છઠ્ઠી રાશી જે આવે તે રાશીનું લગ્ન માંડવું એટલે કન્યાથી પાછલી છઠ્ઠી રાશી મેષ આવે છે માટે ષોડશાંશ કુંડળીમાં લગ્ને મેષરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ રાશી માંડતા જવી અને એકી રાશીના ગ્રહો માટે પણ ઉપરની લગ્નની રીતે જે રાશીમાં આવે તે રાશી-વાળા આંકમાં તે ગ્રહ મૂકવો.

ઉપરના નિયમ પ્રમાણે આગળ આપણે જે જન્મકુંડળી લખી છે તેની ષોડશાંશ કુંડળી નિચે પ્રમાણે.

## ષોડશાંશકુંડળી.

૨
સૂ. ૩
ચ. ૧
ચં. ૪
૫
૬
૮
૭

બુ. હર. ૧૫
૬ દિનેસ
વિશ્નુ ૧૪
૧૩ ગુ. ચતુર્મુખ.
શ. રા. ૧૨
શુ. ૯ મં.
૧૧
૧૦

## સમજુતી.

ઉપરની કુંડળી ગ્રહોનું બળાબળ જોવામાં ઉપયોગી છે.

## ષષ્ટીઆંશકુંડળી.

એક રાશી ૩૦ અંશની તેના ૬૦ ભાગ નિચે પ્રમાણે.

| | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ. | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ | ૬ | ૭ | ૭ | ૮ | ૮ | ૯ | ૯ |
| કળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| અંશ. | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૯ |
| કળા. | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| અંશ. | ૧૯ | ૨૦ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૮ |
| કળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| અંશ. | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ | ૩૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૩ | ૩૩ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ | ૩૭ | ૩૭ | ૩૮ |
| કળા. | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| અંશ. | ૩૮ | ૩૯ | ૩૯ | ૪૦ | ૪૦ | ૪૧ | ૪૧ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૪ | ૪૪ | ૪૫ | ૪૫ | ૪૬ | ૪૬ | ૪૭ | ૪૭ |
| કળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| અંશ. | ૪૮ | ૪૮ | ૪૯ | ૪૯ | ૫૦ | ૫૦ | ૫૧ | ૫૧ | ૫૨ | ૫૨ | ૫૩ | ૫૩ | ૫૪ | ૫૪ | ૫૫ | ૫૫ | ૫૬ | ૫૬ | ૫૭ |
| કળા. | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| અંશ. | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૯ | ૫૯ | ૬૦ | | | | | | | | | | | | | |
| કળા. | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | | | | | | | | | | | | | |

**ઉપર લખેલા સાઠ અંશના સ્વામી નિચેના અનુક્રમ પ્રમાણે છે.**

૧ ઘોર. ૨ રાક્ષસ. ૩ દેવ. ૪ કુબેર.

| | | | |
|---|---|---|---|
| ૫ રક્ષોગણ. | ૬ કિન્નર. | ૭ ભ્રષ્ટ. | ૮ કુલઘ્ન. |
| ૯ ગરલ. | ૧૦ અગ્નિ. | ૧૧ માયા. | ૧૨ પ્રેતપુરશ. |
| ૧૩ વરૂણ. | ૧૪ દેવગણેશ. | ૧૫ કળા. | ૧૬ અહીભાગ. |
| ૧૭ અમૃતાંશુ. | ૧૮ ચંદ્ર. | ૧૯ મૃદુ. | ૨૦ કોમળ. |
| ૨૧ પદ્મ. | ૨૨ લક્ષ્મિ. | ૨૩ વાંગીશ. | ૨૪ દીગંબર. |
| ૨૫ દેવ. | ૨૬ આર્દ્ર. | ૨૭ કલીનાશ. | ૨૮ ક્ષિતીશ્વર. |
| ૨૯ કમલાકર. | ૩૦ મંદાત્મજ. | ૩૧ મૃત્યુ. | ૩૨ કાળ. |
| ૩૩ દાવાગ્નિ. | ૩૪ ઘોર. | ૩૫ અભય. | ૩૬ કંટક. |
| ૩૭ સુધા. | ૩૮ અમૃત. | ૩૯ પરિપુર્ણેંદુ. | ૪૦ વીશપ્રદગ્ધ. |
| ૪૧ કુળી. | ૪૨ નાશ. | ૪૩ વંશક્ષય. | ૪૪ ઉત્પાત. |
| ૪૫ કાળરૂપ. | ૪૬ સૌમ્ય. | ૪૭ મૃદુ. | ૪૮ સુશીતળ. |
| ૪૯ દંશાદ્રાકરાલ. | ૫૦ ઇંદુમૂખ. | ૫૧ પ્રવિણ. | ૫૨ કાળાગ્નિ. |
| ૫૩ દંડયુધ. | ૫૩ નિર્મળ. | ૫૫ શુભ. | ૫૬ અશુભ. |
| ૫૭ અતિશીતળ. | ૫૮ સુધાપયોધી. | ૫૯ ભ્રમણ. | ૬૦ ઇંદુરેખ. |

એકીરાશીનું લગ્ન તથા એકીરાશીમાં બેઠેલા ગ્રહો માટે પેહેલા નંબરથી અનુક્રમે ગણતા જવું.

બેકીરાશીનું લગ્ન તથા બેકીરાશીમાં બેઠેલા ગ્રહો માટે ઉલટી રીતે એટલે ૬૦,૫૯,૫૮,૫૭ એ અનુક્રમે ગણતા જવું.

## ઉપરની બાબતની સમજણ નિચે પ્રમાણે.

જન્મ કુંડળીનું લગ્ન એકીરાશીનું હોય અને ધારો કે જન્મ લગ્ન મીથુન રાશીનું ૯ અંશ ૧૨ કળા ૧૩ વિકળાનું છે તો તેના ઔશ ઉપરના કોઠામાં ૧૯મા ભાગમાં સમાય છે તો મીથુનરાશીથી ૧૯ મી રાશી ધનરાશી આવે માટે પષ્ટીઔશની કુંડળીમાં લગ્ને ધનરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ બીજી રાશીઓ માંડતા જવી.

હવે જન્મ લગ્ન બેકીરાશીનું હોય અને ધારો કે કર્કરાશીનું ઉપલા ઔશનું છે તો તેના આંકડા ઉપરના કોઠાના ૧૯મા ભાગમાં સમાય છે તો કર્કરાશીથી અવળી રીતે (પાછલી રાશીથી) ગણતાં મકર રાશી આવી માટે ષષ્ટી ઔશ કુંડળીમાં લગ્ને મકરરાશી માંડી અનુક્રમે બીજા ભાવોએ રાશી માંડતા જવી.

ગ્રહો એકી તથા બેકીરાશીમાં બેઠેલા હોય તેના ઔશ ઉપરના કોઠાના જે ભાગમાં સમાય તેમાં એકીરાશી માટે સુલટીરીતે અને બેકીરાશી માટે

ઉલટીરીતે ગણી જે રાશી આવે તે રાશીમાં તે ગ્રહ માંડવો. **ઉદાહરણ**-સુર્ય સ્પષ્ટગ્રહચક્રમાં મકરરાશીનો ૧૪ ઔંશ ૧૭ કળા ૪૬ વિકળાનો છે તે ઔંશના આંક ઉપરના ષષ્ટીઔંશના કોઠામાં ૨૯ મા આંકમ સમાય છે. ને મકર એકી-રાશી છે માટે મકરરાશીથી ઉલટીરીતે ગણતાં મકરથી ૨૯ મી રાશી કન્યા-રાશી આવે છે તો ષષ્ટીઔંશ કુંડળીમાં કન્યારાશીમાં સૂર્યને મૂકવો અને એ સૂર્યનું ષષ્ટીઔંશબળ જાણવા માટે સૂર્ય એકીરાશીનો છે તો સ્વામિઓમાં ઉલટીરીતે એટલે ૬૦,૫૯,૫૮,૫૭ એ રીતે ઓગણત્રીશ સુધી ગણતાં કાળ ભાગનો ષષ્ટીઔંશબળનો સૂર્ય થયો, અને જો એકીરાશીનો ગ્રહ હોય તો સુલટીરીતે ૧,૨,૩,૪, એ પ્રમાણે ગણતાં ઓગણત્રીશમો ભાગ કમલાકર ભાગ છે તો તે ભાગનો સૂર્ય થયો એમ જાણવું, અને ઉપરની રીત પ્રમાણે એકીરાશીના ગ્રહો માટે સુલટીરીતે અને બેકીરાશીના ગ્રહો માટે ઉલટીરીતે ગણી જે ભાગ આવે તે ભાગનું સંજ્ઞાબળ તે ગ્રહનું જાણવું.

ઉપરના નિયમ પ્રમાણે આગળ આપણે જે જન્મકુંડળી લખી છે તેની ષષ્ટીઔંશકુંડળી નિચે પ્રમાણે.

### ષષ્ટીઔંશ કુંડળી.



## ઉપરની ષષ્ટીઓંશ કુંડળી ગ્રહોનું બળાબળ જોવામાં ઉપયોગી છે.

દશ વર્ગ એટલે જન્મકુંડળી, હોરા, દ્રેષ્કાંડ, સપ્તમાંશ, નવમાંશ, દશાંશ, દ્વાદશાંશ, ષોડશાંશ, ત્રીશાંશ અને ષષ્ટીઓંશની કુંડળી એ રીતે દશ વર્ગની કુંડળીઓમાં જે ગ્રહ સ્વગ્રહી થઈને બેઠો હોય અથવા જે ગ્રહની રાશીમાં બેઠો હોય તે ગ્રહ સાથે મિત્રતા હોય અથવા અધિમિત્રતા હોય તો તે ગ્રહ અધિકાર પામેલ છે એમ જાણવું.

૧ હરકોઈ ગ્રહ એક અધિકાર પામ્યો હોય તો તેનું બળ કાંઈ નથી.

૨ બે અધિકાર પામ્યો હોય તો પારિજાતાષ કહેવો.

૩ ત્રણ અધિકાર પામ્યો હોય તો ઉતમાંશં બળ પામ્યો છે એમ કહેવું.

૪ ચાર બળ પામ્યો હોય તો ગોપુપુરાષ બળ પામ્યો છે એમ કહેવું.

૫ પાંચ અધિકાર પામ્યો હોય તો શીવાસંનાષંબળ પામ્યો છે એમ કહેવુ.

૬ છ બળ પામ્યો હોય તો પારાવંતાષ બળવાળો કહેવો.

૭ સાત બળ પામ્યો હોયતો દેવ લોકાંષ બળ પામ્યો છે એમ કહેવું.

૮ આઠ બળ પામ્યો હોયતો દેવ લોકાંષ બળ પામ્યો છે એમ કહેવું.

૯ નવ અધિકાર પામ્યો હોયતો ઐરાવંતાષ બળવાળો કહેવો.

૧૦ દશ બળ પામ્યો હોયતો વૈષેશીક બળ પામ્યો છે એમ કહેવું.

હવે ઉપર જે આપણે જન્મકુંડળી, હોરા, દ્રેષ્કાંડ વિગેરે દશ કુંડળી લખેલી છે તેમાં બેઠેલા ગ્રહોમાં દરેક ગ્રહ કેટલા અધિકાર યા બળ પામ્યા છે તેની વિગત નિચે પ્રમાણે.

સૂર્ય બે બળ પામ્યો છે માટે તેને પારિજાતાંષ બળ પામ્યો છે એમ કહેવું.

ચંદ્ર છ બળ પામ્યો છે માટે તેને પારાવંતાષ બળ પામ્યો છે એમ કહેવું.

મંગળ છ બળ પામ્યો છે માટે તેને પણ પારાવંતાષ બળ પામ્યો છે એમ કહેવું.

બુધ છ બળ પામ્યો છે તો તેને પણ પારાવંતાષ બળ પામ્યો છે એમ કહેવું.

ગુરૂ નવ બળ પામ્યો છે તો તેને ઐરાવંતાષ બળ પામ્યો છે એમ કહેવું.

શુક્ર પાંચ બળ પામ્યો છે તો તેને સીષાસનાષબળ પામ્યો છે એમ કહેવું.

શની નવ બળ પામ્યો છે તો તેને ઐરાવંતાષ બળ પામ્યો છે એમ કહેવું.

રાહુ ત્રણ બળ પામ્યો છે તો તે ઉત્તમાંષ વર્ગ બળ પામ્યો છે એમ કહેવું.

ઊપર પ્રમાણે ગ્રહો ઊપરની દશ વર્ગની કુંડળીઓ ઊપરથી એ પ્રમાણે બળ પામેલ છે એમ જાણવું.

# भाग बीजो.

## પ્રકરણ પેહેલું.

## ફળાદીશ બાબત.

## આધાન બાબત.

## બૃહજાતક ગ્રંથ મધેથી.

સારાવળી નામના ગ્રંથમાં લખેલું છે કે, સ્ત્રીઓને રજોદર્શન (રજસ્વળા) થાયછે તે એરીતે કે ઈંદુ એટલે ચંદ્ર જળને ઉત્પન્ન કરેછે અને મંગળ અગ્નિને ઉત્પન્ન કરે છે એટલે અગ્નિ તથા જળ મળીને, તેમાં અગ્નિથી પિત્તની ઉત્પત્તિ થાયછે અને શરીરમાં દોડતું જે લોહી તેમાં પિત્ત મળીને દરમાસે રજોદર્શન (રજસ્વળા) પ્રગટ થાય છે તે રજસ્વળા સ્ત્રીઓને ગર્ભની ઉત્પત્તિનું કારણ છે.

સ્ત્રીને રજોદર્શન થયા પછી ચોથે દીવસે રૂધીરશ્રાવ બંધ થયા બાદ સ્ત્રી નાહીને શુધ્ધ થાય છે તે પછી સ્ત્રી પુરૂષ મૈથુન કરે તો સ્ત્રીને ગર્ભ રહે છે.

હવે રજોદર્શન દરમાસે પ્રગટ થાય છે પણ કયા રજોદર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરશે તે વિશે નિચે પ્રમાણે.

સ્ત્રીની જન્મરાશીથકી ચંદ્ર અનુપચય રાશી એટલે ૧,૨,૪,૫,૭,૯ અથવા ૧૨મે હોય અને તે ચંદ્ર ઉપર મંગળની દ્રષ્ટી હોય તો આ વખતે થયેલું રજોદર્શન ગર્ભ ધારણ કરે છે. ઉદાહરણ સ્ત્રીની જન્મરાશી એટલે ધારો કે એક સ્ત્રીનું નામ તારામણી છે તો તેની સંજ્ઞાપ્રકરણમાં લખ્યા પ્રમાણે તોલારાશી છે. હવે રજોદર્શન વખતે ટીપણામાં મકરરાશીનો ચંદ્ર હોયતો સ્ત્રીની જન્મરાશીથી ચોથે મકરનો ચંદ્ર થયો અને રજોદર્શન વખતે ટીપણામાં કર્કનો મંગળ છે તે મંગળ મકરના ચંદ્રને સંપુર્ણ દ્રષ્ટીથી દેખે છે તો ઉપર લખ્યા પ્રમાણે આ રજોદર્શન ગર્ભ ધારણ કરશે એમ જાણવું.

ઉપર લખેલો ગર્ભ ધારણ કરનાર રજોદર્શનનો યોગ બાળક, વૃદ્ધ, દર્દી અને વાંઝણી સ્ત્રીઓને લાગુ નથી, એટલે તેઓ ગર્ભ ધારણ કરી શકશે નહીં એવો બાદરાયણમુનીનો મત્તછે. વળી રજોદર્શન વખતે ઉપર લખ્યા પ્રમાણે ચંદ્ર ઉપર મંગળની દ્રષ્ટિ હોયને એ બંન્ને ગ્રહો બળવાન હોય તથા સ્ત્રી પુરૂષ યોગ્ય ઉમ્મરનાં

હોય તો આ રજોદર્શન ગર્ભ ધારણ કરશે એમ ઘણા મુનીઓનો મત્ત છે.

અનુપચય રાશી વિષે ઉપર લખેલું છે. હવે જન્મનામની રાશીથકી ૩,૬, ૧૦,૧૧મે ચંદ્ર હોય તો ઉપચયરાશીનો ચંદ્ર કહેવાય છે.

ઉપર જણાવેલા લક્ષણવાળો ચંદ્ર સ્ત્રીની ઉપચયરાશીમાં હોય તો આ રજોદર્શન અફળ જશે એટલે સ્ત્રી ગર્ભ ધારણ કરશે નહીં.

પુરૂષના જન્મનામની રાશીથકી ચંદ્ર ઉપચયરાશીમાં સ્ત્રીઓના રજોદર્શન વખતે હોય અને તે ચંદ્રને ગુરૂ દેખતો હોય તો રજોદર્શન પછી પુરૂષ સ્ત્રીસાથે મૈથુન કરશે.

ઉપર પ્રમાણે.પુરૂષના નામની રાશીથકી ઉપચયમાં ચંદ્ર ગણેલો છે તેને બદલે સ્ત્રીના નામની રાશીથકી ઉપચયમાં ચંદ્ર ગણવો યોગ્ય છે એવી કોઈ શંકા લેશે તો તેને બાદરાયણ રૂષિ જવાબ આપે છે કે આ બાબતમાં પુરૂષનું મુખ્યપણું છે માટે પુરૂષની રાશીથકી ઉપચયરાશીમાં ચંદ્ર હોય ને તેને ગુરૂની દ્રષ્ટિ હોય તોજ તે સ્ત્રી પુરૂષની સાથે સંભોગ પામશે એમ નહીં હોય તો મૈથુન વગર સ્ત્રી નિરાશ રહેશે.

આ બાબત સારાવળી કરનાર પંડિત કહે છે કે ઉપર લખેલો મૈથુનનો યોગ ફક્ત સ્ત્રી કે પુરૂષ એક ઉપરથી નહીં પણ સામાન્યપણે એટલે બંન્નોના નામની રાશીથી ઉપચયમાં ચંદ્ર હોય અને તે ચંદ્રને ગુરૂ અથવા પોતાના મિત્ર ગ્રહો દેખતા હોય તો પુરૂષ સ્ત્રીની સાથે મૈથુન કરશે.

રજોદર્શન થયા પછી ચોથે દીવસે સ્ત્રી નાહીને શુદ્ધ થાય છે તે વખતે ઉપચયરાશીમાં ચંદ્ર આવે અને બળવાન ગુરૂ દેખે તો સ્ત્રી પોતાના સ્વામિ સાથે મૈથુન કરશે.

વળી મણિનાચાર્ય કહે છે કે આ સ્ત્રીને વ્યભિચાર યોગ થયેલો હોય અને હરકોઈ પર પુરૂષની રાશીથી તથા આ સ્ત્રીની જન્મરાશીથી ઉપચયરાશીમાં ચંદ્ર હોય ને તેને ગુરૂ વગર ફક્ત સૂર્ય ચંદ્રને દેખતો હોયતો રાજ પુરૂષની સાથે આ સ્ત્રી મૈથુન કરશે, અને મંગળ દેખતો હોય તો રાજ સત્તાવાળા સાથે, બુધ દેખતો હોય તો બુદ્ધિવાળા માણસ સાથે, અને જો શુક્ર દેખતો હોય તો અતિ સુંદર રૂપવાળા પુરૂષ સાથે, અને શની દેખતો હોય તો નોકર માણસ સાથે આ સ્ત્રી મૈથુન પામશે.

ચંદ્રને ફક્ત અકેકો ગ્રહ દેખતો હોય તો ઉપર પ્રમાણે મૈથુનનો પ્રકાર સમજવો. પણ જો કદી પોતાની રાશી સિવાય બીજી રાશીમાં રહીને તમામ પાપ-

ગ્રહો ઉપર કહેલા ચંદ્રને દેખતા હોય તો આ સ્ત્રી ઘણા પુરૂષ સાથે સંભોગ કરશે.

જે વખતે ગર્ભ રહેલો છે તે વખતની કુંડળીમાં અથવા જન્મકુંડળીમાં કે આ બાબતની પ્રશ્નકુંડળીમાં લગ્ન થકી સાતમી રાશીમાં પાપ ગ્રહો બેઠા હોય અથવા દેખતા હોય તો તકરારથી અથવા રીસથી મૈથુન થયેલું છે એમ જાણવું, અને સાતમી રાશીમાં શુભ ગ્રહો બેઠા હોય અથવા દેખતા હોય તો હાસ્યવિલાસમાં મૈથુન થયેલું છે એમ જાણવું. વળી આ ગ્રહો બળવાન હોય તો બળીષ્ટપણાથી અને નિર્બળ હોય તો નિર્બળપણાથી મૈથુન થયેલું છે એમ જાણવું, અને જો કદી પાપગ્રહ અગર શુભગ્રહ એ બેમાંથી એકેની દ્રષ્ટિ ન હોય તો હર્ષ તેમજ રીસ વગર સાધારણ રીતે મૈથુન થયેલું છે એમ જાણવું, તેમજ પાપગ્રહ અને શુભગ્રહોની સાથે દ્રષ્ટિ હોય તો કાંઈ હાસ્યવિલાસ અને કાંઈક રીસ એવી રીતે મૈથુન થયેલું છે એમ જાણવું. વળી સારાવળી ગ્રંથમાં પણ એમજ લખેલું છે.

## ઉપર પ્રમાણે સ્ત્રી મૈથુન પામતાં તે સ્ત્રીને ગર્ભ રહ્યો છે કે નહીં તે વિષે નિચે પ્રમાણે છે.

રજોદર્શન થયા પછી ઘણું કરીને સોળ દિવસની અંદર ગર્ભ રહે છે એવી રીતે ઘણા પંડીતોનો મત્ત છે.

ઉપર પ્રમાણે રજસ્વળા સ્ત્રી ચોથે દીવસે શુદ્ધ થયા પછી પુરૂષથી મૈથુન પામે અને જે વખતે પુરૂષના વિર્યનું બિંદુ ગ્રહણ કરે તે વખતની કુંડળી કરવી. આ વખતની કુંડળીને આધાન કાળની કુંડળી કહે છે.

આધાનકાળની કુંડળીમાં સૂર્ય, ચંદ્ર, શુક્ર, અને મંગળ હરકોઈ રાશીના હરકોઈ સ્થાનમાં બેસે પણ નવમાંશ કુંટળીમાં તે ચારે ગ્રહો પોતાની રાશીમાં હોય તો ગર્ભ નક્કી રહેલો છે એમ જાણવું. આ વિષે સારાવળી ગ્રંથમાં લખે છે કે ઉપર લખેલા ચાર ગ્રહો કદી પોતાની રાશીના નવમાંશમાં ન હોય તો પણ ફક્ત સૂર્ય અને શુક્ર નવમાંશ કુંડળીમાં પોતાની રાશીમાં બેઠા હોય અને પુરૂષની જન્મ નામની રાશીથી બે ગ્રહો ઉપચય રાશીમાં હોય તોપણ ગર્ભ રહેલો છે એમ જાણવું, તેમજ ચંદ્ર અને મંગળ પોતાની રાશીના નવમાંશે હોય અને સ્ત્રીની રાશીથી ઉપચય રાશીમાં એ બે ગ્રહો હોય તોપણ આ આધાન વખતે ગર્ભ રહેલો છે એમ જાણવું, તેમજ આધાન લગ્નમાં કે નવમે, પાંચમે ગુરૂ રહેલો હોય તોપણ ગર્ભ રહેલો છે એમ જાણવું.

ઉપરના યોગો હીજડા સ્ત્રી પુરૂષને અફળ છે જેમકે આંધળા માણસોને ચંદ્રનું અજવાળું અફળ છે એટલે અજવાળાને તેઓ દેખી શકતા નથી.

**હાયનરત્ન ગ્રંથમાંથી.**

૧ જન્મ કુંડળીમાં લગ્ન થકી પાંચમી કે નવમી રાશી હોય તે બે રાશી-માંથી કોઈ પણ રાશીનો જ્યારે બુધ અથવા ગુરૂ થાય તે વખતે સ્ત્રીને ગર્ભ રહે છે.

૨ ઉપર લખેલો યોગ સ્ત્રી કે પુરૂષ અથવા તે બંનેના ગ્રહો ઉપરથી જોવાય છે.

૩ જે ગ્રહે ગર્ભનો યોગ કરેલો હોય તે ગ્રહની વર્ષમાં હીનાંશા દશા જ્યારે આવે તે વખતે ગર્ભ રહે છે.

૪ જે ગ્રહે ગર્ભનો યોગ કરેલો હોય તે ગ્રહ જે મહિનામાં નવમા, પાંચ-મા, કે અગિયારમાં ભાવે અથવા લગ્ને આવે તે માસમાં ગર્ભ રહે છે.

૫ વર્ષની કુંડળીમાં ગુરૂ પાંચમે અથવા અગિયારમા ભાવે બેઠો હોયતો ગુરૂની હીનાંશા દશામાં અથવા જે મહીનામાં પાછો ગુરૂ પાંચમા, અગિયારમા નવમા ભાવે કે લગ્ને આવે તે મહિનામાં ગર્ભ રહે છે.

૬ જન્મકુંડળીના પાંચમા ભાવનો સ્વામી મંગળ વર્ષ કુંડળીમાં પાંચમા કે અગિયારમા ભાવે બેસે તેમજ જે માસની કુંડળીમાં પાંચમા કે અગિયારમા ભાવે મંગળ બેઠો હોયતો તે મહીનામાં અથવા મંગળની હીનાંશા દશામાં નક્કી ગ-ર્ભ રહે છે.

૭ ઉપરની પહેલી કલમમાં જન્મકુંડળીના લગ્ન થકી પાંચમી કે નવમી રાશીનો બુધ અથવા ગુરૂ થાય ત્યારે ગર્ભ રહે એવું કહેલું છે તેમ ચંદ્રની રાશી થકી પણ નવમી, પાંચમી રાશી ગણવાનું બીજા પંડિતો કહે છે.

**હાયનરત્ન ગ્રંથકર્તાની ટીકા.**

સ્ત્રી પુરૂષ ઉમ્મર લાયક હોય નહીં અથવા નપુંશક હોય તો ઉપર લખેલા યોગ વ્યર્થ જાય છે.

જન્મકુંડળીની મહાદશા અંતરદશા પ્રમાણે સંતાનનો યોગ થયેલો હોય તે-મજ ચાલતા વર્ષની કુંડળીમાં પણ સંતાન યોગ થયેલો હોય તોજ આ યોગ લાગુ પડે છે.

જન્મ કુંડળીના પાંચમા ભાવમાં તથા વર્ષ કુંડળીના પાંચમા ભાવમાં સંતાન-યોગ વધારે ખુલાસા થકી લખેલો છે.

**બૃહજ્જાતક ગ્રંથ મધ્યેથી.**

આધાન કાળના વખતથી તે બાળક પ્રસવ થાય તેટલી મુદત સુધીમાં સ્ત્રી

પુરૂષને શુભ કે અશુભ ફળ આધાન કાળની કુંડળીથી મલે તે વિષે લખતાં પેહેલાં ગર્ભ રહ્યા પછી ઘણુકરીને દશમાં માસમાં ગર્ભપ્રસવ થાય છે. આ દશે માસના સ્વામિઓ કયા કયા ગ્રહ છે તે વિષે નિચે લખીએ છીએ.

પેહેલા માસનો સ્વામિ શુક્ર છે. એ પેહેલા માસમાં શુક્ર તથા શોણીત મિશ્ર થઈ કલલ (પરપોટો) થાય છે.

૨ બીજા માસમાં ઉપર કહેલો પરપોટો એટલે કલલ કઠણ થાય છે તે માસનો સ્વામિ મંગળ જાણવો.

૩ ત્રીજા માસમાં હાથ પગ વિગેરે શરીરના અવયવો પેદા થાય છે. એ માસનો સ્વામી ગુરૂ જાણવો.

૪ ચોથા માસમાં હાડકાંની ઉત્પત્તિ થાય છે તે માસનો સ્વામિ સુર્ય જાણવો.

૫ પાંચમા માસમાં ગર્ભ ઉપર ચામડીનું પડ બંધાય છે તે માસનો સ્વામિ ચંદ્ર જાણવો.

૬ છઠ્ઠા માસમાં રૂવાં પેદા થાય છે. એ માસનો સ્વામિ શની જાણવો.

૭ સાતમા માસમાં ગર્ભને ચૈતન્યપણું એટલે ઉદરમાં આડું અવળું ફરવાની શક્તિ પેદા થાય છે. એ માસનો સ્વામિ બુધ જાણવો.

૮ આઠમા માસમાં માતા જે અન્ન ખાય તેનો રસ ગર્ભરૂપ જતું ખાય છે એટલે નાભીના નાળદ્વારે ગર્ભનું પોષણું થાય છે. એ માસનો સ્વામિ આધાનકાળના લગ્નનો સ્વામિ જાણવો.

૯ નવમા માસમાં બાળક ચિંતાતુર થાય છે. એ માસનો સ્વામિ ચંદ્ર જાણવો.

૧૦ દશમા માસમાં ગર્ભનો પ્રસવ થાય છે. એ માસનો સ્વામિ સૂર્ય જાણવો.

સ્વલ્પ જાતક નામના ગ્રંથમાં પણ ઉપર મુજબ વર્ણવેલું છે. વળી યવનાચાર્ય ઋષિ ગર્ભની સ્થિતિ વિષે માસવાર વધારે વિગત નિચે પ્રમાણે આપેછે.

૧ પેહેલા માસમાં કલલ થાય છે.

૨ બીજા માસમાં ખારેકના આકારનો કોશેટો થાય છે.

૩ ત્રીજા માસમાં હાથપગ વિગેરેના અંકુર થાય છે.

૪ ચોથા માસમાં હાડકાં અને ન્હાની મોટી નાડીઓ પેદા થાય છે.

૫ પાંચમા માસમાં મજા નામની ધાતુ અને ચામડી બંધાય છે. (શરી-

રમાં હાડકાં વિગેરેને પોષણ કરનારો ઘી જેવો એક જાતનો પદાર્થ છે તેને મજ્જા કહે છે.

૬ છઠ્ઠા માસમાં રૂધિર, રૂવાડાં અને નખો બંધાય છે.

૭ સાતમા માસમાં ચિત્તના વિચાર અને શરિરની ચેષ્ટા પેદા થાય છે.

૮ આઠમા માસમાં ભુખ અને તરશનો અનુભવ થાય છે તથા તે મટાડવાને ગર્ભરૂપ જતું અન્ન રસનો ખોરાક લે છે.

૯ નવમાં માસમાં ફરવાની ક્રિડા ગર્ભ કરે છે.

૧૦ દશમા માસમાં શ્વાસોશ્વાસના ચલણ વળણથી પૂરી રીતે થયલો ગર્ભ પ્રસવ પામે છે.

ઉપર પ્રમાણે દશે માસમાં ગર્ભની સ્થિતી વર્ણવતાં જણાવેછે કે કલલ બંધાવવાની સાથેજ તેમાં જીવ દાખલ થાય છે અને આ જીવના પ્રતાપથી દરમાસે ગર્ભમાં ફેરફાર થાય છે.

લઘુજાતક ગ્રંથમાં આ વિષે વિશેષ વર્ણન કરેલું છે કે જે જીવનો ગર્ભ રહેવાનો છે તે જીવ પુરૂષના અંતઃકરણમાં પ્રવેશ કરે છે. આ જીવના પૂર્વ જન્મના શૂભાશૂભ કર્મના અનુસારે પુરૂષને વિષય કરવાની ઇચ્છા થાય છે અને મૈથુન કરે છે. મૈથુન કરતાં અને વીર્ય છોડતાં જેવી રીતે પુરૂષને મનોભાવ હોય છે અથવા પુરૂષના માનસિક ભાવના આવેશ એટલે વેગ હોય છે તેવા ગુણ, પ્રકૃતિ, સ્વભાવવાળો જીવ વીર્યદ્વારાએ સ્ત્રીના રજોદર્શનના રૂધીર સાથે સ્ત્રીના ગર્ભાશયમાં એટલે કમળમાં પડી ઠરશે.

વળી ગર્ભ ધારણ કરનારી સ્ત્રીના માંનસિક ભાવની પણ પુરૂષના માનસિક ભાવ સાથે મેળવણી થાય છે એટલુંજ નહી પણ ગર્ભ ધારણ કર્યા પછી તરતજ જેવા બળ, ગુણવાળો પુરૂષ તે સ્ત્રી પ્રથમ જોશે તેવા બળ, ગુણવાળો ગર્ભ થશે તથા તે વખતે સ્ત્રીને જેવા વિચાર, વિકાર કે અવલોકન થશે તેવા પ્રકૃતિ, સ્વભાવ, ગુણવાળો ગર્ભ થશે કારણ ગર્ભાશયમાં ગર્ભ પેદા કરનાર વીર્યનું બિંદુ પ્રથમ પડે છે તે પ્રવાહી હોવાથી તેનો પરપોટો થાય છે, તેના ઉપર સ્ત્રી પુરૂષના મનોભાવનો અને સ્ત્રી જે અવલોકન કરે છે તેના પ્રકૃતિ, સ્વભાવ, ગુણનું પ્રતિબિંબ એટલે છાપ પડે છે, માટેજ મૈથુન કીધા પછી તરતજ સ્ત્રીએ પોતાના સ્વામિનું મુખ જોવું વિગેરે ધર્મ સાસ્ત્રોમાં આજ્ઞા કરેલી છે.

વળી ગર્ભ ધારણ વખતે સ્ત્રી પુરૂષને વાત, પિત્ત કે કફનો જે ભાગ વધારે હશે તેવા ગુણવાળો અથવા રોગવાળો ગર્ભ થશે.

ગર્ભ ધારણ વખતે એટલે આધાન વખતે કુંડળીમાં સૂર્ય વધારે બળવાન હશે તો બાપના ગુણવાળો, અને ચંદ્ર વધારે બળવાન હશે તો માતાના ગુણ-વાળો ગર્ભ થશે.

વળી ગર્ભના ઉપર કહેલા સંસ્કાર પ્રમાણે માતાને ખાવા પીવાની તથા કામ કાજ કરવાની કે વર્તણુંક વર્તવાની જ્યાંસુધી ગર્ભ ઉદરમાં રહે ત્યાંસુધી ઈચ્છા થાય છે, અને તેની અસર ગર્ભને થાય છે, માટે ધર્મશાસ્ત્રમાં ગર્ભણીના પ્રકરણમાં આજ્ઞા કીધી છે કે ગર્ભણી સ્રીને આશાભંગ અથવા નિરાશ કરવી નહીં તથા સારી રીતે ખાનપાનથી અને વસ્ત્રાલંકારથી ભરણપોષણ કરી તેને હમેશાં ખુશ રાખવી, તેમજ તેના શરિરને દુ:ખ કે સંતાપ થાય તેવી મેહેનત કે કામ તેની પાસે કરાવવું નહીં તથા નઠારા વિચાર, આચરણ કે લક્ષણ અનુસરવા દેવાં નહીં. વિગેરે વિગેરે.

ગર્ભાધાન કુંડળીમાં જે જે માસના સ્વામિઓ બળવાન હોય તે તે માસમાં ગર્ભની પુષ્ટિ જાણવી અને ગર્ભાધાન કુંડળીમાં જે જે માસનો સ્વામિ પીડિત હોય તે તે માસમાં ગર્ભને દુ:ખ અથવા ગર્ભપાત થાય છે. આ વિષે લઘુજાતકમાં વિશેષ વર્ણન લખ્યું છે કે:—

૧ માસપતિ પીડિત હોય તો ગર્ભપાત થાય.

૨ માસપતિ અસ્ત થવા પામતો હોય તો પીડા પામે.

૩ માસપતિ ઉદયનો અથવા બળવાન હોય તો ગર્ભ પુષ્ટ થાય.

આધાનકાળથી બાળકનો પ્રસવ થાય તેટલી મુદત સુધીમાં સ્રી પુરૂષને આધાનકાળની કુંડળી ઉપરથી શૂભ કે અશૂભ ફળ નિચે પ્રમાણે મળે છે.

આધાન કુંડળીમાં જે ભાવમાં સૂર્ય બેઠો હોય તે ભાવથી સાતમા ભાવે મંગળ અથવા શની બેઠો હોયતો પોતાના માસમાં એટલે ઉપર લખ્યા પ્રમાણે જે મહિનાનો સ્વામિ મંગળ હોય તે મહિનામાં અને જે મહિનાનો સ્વામિ શની હોય તે મહિનામાં તે ગ્રહ પુરૂષને પીડા કરશે, તેમજ ચંદ્ર થકી સાતમે શની કે મંગળ રહ્યા હોય તો પોતાના માસમાં સ્રીને પીડા કરશે.

સૂર્ય, મંગળ અને શનીની કર્તરી હોય તો એ બેમાં બળવાન ગ્રહના માસમાં પુરૂષનું મર્ણ થાય. કર્તરી એટલે પોતા થકી એક ગ્રહ બારમે અને બીજો બીજે હોયતો કર્તરી થઈ કેહેવાય છે.

તેમજ મંગળ અને શનીની ચંદ્રને કર્તરી થાયતો કર્તરી કરનાર ગ્રહમાં જે વધારે બળવાન હોય તેના માસમાં સ્ત્રીનું મર્ણ થાય.

મંગળ કે શની એ બે ગ્રહોમાંથી એક સૂર્ય ભેગો બેઠો હોય અને બીજો સૂર્યને દેખતો હોય તો એ બે ગ્રહોમાં જે વધારે બળવાન હોય તેના માસમાં પુરૂષનું મર્ણ થાય.

તેમજ મંગળ કે શની એ બે ગ્રહોમાંથી એક ચંદ્ર ભેગો બેઠો હોય અને બીજો દેખતો હોય તો એ બેમાંથી જે વધારે બળવાન હોય તેના માસમાં સ્ત્રીનું મૃત્યુ જાણવું

## ઓધાન કાળની કુંડળીમાં નિચે પ્રમાણે ગ્રહો આવવાથી માતાના મરણનો જોગ થાય છે તે નિચે પ્રમાણે.

ઓધાન કુંડળીમાં બારમે પાપ ગ્રહો બેઠા હોય પણ ચળીને લગ્ને આવી શકે એવી સ્થીતિના હોય, વળી કોઈ પંડિત આ ઠેકાણે એમ પણ કહેછે કે બીજે અગર બારમે પાપ ગ્રહ બેટેલા હોય પણ તે સર્વે ચળીને ચળિત કુંડળીમાં લગ્નમાં આવી શકે એવી સ્થીતિના હોય અને લગ્ન ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી ન હોય તો સ્ત્રી ગર્ભ સાથે મૃત્યુ પામશે. આ બાબત ગાર્ગી ભગવાનનો એવો મત છે કે બારમે પાપ ગ્રહ હોય અને લગ્ન ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી ન હોયતો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામશે.

ઓધાન લગ્નમાં શની બેઠો હોય અને ક્ષિણ ચંદ્ર અને મંગળ દેખતા હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામશે.

પોતાથકી એક બારમે અને બીજો બીજે બેઠો હોય તો તેને સ્થાનકર્ત્તરી કહે છે, જેમકે ચંદ્ર દશમા ભાવે બેઠો હોય, બુધ નવમા ભાવે બેઠો હોય અને શુક્ર અગિયારમા ભાવે બેઠો હોય તો ચંદ્રને સ્થાનકર્તરી થઈ કેહેવાય.

જે ગ્રહ જે રાશીમાં બેઠો હોય અને તેના જે ઑંશ હોય તે કરતાં એક ગ્રહ તેજ રાશીમાં એક ઑંશ ઓછો હોય અને બીજો ગ્રહ પણ તેજ રાશીમાં તેના કરતાં એક ઑંશ વધારે હોય તો ઑંશકર્ત્તરી કેહેવાય. જેમકે ચંદ્ર સિંહ રાશીનો ૧૧ ઑંશનો છે ને બુધ સિંહ રાશીનો ૧૦ ઑંશનો છે અને શુક્ર સિંહ રાશીનો ૧૨ ઑંશનો છે તો આ ચંદ્રને ઑંશકર્ત્તરી થઈ કેહેવાય.

લગ્ન અને ચંદ્ર બન્નેને પાપગ્રહની સ્થાનકર્ત્તરી અથવા ઑંશકર્ત્તરી

હોય અને તે બંનેને શુભ ગ્રહની દ્રષ્ટી ન હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામશે, તેમજ લગ્નમાં ચંદ્ર બેઠો હોય અને લગ્ન તથા ચંદ્ર એ બંનેને ઉપર કહેલી કર્ત્તરી હોય અને શુભ ગ્રહની દ્રષ્ટી ન હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

ચંદ્ર થકી પાપગ્રહ ચોથે હોય અને આઠમે મંગળ હોય અથવા લગ્ન થકી ચોથે પાપગ્રહ હોય અને આઠમે મંગળ હોય અથવા લગ્ન થકી ચોથે મંગળ અને બારમે સૂર્ય તેમજ હરકોઇ ભાવે ક્ષિણ ચંદ્ર હોય તો ગર્ભવાળી સ્ત્રી મૃત્યુ પામે.

આધાન લગ્નમાં મંગળ હોય અને સાતમે સૂર્ય હોય તો ગર્ભવાળી સ્ત્રીનું શસ્ત્રથી મૃત્યુ થશે.

જે ગ્રહ યુદ્ધમાં હારેલો હોય અથવા કેતુના તારાની પુંછડીનો પ્રકાશ આકાશમાં ઉગતો હોય તેને પીડિતગ્રહ કહે છે.

સૂર્ય અને ચંદ્ર પાપગ્રહોની દ્રષ્ટીમાં અથવા સમાગમવાળા હોય અથવા ગ્રહોથી ઘેરાયલા હોય તો સૂર્ય અને ચંદ્ર પીડિત કેહેવાય છે.

આધાનકાળમાં ઉપરના લક્ષણવાળો જે ગ્રહ પીડિત થયો હોય તે ગ્રહ જે મહિનાનો સ્વામિ હોય તે મહિનામાં સ્ત્રી ગર્ભપાત કરશે.

## સારોદ્ધાર ગ્રંથમાંથી.

૧ જે પુરૂષના વર્ષની કુંડળીમાં સૂર્ય પાંચમા ભાવે બેઠો હોય અને શની અગીયારમા ભાવે બેઠો હોય અને ચંદ્ર અથવા મંગળ બીજા ભાવે બેઠો હોય તો તે વર્ષમાં ગર્ભનો યોગ થાય પણ ગર્ભ રહ્યા પછી ચોથા અથવા પાચમા માસમાં ગર્ભશ્રાવ થાય એટલે ગર્ભ નાશ પામે.

૨ જે પુરૂષની વર્ષ કુંડળીમાં દશમા ભાવે અથવા પાંચમા ભાવે મંગળ હોય અને શની પાંચમા ભાવે બેઠો હોય અથવા શની બીજે અથવા અગિયારમા ભાવે બેઠો હોય તો આ ગર્ભ રહ્યાપછી બીજે અથવા ત્રીજે મહિને ગર્ભશ્રાવ એટલે ગર્ભ નાશ પામે.

જે પુરૂષની વર્ષ કુંડળીમાં મંગળ પાંચમા ભાવે અથવા અગિયારમા ભાવે બેઠો હોય તેમ તેની સાથે સૂર્ય ભેગો બેઠો હોય તો તે વર્ષમાં તેની સ્ત્રીને ગર્ભયોગ થાય પણ ગર્ભ રહ્યાપછી છઠ્ઠા અથવા સાતમા માસે ગર્ભપાત થાય.

૪ જે પુરૂષની વર્ષ કુંડળીમાં લગ્ને ચંદ્ર બેઠો હોય ને સાતમા ભાવે

શની બેઠો હોય અને તે શની ભેગો મંગળ હોય તો ગર્ભ રહ્યાપછી આઠમા માસે ગર્ભનો નાશ થાય.

## બૃહજ્જાતક ગ્રંથમાંથી.

લગ્ન અથવા ચંદ્ર અથવા એ બંને ભેગા શૂભ ગ્રહો ઓધાન કુંડળીમાં રહેલા હોય અથવા એ લગ્નથી અથવા ચંદ્રથી અથવા એ બંનેથી ૫,૯,૭,૨,૪,૧૦ મા ભાવમાં શૂભ ગ્રહ બેઠા હોય અથવા એ બેથી કે બેમાંના એકથી ૩,૧૧મે ભાવે પાપ ગ્રહો બેઠા હોય અને તે બંનેને કે એ બેમાંથી એકને સૂર્ય દેખતો હોય તો આ ગર્ભ સુખી થઈને પૂરે દહાડે પ્રસવ થશે. આ ઠેકાણે સૂર્યને બદલે ગુરૂની દ્રષ્ટી જોઈએ એમ કોઈ પંડીતો કહે છે પણ તે સાચુ નથી કારણ કે સારાવળી ગ્રંથમાં સૂર્યની દ્રષ્ટીનું ફળ સાફ રીતે કહેલું છે.

## ઓધાનકાળની અથવા જન્મકાળની કુંડળી થકી મા, બાપ, કાકા, માશીના શુભાશુભ ફળનું વિવેચન નિચે પ્રમાણે છે.

જેનો દિવસે ઓધાન અથવા જન્મ છે તેનો સૂર્ય બાપ અને શુક્ર માતાગ્રહ જાણવા, તેમજ શની કાકો અને ચંદ્ર માશીગ્રહો જાણવા.

જેનો રાત્રીએ ઓધાન અથવા જન્મ છે તેનો શની બાપ અને ચંદ્ર માતા તથા સૂર્ય કાકો અને શુક્ર માશીગ્રહો જાણવા.

દિવસે ઓધાન કે જન્મ હોય અને કુંડળીમાં સૂર્ય એકી રાશીમાં બેઠો હોય તો બાપને સુખ મળે અને બેકી રાશીમાં બેઠો હોય તો બાપને દુઃખ પડે. શુક્ર બેકી રાશીનો હોય તો માને સુખ મળે અને એકી રાશીનો હોય તો માતાને દુઃખ પડે. શની એકી રાશીનો હોય તો કાકાને સુખ મળે અને બેકી રાશીનો હોય તો કાકાને દુઃખ પડે. ચંદ્ર બેકી રાશીનો હોય તો માશીને સુખ અને એકી રાશીનો હોય તો માશીને દુઃખ પડે.

રાત્રીએ ઓધાન અથવા જન્મ હોય અને શની એકી રાશીનો હોય તો બાપને સુખ અને બેકી રાશીનો હોય તો બાપને દુઃખ પડે. ચંદ્ર બેકી રાશીનો હોય તો માતાને સુખ અને એકી રાશીનો હોય તો માતાને દુઃખ પડે. સૂર્ય એકી રાશીનો હોય તો કાકાને સુખ અને બેકી રાશીનો હોય તો કાકાને દુઃખ પડે.

શુક્ર બેકી રાશીનો હોય તો માશીને સુખ અને એકી રાશીનો હોય તો માશીને દુ:ખ પડે એમ જાણવું.

## ઓધાનકુંડળીથી અથવા જન્મકુંડળીથી કે પ્રશ્ન કુંડળીથી પુત્ર કે કન્યાના જન્મ થવાનું નિચે પ્રમાણે.

ઓધાન કે જન્મ કે પ્રશ્ન કુંડળીમાં લગ્ન, સૂર્ય, ગુરૂ અને ચંદ્ર એકી રાશીના હોય તથા નવમાંશ કુંડળીમાં પણ એકી રાશીના બળવાન હોય તો પૂત્રનો જન્મ જાણવો.

તેમજ ઉપર લખેલા ગ્રહો તથા લગ્ન બેકી રાશીમાં હોય તથા નવમાંશ કુંડળીમાં પણ લગ્ન અને ઉપર લખેલા ગ્રહો બેકી રાશીના બળવાન હોય તો કન્યાનો જન્મ જાણવો.

લગ્ન અને ઉપર લખેલા ગ્રહો એકી રાશીના હોય અને નવમાંશ કુંડળીમાં બેકી રાશીના હોય તો એ બેમાંથી જે વધારે બળવાન હોય તે પ્રમાણે પુત્ર કે કન્યાનો જન્મ જાણવો.

ઓધાન કે જન્મ કે પ્રશ્ન કુંડળીમાં સૂર્ય અને ગુરૂ એકી રાશીના બળવાન હોય અને તે નવમાંશ કુંડળીમાં ગમે તે નવમાંશે હોય તો પુત્રનો જન્મ જાણવો.

ચંદ્ર, શુક્ર અને મંગળ બેકી રાશીના બળવાન હોય અને તે નવમાંશ કુંડળીમાં હરકોઈ ઠેકાણે બેઠા હોય તો કન્યાનો જન્મ જાણવો.

ગુરૂ અને સૂર્ય મિથુન અને ધનના નવમાંશમાં હોય એટલે એ ગ્રહો નવમાંશ કુંડળીમાં મિથુન અને ધનરાશીમાં બેઠા હોય પણ એ બે ગહોને ઓધાન કે જન્મ કે પ્રશ્ન કુંડળીમાં બુધ દેખતો હોય તો બે પુત્રોનો જન્મ જાણવો.

ચંદ્ર, શુક્ર અને મંગળ કન્યા અને મીન રાશીના નવમાંશમાં હોય ને તેને ઉપર લખેલી કુંડળીમાં બુધ દેખતો હોય તો બે પૂત્રીનો જન્મ જાણવો.

ઉપર પ્રમાણે બે પુત્ર કરનાર ગ્રહો તથા બે કન્યા કરનાર ગ્રહો એટલે પાંચે ગ્રહોને ઉપર લખેલી કુંડળીમાં બુધ દેખતો હોય તો બે પૂત્ર અને બે કન્યા એમ ચાર બાળકનો જન્મ જાણવો.

ઉપર લખેલા યોગોમાં ગ્રહ બળવાન હોવા જોઈએ.

ઉપર કહેલા પૂત્રના અથવા કન્યાના જન્મના જોગ બરાબર થયેલા ન હોય

ત્યારે શું પ્રસવશે એવી શંકાનું નિવારણ નિચે પ્રમાણે સમજવું.

આધાન, જન્મ કે પ્રશ્ન કુંડળીમાં ૩, ૫, ૭, ૯, ૧૧મા ભાવે બળવાન શની રહેલો હોય તોપણ પુત્રનો જન્મ જાણવો.

ઉપર વર્ણન કરેલા પુત્રના તથા કન્યાના જન્મ કરનારા એક સાથે બે જોગ થયેલા હોય ત્યારે જો પૂત્રનો જોગ બળવાન હોય તો પુત્રનો અને કન્યાનો જોગ બળવાન હોય તો કન્યાનો જન્મ કહેવો.

## ઉપરના યોગોમાં પુત્રનો અથવા કન્યાનો યોગ કહેલો છે, હવે પુત્ર તથા કન્યા બંને અવતરે તે વિષે નિચે પ્રમાણે

બેકી રાશીના ચંદ્ર અને શુક્ર હોય, અને બુધ, મંગળ, ગુરૂ અને લગ્ન એ એકી રાશીના હોય તો એક પૂત્ર અને એક પૂત્રી એમ બેનો જન્મ જાણવો.

લગ્ન અને ચંદ્ર સમરાશીના હોય અને તે બંનેને કોઈપણ પુરૂષગ્રહ દેખતા હોય તોપણ એક પુત્ર અને એક પુત્રી એમ બેનો જન્મ જાણવો.

બુધ, ગુરૂ, મંગળ અને લગ્ન એ સર્વ બેકી રાશીમાં બળવાન થઈને રહેલા હોય તોપણ એક પુત્ર અને એક પુત્રી એમ બંને થાય.

લગ્ન અને સર્વ ગ્રહો નવમાંશ કુંડળીમાં દ્વિસ્વભાવ રાશીમાં રહેલા હોય અને તે સર્વને મિથુન અથવા કન્યારાશીનો બુધ આધાન કે જન્મ કે પ્રશ્ન કુંડળીમાં દેખતો હોય તો ત્રણ બાળક થાય પણ તેમાં કેટલા પુત્ર, પુત્રી તેનું વિવેચન નિચે પ્રમાણે.

૧ જ્યાં જ્યાં નવમાંશ એવું લખેલું ત્યાં ત્યાં નવમાંશ કુંડળીમાં જે જે ગ્રહની જે રાશી હોય તે સમજવી.

૨ સર્વ ગ્રહો અને લગ્ન દ્વિસ્વભાવ રાશીના નવમાંશમાં રહેલા હોય તે સર્વને મિથુન રાશીના નવમાંશમાં રહીને બુધ દેખતો હોય તો બે પુત્ર અને એક પુત્રી થાય અને જો તે સર્વ ગ્રહોને કન્યા રાશીના નવમાંશમાં રહીને બુધ દેખતો બે પુત્રી અને એક પુત્ર થાય.

૩ મિથુન અને ધન રાશીના નવમાંશમાં રહેલા તમામ ગ્રહો અને લગ્નને જો મિથુન રાશીના નવમાંશમાં રહી બુધ દેખતો ત્રણ પુત્રો થાય.

૪ કન્યા અને મીન રાશીના નવમાંશમાં રહેલા સર્વ ગ્રહો અને લગ્નને જો કન્યા રાશીના નવમાંશમાં રહી બુધ દેખતો હોય તો ત્રણ પુત્રીઓ થાય.

સારાવળી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે જણાવતાં વિશેષ એટલું કહેલું છે કે

સર્વે ગ્રહો અને લગ્ન દ્વિસ્વભાવ રાશીમાં હોય અને તે સર્વને પોતાની રાશીના નવમાંશમાં રહીને બુધ દેખતો હોય તો ત્રણ બાળક જન્મે પણ તેમાં દિકરા દિકરીની સંખ્યા જાણવાને આ પ્રમાણે વિવેક રાખવો કે ઉપર કહેલો બુધ પુ-રૂષ રાશીના નવમાંશમાં હોય તો બે પુત્ર ને એકપુત્રી થાય. વળી તે બુધ સ્ત્રી રાશીના નવમાંશમાં હોય તો બે પુત્રી અને એક પુત્રનો જન્મ સમજવો અને બાકીનું વર્ણન તમામ ઉપર મુજબ જાણવુ

## ઘણા બાળકનો યોગ નિચે પ્રમાણે

વર્ગોત્તમનું ધનલગ્ન હોય એટલે લગ્નમાં અને નવમાંશ કુંડળીમાં બંને ઠેકાણે ધનલગ્ન હોય અને સર્વે ગ્રહો ગમે તે રાશીના હોય પણ નવમાંશ કુંડ-ળીમાં ધનરાશીના હોય તથા ઘણા બળવાન હોય તેમજ ઉપર કહેલા વર્ગોત્તમી ધનલગ્નને આધાન, જન્મ, કે પ્રશ્ન કુંડળીમાં બળવાન બુધ અને શની દેખ-તા હોય તો ગર્ભની કોથળીમાં ત્રણથી વધારે ગર્ભો સાથે છે એમ જાણવું.

## ૭ જાતના નપુંશક યોગનું વર્ણન નિચે પ્રમાણે.

૧ બેકી રાશીનો ચંદ્ર અને એકી રાશીનો સૂર્ય હોય અને એક બીજાને દેખતા હોય તો નપુશક થાય.

૨ બેકી રાશીનો શની અને એકી રાશીનો બુધ હોય અને તે બંને એક બીજાને દેખતા હોય તો નપુશક થાય.

૩ બેકી રાશીમાં સૂર્ય અને એકી રાશીમાં મંગળ બેઠો હોય અને એ બંનેને દ્રષ્ટી હોય તો નપુશક થાય.

૪ એકી રાશીમાં લગ્ન અને ચંદ્ર હોય અને તે બંનેને સમરાશીમાં રહેલો મંગળ દેખતો હોય તો નપુશક થાય.

૫ ચંદ્ર બેકી રાશીનો અને બુધ એકી રાશીનો હોય અને એ બંનેને ગમે તે રાશીમાં રહીને મંગળ દેખતો હોય તોપણ નામર્દ થાય છે.

૬ શુક્ર, લગ્ન અને ચંદ્ર ગમે તે રાશીમાં હોય પણ નવમાંશ કુંડળીમાં એકી રાશીમાં હોય તોપણ નપુશક થાય છે.

ઉપર પ્રમાણે જે પુરૂષને એ યોગ પેદા થયલો હોય તે પુરૂષ નામર્દ થાય છે એટલે પુર્ષોત્તનમાં હોતો નથી.

## વધારે અંગ તથા મુંગા બાબત.

ઓધાન લગ્નથી નવમે કે પાંચમે બુધ રહેલો હોય અને બુધ સિવાય તમામ ગ્રહો ઘણાજ નિર્બળ થઇને ગમે તે ઠેકાણે બેઠા હોય તો બે માથા, ચાર હાથ અને ચાર પગવાળો ગર્ભ છે એમ જાણવું.

ઉપર નવમા, પાંચમા ભાવમાં રહેલા બુધને બદલે બુધને મૂળ ત્રીકોણ રાશીમાં રહેવાનું કોઇક પંડિત કહે છે પણ તે બરાબર નથી કારણ કે ભગવાન ગાર્ગી બુધને નવમા પાંચમા ભાવમાં રહેવા વિશે સાફ કહે છે.

ચંદ્ર વરખ રાશીનો હોય અને સર્વ પાપ ગહો કર્ક, વૃશ્ચિક અને મીન એ ત્રણે રાશીઓના છેલા નવમાંશમાં એટલે ૨૬ ઔંશ ૪૦ કળા ઉપરાંત હોય તો ગર્ભ મુંગો છે એમ જાણવું.

ઉપરના મુંગાના યોગ વિશે ભગવાન ગાર્ગી વધારે ખુલાશો આપે છે કે આ ચંદ્રને જો પાપ ગ્રહો દેખતા હોય તો તે ગર્ભ જરૂર મુંગોજ રહેશે, પણ જો તે ચંદ્ર ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હશે તો લાંબી ઉમરે બોલવા શીખશે પણ શુભ અને પાપ ગ્રહ એમ બંનેની દ્રટિ હશે તો ઘણી લાંબી ઉમરે બોલતા શીખે તો પણ તેની જીભ ઝલાય ખરી.

ઉપરની દ્રષ્ટીમાં એવું સમજવું કે શુભ ગ્રહની દ્રષ્ટીનો ભાગ વધારે હોય તો વાણીમાં કાંઇક વધારે સુધારો થાય અને પાપ ગ્રહની દ્રષ્ટીનો ભાગ વધારે હોય તો બીગાડનો ભાંગ વધારે અને સારો ભાગ ઓછો જાણવો.

ઓધાન કુંડળીમાં અથવા તેની નવમાંશ કુંડળીમાં મિથુન અગર કન્યાના મંગળ અને શની હોય તો દાંતવાળો ગર્ભ છે એમ જાણવું અને કોઇક પંડિત આ વિષે એમ કહેછે કે ઓધાન કુંડળીમાં બુધની રાશીના શની અને મંગળ છતાં નવમાંશ કુંડળીમાં પણ તેજ રાશીના તે બે ગ્રહ જોઈએ પણ તે બરાબર નથી કારણ કે ઘણા પંડીતોનો તેવો મત નથી.

ઓધાન લગ્નમાં કર્ક રાશીનો ચંદ્ર હોય અને તેને શની તથા મંગળ દેખતા હોય તો ગર્ભ કુબડો એટલે વાંકો થશે.

ઓધાન લગ્નને શની, ચંદ્ર અને મંગળ દેખતા હોય તો ગર્ભ પાંગળો થશે.

કર્ક, વૃશ્ચિક અને મીન રાશીના છેલા નવમાંશ એટલે ૨૬ ઔંશ ૪૦ કળા ઉપરાંતના ભાગને (સંજ્ઞા પ્રકરણમાં) કહ્યા પ્રમાણે રાશીનીસંધી યા ગંડાત યોગ કહે છે.

સર્વ પાપ ગ્રહો અને ચંદ્ર રાશીની સંધીમાં હશે તો ગર્ભ બેહેરો થશે.

ઉપર પ્રમાણે ચાર યોગ કરનારા જે ગ્રહોનાં લક્ષણ કહ્યાં તે ગ્રહોને જો બળવાન શુભ ગ્રહો દેખતા હોય તો તે યોગનો ભંગ જાણવો, અને થોડા બળવાળા શુભ ગ્રહની દ્રષ્ટી હોય તો તે યોગમાં જરા ઓછાપણું જાણવું.

### વામનરૂપ બાબત.

આધાનકાળમાં મકર લગ્ન ૨૬ અંશ ૪૦ કળા ઉપરાંતનું હોય અને તેને શની, ચંદ્ર અને સુર્ય દેખતા હોય તો ગર્ભ વામનરૂપ એટલે બહુ ઠીંગણો થશે.

### હાથ, પગ અને માથા વગરના જન્મ બાબત.

આધાનકાળની કુંડળીમાં પાંચમા ભાવમાં જે દ્રેષ્કાંડ હોય તે દ્રેષ્કાંડની રાશીનો મંગળ આવે તેને શની, ચંદ્ર અને સૂર્ય દેખતા હોયતો હાથ વગરનો જન્મે, અને ઉપર પ્રમાણે નવમા ભાવના દ્રેષ્કાંડમાં મંગળ આવે ને ઉપરના ત્રણે ગ્રહો દેખતા હોય તો પગ વગરનો, અને એ મુજબ લગ્નના દ્રેષ્કાંડમાં આવેલા મંગળને એ ત્રણ ગ્રહો દેખતા હોય તો માથા વગરનો અને બાકીના અવયવો પુરેપુરા હોય એમ સમજવું.

ઉપર પ્રમાણે ગર્ગાચાર્ય રૂષિ પણ કહે છે. વળી વધારે જણાવે છે કે ઉપર લક્ષણ વાળો મંગળ હોય પણ તેને શુભ ગ્રહો દેખતા હોય તો તે ગર્ભ અંગ વગરનો થશે નહીં, પણ ઉપર પ્રમાણે અંગ વગરનો જે યોગ થયો છે તે અંગમાં કાંઈક ઓછાપણું અથવા ખોડ રહેશે. વળી સારાવળી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે લખે છે.

### નેત્ર વગરના જન્મ બાબત.

આધાન કાળનાં લગ્નમાં સૂર્ય અને ચંદ્ર સિંહરાશીના થઈને બેઠેલા હોય અને બંને ગ્રહોને મંગળ અને શની દેખતા હોય તો ગર્ભને બંને આંખો નથી એટલે આંધળો ગર્ભ છે એમ જાણવું.

સિંહ લગ્નમાં સૂર્ય બેઠો હોય અને તેને શની તથા મંગળ દેખતા હોયતો ગર્ભ જમણી આંખે કાંણો છે એમ જાણવું.

સિંહ લગ્નમાં ચંદ્ર બેઠો હોય અને તેને શની તથા મંગળ દેખતા હોયતો ગર્ભ ડાબી આંખે કાંણો છે એમ જાણવું.

સિંહ લગ્નમાં સૂર્ય અને ચંદ્ર એ બંને રહેલા હોય અને એ બે ગ્રહોને સર્વ પાપ ગ્રહ અને શુભ ગ્રહ દેખતા હોયતો ગર્ભની બંને આંખો કાચી, ટપકતી, થોડા તેજ વાળી અથવા તો ફુળુ અગર પડદા જેવું હોય.

સિંહ લગ્નમાં સૂર્ય બેઠો હોય અને તેને તમામ શુભ અને પાપ ગ્રહો દેખતા હોયતો જમણી આંખ બુદબુદ એટલે ટપકતી રહેશે.

ઉપર પ્રમાણે સિંહ લગ્નમાં ચંદ્ર રહ્યો હોય અને તેને તમામ ગ્રહો દેખતા હોય તો ડાબી આંખ બુદબુદ એટલે ટપકતી રહેશે.

આધાન લગ્નથી અથવા જન્મ લગ્નથી બારમે ચંદ્ર રહ્યો હોયતો ડાબી આંખ કાંણી જાણવી.

ઉપર પ્રમાણે જો સૂર્ય બારમે રહ્યો હોયતો જમણી આંખ કાંણી જાણવી.

ઉપરના શરીરના ઓછા વધુ અવયવો કરનારા તમામ યોગોમાં ફક્ત પાપ ગ્રહની દ્રષ્ટી હશે તો પુરી રીતે તે યોગનું ફળ સમજવું, પણ જો કદી શુભ ગ્રહની દ્રષ્ટી હશે તો તે યોગમાં વર્ણન કરેલું પુરેપુરૂં ફળ નહીં થાય પણ કાંઈક ઓછું ફળ થશે એવી રીતે અનુમાન કરવું.

ઉપર લખેલા નેત્ર વીગેરેના તમામ યોગો ચમત્કારીક અને ગુંચવણ ભરેલા છે માટે તે નક્કી કરવાને ગણિત તથા વિચાર ચોક્કસ રીતે તપાસીને કરવો.

## જન્મ કયારે થાય તે બાબત.

આધાનકાળથી તથા પ્રશ્નકાળથી કેટલી મુદતે જન્મ થશે તે બાબતમાં નિચે પ્રમાણે ચાર મત છે.

### મત ૧ પેહેલો.

આધાન કાળની કુંડળી ઉપરથી દ્વાદશાંશ કુંડળી કરતાં તે દ્વાદશાંશ કુંડળીમાં જે રાશીમાં ચંદ્ર બેઠો હોય તે રાશીનો ચંદ્ર ગર્ભના દશમા માસમાં જ્યારે આવે ત્યારે જન્મ થશે એમ જાણવું.

### મત ૨ બીજો.

આધાન અથવા પ્રશ્ન કાળમાં ચંદ્રના જેટલા દ્વાદશાંશ ગયા હોય અને જેટલાનો દ્વાદશાંશ વર્તમાન હોય તેટલા મેષ રાશીથી ગણતાં જે રાશી આવે તે રાશીનો દશમા માસમાં ચંદ્ર આવે ત્યારે જન્મ થશે. સારાવળી ગ્રંથમાં આ મત દાખલ કરેલો છે.

### મત ૩ ત્રીજો.

આધાન કાળમાં ચંદ્ર જે રાશીમાં જેટલા દ્વાદશાંશનો હોય તે દ્વાદશાંશની સંખ્યા તે રાશીમાં ઉમેરતાં જે રાશી આવે તે રાશીનો દશમા માસમાં ચંદ્ર આવે ત્યારે પ્રસવ થાય એમ જાણવું.

### મત ૪ ચોથો.

આધાન કાળ ઉપરથી દ્વાદશાંશ કુંડળી કરતાં તેમાં જે રાશીનો ચંદ્ર હોય

તેમાં જેટલાનો વર્તમાન દ્વાદશાંશમાં ચંદ્ર હોય તે રાશીની સંખ્યા ઉમેરતાં જે રાશી આવે તે રાશીનો પંચાગમાં ચંદ્ર દશમા માશમાં જે દીવસે આવે તે દીવસોમાં જન્મ થશે એમ જાણવું. વધારે ખુલાશાથી સમજાય તે માટે દાખલા તરીકે લખીએ છીએ કે ઓધાન વખતે ચંદ્ર કર્ક રાશીનો ૧૦ અંશ ૨૫ કળા ૩૫ વિકળાનો પાચમા દ્વાદશાંશનો વર્તમાન છે અને દ્વાદશાંશ કુંડળીમાં ચંદ્ર ધન રાશીનો છે માટે ધન રાશીથી પાંચ રાશી ગણતાં મેષ રાશી આવે છે માટે ગર્ભના દશમા માસમાં જ્યારે મેષનો ચંદ્ર થાય ત્યારે જન્મ થશે એમ જાણવું.

ઉપરનો ચોથો મત ગર્ગાચાર્ય ઋષિએ પ્રતીપાદન કરેલો છે અને તે ખરો છે.

ઉપર પ્રમાણે દશમા માસમાં જન્મ થયાના યોગ સિવાય બીજા માસોમાં જન્મ થાય તેવા યોગ બાબત શુક નામના ગ્રંથમાં નિચે પ્રમાણે લખે છે.

ઓધાન લગ્ન ચર રાશીનું હોય તો ઓધાન થકી નવમા માસમાં અને સ્થિર લગ્ન હોય તો દશમા માસમાં અને દ્વિસ્વભાવ રાશીમાં હોય તો અગિયારમા માસમાં જન્મનો વખત લાવવાનું ગણિત કરવું.

## બૃહજ્જાતક ગ્રંથ મધ્યેથી.

કયા નક્ષત્રમાં અને નક્ષત્ર બેઠા પછી કેટલી ઘડી પળે જન્મ થશે તે ત્રૈરાશીક ગણિતના આધારે નીકળી શકે છે,

રાત્રીએ જન્મ થશે કે દીવસે તે જાણવા માટે ત્રૈરાશિક ગણિત કરવાથી માલમ પડશે.

કયી કયી રાશીઓ રાત્રીએ બળવાન છે અને કયા રાશીઓ દીવસે બળવાન છે તે અમે સંજ્ઞા પ્રકરણમાં લખેલું છે, તો પણ ફરીથી લખીએ છીએ કે મેષ, વરખ, મિથુન, કર્ક, ધન અને મકર એ છ રાશી રાત્રીએ બળવાન છે અને બાકીની રાશી દીવસે બળવાન છે. હવે ધારો કે ઓધાન લગ્નમાં કર્ક રાશી છે ને તે રાશી રાત્રીએ બળવાન છે માટે જન્મ રાત્રીએ થશે એમ જાણવું.

ઉપર મુજબ રાત્રીએ જન્મ થાય પણ તેમા કેટલી ઘડી રાત જતા જન્મ થાય તે પણ ત્રૈરાશિક ગણિતથી જાણી શકાય છે.

કર્ક લગ્ન આખી રાતમાં બળવાન છે એટલે આખું કર્ક લગ્ન આખી રાતનું ગણાય છે પણ ઓધાન વખતે કર્ક લગ્નના ૮ અંશ ૧૨ કળા ને ૨૦ વિકળા ભોગવાયા છે માટે આખી રાતમાં કેટલી ઘડી રાત્રે ૮–૧૨–૨૦ અંશ કળા વિકળા ભોગવાય છે તે જાણવાને ત્રરાશિક ગણિત કરવામાં આવે તો આઠ ઘડી ને બાર પળ રાત્રી જતાં જન્મ થશે એમ જાણવું.

આ બાબતમાં સારાવળી ગ્રંથમાં લખ્યું છે કે ઉપર બતાવેલી રીત પ્રમાણે ઓધાન કાળ ઉપરથી જન્મનો વખત ચોક્કસ ગણિત અને વિચારથી નક્કી કરીને તે ઉપરથી ગ્રહનું તથા લગ્નનું ગણિત કરીને જન્મ કુંડળી પ્રગટ કરવી, પછી તે ઉપરથી ષડ્ વર્ગની કુંડળીઓ ઉપજાવીને પછી તે ઉપરથી તે બાળકના જન્મ વખતના બનાવનું ફળાદિશ કહેવું.

## ત્રણ અને બાર વર્ષે જન્મ થાય તે બાબત.

ઓધાન વખતની નવમાંશ કુંડળીના લગ્નમાં મકર કે કુંભ લગ્ન આવે અને મૂળ ઓધાન કુંડળીમાં સાતમે શની આવે તો આ ગર્ભનો ત્રણ વર્ષે જન્મ થશે એમ જાણવું.

ઓધાન વખતની નવમાંશ કુંડળીના લગ્નમાં કર્ક લગ્ન આવે અને મૂળ ઓધાન કુંડળીમાં સાતમે ચંદ્ર આવે તો આ વખતે રહેલા ગર્ભનો બાર વર્ષે જન્મ થશે એમ જાણવું.

આ ઓધાન પ્રકરણમાં ઓધાન વખતની કુંડળીના આધારથી વધારે ઓછા અંગવાળા ગર્ભના યોગો ઉપજાવ્યા છે તે યોગો જન્મ વખતની કુંડળી ઉપરથી પણ ઉપજે છે માટે જન્મ કુંડળી ઉપરથી વામન, અંધ, બેહેરા વિગેરેના લક્ષણ વાળું બાળક કહેવું. તેમજ આવી બાબતને લગતી પ્રશ્ન કુંડળી ઉપરથી પણ તેવા લક્ષણના બાળક થવા વિષે જાણવું.

મા, બાપ, કાકા અને માશીનું સુખ દુઃખ પણ જન્મ કુંડળીથી જન્મ થયા પછીના વખતમાં કહેવું.

જેવું જ્યાં સંભવે તેવું ત્યાં યુક્તિથી જાણી લેવું.

ગર્ભશ્રાવ થવાનો યોગ તથા ગર્ભ થકી જન્મ થવાનો વખત જેવી રીતે ઓધાન કુંડળી ઉપરથી જણાવ્યો છે તેવી રીતે પ્રશ્ન કાળથી પણ યુક્તિથી સંભવ પડતું જાણી લેવું.

જ્યાં જ્યાં ઓધાન વખતથી તથા જન્મ વખતથી જોવાનું કહેલું છે ત્યાં ત્યાં અનુંકુળ પડતું પ્રશ્ન કુંડળીથી પણ સમજી લેવું, કારણ કે શૂભા શૂભ પ્રારબ્ધ વશ થકી જેવા ગ્રહો ઓધાન અને જન્મ વખતે આવે છે તેવાજ ગ્રહો અથવા તેવીજ મતલબના ગ્રહો પ્રશ્ન વખતે પણ આવે છે એવી રીતે ઘણા પંડીતો કહે છે.

---

## સુચના.

આ ગ્રંથના પૃષ્ટ ૮૮ પછી પૃષ્ટ ૯૭ લખેલાં છે. તો આ ગ્રંથ બીજે ઠેકાણે છપાવા આપતાં ચુકથ એલી છે.

# प्रकरण २ जुं.

## જન્મ બાબત.

### બૃહજ્જાતક ગ્રંથમાંથી.

બાળક જણનારી સ્ત્રીને સૂતિકા કહે છે, અને તેની પાસે રહેલી બીજી સ્ત્રીઓને ઉપસૂતિકા કહે છે.

બાળકની જન્મ કુંડળીમાં ચોથા ભાવમાં ચંદ્ર રહ્યો હોય તો સૂતિકા અંધારે સૂતી હતી એમ જાણવું.

જન્મકુંડળીમાં ત્રણ કે ત્રણથી વધારે ગ્રહો નીચના હોય તો સૂતિકા ભોંય તળીએ સૂતી હતી એમ જાણવું.

જન્મ વખતની નવમાંશ કુંડળીમાં મકર અથવા કુંભ રાશીનો ચંદ્ર હોય તો તે બાળકનો અંધારે જન્મ થયલો છે એમ જાણવું.

જન્મકુંડળીમાં હરકોઇ ભાવે ચંદ્ર હોય પણ તે ચંદ્રને શની દેખતો હોય તો તે બાળકનો અંધારે જન્મ જાણવો.

જન્મ વખતની નવમાંશ કુંડળીમાં કરક અથવા મીન રાશીનો ચંદ્ર હોય તોપણ અંધારી જગ્યાએ જન્મ થયો છે એમ જાણવું.

જન્મ કુંડળીમાં ચંદ્ર ભેગો શની એકી રાશીમાં હોય તોપણ અંધારે જન્મ જાણવો.

ઉપરની બાબતમાં **યવનાચાર્ય** કહે છે કે ઉપરના અંધારે જન્મ થવાના યોગોમાં કદી ચંદ્ર ને સૂર્ય દેખતો હોય તો અંધારે જન્મ થાય નહીં.

બીજા આચાર્યોનો એવો મત છે કે જન્મ કુંડળીમાં બળવાન સૂર્ય ઉપર મંગળની દ્રષ્ટી હોયતો ઉપરના યોગમાં લખ્યા પ્રમાણે અંધારૂં ન હોય.

ઉપરની બાબતમાં સારાવળી ગ્રંથમાં વિશેષ હકીકત નિચે મુજબ છે:—

૧ જન્મ કુંડળીમાં બળવાન સૂર્ય ઉપર મંગળની દ્રષ્ટી હોય તો જન્મ થતી વખતે ઘણા દીવા હોય, અને આ યોગમાં સૂર્ય અને મંગળ સિવાય બીજા સર્વે ગ્રહો નિર્બળ થઈને બારમે ભાવે રહેલા હોયતો ઘાસના અજવાળામાં જન્મ થયો છે એમ જાણવું.

૨ નવમાંશ કુંડળીમાં મકર, કુંભ, કર્ક કે મીન રાશીનો ચંદ્ર હોયતો અંધારે જન્મ થયો છે એમ જાણવું.

૩ નવમાંશ કુંડળીમાં મકર અને કુંભ રાશીનો શની મૂળ જન્મ કુંડળીમાં કેંદ્ર ભાવમાં હોય તોપણ અંધારામાં જન્મ જાણવો.

૪ જન્મ કુંડળીમાં લગ્ને અથવા ચોથા ભાવે ચંદ્ર હોયતોપણ જન્મ વખતે પ્રકાશ નહોતો એમ જાણવું.

૫ જન્મ કુંડળીમાં ચંદ્ર સાથે શની હોય અથવા ચંદ્રને શની દેખતો હોય તો પણ જન્મ વખતે પ્રકાશ હતો નહીં એમ જાણવું.

જન્મ કુંડળીમાં ત્રણ કે ત્રણથી વધારે ગ્રહો નીચના હોય તો ભોંયતળીયે જન્મ થયો છે એમ જાણવું.

ઉપરની બાબતમાં ઉપરના યોગના વધારામાં કહી ચંદ્ર ફક્ત એકજ નીચનો લગ્ને અથવા ચોથે હોય તોપણ ભોંય તળીયે જન્મ થયો એમ જાણવું.

શીર્શોદયા, પૃષ્ટોદયા અને ઉભ્યોદયારાશી કોને કહેવી તેની સમજણ સંજ્ઞાપ્રકરણમાં આપી છે.

જન્મ કુંડળીમાં શીર્શોદયા રાશીનું લગ્ન હોય તો બાળકનો જન્મ માથાથી થયેલો છે એટલે પ્રથમ માથું ગર્ભસ્થાનમાંથી નીકળેલું છે એમ જાણવું.

પૃષ્ટોદયા રાશીનું લગ્ન હોય તો પાછલા ભાગથી બાળકનો જન્મ થયેલો છે એટલે ગર્ભસ્થાનમાંથી પ્રથમ પાછલો ભાગ નીકળેલો છે એમ જાણવું.

ઉપરની બાબતમાં સારાવળી ગ્રંથમાં લખ્યું છે કે લગ્ને શીર્શોદયા રાશી હોય તો માથાથી બાળક જન્મે અને લગ્ને પૃષ્ટોદયા રાશી હોય તો પગથી બાળક જન્મે અને ઉભ્યોદયા રાશી હોય તો પ્રથમ હાથથી બાળક જન્મે છે, અને પાપ ગ્રહો લગ્નને દેખતા હોય તો માતા પીડા પામતાં બાળકનો જન્મ થાય છે એમ જાણવું.

ગણીત્યાચાર્યે ઉપરની બાબતમાં કહે છે કે જન્મકુંડળીના લગ્નનો સ્વામિ અથવા નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં લગ્ને હોય અથવા કોઇ વક્રગતિનો ગ્રહ લગ્ને હોય તો અવળી રીતે જન્મ થાય એટલે શીર્શોદયા લગ્ન હોય તો પાછલા ભાગથી જન્મ થાવ અને પૃષ્ટોદયા લગ્ન હોય તો માથાથી જન્મ થાય એમ જાણવું.

પાપગ્રહો ચંદ્ર ભેગા બેઠા હોય તો જન્મ થતી વખતે માતાને બહુ પીડા થઈ હતી એમ જાણવું.

લગ્નથી સાતમે અથવા ચોથે પાપગ્રહો હોય તોપણ માતાને પીડા થઇ હતી એમ જાણવું.

સારાવળી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે માતાને પીડાનો યોગ કહેલો છે.

## જન્મ વખત દીવો તથા ઘરનું બારણું કયી દીશાએ હતું તે બાબત.

જન્મ વખતે ચંદ્રની રાશીના આંશો સરૂઆતમાં એટલે ૧—૨ હોયતો દીવાનું કોડીયું તેલથી ભરેલું હતું એમ જાણવું, રાશી મધ્ય ભાગમાં એટલે ૧૪—૧૫—૧૬ આંશનો ચંદ્ર હોયતો દીવાનું કોડાયું તેલથી અરધું ભરેલું હતું એમ જાણવું, તેમજ રાશીના છેલા ભાગમાં એટલે ૨૭–૨૮–૨૯ આંશ ચંદ્રના હોય તો કોડીયામાં તેલ થોડું હતું એમ જાણવું.

ઉપર જેમ ચંદ્રની રાશીના આંશ ઉપરથી દીવાના કોડીયાના તેલનું માપ કહેલું છે તેમ લગ્નની રાશીના આંશ ઉપરથી દીવાની દીવેટનું માપ કહેલુંછે એટલે લગ્નની રાશીના આંશ થોડા હોય તો આખી દીવેટમાં જન્મ વખતે થોડોક ભાગ બળેલો છે એમ જાણવું, અને જો લગ્ન મધ્યમ હોય તો અર્ધી દીવેટ બળી ગયેલી તે વખતે જન્મ જાણવો, તેમજ ઘણા આંશો લગ્નના હોય તો દીવેટ ઘણીખરી બળી ગયલી છે ને જન્મ વખતે થોડીજ બાકી રહેલી છે એમજાણવું.

ઉપર પ્રમાણે ચંદ્રની રાશીના આંશ ઉપરથી તેલનું અને લગ્નની રાશી ઉપરથી દીવેટના માપનું અનુમાન કરવાને સારાવળી ગ્રંથમાં પણ લખ્યું છે.

જન્મ કુંડળીમાં ચરરાશીમાં સૂર્ય હોય તો જન્મ થતી વખતે દીવાને કોઇ હાથમાં લઇ સૂતિકા જગ્યામાં ફરતી હતી અને જો સ્થિર રાશીમાં સૂર્ય હોય તો દીવો જ્યાં મૂકેલો ત્યાં સ્થિરજ હતો, અને દ્વિસ્વભાવ રાશીનો સૂર્ય હોય તો એક ઠેકાણેથી લઈ બીજે ઠેકાણે દીવો મૂકેલો છે એમ જાણવું.

### કોઇ પંડીત દીવાના નિર્ણય વિષે નિચે પ્રમાણે કહેછેઃ—

દીવસ અને રાત્રી થઇને આઠ પહોર થાય છે. આ આઠે પહોરને પૂર્વ, દક્ષિણ, અગ્નિ વિગેરે આઠે દીશામાં વેંહેચી નાંખવા. જન્મ વખતે કયો પહોર ચાલે છે અને તે પહોર જે દીશામાં હોય તે દીશામાં દીવો હતો એમ જાણવું. આ પહોરની ગણત્રી સૂર્ય ઉગ્યાથી કરવી. સાડી સાત ઘડી એટલે ત્રણ કલાકનો પહોર ગણાય છે. ઘણું કરીને સૂર્ય સવારના છ કલાકે ઉગે છે. હવે ધારો કે એક મનુષ્યનો રાતના અગિયાર કલાકે જન્મ થયો છે તો દીવસના ચાર પહોર અને રાતના નવ વાગતા પાંચમો પહોર પૂરો થયો અને છઠ્ઠા પહોરમાં જન્મ થયો છે માટે પૂર્વ દીશાથી ગણતાં છઠ્ઠી દીશા વાવ્ય દીશા આવે માટે જન્મ વખતે સૂતિકાસ્થાનમાં વાવ્ય દીશાએ દીવો હતો એમ જાણવું.

## સારાવળી ગ્રંથમાં દિવાના સ્થાન માટે નિચે પ્રમાણે લખેછેઃ—

મેષરાશી પૂર્વમાં, વરખ અને મીથુન અગ્નિમાં, કર્ક દક્ષિણમાં, સિંહ અને કન્યા નૈઋત્યમાં, તુલા પશ્ચિમમાં, વૃશ્ચિક અને ધન વાવ્યમાં, મકર ઉત્તરમાં, કુંભ અને મિન ઇશાનમાં, એમ બારે રાશીઓ દિશામાં ગોઠવવી.

સૂર્ય જે રાશીનો હોય તે રાશી ઉપર મૂજબ ઘરની જે દિશામાં આવે તે દિશામાં જન્મ વખતે દીવો હતો એમ જાણવું.

મેષ વિગેરે બારે રાશીના રંગ અમે સંજ્ઞા પ્રકરણમાં લખ્યા છે.

મણીત્યાચાર્ય કહે છે કે જન્મ કુંડળીના લગ્નની રાશીનો જેવો વર્ણ કે રંગ હોય તેવા રંગની દીવેટ જન્મ વખતે કોડીઆમાં હતી એટલે એવી જાતના રંગની સૂતરની દીવેટ વણેલી છે એમ જાણવું.

જન્મ કુંડળીમાં કેંદ્રમાં રહેલા ગ્રહની દિશા તરફ સૂતિકાના ઘરનું બારણું હતું. ઘણા ગ્રહો કેંદ્રમાં હોય તો તેમાં સર્વથી બળવાન ગ્રહની દિશા તરફ બારણું જાણવું.

કોઈ ગ્રહ કેંદ્રમાં ન હોય તો લગ્નની રાશી સામું સૂતીકાના ઘરનું બારણું હતું એમ સ્વલ્પજાતક નામના ગ્રંથમાં લખ્યું છે, પણ એ વિષે સારાવળી ગ્રંથમાં કહ્યું છે કે કોઇ ગ્રહ કેંદ્રમાં ન હોય અને લગ્ન નિર્બળ હોય તો જન્મ કુંડળીમાં નવે ગ્રહોમાં જે ગ્રહ બળવાન હોય તેની દિશા તરફ સૂતિકાના ઘરનું બારણું જાણવું.

ગ્રહોની દિશા તથા રાશીઓની દિશા સંજ્ઞા પ્રકરણમાં લખી છે.

### સુતિકાનું ઘર કેવી જાતનું છે તે બાબત.

સર્વ ગ્રહો કરતાં જે ગ્રહ વધારે બળવાન હોય તેની દિશા સામું સૂતિકાના ઘરનું બારણું જાણવું, તેમાં સર્વ કરતાં શની વધારે બળવાન હોય તો સુતિકાનું ઘર જૂનું પણ વખાણવા લાયક જાણવું; જો ચંદ્ર બળવાન હોય તો નવું, તેમાં પણ શુક્લપક્ષનો ચંદ્ર હોય તો સફેત રંગ ચઢાવેલું જાણવું; મંગળ બળવાન હોય તો અગ્નિથી બળેલું; સૂર્ય બળવાન હોય તો ઘણા કાષ્ટથી બાંધેલું પણ ઘણું મજબૂત નહીં; બુધ બળવાન હોય તો ઘણા ચિત્રો અને કારીગીરીવાળું ઘર જાણવું; શુક્ર બળવાન હોય તો નવું અને ઘણા ચીત્રવાળું અને સુંદર મનોહર ઘર જાણવું; અને જો ગુરૂ બળવાન હોય તો મજબૂત ઘર જાણવું.

ઉપર પ્રમાણે જે ગ્રહના આધારે સૂતિકાના ઘરનો નિર્ણય થયો તે ગ્રહથી આગળના ભાવમાં જન્મ કુંડળીમાં જે જે ગ્રહો બેઠેલા હોય તે ગ્રહના ઘર પ્રમાણે સૂતિકા ઘરની આગળ બીજા પડોશીઓનાં ઘર જાણવાં; તેમજ પાછળના

ભાવમાં રહેલા ગ્રહોના ઘર મૂજબ સૂતિકા ઘરના પાછળના ભાગમાં પડોશીઓનાં ઘર જાણવાં, અને એ મુજબ સાથે રહેલા ગ્રહના ઘર પ્રમાણે પડોશીઓનાં ઘરો. સૂતિકાના ગ્રહની પડખે છે એમ કલ્પના કરવી.

આ બાબતમાં બીજા કેટલાક પંડીતો કહેછે કે જન્મ કુંડળીમાં જે જે રાશીના જે જે ગ્રહો બેઠા છે તે તે રાશીની દિશામાં તે ગ્રહોના ઘરની સ્થિતી જેવા બીજા ઘરો સુતિકાના ઘરની આસપાસ છે એમ કલ્પના કરવી.

રાશીવાર દિશા તથા ગ્રહવાર દિશા અને ઘરો આગળ ઘણી વાર કહી ગયા છીએ.

ગુરૂ પ્રમાણે જો સૂતિકાનું ઘર સાબિત થયું તો તે વિષે વધારે હકીકત સારાવળી ગ્રંથમાં નિચે પ્રમાણે આપી છે.

કર્કરાશીમાં પાંચ અંશ કરતાં વધારે અંશનો જન્મ કુંડળીમાં દશમા ભાવે ગુરૂ બેઠો હોય તો સૂતિકાનું ઘર બે માળનું છે એમ જાણવું; તેમજ આ ગુરૂ પાંચ અંશ કરતાં ઓછા અંશનો હોય તો સૂતિકાનું ઘર ત્રણ માળનું જાણવું.

અને ઉપર કહેલા ગુરૂના જો બરાબર પાંચ અંશો હોય તો ચાર માળનું સૂતિકાનું ઘર જાણવું.

તેમજ જન્મ કુંડળીમાં ગુરૂ ધનરાશીનો બળવાન થઇને દશમા ભાવે બેઠો હોય તો ત્રણ માળનું સૂતિકા ઘર જાણવું, અને એ મુજબ મીથુન, કન્યા અને મીનરાશીનો બળવાન થઇ દશમા ભાવે બેઠો હોય તો બે માળનું સૂતિકાનું ઘર જાણવું.

લઘુજાતક ગ્રંથમાં કર્ક અને ધનના ગુરૂ વિષે ઉપર પ્રમાણે વર્ણન કરીને બાકીની તમામ રાશીમાં ગુરૂ બળવાન થઇને દશમા ભાવે બેઠો હોય તો બે માળનું સુતિકાનું ઘર છે એમ જાણવું.

## સૂતિકાનું બીછાનું ઘરના કયા ભાગમાં છે તે બાબત.

જન્મ કુંડળીના તથા નવમાંશ કુંડળીના લગ્નની રાશી પ્રમાણે નિચે લખેલા ઘરના ભાગમાં સૂતિકાનું બીછાનું કહેવું, અથવા એ બે લગ્નોની રાશીઓમાં જે વધારે બળવાન હોય તેની રાશી પ્રમાણે ઘરના ભાગમાં સૂતિકાની પથારી કહેવી.

મેષ, કર્ક, તોલા અને વૃશ્ચિક, એ રાશીઓ ઘરના પૂર્વ ભાગમાં જાણવી. ધન, મીન, મીથુન અને કન્યા, એ રાશીઓ ઘરના ઉત્તર ભાગમાં જાણવી. વરખ રાશી ઘરના પશ્ચિમ ભાગમાં જાણવી. મકર અને સિંહરાશી ઘરના દક્ષિણ ભાગમાં જાણવી.

## સૂતિકાને સુવાના ઠેકાણા બાબત.

રાશીવાર સૂતિકાના ઘરની આઠે દિશાઓ નિચે પ્રમાણે ઠરાવવી.

મેષ ને વરખ લગ્ને હોય તો ઘરની પૂર્વ બાજુએ સૂતિકા સુતેલી હતી એમ જાણવું; મીથુન લગ્ન હોય તો અગ્નિ ખુણામાં; કર્ક અને સિંહ લગ્ન હોય તો દક્ષિણ દિશામાં; કન્યા લગ્ન હોય તો નૈઋત્યમાં; તોલા અને વૃશ્ચિક લગ્ન હોય તો પશ્ચિમમાં; ધન લગ્ન હોય તો વાવ્યમાં; મકર અને કુંભ લગ્ન હોય તો ઉત્તરમાં; અને મીન રાશી લગ્ને હોય તો ઇશાન ખૂણામાં સૂતિકા સૂતી હ-તી એમ જાણવું.

ઉપર કહેલી લગ્નની દિશામાં સૂતિકાના બીછાનાનો માથાનો ભાગ એટલે ઓશીકું અને તેની સામી દિશામાં પાંગત એટલે પગનો ભાગ જાણવો, અથ-વા સૂતિકાના ઘર બાબત ઉપર જે નિર્ણય બતાવ્યો છે તે ઓશીકા વિષે પણ સમજવો એટલે ઓશીકા તરફ સૂતિકાનું માથુ જાણવું.

જન્મ કુંડળીમાં ૬, ૩, ૯, ૧૨ આ ભાવો સૂતિકાના ખાટલાના ચાર પાયા કલ્પેલા છે એટલે ૩, ૧૨ આ ભાવો આશીકા તરફના એટલે માથા તરફના, અ-ને ૬, ૯ આ ભાવો પાંગત એટલે પગ તરફના કલ્પેલા છે. વળી ૩, ૬ ભાવ જમણી બાજુ અને ૯, ૧૨ ભાવ ડાબી બાજુ જાણવી, મતલબ કે લગ્ન તરફ માથુ કરી સૂતિકા સુવે તો સાતમો ભાવ પગે આવે છે અને ૨, ૩, ૪, ૫, ૬, એટલા ભાવો જમણા હાથ તરફ આવે અને ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ એટલા ભાવો ડાબી તરફ આવે છે.

સારાવળી ગ્રંથમાં આ વિષે વધારે હકીકત આપી છે. લગ્ન અને બીજો ભાવ એ સૂતિકાનું માથુ કલ્પવું; ૪, ૫ આ ભાવ જમણું પડખું જાણવું; ૭, ૮ આ ભાવ પગનો ભાગ; અને ૧૦, ૧૧ આ ભાવ ડાબું પડખું કલ્પવું.

ઉપર કહેલા ખાટલાના પાયાના એટલે ૩, ૧૨, ૬, ૯, આ ભાવોમાં દ્વિસ્વભાવ રાશીના પાપગ્રહ બેઠા હોય તો તે પાયો ફાટેલો કે સાંધેલો અથવા નબળો જાણવો, અને એ ભાવે દ્વિસ્વભાવ રાશીના શુભ ગ્રહો હોય તો તે પાયો મજબૂત જાણવો.

કોઇ પંડીત ખાટલાના પાયા મૂજબ ઉપર કહેલા ડાબા જમણા ભાગ વિષે પણ સારૂં નઠારું ફળ કહે છે, તેમાં પોતાની રાશીમાં રહેલા પાપગ્રહનું ફળ શુ-ભ ગ્રહ પ્રમાણે સારૂં કહેલું છે.

## જન્મ વખતે ઉપસૂતિકા કેટલી હતી તે બાબત.

જન્મલગ્ન ભાવસંધીના કોઠામાં જેટલા અંશોનું હોય તે આરંભીને સાતમા

ભાવના ભાવસંધીના કોઠાના અંશ પર્યંત અદ્રશ્ય ચક્રાર્ધ કહેવાય છે.

સાતમા ભાવની રાશીના અંશથી આરંભીને લગ્નની રાશીના અંશ સુધી અનુક્રમે દ્રશ્ય ચક્રાર્ધ કહેવાય છે.

જન્મકુંડળીમાં લગ્ન અને ચંદ્ર વચ્ચે જેટલા ગ્રહો રહેલા હોય તેટલી ઉપસૂતિકા જાણવી, તેમાં જે ગ્રહો દ્રશ્ય ચક્રાર્ધમાં રહેલા છે તેટલી ઉપસૂતિકા ઘરના બહારના ભાગમાં અને અદ્રશ્ય ચક્રાર્ધમાં રહેલા ગ્રહો જેટલી સૂતિકાની પાસે ઉપસૂતિકાઓ હતી એમ જાણવું.

આ ગ્રહોની ગણત્રી લગ્નથી ચંદ્રસુધીમાં કરવી.

સારાવળીગ્રંથમાં આ વિષે વધારે હકીકત જણાવતાં કહેછે કે જે ગ્રહની બ્રાહ્મણ વિગેરે જાતી, રૂપ અને અવસ્થા હોય તે પ્રમાણે ઉપસૂતિકાની જાતી, રૂપ, વર્ણ, અવસ્થા વિગેરે કહેવું. જેટલા શુભ ગ્રહો હોય તેટલી સારા લક્ષણવાળી, રૂપાળી અને જેટલા પાપગ્રહો હોય તેટલી અપલક્ષણવાળી, કદ્રુપી, ક્રોધી અને મલિન હાલતવાળી ઉપસૂતિકા જાણવી, તેમાં વળી બહુ બળવાન ગ્રહો હોય તો બહુ સુંદર, અને નિર્બળ હોય તો નેષ્ટ અને મધ્યમ બળ હોય તો સાધારણ જાણવી.

ઉપર પ્રમાણે ઉપસૂતિકા નક્કી કરતાં વળી નીચેનો નિયમ ધ્યાનમાં રાખવો.

મધ્યમ આવર્દા ઉપરથી સ્પષ્ટ આવર્દા લાવવાનો અમો આગળ પ્રકાર કહીશું તે પ્રમાણે અને તે પ્રકારે આ ઉપસૂતિકામાં વધઘટ જાણવી તે નિચે પ્રમાણે:—

લગ્નથી ચંદ્રસૂધી ગણતાં તેમાં કોઈ ઉંચનો કે વક્રનો ગ્રહ આવ્યો હોય તો ઉપર પ્રમાણે આપેલી ઉપસૂતિકાની સંખ્યાથી ત્રણ ઘણી ઉપસૂતિકાની સંખ્યા જાણવી, અને કોઇ ગ્રહ જન્મ કુંડળીમાં કે નવમાંશ કુંડળીમાં કે દેષ્કાંડ કુંડળીમાં પોતાની રાશીનો અથવા વર્ગોત્તમ રાશીનો હોય તો ઉપર પ્રમાણે ઉપસૂતિકાથી બમણી જાણવી, તેમજ નીચનો ગ્રહ હોય તો ઉપસૂતિકાની સંખ્યાથી અડધ જાણવી.

ઉપર પ્રમાણે સૂતિકાની જાતી, સ્થાન, અધિકાર વિગેરેનું અનુમાન કરી જ્યાં જેવું સંભવે ત્યાં તેવું વિચારીને જાણી લેવું.

## જન્મ થવાના ઠેકાણા બાબત.

આગળ ઓધાન પ્રકરણમાં મા, બાપ, કાકો, માશી વિગેરે ગ્રહો બતાવ્યા છે તે આ સંબંધમાં જોવા.

જન્મ કુંડળીમાં બાપના પક્ષવાળા ગ્રહો બળવાન હોય તો બાપને ઘેર કે કાકા, ફોઇ, વિગેરેના ઘેર જન્મ થયો છે એમ જાણવું.

તેમજ જો જન્મ કુંડળીમાં માતાના પક્ષના ગ્રહો બળવાન હોય તો માતાને ઘેર કે માશી, મામાને ઘેર જન્મ થયોછે એમ જાણવું.

જન્મ કુંડળીમાં સર્વ શૂભ ગ્રહો નીચના હોય તો ઝાડ નીચે, ઝુંપડીમાં, કે નદિ કિનારે વાડીમાં, કે કુવા પાસે, કે પર્વતમાં કે એવા નબળા ઠેકાણે જન્મ થયો છે એમ જાણવું.

ઉપર કહ્યા પ્રમાણે સર્વ શૂભ ગ્રહો નિચના હોય અને લગ્ને રહેલા ચંદ્રને ત્રણ કે ત્રણથી વધારે ગ્રહો દેખતા ન હોય તો પાસે કોઇ પણ બીજા માણસ વગર ઉપર લખેલાં ઠેકાણે જન્મ થયો છે એમ જાણવું.

ઉપરની બાબતમાં સારાવળીગ્રંથમાં કહ્યુંછે કે ત્રણ કે ત્રણગ્રહોથી વધારે ગ્રહો એકજ ભાવમાં રહીને લગ્ને રહેલા ચંદ્રને દેખતા હોય તો માણસના જમાવવાળા ઠેકાણે જન્મ થયો છે એમ જાણવું.

## જન્મ વખતે બાપ ઘેર નહોતો તે બાબત.

જન્મ કુંડળીમાં લગ્નને ચંદ્ર દેખતો ન હોય અને સૂર્ય આઠમા કે નવમા સ્થાનકે હોય તો જન્મ થતી વખતે તેનો પિતા ઘેર નહોતો એમ જાણવું, અને ઉપરના યોગમાં સૂર્ય ચરરાશીનો હોય તો તે જન્મ પામનારનો બાપ પ્રદેશ ગયલો છે, અને સ્થિર રાશીનો સૂર્ય હોય તો પોતાના નજીકના દેશમાં કે ગામ-માં ગયેલો છે, અને દ્વિસ્વભાવ રાશીનો સૂર્ય હોય તો માર્ગમાં છે એમ જાણવું.

જન્મ પામનારની જન્મ કુંડળીના લગ્નમાં ફકત શની રહેલો હોય તોપણ જન્મ થતી વખતે તેનો પિતા હાજર નથી એમ જાણવું.

જન્મ કુંડળીમાં મંગળ સાતમે રહેલો હોય તોપણ જન્મ વખતે તેનો પિ-તા હાજર નહોતો એમ જાણવું.

ચંદ્રનેબુધ તથા શુક્રની ભાવકર્તરી અથવા ઔંશકર્તરી થઇ હોય તોપણ જન્મ વખતે પીતા હાજર નથી એમ જાણવું.

ભાવકર્તરી અને ઔંશકર્તરીની સમજણ બોધાન પ્રકરણમાં લખેલી છે.

ઉપર લખેલા બાપની ગેરહાજરીના ચારે યોગમાં સારાવળી ગ્રંથકર્તા કહે છે કે તે દરેક યોગમાં લગ્નને ચંદ્ર દેખતો ન હોય તોજ આ યોગ થાય છે કાર-ણ કે એમાં ચંદ્રનું મૂખ્યપણું છે.

## જન્મ પામનારના પિતાના બંધનયોગ બાબત.

જન્મ કુંડળીમાં સૂર્યથકી સાતમે, નવમે કે પાંચમે શની અને મંગળ પાપ ગ્રહની રાશીમાં બેઠા હોય તો જન્મ પામેલા બાળકનો બાપ જન્મ વખતે બંધી-

ખાને પડેલો જાણવો, તેમાં એ સૂર્ય ચરરાશીનો હોય તો પ્રદેશમાં, અને સ્થિર રાશિનો હોય તો પોતાના દેશમાં, અને દ્વિસ્વભાવ રાશીનો હોયતો અધવચ માર્ગમાં બાપ બંધીખાને પડેલો હતો એમ જાણવું.

## વહાણમાં જન્મ થવા બાબત.

જન્મકુંડળીમાં લગ્ને બુધ અને ચોથે ગુરૂ હોય તથા પૂર્ણ કળાનો કર્કરાશીનો ચંદ્ર હોય તો તે બાળકનો જન્મ વહાણમાં થયોછે એમ જાણવું.

જળચર રાશીનું જન્મ લગ્ન હોય અને સાતમા ભાવે પૂર્ણ કળાનો કે અપૂર્ણ કળાનો ચંદ્ર રહેલો હોય તોપણ વહાણમાં જન્મ થયો છે એમ જાણવું.

## પાણીમાં કે પાણીની પાસે જન્મ થવા બાબત.

ચંદ્ર અને લગ્ન જન્મકુંડળીમાં જળચર રાશીના હોય તો જળમાં અગર જળની પાસે જન્મ થયલો છે એમાં સંદેહ જાણવો નહીં.

જળચર રાશિના લગ્નને પુર્ણ કળાનો ચંદ્રમા દેખતો હોય તોપણ જળમાં કે જળની પાસે જન્મ થયોછે એમ જાણવું.

જન્મકુંડળીમાં લગ્ને ચોથે અને દસમે જળચર રાશિ હોય તોપણ પાણીમાં કે પાણીની પાસે જન્મ થયો છે એમ જાણવું.

ઉપરના ત્રણે યોગમાં પેદા થનાર બાળકનો પાણીની પાસે નહીં, પણ પાણીમાં જન્મ થયો છે એમ સારાવળી ગ્રંથમાં લખેલું છે.

## બંધીખાનામાં અને ખાડામાં જન્મ થવા બાબત.

જન્મકુંડળીમાં લગ્ને ચંદ્રમા હોય અને બારમે રહેલા શનિને સર્વ પાપગ્રહ દેખતા હોયતો બંધીખાનામાં જન્મ થયોછે એમ જાણવું.

જન્મકુંડળીમાં કરક અથવા વૃશ્ચિક રાશિનો લગ્ને શનિ હોય અને તેહને ચંદ્રમા દેખતો હોયતો ખાડામાં કે ગુફામાં જન્મ થયોછે એમ જાણવું.

## સુવાના ઘરમાં કે દેવાલય વિગરેમાં જન્મ થવા બાબત.

જળચર રાશિ અને નર [મનુષ્યરાશિ] કોહોને કહેવી તેની સમજણ અમે સંજ્ઞા પ્રકરણમાં લખેલી છે.

જન્મકુંડળીમાં જળચર રાશિના લગ્નમાં શનિ રહેલો હોય અને તેને બુધ દેખતો હોમતો ક્રીડાભુવન એટલે સુવાના ઘરમાં અથવા વાડી બગીચામાં જન્મ થયોછે એમ જાણવું.

ચળજર રાશિના લગ્નમાં શનિ રહેલો હોય અને તેને સૂરજ દેખતો હોયતો

દેવાલયમાં જન્મ થયોછે એમ જાણવું.

એ પ્રમાણે જળચર રાશિના લગ્નમાં શનિ રહેલો હોય અને તેને ચંદ્રમા દેખે-તો રેતીવાળી ઉજ્જડ જમીનમાં જન્મ થયોછે એમ જાણવું.

નરરાશિના લગ્નમાં રેહેલા શનિને મંગળ દેખતો હોય તો સ્મશાનમાં જન્મ થયેલો છે એમ જાણવું.

નર રાશિનાં લગ્નમાં રહેલા શનિને શુક્ર અથવા ચંદ્ર અથવા એ બધે ગ્ર-હો દેખતા હોયતો અતી સુંદર મકાનમાં જન્મ થએલો છે એમ જાણવું.

ઉપર કહેલા શનિને જો ગુરૂ દેખતો હોયતો બ્રાહ્મણને ઘેર અથવા અગ્નિહોત્રના યજ્ઞ કરવાના ઘરમાં અથવા અગ્નિને રેહેવાના ઘરમાં જન્મ થએલો જાણવો.

ઉપર મુજબના શનિને જો સૂર્ય દેખતો હોયતો રાજદરબારમાં કે દેવાલયમાં કે ગાયોના રહેવાના ઠેકાણામાં જન્મ થયેલો છે એમ જાણવું.

આ મુજબના શનિને બુધ દેખતો હોયતો શીલ્પ કામ કરવાની જગો એટલે ચિત્ર કાઢવાની કે કારીગીરી કરવાની જગ્યામાં જન્મ જાણવો.

જન્મકુંડળીના લગ્નમાં સીંહરાશિનો થઇ ફકત શનિ રહેલો હોયતો પર્વત; વનમાં, કોટમાં કે કીલામાં જન્મ થએલો છે એમ જાણવું

ઉપરના યોગો બાબત સારાવળી ગ્રંથનો પણ એ પ્રમાણે મત છે. વળી વધારે વર્ણન નીચે પ્રમાણે આપે છે.

ઉપર પ્રમાણે જળચર અને માણસ જાતીના લગ્નમાં રહેલા શનિ ઉપર દેખનારા ગ્રહના આધારે જન્મ થવાના ઠેકાણાંનું વર્ણન કીધું છે. પણ તે સિવાયના યોગોમાં સાધારણ રીતના પોતાના અનુકુળ પડતા ઠેકાણામાં જન્મ જાણવો.—

## જન્મ થવાના દેશ બાબત.

ઉપરના જન્મ વખતમાં સ્થળ બતાવનારા યોગો બરાબર ઉપજેલાં હોય નહીં ત્યારે નીચે જણાવ્યા પ્રમાણે સ્થળે જન્મ થશે એમ જાણવું.

મેષ વીગરે બારે રાશિઓ નીચેના ઠેકાણે ફરનારી છે એટલે તે તે સ્થળોની તે રાશિઓ શ્વામી તરીકે છે ને તેતે ઠેકાણે તે રહે છે એમ જાણવું.

મેષને વરખ અરણ્યવાસી છે.
મીથુન ગામમાં રેહેનાર.
કર્ક જળચર એટલે જળમાં રહેનાર.

સીંહ અરણ્ય અથવા વનચર.
કન્યા વાહાણુમાં બેસનાર કે ગામવાસી.
તોળા વેપાર કરવાની જગ્યામાં કે બજારમાં વાસ કરનાર.
વૃશ્ચિક ખાડામાં વાસ કરનાર.
ધન ગામમાં રહેનાર.
મકરનો પૂર્વાર્ધ અરણ્યવાસી.
મકરનો ઉતાર્ધ—જળચર.
કુંભ ગામમાં રેહેનાર.
મીન જળચર.

જન્મકુંડળીના લગ્નમાં જે રાશિ હોય તેમજ નવમાંશ કુંડળીના લગ્નમાં જે રાશિ હોય અને એ બેમાં જે રાશિ વધારે બળવાન હોય તે રાશિ ઉપર લખેલા ઠેકાણાઆમાં જે ઠેકાણે રેહેવાવાળી હોય તે સ્થળમાં બાળકનો જન્મ થએલો છે એમ જાણવું.

જન્મકુંડળીના લગ્નની અને નવમાંશ કુંડળીના લગ્નની એમ બંધેચર રાશિ હોય અથવા બંને સ્થીર રાશિ હોય તો ઉપર કહેલા રાશિના સ્થળોમાં જન્મ કહેવો અને બંને દ્વીસ્વભાવ હોયતો રાશિઓને રહેવાના ઠેકાણાથી જરા દૂર રસ્તામાં જન્મ કહેવો પણ એક ચરરાશિ અને બીજી સ્થીરરાશિ કે દ્વીસ્વભાવ રાશિ હોયતો એમાં જે વધારે બળવાન હોય તે પ્રમાણે સમજવું.

વર્ગોત્તમ લગ્ન હોયતો પોતાને ઘેર જન્મ થએલો છે એમ જાણવું.

## બે બાળકના એકજ વખતે જન્મ થાય તે બાબત.

એક ઓરડાના પડદામાં બે બાળકના જન્મ નીચે લખેલા યોગ હોય તો થાય છે.

જન્મકુંડળીમાં ચતુષપદ રાશિમાં સૂર્ય હોય અને બાકીના સર્વ ગ્રહો બળવાન થઇને દ્વીસ્વભાવ રાશિના હોયતો એક ઓરના પડદાથી વીટલાએલાં બે બાળકનો સાથેજ જન્મ થાય એટલે એક કોઠામાં બે બાળકના ફ્ડચા તરીકે બે મળેલા બાળક એક બાળકની માફક જન્મે.

## સાપથી વીટલાએલા બાળકના જન્મ બાબત.

જન્મ વખતની દેષ્કાંડ કુંડળીમાં ચંદ્રમા મેષ કે વૃશ્ચીકરાશિનો હોય અને મુળ જન્મકુંડળીમાં ચંદ્રમાથકી સર્વ શુભ ગ્રહો બીજે અથવા અગીઆરમા ભાવે બેઠા હોય તો સાપનો જન્મ થશે એટલે બાળકને બદલે સાપનો જન્મ મા-

ણુસ જાતની સ્ત્રીના ઉદરમાંથી થશે એમ જાણવું.

ઉપર પ્રમાણે ચંદ્રને બદલે લગ્નને આ જોગ થયો હોય એટલે જન્મકુંડળીમાં પાપગ્રહની રાશિનુ લગ્ન હોય અને દ્રેષ્કાંડ કુંડળીમાં મેષ કે વૃશ્ચિક લગ્ન હોય તેમજ મુળ જન્મકુંડળીમાં લગ્નથકી સર્વ શુભગ્રહો બીજે અને અગીઆરમા ભાવે બેઠા હોયતો સાપથી વીટલાએલાં બાળકનો જન્મ થશે એમ જાણવું.

ઉપરનુ બાળક પુત્ર છે કે પુત્રી તે જાણવા સંબંધી આધાન પ્રકરણમાં યોગો જણાવેલા છે તે ઉપરથી જોવું.

ઉપર જણાવેલા સાપના તથા સાપથી વીટલાએલાં બાળકના જન્મના યોગમાં કોઇ પંડીત એમ કહે છે કે એ બંને યોગોમાં કાંતો સાપ અવતરે અથવા સાપથી વીટલાએલું બાળક અવતરે પણ આ મત ઘણા પંડીતો માન્ય કરતા નથી. કારણ કે ગાર્ગી ભગવાને તથા સારાવળી કરનારે સાફ રીતે સાપનો જન્મ અને સાપથી વીટલાએલા બાળકનો જન્મ એમ જુદા જુદા બંને જોગો ઉપર બતાવ્યા પ્રમાણે ખુલી રીતે કહેલાં છે.

## નાળથી વીટલાએલા બાળકના જન્મ બાબત.

જન્મકુંડળીમાં મેષ વરખ કે સીંહ લગ્ન હોય અને આ લગ્નમાં શનિ કે મંગળ બેઠા હોયતો નીચે જણાવેલા શરીરના ભાગમાં ઘણા રંગોનું એક ધુંચણું એટલે નાડીયોનો જથો વીટલાએલો હતો એમ જાણવું.

જન્મ વખતની નવમાંશ કુંડળી કરતાં તેમાં જે રાશિનું લગ્ન આવે તે રાશિનુ શરીરમાં કયા ભાગમાં ઠેકાણુ છે તે ઠેકાણે ઉપર જણાવેલી નાડીનુ ગુછલુ વીટલાએલુ હતુ. એમ જાણવું

કઇ કઇ રાશિ શરીરના કયા કયા ઠેકાણામાં રહે છે. તે અમે સંખ્યા પ્રકરણમાં કહી ગયા છીએ. જેમકે મેષનું ઠેકાણું માથું છે—વરખનું ઠેકાણું મુખ છે વીગરે વીગરે.

## વ્યભીચારથી ઉત્પન્ન થએલાં બાળક બાબત.

જન્મકુંડળીમાં લગ્ન તથા ચંદ્રમા એ બેને જો ગુરૂ દેખતો ન હોય તો વ્યભીચારથી આ બાળક ઉત્પન્ન થયેલ છે એમ જાણવું.

ઉપરના યોગમાં લગ્ન અને ચંદ્ર એક રાશિમાં હોય કે જુદી જુદી રાશિમાં હોય તેની ચીંતા નહીં પણ ઉપર પ્રમાણે જન્મકુંડળીમાં વ્યભીચાર યોગ ઉપજ્યો છતાં જો નવમાંશ કુંડળીમાં ધન કે મીન એ બેમાંથી હરકોઇ રાશિનો

ચંદ્ર કે લગ્ન અથવા એ બંધે હોયતો આ બાળક વ્યભીચારથી પેદા થયેલું નથી. એમ યવનેશ્વર કહે છે.

જન્મકુંડળીમાં સૂર્ય અને ચંદ્રમા એક રાશિમાં ભેગા બેઠા હોય ને તેમને ગુરૂ દેખતો ન હોય તો નકી વ્યભીચારથી આ બાળક ઉત્પન્ન થએલછે એમ જાણવું.

જન્મકુંડળીમાં સૂર્ય અને ચંદ્ર બીજા પાપગ્રહ શનિ અને મંગળની સાથે ભેગા બેઠા હોય તોપણ વ્યભીચારથી ઉત્પન્ન થએલ જાણવો.

## ઉપરની બાબતમાં બૌધાયનરૂશી સમૃતીમાં નીચે પ્રમાણે લખેછે.

જેનાથી છોકરો થયો હોય એટલે જેનું વીર્ય હોય તેનોજ છોકરો પરલોકમાં કહેવાય છે. એટલા માટે બાળકના ગર્ભની સંભાળ રાખો સંભાળ વગર છોકરો થયો તે ન થયા બરોબર છે.

## માતાએ તજી દીધેલા બાળક બાબત.

જન્મકુંડળીમાં શનિ અને મંગળ એક રાશિમાં ભેગા બેઠા હોય અને બંને થકી પાંચમા નવમા કે સાતમા સ્થાને ચંદ્રમા રહેલો હોયતો જન્મેલાં બાળકને તરત તેની મા મારી નાખવાના ઈરાદે ત્યાગ કરશે. પણ ઉપરના યોગમાં કહેલા ચંદ્રને જો ગુરૂ દેખતો હોયતો નાખી દીધેલો બાળક કોઇ બીજાના હાથમાં જશે ને તેને તે ઉછેરી મોટો કરશે અને પછી તે બાળક લાંબી આવરદા ભોગવી ઘણો સુખી થશે એમ જાણવું.

જન્મકુંડળીમાં લગ્ને ચંદ્રમા હોય તેને શનિ અને મંગળ દેખતા હોય ને મંગળ સાતમે ભાવે હોય તો માતાએ તજેલો એટલે છાંડેલો બાળક મૃત્યુ પામશે.

આવા ઠેકાણામાં ગ્રહોની સામાન્ય દ્રષ્ટી તથા વીશેશ દ્રષ્ટી ધ્યાનમાં રાખવી તમામ ગ્રહો પોતાથકી સાતમા ભાવમાં સંપુર્ણ દેખે છે. તેમાં પોતાથકી ૩—૧૦ મા ભાવમાં શનિ તેમજ પોતાથકી ૪—૮ મા ભાવમાં મંગળ અને પોતાથકી ૫—૯ મા ભાવમાં ગુરૂ વીશેશ દ્રષ્ટીથી સંપુર્ણ દેખે છે.—આ નિયમ દરવખતે ધ્યાનમાં રાખવો.

જન્મ લગનમાં રહેલા ચંદ્રને સૂર્ય દેખતો હોય અને જન્મકુંડળીમાં અગીઆરમા ભાવે શની અને મંગળ રહેલો હોય તોપણ માએ છાંડેલો બાળક મરણ પામશે.

ઉપર લખેલાં માતાએ તજેલા બાળકના યોગોમાં ચંદ્રમા ઉપર પાપગ્રહની

દ્રષ્ટીનુ કહેલુંછે પણ જો એ લક્ષણવાળા ચંદ્રમા ઊપર એક શુભ ગ્રહની દ્રષ્ટી હોય તો દ્રષ્ટી કરનાર ગ્રહ જે જાતીનો હોય તે જાતીના માણસના હાથમાં તે તજેલો બાળક આવશે.

બે કે તેથી વધારે શુભ ગ્રહો દેખતા હોય તો સર્વથી બળવાન ગ્રહ પ્રમાણે જાતિ જાણવી.

ગ્રહોની જાતિ અમે સંખ્યા પ્રકરણમાં લખી છે તોપણ જાણવા માટે ફરીથી લખીએછીએ કે ગુરૂ અને શુક્ર આ બે ગ્રહો બ્રાહ્મણ જાતીછે અને સૂર્ય અને મંગળ ક્ષત્રી જાતી છે—ચંદ્ર વણીક જાતી છે અને બુધ શુદ્ર જાતી છે અને શનિ ચાંડાળ વર્ણશંકર કે ભીલ જેઓ વનમાં કે પર્વતમાં રખડનારા લોકો છે તેવી જાતનો છે.

ઉપર પ્રમાણે જે જાતના ગ્રહે યોગ કહેલો હોય તે જાતના માણસના હાથમાં તજેલો બાળક આવે અને ઉછરે.

ઉપરના યોગમાં શુભ અને પાપગ્રહની ચંદ્રમા ઉપર સાથે દ્રળી હોય તો તજેલો બાળક હાથતો આવે. પણ થોડું આયુષ્ય ભોગવશે એમ કહેવું. પણ આ યોગમાં ગુરૂની દ્રષ્ટીનો અપવાદ લાગે છે માટે ગુરૂ સીવાય શુભ અને પાપગ્રહની દ્રળી હોયતોજ તજેલા બાળકનું થોડું આયુષ્ય જાણવું કેમકે આ યોગમાં કહેલા લક્ષણવાળા ચંદ્રમાને ગુરૂ દેખતો હોયતો તજેલો બાળક લાંબુ આયુષ્ય ભોગવી સુખી થશે એમ આગળ કહેલું છે એ ધ્યાનમાં રાખવું કેમકે આ વીશે સારાવળીમાં ઉપર પ્રમાણે તમામ યોગો ઉપજાવીને ગુરૂની દ્રષ્ટી વીશે ઉપર મુજબ અપવાદ સાફ રીતે જણાવ્યો છે.

## જન્મ પામનાર બાળકના સ્વરૂપ પ્રકૃતી બાબત.

જન્મ વખતની નવમાંશ કુંડળીના લગ્નના સ્વામી પ્રમાણે બાળકના શરીરનો આકાર ગુણ પ્રકૃતી સ્વભાવ કહેવો. અને તે સ્વામી જન્મ કુંડળીમાં અસ્તનો અથવા નીચનો અથવા છઠ્ઠા, આઠમા, બારમા ભાવે બેઠો હોય તો જન્મ કુંડળીમાં સર્વ ગ્રહ કરતાં જે ગ્રહ વધારે બળવાન હોય તે પ્રમાણે શરીરનો આકાર વીગરે જાણવો.

નવમાંસ કુંડળીના લગ્નની રાશી બળવાન એટલે આ રાશી સાથે મુળ જન્મ કુંડળીમાં શુભ ગ્રહ કે પોતાનો સ્વામી બેઠો હોય. અગર તેમની દ્રષ્ટી હોય તો આરાશીના સ્વામી પ્રમાણે બાળકનો આકાર વીગરે કહેવો.

દરેક ગ્રહોના આકાર, ગુણ, વર્ણ, જાતી સ્વભાવ અવસ્થા વીગરે અમે

સંજ્ઞા પ્રકરણમાં વીગતવાર જણાવી ચુકેલ છઈએ.

નવમાંશ કુંડળીમાં જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિના સ્વામી પ્રમાણે બાળકનો વર્ણ એટલે રંગ કહેવો.

દરેક રાશિના વર્ણ તથા સ્વરૂપ વિગરે સંજ્ઞા પ્રકરણમાં વીગતવાર જણાવેલું છે.

ઉપર પ્રમાણે આકાર ગુણ વીગરેનો વીચાર બાળકની જાત, કુળ અને દેશ ઉપર કરવો. અને જ્યાહાં જેવું ઘટારત હોય ત્યાં તેહેવું કહેવું. જેમકે ધૃમંડળની હેઠળના દેશમાં એટલે વીલાયત જેવા દેશમાં તમામ માણસો ગોરા હોય છે. તેમજ સૈબીરીયા દેશ એટલે આફ્રીકા ખંડના મધ્ય ભાગના જેહેવા કે સીધી લોકો તમામ કાળા વર્ણનાજ હોય છે. અને આર્ય લોકો બહુ તામશી હોતા નથી અને અનાર્ય લોકો ઘણું કરીને બહુ તામસીજ હોય છે. વળી રાજવંશી કે રાજ કુળના બાળકો ઘણું કરીને સુંદર રૂપાળા હોય છે. અને કોળીનાળી વીગરે નીચ કુળના બાળકો ઘણું કરીને થોડા રૂપાળા હોય છે. ઘણો મજબૂત જોગ થયેલો હોય તોજ જાતીકુળ કે દેશ ઊપર આધાર રાખવો નહીં. જેમકે ઉત્તમ પ્રકારનો રાજયોગ થયો હોય તોજ નીચ કુળમાં જન્મેલા બાળક રાજાથાય અને સાધારણ જોગ થયેલો હોય તો ધનવાન સુખી કે પોતાના કુળમાં તે મુખી થાય અને જો રાજકૂળમાં જન્મેલા બાળકને સાધારણ રાજયોગ ઉપજેલો હોય તોપણ તે બાળક રાજા થાય. એ મુજબ આ ઠેકાણે પણ કલ્પના કરી ઘટારત હોય તે પ્રમાણે કહેવું.

સંજ્ઞા પ્રકરણમાં કહેલું છે કે—શરીરને વિશે રાશિઓ રહેલી છે તે રીતે કે મેષરાશિ શિરને વિશે, વરખરાશિ મુખને વિશે, વિગેરે બારે રાશિઓ શરીરના દરેક ભાગને વિશે રહેલી છે તેજ પ્રમાણે શરીરના અવયવો, લગ્ન, વિગરે બારે ભાવોમાં કલ્પી રાખવા. જેમકે, લગ્ન એ માથુ, બીજો ભાવ મોઢુ, ત્રીજો ભાવ ઉર, ચોથો ભાવ હૃદય, પાંચમો ભાવ કરોડ, ૬ કેડ, ૭ પેડુ, ૮ લીંગ, ૯ વ્રશણ, ૧૦ સાથળ, ૧૧ ઢીંચણ, ૧૨ પગનું કાંડુ તથા પગના તળીઆ; એ પ્રમાણે શરીરના અવયવો બારે ભાવમાં જાણવા.

લગ્ન વિગરે બારે ભાવમાં એકેકી રાશિ હોયછે. આ બારે રાશિનું માપ અગર માન સરખુ નથી એટલે કોઇ રાશિનું લગ્ન ચાર ઘડી રહેછે ને કોઇ રાશિનું લગ્ન પાંચ ઘડી રહેછે, ને કોઇ તેથી વધુ ઓછી પણ રહેછે. જેથી નાહાની મોટી કે મધ્યમ એવી તેની સંખ્યા ઠરેલી છે. આ માપ કે માન સઘળા દેશોમા એકસરખું નથી, પણ વધતું ઘટતું હોયછે. આ દેશમાં મેષ વિગરે બારે રા-

શિનું માન નીચે પ્રમાણે ઘડી પળ સાથે છે.

| મેષ ને મીન. | વરખ. કુંભ. | મીથુન. મકર. | કરક. ધન. | સીંહ. વ્રશ્ચિક. | કન્યા તોળા. | |
|---|---|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ઘડી. |
| ૪૮ | ૧૯ | ૬ | ૪૦ | ૩૯ | ૨૮ | પળ. |

જે ભાવમાં લાંબી રાશિ હોય તે ભાવનો શરીરનો ભાગ જરા મોટો હોય.

જે ભાવમાં લાંબી રાશિ હોય અને તાંહાંલાંબી રાશિનો સ્વામી બેઠો હોય તો તે ભાવનો શરીરનો ભાગ વધુ મોહોટો હોય છે.

જે ભાવમાં લાંબી રાશિ હોય ત્યાં ટુંકી રાશિનો સ્વામી હોય અગર ટુંકી રાશિવાળા ભાવમાં લાંબી રાશિનો સ્વામી હોય તો તે ભાવના શરીરનો ભાગ મધ્યમ થાય.

ટુંકી રાશિવાળા ભાવમાં ટુંકી રાશિનો સ્વામી ગ્રહ આવે. તે ભાવનો શરીરનો ભાગ ઘણો ટુંકો હોય છે.

ટુંકી રાશિ જે ભાવમાં હોય તે ભાવ પ્રમાણે શરીરનો ભાગ ટુંકો હોયછે.

જે ભાવમાં ઉપર પ્રમાણે ઘણા ગ્રહો બેઠેલા હોય તો તેમાંથી સર્વ કરતાં જે વધુ બળવાન હોય તે ગ્રહનો વીચાર કરવો.

ઉપર લખેલો વીચાર આધાન કુંડળી અગર જન્મકુંડળી ઉપરથી કરવાનું સત્યાચાર્ય કહે છે.

## બાળકના શરીરમાં તલ, મસ કે લાખુ વીગરે હોય તે બાબત.

જન્મ લગ્નના દેષ્કાંડના આધારથી આખુ શરીર કલ્પેલું છે.

દેષ્કાંડ ત્રણ નીચે પ્રમાણે છે.

જન્મલગ્ન ૧ આંશથી ૧૦ આંશસુધી પહેલું દેષ્કાંડ.
જન્મલગ્ન ૧૦ આંશથી ૨૦ આંશસુધી બીજું દેષ્કાંડ.
જન્મલગ્ન ૨૦ આંશથી ૩૦ આંશ સુધી ત્રીજું દેષ્કાંડ.

ઉપર પ્રમાણે જેમ લગ્નના ત્રણ દેષ્કાંડ છે તેમ આખા શરીરના ત્રણ વિભાગ નીચે પ્રમાણે પાડેલા છે.

માથાથી મોઢાસુધી પહેલો વિભાગ.
ગળાથી નાભીસુધી બીજો વિભાગ.
પેઢુથી પગના તળીયાસુધી ત્રીજો વિભાગ.

પ્રથમ ઉપર ઉપસુતીકાના બીછાનાની બાબતમાં બીજાથી છઠા ભાવ સુધી જમણી બાજુ અને આઠમા ભાવથી બારમા ભાવ સુધી ડાબી બાજુ એમ જણાવી ચુક્યા છીએ, તે પ્રમાણે જમણા ડાબા ભાવની વીગત આ ઠેકાણે પણ પણ સમજી રાખવી.

વળી ઉપર લખેલા ડાબી તરફના ભાવોને દૃશચક્રાર્ધ જેને ઉદીત કહે છે અને જમણી તરફના ભાવને અદ્રશચક્રાર્ધ જેને અનુદીત કહેછે. મતલબ કે લગ્નથી સાતમા ભાવ સુધી જમણો અને સાતમા ભાવથી લગ્ન સુધી ડાબો ભાગ જાણવો.

લગ્ન પહેલા દેષ્કાંડમાં હોય તો નીચે પ્રમાણે શરીરના ભાગો જાણવા.

**ભાવ મધ્ય.**

૧ માથુ.

| ભાવ. | | ભાવ | |
|---|---|---|---|
| જમણુ નેત્ર. | ૨ | ૧૨ | ડાબુ નેત્ર. |
| " કાન. | ૩ | ૧૧ | " કાન. |
| ,, નાક. | ૪ | ૧૦ | ,, નાક. |
| ,, જડબા. | ૫ | ૯ | ,, જડબા. |
| ,, દાઢી. | ૬ | ૮ | ,, દાઢી. |

૭ મુખ.

લગ્ન બીજા દેષ્કાંડમાં હોય તો નીચે પ્રમાણે શરીરના ભાગ સમજવા.

**મધ્ય.**

૧ કઠ અથવા ગળુ.

| | | | |
|---|---|---|---|
| જમણો ખભો | ૨ | ૧૨ | ડાબો ખભો. |
| ,, હાથ. | ૩ | ૧૧ | ,, હાથ. |
| ,, પડખા | ૪ | ૧૦ | ,, પડખા. |
| ,, હૃદય | ૫ | ૯ | ,, હૃદય |
| ,, કરોડ ઊદર | ૬ | ૮ | ,, કરોડ અને ઊદર |

૭ નાભી.

**લગ્ન ત્રીજા દેષ્કાંડમાં હોય તો નીચે પ્રમાણે શરીરના ભાગ સમજવા.**

**મધ્ય.**

૧ પેડુ.

| | | | |
|---|---|---|---|
| જમણુ લીંગ ને ગુદા | ૨ | ૧૨ | ડાબુ લીંગ અને ગુદા |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | વરસણુ ૩ | | ૧૧ | ,, | વરસણું |
| ,, | સાથળ ૪ | | ૧૦ | ,, | સાથળ |
| ,, | ઢીંચણુ ૫ | | ૯ | ,, | ઢીંચણુ |
| ,, | પગના કાંડા ૬ | | ૮ | ,, | પગના કાંડા |

૭ પગ.

ઉપર મુજબ ભાવ પ્રમાણે શરીરના ભાગ જાણવા.

જે ભાવમાં પાપગ્રહ બેઠા હોય તે ભાવના શરીરના ભાગમાં ગડગુમડાથી ચાઠું અથવા મસો થાય.

જે ભાવમાં પાપગ્રહ બેઠા હોય ત્યાં ત્યાં શુભ ગ્રહ બેઠા હોય અથવા દ્રષ્ટી હોયતો તે ભાવના શરીરના ભાગમાં ચાઠું કે મસાની નીશાની જાણવી.

ઉપર પ્રમાણે નીશાની કરનારો ગ્રહ જન્મકુંડળીમાં કે નવમાંશ કુંડળીમાં પોતાની રાશીનો હોય અથવા સ્થીર રાશિનો હોય તો આ નીશાની જન્મથી છે એમ જાણવું.

ઉપર કહેલી રાશિ સીવાય બીજી રાશિનો નીશાની કરનારો ગ્રહ હોયતો આગળ હવે પછી નીશાની પેદા થશે એમ જાણવું.

ભવીષ્યકાળમાં નીશાની કરનારો ગ્રહ પોતાની મહાદશા કે અંતરદશામાં નીચે લખેલા રીતીતથી નીશાની કરશે એમ બુદ્ધીશાળી પંડીતો કહે છે.

શની પથર લાગવાથી અથવા વાયુના રોગથી નીશાની કરશે-મંગળ અગ્નીશસ્ત્ર અને વીષથી એટલે ઝેરી જીવના કરડવાથી નીશાની કરશે—બુધ હોય તો ઊંચેથી પડવાથી અથવા ઠેસ લાગવાથી કે ભીંત પડવાથી વીગરેના કારણથી જમીનના માટીના ભાગથી પેદા થએલી નીશાની કરશે–સૂર્ય લાકડી વાગવાથી અથવા ચોપગા જનાવરના મારથી નીશાની કરશે–ચંદ્ર શીંગડાવાળા જનાવરના શીંગડાના મારથી અથવા જળચર પ્રાણીના મારથી નીશાની કરશે.

ઉપર પ્રમાણે જોતાં માલુમ પડશે કે ફક્ત પાપગ્રહોજ નીશાની કરનારાછે. ક્ષીણ ચંદ્રમાને પણ પાપગ્રહ ગણાય છે તેમ બુધ પાપ ગ્રહ ભેગો બેઠો હોય તો બુધને પણ પાપગ્રહ ગણેલો છે.

એ સીવાય બાકી રહેલા શુભગ્રહો ગુરૂ શુક્ર અને બુધ એકલો અથવા શુભગ્રહ સાથે બેઠો હોય તો તે તથા પૂર્ણ કળાનો ચંદ્ર આવી નીશાની કરતા નથી તે ધ્યાદ રાખવું.

જે ભાવમાં બુધ તથા બીજા ત્રણ ગ્રહો એટલે ચાર ગ્રહો બેઠા હોયતો નક્કી લાખુ અથવા નીશાની કરશે પછી તો શુભ હોય કે પાપ હોય તોપણ જરૂ-

ર નીશાની અથવા લાખુ કરશે અને તે ગ્રેહામાંથી જે વધારે બળવાન હોય તે પોતાની દશામાં ઉપર જણાવેલ નીમીતથી નીશાની કરશે જેમકે શની હોયતો પથરથી વીગરે વીગરે.

જન્મકુંડળીમાં છઠા ભાવે પાપ ગ્રહ હોયતો છઠા ભાવમાં જે રાશિ હોય તે રાશિ કાળ પુરૂષના શરીરના જે ભાગમાં હોય જેમકે મેષ માથુ, વરખ મુખ, એ રીતે જે ભાગમાં તે રાશિ હોય તે ભાગમાં નીશાની કરશે.

આ ઠેકાણે પણ જમીનની સાથે નીશાની છે કે હવે પછી ભવીષ્ય કાળમાં થશે. એ વીશેનો પ્રથમ નીયમ કહેલો છે તે ધ્યાનમાં રાખવો.

આ પ્રમાણે છઠા ભાવે રહેલા પાપગ્રહને કોઇ શુભ ગ્રહ દેખતા હોય તે તે ઠેકાણે ઉપર કહેલી નડારી નીશાની નહી કરે પણ તળ અથવા મસો રૂવાડાનુ ગુચળુ કરશે.

અને એ મુજબ છઠા ભાવે રહેલાં પાપગ્રહ સાથે શુભ ગ્રહ રહેલા હોયતો તે ઠેકાણે લાખુ સમજવું.

ઉપર પ્રમાણે ચોકસ વીચાર કરી શરીરના ભાગ ઉપર નીશાની કહેવી.



# પ્રકરણ ત્રીજું.

## બાળકના રીષ્ટ બાબત.



બૃહજ્જાતક ગ્રંથ મધેથી.



અરધો સૂરજ આથમ્યા પછી જ્યાંસુધી આકાશમાં તારા બરાબર ન દેખાય ત્યાંસુધીના વખતને સાંયન સંધ્યા કહે છે.

ગળસકામાં, આકાશમાં, તારાઓનુ તેજ ક્ષીણ થયાથી જ્યાંસુધી અરધો સૂર્ય ઉગે તેટલા વખતને પ્રાત:સંધ્યા કહે છે.

આ બંધે સંધ્યાઓ ઘણુંકરીને સવા સવા ઘડીની એટલે આશરે અરધા કલાકની હોય છે.

ઉપર લખેલી બધે સંધ્યાઓમાં બાળકનો જન્મ થયો હોય અને હોરાકુંડળીમાં કરક લગ્ન આવેલું હોયતો રીષ્ટયોગ થાયછે.

જન્મકુંડળીમાં સર્વ પાપ ગ્રહો જે જે રાશિઓમાં હોય તે તે રાશિઓના છેલા અંશોમાં એટલે સ્પષ્ટ ગ્રહચક્રના કોઠામાં ૨૭—૨૮ કે ૨૯ અંશોના હોય તો બાળકનો રીષ્ટયોગ થાય છે.

રીષ્ટયોગ એટલે મૃત્યુનો યોગ જાણવો. જે બાળકને રીષ્ટયોગ થયો તે મૃત્યુ પામેછે.

ચંદ્રમા અને સર્વ પાપગ્રહો ચારે કેંદ્રમાં બેઠા હોય તો પણ બાળકનું મૃત્યુ થાય એમાં ચાર કેંદ્રમાંનુ એકે સ્થાનક ખાલી રહેવું ન જોઇએ.

જેને જેને રીષ્ટયોગ થયો હોય તેની આવરદા તથા અષ્ટવર્ગાદીક બીજુ કાંઇ જોવુ નહીં કારણ કે એ તમામના ફળનો રીષ્ટજોગ નાશ કરે છે માટે જન્મ કુંડળી ઉપરથીજ રીષ્ટજોગ જોવાની પંડીતોની આજ્ઞા છે

બાર ભાવના કોઠામાં ચોથા ભાવની રાશિ અને તેના અંશથી આરંભીને પાંચમો છઠો અને એમ અનુક્રમે દસમાં ભાવની રાશિ અને તેના અંશ પર્યંતના અંદરના ૭ ભાવને ચક્રનુ પરાર્ધ કહેછે, અને દસમા ભાવની રાશિ અને તેના અંશથી આરંભીને અગીઆરમો, બારમો લગ્ન એમ ચોથા ભાવની રાશિ અને તેનાઅંશ પર્યંતના ૭ ભાવને ચક્રનું પૂર્વાર્ધ કહેછે.

જન્મકુંડળીમાં કરક અથવા વશ્ચીક લગ્ન હોય અને ઉપર કહેલાં ચક્રના પૂ-

ર્વાર્ધમાં સર્વ પાપગ્રહો હોય અને ચક્રના પરાર્ધમાં સર્વ શુભગ્રહો રહેલા હોય તો બાળક તુરત મૃત્યુ પામશે. એવો બાદરાએણઋશીનો તથા યવનાચાર્ય ઋશીનો પણ મત છે.

જન્મકુંડળીમાં લગ્ન ને પાપગ્રહની કર્તરી હોય તો રીષ્ટ જોગ થાય. તેમજ સાતમા ભાવને પાપગ્રહની કર્તરી હોય તોપણ રીષ્ટજોગ સમજવો. આ બાબતમાં કોઇ પંડીત એમ કહેછે કે જન્મકુંડળીમાં બીજે ભાવે અને આઠમા ભાવે પાપગ્રહ હોયતો રીષ્ટજોગ જાણવો. પણ યવનાચાર્ય આ જોગ આવી રીતે કહેછે કે લગ્નથકી બારમે અને છઠે પાપગ્રહ હોયતોજ રીષ્ટજોગ જાણવો પછી આ જોગ કરનારા પાપગ્રહો પોતાની રાશિ કે ઊંચના અથવા બીજા કોઇ જાતના બળવાળા હોય તોપણ રીષ્ટજોગ થશેજ.

આ યોગ વીશે ગાર્ગીભગવાન નીચે પ્રમાણે ખુલાસાથી કહેછે.

૧ છઠે અને બારમે ભાવે સર્વ પાપગ્રહો રહ્યા હોયતો.

૨ બીજે અને આઠમા ભાવે સર્વ પાપગ્રહ રહ્યા હોયતો.

૩ લગ્નને પાપગ્રહની કર્તરી હોયતો.

૪ સાતમા ભાવને પાપગ્રહની કર્તરી હોયતો.

૫ બીજે કે બારમા ભાવે પાપગ્રહ હોય પણ ચળીતમાં લગ્ને તે સર્વ પાપગ્રહો આવે તો.

૬ છઠે કે આઠમે સર્વ પાપગ્રહો હોય પણ ચળીતમાં સપ્તમા ભાવે આવેતો.

ઉપર પ્રમાણે છ જાતના રીષ્ટયોગથી બાળકનું મૃત્યુ થાય એ રીતે ગાર્ગી ભગવાન કહે છે ને તે મત ઘણા પંડીતોએ માન્ય રાખેલો છે.

એક પાપગ્રહ લગ્નમાં અને બીજો પાપગ્રહ સાતમા ભાવે બેઠો હોયતો ગમે તે ભાવે પાપગ્રહ સાથે ચંદ્રમા બેઠો હોય પણ તે ચંદ્ર ને શુભગ્રહ દેખતા ન હોય અથવા ચંદ્ર ભેગો શુભગ્રહ ન હોય તો બાળક થોડા વખતમાં મૃત્યુ પામશે.

ક્ષીણકળાનો ચંદ્રમા જન્મ કુંડળીમાં બારમે હોય અને સર્વે પાપગ્રહો લગ્ને કે આઠમે અથવા એ બંન્ને ઠેકાણે બેઠા હોય પણ કેંદ્રમાં સર્વશુભગ્રહો અથવા કોઇપણ શુભગ્રહ રહ્યો ન હોય તો બાળક થોડા વખતમાં મૃત્યુ પામે, ભગવાન ગાર્ગી પણ એ પ્રમાણે કહે છે.

જન્મ કુંડળીમાં લગ્ને સાતમે બારમે કે આઠમા ભાવે પાપગ્રહ સાથે ચંદ્રમા રહેલો હોય અને કેંદ્ર સીવાય બીજા હરકોઇ ભાવમાં શુભગ્રહ બેસીને ચંદ્રમાને દેખતા ન હોય તો રીષ્ટ જોગ જાણવો.

આ જોગમાં જો શુભગ્રહ કેંદ્ર ભાવમાં હોય તો રીષ્ટ જોગ તુટી જાય છે

એગ શારાવળી ગ્રંથમાં લખેલું છે.

જન્મ કુંડળીમાં ચંદ્રમા છઠે કે આઠમા ભાવે બેઠો હોય અને આ ચંદ્રમાને પાપગ્રહની દ્રષ્ટી હોય પણ શુભગ્રહની દ્રષ્ટી ન હોય તો બાળક તરત મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં ચંદ્રમા છઠા કે આઠમા ભાવે બેઠો હોય અને આ ચંદ્રમાને ફક્ત શુભગ્રહનીજ દ્રષ્ટી હોય પણ પાપગ્રહની દ્રષ્ટી ન હોય તો આ બાળક આઠ વરસ જીવીને મૃત્યુ પામશે.

ઉપર કહેલા ચંદ્રમા ઉપર જો શુભ અને પાપગ્રહની સાથે દ્રષ્ટી હોય તો બાળક ચાર વર્ષ જીવીને મૃત્યુ પામશે.

ઉપર કહેલા ચંદ્રમા ઉપર શુભ કે પાપગ્રહ એ બેમાંથી એકેની દ્રષ્ટી નહોય તો રીષ્ટ યોગ સમજવો નહી તેમજ શુભગ્રહની રાસીનો ચંદ્રમા છઠે કે આઠમે ભાવે બેઠો હોય અથવા છઠા કે આઠમાં ભાવે પાપગ્રહની રાશીનો ચંદ્રમા રહેલો હોય અને આ ચંદ્રમાની સાથે કોઈપણ શુભગ્રહ રહેલો હોય તોપણ રીષ્ટ યોગ સમજવો નહી. એમ યવનાચાર્ય કહેછે.

ઉપરના યોગ વીશે માંડવ્ય ઋષી નીચે પ્રમાણે કહેછે.

કોઇ બાળકનો કૃષ્ણપક્ષમાં દિવસે જન્મ હોય અથવા શુકલપક્ષમાં રાત્રિએ જન્મ હોય અને આ ચંદ્ર છઠા કે આઠમા ભાવે બેઠો હોય, અને તેના ઉપર શુભ અગર પાપગ્રહની કે બનેની દ્રષ્ટી હોય અગર ન હોય તોપણ રીષ્ટયોગ સમજવો નહીં. કારણ કે આ વખતનો ચંદ્રમા રક્ષક એટલે રક્ષણ કરનારો ગણાયછે. જેમકે આપતકાળમાં પણ બાપ પોતાના પુત્રનું રક્ષણ કરેછે. તેમ આ ચંદ્રમા પણ રીષ્ટથકી બાળકનું રક્ષણ કરેછે.

છઠા કે આઠમા ભાવે ચંદ્ર શીવાય કોઇ શુભ ગ્રહ બેઠો હોય અને તેને સર્વે બળવાન પાપગ્રહ દેખતા હોયતો બાળક એક મહીનો જીવી મૃત્યુ પામે પણ આ જોગમાં ચંદ્રમા ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી કે સમાગમ હોયતો રીષ્ટ તુટી જાયછે, એમ સ્વલ્પજાતકમાં કહેલું છે.

જન્મ લગ્નનો સ્વામી પરાજય પામેલો સાતમા ભાવે રહેલો હોયતો બાળક એક મહીનો જીવી મ્રત્યુ પામશે.

ભૌમાદિક ગ્રહો આકાશમાં એક રાશિમાં બે કે તેથી વધારે ગ્રહો એકઠા થાયછે ત્યારે તેમનું જુદ્ધ થાયછે, તેમાં આકાશમાં જે ગ્રહ દક્ષણ તરફ હોય ને તે તેજ વગરનો હોય તો તે પરાજય પામે છે. તેમજ જે ગ્રહ ઉત્તર તરફ હોય ને તે ઘણો તેજવાળો હોયતો જય પામેછે, એટલે જીતે છે.

ક્ષીણકળાનો ચંદ્રમા લગ્ને હોય અને સર્વ પાપગ્રહો કેંદ્રમાં અને આઠમા ભાવમાંથી કોઇપણ ભાવમાં અગર એ સર્વ ભાવમાં રહેલા હોય તો બાળક મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં ચોથે, સાતમે, કે આઠમા ભાવે ચંદ્રમા પાપગ્રહની કર્તરીવાળો હોયતો બાળક મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં લગ્ને પાપગ્રહની કર્તરીવાળો ચંદ્રમા હોય, અને સાતમે કે આઠમે અગર એ બે ઠેકાણે પાપગ્રહ બેઠા હોય અને આ ચંદ્રમા ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી ન હોયતો જન્મ પામેલો બાળક અને તેની મા બંને મૃત્યુ પામશે.

ઉપર કહેલા યોગમાં ચંદ્રમા ઉપર બળવાન શુભગ્રહોની દ્રષ્ટી હોય તો એકલો બાળક મૃત્યુ પામશે પણ તેની સાથે તેની માતાનું મૃત્યુ જાણવું નહી.

ગમે તે રાશમાં પણ છેલા નવમાંશમાં એટલે ૨૬ અંશ ૪૦ કળા ઉપર અને ત્રીશ અંશની અંદર ચંદ્રમા હોય અને તેને શુભ ગ્રહો દેખતા ન હોય તથા નવમે પાંચમે ભાવે અથવા એ બંન્ને ઠેકાણે પાપગ્રહ હોય તો બાળક તરત મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં ચંદ્રમા લગ્ને હોય અને સર્વ પાપગ્રહો સાતમા ભાવે બેઠા હોય તોપણ બાળક તરત મૃત્યુ પામશે એમજાણવું.

ચંદ્રમાના ગ્રહણ વખતે કોઈનો જન્મ થયો હોય તેની જન્મકુંડળીમાં ચંદ્રમા શની સાથે રહેલો હોય તો તે બાળક અને તેની માતા બન્નેનુ મૃત્યુ જાણવું

સૂર્યના ગ્રહણ વખતે કોઇ બાળકનો જન્મ થયો હોય અને તેની જન્મકુંડળીમાં શની અને બુધ સાથે સૂર્ય લગ્નમાં બેઠો હોય તથા મંગળ આઠમે રહેલો હોયતો માતા અને બાળકનું શસ્ત્રક્રિયાથી મૃત્યુ થાય એમ જાણવું.

કોઈ પંડીત ગ્રહણ શબ્દનો અર્થ રાહુ કરેછે એટલે ઉપરના પહેલા યોગમાં રાહુપણ ચંદ્રમાના ભેગો લગ્ને હોય અથવા સાતમે બેઠો હોય અથવા રાહુની રાશી એટલે કન્યા રાશિના લગ્નમાં ચંદ્ર હોય તેમજ બીજા યોગમાં પણ ચંદ્રમાને બદલે સૂરજ સાથે રાહુ બેઠો હોય વીગરે—પણ આ મત બહુ પ્રમાણ નથી.

જન્મકુંડળીમાં લગ્ને સુરજ હોય અથવા લગ્ને ચંદ્રમા હોય અને તે ઉપર બળવાન શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટી ન હોય તથા નવમે પાંચમે કે આઠમે અથવા એ ત્રણે ઠેકાણે પાપગ્રહો રહેલા હોય તો બાળક મૃત્યુ પામે એમ જાણવું.

આ જોગમાં સુરજને અથવા ચંદ્રમાને બળવાન શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટી હોય તો રીષ્ટ જોગનો ભંગ થાયછે. એ ધ્યાનમાં રાખવું.

જન્મકુંડળીમાં બારમેશની, નવમેસુરજ લગ્નેચંદ્રમા, અને આઠમેમંગ-

ળ બેઠા હોય અને એ ચારે ગ્રહોને બળવાન ગુરૂ દેખતો ન હોયતો બાળકનું તરત મૃત્યુ જાણવું.

કદાપી ઉપર કહેલો ગુરૂ બળ વગરનો હોય અને ઉપર લખેલા સર્વ ગ્રહોને દેખતો હોય, અથવા ગુરૂ બળવાન હોય અને ઉપર કહેલા ચાર ગ્રહમાંથી થોડાને દેખતો હોય અને થોડાને ન દેખતો હોય તોપણ અરધો રીષ્ટયોગ થયો એટલે તે બાળક તુરત મૃત્યુ પામશે નહીં પણ કેટલીક મુદત પછી બાળઅવસ્થામાં તે બાળક મૃત્યુ પામશે એમ જાણવું.

ઉપરના જોગમાં કદાપી બળવાન ગુરૂ પાંચમા ભાવે આવે તો તે બધા ગ્રહોને દેખી શકેછે માટે રીષ્ટયોગ તુટી જાયછે એ ધ્યાનમાં રાખવું.

જન્મકુંડળીમાં ૧, ૫, ૭, ૮, ૯, ૧૨ એ ભાવમાંથી કોઇપણ ભાવમાં પાપગ્રહ સાથે ક્ષીણ ચંદ્રમા રહેલો હોય અને આ ચંદ્રમાને બળવાન શુક્ર, બુધ, અથવા ગુરૂ અથવા એ ત્રણ ગ્રહોનો સમાગમ કે દ્રષ્ટી ન હોય તો બાળક મૃત્યુ પામશે.

સારાવળી ગ્રંથમાં પણ ઉપર પ્રમાણે કહેતાં એ વિશે એટલું વધારે કહેછે કે આ જોગમાં પાપગ્રહો બળવાન જોઇએ.

**ઉપરના રીષ્ટયોગથી બાળકનું મૃત્યુ ક્યારે થાય તે બાબત.**

ઉપર લખેલા સર્વ રીષ્ટયોગમાં કેટલેક ઠેકાણે બાળકના મૃત્યુનો વખત કહેલો છે અને કેટલેક ઠેકાણે કહેલો નથી. હવે જે રીષ્ટયોગમાં બાળકના મૃત્યુનો જોગ કહેલો નથી તે બાળકના મૃત્યુનો નીચે પ્રમાણે વખત મુકરર કરવો.

જે જે ગ્રહોના આધારે રીષ્ટજોગ થયો હોય તે ગ્રહોમાં સર્વથી કયો ગ્રહ બળવાન છે તે નકી કરવું. પછી આ ગ્રહ જન્મકુંડળીમાં કઇ રાશિમાં બેઠો છે, તે જોઇ તે રાશિમાં ફરતો ફરતો રોજનો ચંદ્ર આવે એટલે પંચાગમાં તે રાશિનો ચંદ્રમા જે દિવશે થતો હોય તે દહાડે બાળકનું મૃત્યુ જાણવું.

૨. બીજી જન્મકુંડળીમાં જે રાશિમાં ચંદ્રમા બેઠો હોય તે રાશિનો પાછો ફરીને પંચાગમાં જે દિવશે ચંદ્રમા થાય તે દિવશે બાળકનું મૃત્યુ જાણવું.—ફરીને તેની તે રાશિનો ચંદ્રમા ઘણુંકરીને ૨૭ દિવશે થાયછે.

૩. ત્રીજી જન્મકુંડળીના લગ્નની રાશિનો પંચાગમાં જ્યારે ચંદ્રમા થાય તે દિવશે બાળકનું મૃત્યુ જાણવું.

ઘણા આચાર્યોનો આ વિશે નીચે પ્રમાણે મત છે.

ઉપર જણાવેલી ત્રણ રીતી પ્રમાણે મરણનો વખત કાયમ કરનારો ચંદ્રમા દર મહીને તે તે રાશિનો થાય છે પણ જે વખતે ઉપર બતાવેલો રાશિનો

ચંદ્રમા બળવાન થઇને આવે અને આ ચંદ્રમાને પાપગ્રહો દેખે ત્યારે બાળક મૃત્યુ પામશે. આ નીયમ એક વર્ષની અંદર લાગુ પાડવો કેમકે આવી જાતના રીષ્ટજોગનો અવધી એક વર્ષનો મુકેલો છે એટલે એક વરસથી વધારે તે બાળક જીવી શકતું નથી.

રીષ્ટ પ્રકરણ સંપૂર્ણ.

## રીષ્ટ ભંગ યોગ.

૧ ઉદય પામેલો અને બળવાન ગુરૂ જન્મકુંડળીમાં લગ્નમાં રહેલો હોયતો તમામ જાતના રીષ્ટનો ભંગ કરેછે જેમકે શંકરને ભક્તીથી કરેલો દંડ વરત ઘણા અઘોર પાપકર્મનો નાશ કરે છે.

૨ જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી ઘણો બળવાન હોય અને તેને કેંદ્રમાં રહેલાં સર્વે શુભગ્રહો દેખતા હોય તેમજ કોઈ પાપગ્રહ લગ્નના સ્વામીને દેખતા ન હોયતો રીષ્ટ યોગનો ભંગ થાય છે. એટલુજ નહીં પણ તે માણસ સારા ગુણવાળો ઘણી લક્ષ્મી અને સમૃદ્ધી સાથે ઘણી લાંબી આવરદા ભોગવે છે.

૩ જન્મકુંડળીમાં ચંદ્રમા આઠમે રહેલો હોય પણ દ્રેષ્કાંડ કુંડળીમાં બુધ, ગુરૂ કે શુક્રની રાશિનો ચંદ્રમા હોયતો રીષ્ટયોગનો ભંગ થાયછે.

૪ જન્મકુંડળીમાં ચંદ્રમા પુર્ણ કળાનો અને શુભગ્રહની રાશિનો હોય તેમજ શુભગ્રહની કર્તરીવાળો હોયતો રીષ્ટયોગનો ભંગ થાયછે. તેમાં વળી ચંદ્રઉપર શુક્રની દ્રષ્ટી હોયતો જરૂર રીષ્ટભંગ થાય એટલુંજ નહીં પણ તે માણસ ઘણો સુખી થાય છે.

૫ જન્મકુંડળીમાં બુધ, શુક્ર કે ગુરૂ એમાંથી એક પણ ગ્રહ બળવાન થઈને કેંદ્રમાં બેઠો હોયતો રીષ્ટભંગ થાય છે. કદી આ ગ્રહની સાથે કોઇ પણ પાપ ગ્રહ રહેલો હોય તોપણ હરકત નથી.

૬ જન્મકુંડળીમાં ચંદ્રમા છઠે રહ્યા હોય પણ તે દ્રેષ્કાંડ કુંડળીમાં ગુરૂ, શુક્ર કે બુધની રાશિનો હોયતો જેમ સાપે કરડેલા માણસને ગરૂડ પક્ષી બચાવેછે તેમ જરૂર રીષ્ટનો ભંગ થાયછે.

૭ પુર્ણ કળાવાળો ચંદ્રમા શુભગ્રહની કર્તરીવાળો હોય તો જેમ ગરૂડપક્ષ સાપનો નાશ કરેછે તેમ રીષ્ટનો નાશ થાયછે.

૮ ચંદ્ર બળવાન હોય શુક્લપક્ષમાં રાત્રીએ અને કૃષ્ણપક્ષમાં દીવસે જન્મ હોય, આ ચંદ્રમા જન્મકુંડળીમાં છઠે કે આઠમે હોય તોપણ રીષ્ટનો ભંગ થાયછે.

૯ સંપૂર્ણ કળાનો ચંદ્રમા હોય તેને કેંદ્રમાં રહેલો બળવાન ગુરૂ દેખતો હોયતો રીષ્ટનો ભંગ થાય છે.

૧૦ જન્મકુંડળીમાં શુભગ્રહની રાશિમાં ગુરૂ, ચંદ્ર, શુક્ર અને બુધ બેઠા હોય અથવા એ ગ્રહો નવમાંશકુંડળીમાં અથવા દ્રેષ્કાંડ કુંડળીમાં શુભગ્રહની રાશિનાં હોયતો રીષ્ટ યોગનો ભંગ થાય છે જેમકે પરમેશ્વરના સંરક્ષણથી પાપનો નાશ થાય છે તે પ્રમાણે રીષ્ટનો નાશ થાય.

૧૧ જન્મકુંડળીમાં જે રાશિને ચંદ્રમા હોય તે રાશિનો સ્વામી કેંદ્રમાં શુભ ગ્રહોના સમાગમ કે દ્રષ્ટીવાળા હોય તોપણ રીષ્ટયોગનો ભંગ થાયછે.

૧૨ તમામ ષડ વર્ગની કુંડળીયોમાં શુભગ્રહની રાશિમાં સર્વે પાપગ્રહો બેઠા હોય તેમજ શુભગ્રહ પણ બેઠા હોય. આ પાપગ્રહોને જન્મકુંડળીમાં સર્વે શુભગ્રહ દેખતા હોયતો રીષ્ટભંગ થાય. જેમ પ્રતીવંતા સ્ત્રી પાપનો નાશ કરેછે તેમ રીષ્ટનો નાશ થાય.

૧૩ જન્મકુંડળીમાં ૩, ૬, ૧૧ મા ભાવે રાહુ હોય અને તેને સર્વ શુભ ગ્રહો દેખતા હોય તો રીષ્ટને નાશ કરેછે. જેમકે આકડાના વૃક્ષને પવન ઉડાવી મુકે છે તેમ રીષ્ટને ઉડાવી મુકેછે.

૧૪ જન્મકુંડળીમાં શીરશોદયા રાશિમાં તમામ ગ્રહો રહેલા હોયતો રીષ્ટયોગનો નાશ થાય છે. જેમકે અગ્નીમાં પડેલું ઘી નાશ પામે છે.

૧૫ જન્મકુંડળીમાં જીત પામેલો શુભગ્રહ શુભગ્રહની દ્રષ્ટીવાળો લગ્નમાં હોયતો રીષ્ટયોગનો નાશ થાય. જેમકે જોરવાળો પવન ઝાડનો નાશ કરેછે તેમ રીષ્ટનો નાશ થાય.

૧૬ બળવાળો એટલે પૂર્ણ કળાવાળા ચંદ્રમાને સર્વ ગ્રહો દેખતા હોય તો રીષ્ટયોગનો નાશ થાય છે જેમકે પ્રસન્ન થએલો રાજા ગુનાને માફ કરેછે તેમ.

૧૭ કોઇ પણ રીતે રીષ્ટયોગ થયો હોય અને કોઇ પણ રીતે રીષ્ટભંગયોગ પણ થયો હોયતો રીષ્ટયોગનો ભંગ થયો જાણુવો.

૧૮ રીષ્ટ કરનારા ગ્રહો કરતાં રીષ્ટભંગ કરનારા ગ્રહો વધારે બળવાન હોય તો જરૂર રીષ્ટભંગ થશે એટલુંજ નહીં પણ બીલકુલ પીડા પણ નહીં કરે.

૧૯ રીષ્ટભંગ કરનારા ગ્રહો કરતાં રીષ્ટયોગ કરનારા ગ્રહો વધારે બળવાન હોયતો ઘણી પીડા કરશે અને માંડ માંડ બચાવશે પણ રીષ્ટભંગ કરનારા ગ્રહો-નીરબળ અસ્ત કે પાપથી પીડાએલાં હશેતો રીષ્ટનો ભંગ થશે નહીં આટલી સુચના ધ્યાનમાં રાખવી.



# પ્રકરણ ૪ થું.

## રાજયોગ બાબત.

બૃહજ્જાતક ગ્રંથમાંથી.

રાજયોગ જણાવતા પહેલાં પ્રથમ આવી જાતના યોગો કેટલી જાતના છે, તથા તે શી રીતે જોવાય તે નીચે પ્રમાણે.

### યોગ પાંચ પ્રકારના નિચે પ્રમાણે છે.

૧ રાશિગ્રહ યોગ—જેમકે મેષનો સૂર્ય હરકોઈ ભાવે બેઠો હોય તે પ્રમાણે બીજા ગ્રહો માટે પણ સમજવું.

૨ ભાવગ્રહ યોગ—જેમકે દશમે અથવા હરકોઇ ભાવે હરકોઈ ગ્રહ બેઠો હોય તે.

૩ ભાવરાશિ યોગ—જેમકે અમુક ભાવે અમુક રાશિ હોય તે.

૪ ભાવરાશિ ગ્રહયોગ—જેમકે અગીયારમા ભાવે સૂર્ય મેષનો હોય, તે પ્રમાણે બીજા ગ્રહોને માટે પણ સમજવું.

૫ ફક્ત ગ્રહયોગ—એટલે બે અથવા ત્રણ કે તેથી વધારે ગ્રહો ભેગા બેઠા હોય તે.

ઉપર પ્રમાણે પાંચ પ્રકારના યોગ છે. ને તેથી જન્મકુંડળીનો સઘળો ફળાદેશ જોવાય છે.

૧ જે યોગોમાં ફક્ત અમુક રાશિના ગ્રહોથકી યોગ ઉપજાવેલો હોયતો આ યોગ મૂળ જન્મકુડળીમાં જોવો. જેમકે ઊંચના, સ્વગ્રહીએટલે પોતાની રાશિના, મૂળ ત્રિકોણના અને મિત્રગ્રહની રાશિના ગ્રહોથકી ઉપજેલા યોગો.

૨ જે યોગોમાં ફક્ત અમુક ભાવે રહેલા ગ્રહોથકી યોગ ઉપજાવેલો હોય, તો આ યોગ ચલીત અથવા ભાવકુંડળીમાં જોવા. જેવાકે કેંદ્રમાં કે ત્રિકોણમાં કે ઉપચયસ્થાનમાં રહેલા ગ્રહોથકી ઉપજેલા યોગો.

૩ જે યોગમાં અમુક રાશિના અમુક ગ્રહો અમુક ભાવે બેઠેલા હોય, એવું જે યોગમાં ફરમાવેલું હોય, તો તે મૂળ જન્મકુંડળીમાં જોવા. જેમકે મકરનો મંગળ દશમા ભાવે હોય.

૪ ફક્ત રાશિથકી ઉપજેલા યોગો હોય, તેપણ મૂળ જન્મકુડળીમાં જોવા, જેમકે કર્ક લગ્ન હોય અથવા પાંચમા ભાવે ધન કે મીન રાશિ હોય.

૫ બે ત્રણ કે તેથી વધારે ગ્રહો ભેગા બેઠા હોય, તે પણ મૂળ જન્મકુંડળીમાં જોવા.

ઉપર પ્રમાણે કયા કયા યોગો મૂળ જન્મકુંડળીમાં જોવા તથા કયા કયા યોગો ચલીત કુંડળીમાં જોવા. તે ધ્યાનમાં રાખવાથી ચોકશ ફળાદીશ સમજાયછે. તેથી ઉપર ખુલ્લી રીતે જણાવ્યું છે.

રાજયોગ વિષે યવનાચાર્ય ઋષિ કહેછે કે પાપગ્રહો થકી રાજયોગ ઉપજેલો હોય તો, તે રાજા પાપ બુદ્ધિવાળો થશે, અને શુભગ્રહોથી રાજયોગ થયો હશે તો; સદ્‌બુદ્ધિવાળો રાજા થશે. પણ શુભ અને પાપ એ બંને ગ્રહોથી રાજયોગ થયો હોય તો કોઇ વખત સારી અને કોઇ વખતે સાધારણ બુદ્ધિવાળો રાજા થશે. પણ જીવશર્મા આચાર્યે પોતાના મતમાં કહેછે કે જેની જન્મ કુંડળીમાં પાપગ્રહથી રાજયોગ ઉપજેલો હોય તો તે માણસ રાજા થાય નહિં. પણ ધનવાન, ક્રોધી, અને ટંટાખોર થશે. મતલબ કે તે રાજા જેવો થશે પણ રાજા નહિ. પણ મણીત્થાચાર્ય તથા વરાહમીરઆચાર્યનો મત યવનાચાર્ય ઋષિના મતને મળતો છે.

લઘુજાતક ગ્રંથમાં લખેલું છે કે ત્રણ કે ચાર ગ્રહો ઉંચ રાશિના કે મૂળ ત્રિકોણ રાશિના કે પોતાની રાશિના હોય તો રાજાના કુળમાં જન્મ પામેલો માણુસ રાજા થાય, પણ બીજા કુળમાં જન્મ પામેલો રાજા થાય નહિ, પણ ધનવાન કે સુખી થાય છે.

પાંચ કે તેથી વધારે ગ્રહો ઊંચ રાશિના કે પોતાની રાશિમાં કે મૂળ ત્રિકોણ રાશિના હોય, તો ગમે તે કુળમાં જન્મેલો માણુસ હોય, તોપણ ખચિત રાજા થશે, એમાં જરાપણ સંદેહ જાણવો નહિ. પણ આ ગ્રહો પુરેપુરા બળવાન કે ઉપર કહેલા અધિકારવાળા હોવા જોઇએ. જેમકે ઊંચનો ગ્રહ–એટલે બરાબર ઊંચ રાશિના ઊંચના અંશમાં તે ગ્રહ હોવો જોઈએ. તેમજ મૂળ ત્રિકોણ એટલે મૂળ ત્રિકોણના જે અંશો કહેલા છે તે અંશોમાં બરાબર તે ગ્રહ હોવો જોઈએ તેમજ તે ગ્રહ અસ્તનો, કે યુદ્ધમાં હારેલો ન હોવો જોઇયે.

સૂર્ય, મંગળ, ગુરૂ, અને શનિ એ ચાર ગ્રહો અગર એ ચારમાંથી ત્રણ ગ્રહો પરમઊંચના જે માણુસની કુંડળીમાં હોય અને તેમાંનો એક લગ્નમાં રહેલો હોય તો તે માણુસ રાજા થાય.

ઊંચ રાશિના ઊંચના અંશોની અંદર જે ગ્રહો હોય તે પરમઊંચના કહેવાય છે.

ઉપરના ચાર ગ્રહો–સૂર્ય, મંગળ, ગુરૂ, અને શનિ એ ચાર ગ્રહોમાંથી એ-

કને લગ્નમાં મૂકતાં ઉલટ પાલટ ફેરવણી કરતાં ચાર યોગો ઉપજે છે. જેમકે—લગ્નમાં સૂર્ય હોય તો તે એક યોગ, અને લગ્નમાં મંગળ હોય તો તે બીજો યોગ, અને લગ્નમાં ગુરૂ બેઠો હોય તો તે ત્રીજો યોગ, અને લગ્નમાં શનિ બેઠો હોય તો ચોથો યોગ થાય, અને ઉપરના ચાર ગ્રહોમાં ત્રણ ઉંચના ગ્રહોમાંથી એક એકને લગ્નમાં રાખી અરસ પરસ એ ત્રણ ગ્રહોની ફેરવણી કરતાં બારજાતના રાજયોગ થાય છે. તેમાં ઉપરના ચાર રાજયોગ મેળવતાં સોળ જાતના રાજયોગ થાય છે.

ઉપરના ચાર ગ્રહોમાંથી કોઈપણ બે અગર એક ગ્રહ ઉંચનો હોય તથા ચંદ્ર સ્વગ્રહી હોય અને એમાંનો એક ગ્રહ લગ્નમાં બેઠો હોય તો રાજા થાય.

ઉપરના ચાર ગ્રહોમાંથી કોઇપણ બે ગ્રહો ઉંચનાં અને ચંદ્ર સ્વગ્રહી એ રીતે ત્રણ ગ્રહોમાં એક લગ્નમાં રાખી ફેરવણી કરતાં બાર જાતના રાજયોગ ઉપજે છે.

ઉપરના ચાર ગ્રહોમાંથી કોઇપણ એક ગ્રહ ઉંચનો લગ્ને સ્થાપન કરી તથા ચંદ્રને સ્વગ્રહનો રાખી ફેરવણી કરતાં ચાર જાતના રાજયોગ ઉપજેછે. એમ કરી સોળ જાતના રાજયોગ ઉપજે છે, અને સઘળા મળી બત્રીશ જાતના ઉપર પ્રમાણે રાજયોગ પ્રગટ કીધા છે.

વર્ગાતમ રાશિનું લગ્ન હોય અને તેને ચંદ્ર સિવાય કોઈપણ ચાર પાંચ અગર ૭ ગ્રહો જેની જન્મકુંડળીમાં દેખાતા હોય તો તે માણસ રાજા થાયછે.

ઉપરના યોગમાં લગ્નને ચંદ્રમા દેખતો હોય, અગર ન દેખતો હોય પણ તેને ગણુવો નહિ.

લગ્નને બદલે ચંદ્રમા વર્ગાતમ રાશિનો હોય અને તેને કોઇ ચાર પાંચ અગર ૭ ગ્રહો જન્મ કુંડળીમાં દેખાતા હોય તો તે માણસ પણ રાજા થાય.

વર્ગાતમ લગ્ન ઉપર કોઇપણ ચારગ્રહોની દૃષ્ટી લાવતાં ફેરવણીથી પંદર રાજયોગ થાય છે, અને પાંચગ્રહની દૃષ્ટી લાવતાં ૭ યોગ ઉપજે છે. તથા ૭ ગ્રહની દૃષ્ટી લાવતાં એક યોગ ઉપજે છે. એ રીતે કુલ બાવીશ જાતના રાજ યોગ થાય છે.

ઉપર પ્રમાણે જેવી રીતે લગ્ન ઉપરથી બાવીશ જાતના રાજયોગ પેદા થયા તેવીજ રીતે લગ્નને બદલે વર્ગાતમના ચંદ્ર ઉપરથી પણ બાવીશ જાતના રાજયોગ ઉપજે છે. એમ લગ્ન અને ચંદ્રમા મળી ૪૪ જાતના રાજયોગ થયા. અને બારે રાશિમાંવર્ગાતમ લગ્ન તેમજ બારે રાશિમાં વર્ગાતમ ચંદ્રને દાખલ ગણુતાં કુલ ૫૨૮ જાતના રાજયોગ થાય છે કેમકે ૪૪ ને બારે ગુણતાં ૫૨૮ થાય છે. આ પ્રમાણે માંડવ્ય ઋષિ કહે છે.

શનિ કુંભ રાશિનો, સૂર્ય મેષ રાશિનો, અને ચંદ્રમા વરખ રાશિનો એ રીતે ત્રણ ગ્રહમાંથી એકને લગ્નમાં મૂકી બાકીના બે ગ્રહની ફેરવણી કરતાં ત્રણ જાતના રાજયોગ ઉપજે છે. આ ત્રણ યોગમાં ઉપરના ત્રણ ગ્રહો ઉપરાંત બુધ મિથુન રાશિનો, ગુરૂ સિંહ રાશિનો, અને મંગળ વૃશ્ચિક રાશિનો હોય તો રાજયોગ થાય.

ચંદ્રમા અને શનિ એ બે ગ્રહો ઊંચના હોય પરંતુ તે બેમાંથી એક લગ્નમાં આવે એવી રીતે બે જાતના રાજયોગ બને છે. આ બે ગ્રહો સિવાય બુધ અને સૂર્ય કન્યા રાશિના હોય ને તુલા રાશિનો શુક્ર હોય, અને મેષનો મંગળ હોય, અને કર્કનો ગુરૂ હોય તોજ આ રાજયોગ બનેછે. આ રીતે પાંચ જાતના રાજયોગ માંડવ્ય ઋષિ તથા બદ્રાયણ મુનિ ઉપજાવે છે.

મકર લગ્નમાં મંગળ અને શનિ હોય, તથા ધનરાશિમાં સૂર્ય તથા ચંદ્રમા બારમે ભાવે હોય તો રાજયોગ થાયછે.

મકર લગ્નમાં ચંદ્રમા અને મંગળ હોય તથા ધનરાશિનો બારમે સૂર્ય હોય તો રાજયોગ જાણવો.

લગ્નમાં મેષ રાશિનો સૂર્ય હોય, સાતમા ભાવે તોલારાશિનો ચંદ્રમા અને શનિ હોય અને નવમે ધનરાશિનો ગુરૂ હોય તો રાજયોગ જાણવો.

લગ્નમાં વરખ રાશિનો ચંદ્ર બેઠો હોય, સિંહનો સૂર્ય ચોથા ભાવે હોય, વૃશ્ચિકનો ગુરૂ સાતમા ભાવે હોય, અને કુંભરાશિનો શનિ દશમા ભાવે હોય તો નક્કી રાજયોગ જાણવો.

લગ્નમાં મકર રાશિનો શનિ હોય મીન રાશિનો ચંદ્ર ત્રીજા ભાવે હોય મિથુન રાશિનો મંગળ છઠે હોય, કન્યારાશિનો બુધ નવમે હોય, અને ધનરાશિનો ગુરૂ બારમે હોય અને બાકી રહેલા સૂર્ય અને શુક્ર હરકોઇ રાશિના ગમે તે ભાવે બેઠા હોય તો રાજયોગ જાણવો. આ જોગમાં જન્મેલો માણસ ઘણા સારા ગુણવાળો, ઘણી કીર્તિવાળો, બુદ્ધિશાળી અને સુખી રાજા થાય.

લગ્નમાં મીન રાશિનો સૂર્ય હોય, ધનરાશિનો ચંદ્રમા અને ગુરૂ દશમે ભાવે હોય મંગળ મકર રાશિના ૧૫ અંશ સુધીનો અગીયારમા ભાવે હોય તો રાજયોગ થાય.

કન્યા લગ્નમાં બુધ હોય, ધનરાશિના ચોથા ભાવે ચંદ્રમા તથા ગુરૂ હોય અને મકર રાશિના ૧૫ અંશ સુધી મંગળ પાંચમા ભાવે બેઠો હોય તોપણ રાજયોગ જાણવો. આ જોગમાં જન્મેલો માણસ ભાગ્યશાળી રાજા થાય છે.

કન્યા લગ્નમાં બુધ હોય, ધનરાશિના ચોથા ભાવે ચંદ્ર, ગુરૂ, અને શુક્ર હોય તથા મકર રાશિના પાંચમાભાવે મંગળ અને શનિ હોય તો રાજયોગ જાણવો.

મીન લગ્નમાં ચંદ્રમા હોય, સિંહનો સૂર્ય છઠ્ઠા ભાવે હોય, મકરનો મંગળ અગીયારમા ભાવે હોય, અને કુંભનો શનિ બારમા ભાવે બેઠો હોયતો રાજયોગજાણવો.

મેષ લગ્નમાં મંગળ હોય અને કર્કનો ગુરૂ ચોથા ભાવે બેઠો હોય તો રાજયોગ જાણવો.

કર્ક લગ્નમાં ગુરૂ હોય અને મેષરાશિનો મંગળ દશમા ભાવે બેઠો હોયતો રાજયોગ જાણવો.

કર્ક લગ્નમાં ગુરૂ હોય અને વરખ રાશિના અગીયારમા ભાવે ચંદ્રમા, બુધ, અને શુક્ર હોય તથા મેષ રાશિનો સૂર્ય દશમા ભાવે હોય તો રાજયોગ જાણવો. આ યોગમાં જન્મેલો માણસ ઘણા પરાક્રમવાળો રાજા થાય.

મીન લગ્નમાં ચંદ્રમા હોય, સિંહ રાશિનો સૂર્ય છઠ્ઠે હોય, મકર રાશિનો મંગળ અગીયારમા ભાવે હોય, અને કુંભ રાશિનો શનિ બારમે હોય તો રાજયોગ જાણવો.

મકર લગ્નમાં શનિ હોય, મેષનો મંગળ ચોથા ભાવે હોય, મિથુનનો બુધ છઠ્ઠે હોય, કર્કનો ચંદ્ર સાતમે બેઠો હોય, સિંહ રાશિનો સૂર્ય આઠમે ભાવે બેઠો હોય, અને તોલાનો શુક્ર દશમા ભાવે બેઠો હોય તો રાજયોગ જાણવો.

કન્યા લગ્નમાં બુધ બેઠો હોય, મકરના પાંચમા ભાવે મંગળ અને શનિ બેઠા હોય, મીન રાશિના ચંદ્રમા અને ગુરૂ સાતમા ભાવે બેઠા હોય, તથા મિથુન રાશિનો શુક્ર દશમા ભાવે બેઠો હોય તો રાજયોગ જાણવો. આ યોગમાં જન્મેલ માણસ ગુણવાન, કીર્તિવાળો, ધનવાન, અને પરાક્રમી રાજા થાય.

ઉપર જણાવેલા તમામ રાજયોગમાં નીચ કુળમાં જન્મેલો માણસ હોય તો પણ રાજા થાય, તો પછી રાજવંશમાં જન્મેલો રાજા થાય એમાં નવાઇ નથી.

હવે પછી જે રાજયોગ લખવામાં આવશે તે રાજયોગમાં તો ફકત રાજવંશમાં જન્મેલો માણસજ રાજા બનશે. પણ તે સિવાય બીજા કુળમાં જન્મેલા માણસને રાજયોગ થયો હોય તોપણ રાજા બનશે નહિ. પણ રાજાના વૈભવવાળો એટલે રાજા જેવો થશે.

ઉપર કહેલા રાજયોગમાં તથા હવે પછી જે રાજયોગ કહેવાશે તે યોગોમાં જે ગ્રહો વિષે કાંઇ પણ જણાવેલું ન હોય તે ઠેકાણે એમ સમજવું કે તે ગ્રહ હરકોઈ ભાવે ગમે તે રાશિનો સમજવો.

પોતાના ઊંચ કે મૂળ ત્રિકોણમાં રહેલા ત્રણ કે ચાર ગ્રહો જેની જન્મકુંડળીમાં બળવાન હોય તો રાજયોગ જાણવો. પણ આ રાજયોગમાં જન્મેલો માણસ રાજવંશનો હોય તોજ રાજા થશે. પણ બીજા કુળમાં જન્મેલો માણસ ફકત ધનવાળો થશે. ત્રણ કે ચાર ગ્રહો તમાંમ ઊંચના હોય, અગર તમામ મૂ-

ળ ત્રિકોણના હો, અગર કેટલાક ઊંચના અને કેટલાએક મૂળ ત્રિકોણના હોય તોપણ રાજયોગ છે.

ઉપર પ્રમાણે પાંચ કે છ ગ્રહો ઊંચના કે મૂળ ત્રિકોણના અગર એ બેના મળીને હોય તો ખચીત રાજયોગ જાણવો. આ યોગમાં જન્મેલો માણસ કદી નીચ કુળમાં જન્મેલો હશે તો પણ ખચીત રાજા થશે. એમાં શંશય જાણવો નહિ.

રાજવંશમાં જન્મેલા માણસને એક અગર બે ગ્રહો ઊંચના કે મૂળ ત્રિકોણના હશે તો રાજા નહિ થાય. પણ ધનવાળો થશે, અથવા રાજા જેવો થશે. વળી ત્રણ ગ્રહો ઊંચના કે મૂળ ત્રિકોણના હશે પણ નિર્બળ હશે તોપણ તે માણસ રાજા નહિ થાય પણ રાજા જેવો ધનવાળો થશે.

બળવાન કે નિર્બળ ગ્રહનું લક્ષણ આગળ અમે ઘણે ઠેકાણે કહી ગયા છીએ.

હવે નીચ કુળમાં જન્મેલા માણસને ત્રણ કે ચાર ગ્રહો ઊંચના કે મૂળ ત્રિકોણના હોય તો અગર પાંચ કે છ ગ્રહો ઊંચના કે મૂળ ત્રિકોણના હોય પણ નિર્બળ હોય તો તે માણસ રાજા નહિ થાય. પણ રાજા જેવા વૈભવ વાળો થશે.

મેષ લગ્નમાં સૂર્ય અને ચંદ્રમા હોય, મકરનો મંગળ દશમા ભાવે બેઠો હોય અને ધનરાશિનો ગુરૂ નવમા ભાવે જે રાજકુળના માણસની કુંડળીમાં હોય તે રાજા થશે. અને તે સિવાયના બીજા ધનવાળા થશે. આ વિષે બાદરાયણ મુનિ મત્ત ભેદથી નીચે પ્રમાણે કહે છે.

મેષ રાશિનો લગ્ને ચંદ્ર, સિંહરાશિનો પાંચમે સૂર્ય, ધનરાશિનો નવમે ગુરૂ, મકરરાશિનો દશમા ભાવે મંગળ, અને કુંભરાશિનો અગીયારમા ભાવે શનિ બેઠો હોય તો રાજયોગ જાણવો.

કુંભ અગર કર્ક લગ્ન હોય અને શુક્ર ચોથા ભાવે પોતાની રાશિનો હોય, ચંદ્રમા નવમા ભાવમાં હોય, અને બાકીના ગ્રહો લગ્ન ત્રીજા અને અગીયારમા ભાવે એમ ગમે ત્યાં ભેગા અગર જુદા જુદા રહેલા હોય તો રાજવંશી માણસ આ યોગમાં જન્મેલો રાજા થાય, અને બીજા કુળમાં જન્મેલો ધનવાન થાય.

રાજવંશી માણસની જન્મકુંડળીમાં બળવાન બુધ લગ્નમાં હરકોઇ રાશિનો હોય અને બળવાન ગુરૂ તથા શુક્ર હરકોઇ રાશિના નવમે ભાવે અગર ચોથા ભાવે બેઠા હોય અને બાકીના ગ્રહો સૂર્ય, ચંદ્ર, મંગળ, અને છનિ એ ચાર ગ્રહો નવમે, બીજે, ત્રીજે, છઠે, અગીયારમે, કે દશમા ભાવે એ ભાવમાંથી હરકોઈ ભાવે ભેગા કે જુદા જુદા બેઠા હોય તો ધર્માત્મા રાજા થાય.

વરખ લગ્નમાં ચંદ્રમા હોય, મિથુનનો ગુરૂ બીજે હોય, તુલાનો શનિ છઠે

હોય, અને સૂર્ય, મંગળ, બુધ, ને શુક્ર મીન રાશિના અગીયારમા ભાવે બેઠા હોય તો રાજવંશી માણુસ રાજા થાય.

લગ્ને શનિ, ચોથે ગુરુ, દશમે ચંદ્રમા, અગીયારમે સૂર્ય અને હરકોઇ ભાવે મંગળ, બુધ, અને શુક્ર બેઠા હોય, તો રાજવંશી માણુસ આયોગમાં જન્મેલો હોય તો રાજા થાય. અને બીજા કુળનો ધનવાન થાય.

દશમાભાવે ચંદ્રમા, અગીયારમા ભાવે શનિ, લગ્નમાં ગુરૂ, બીજે મંગળ, અને બુધ, ચોથે ભાવે શુક્ર અને સૂર્ય હરકોઇ રાશિનો હોય, તો રાજવંશી માણુસ રાજા થાય, અને બાકીના ધનવાન થશે, એ નક્કી જાણવું.

લગ્નમાં મંગળ અને શનિ હોય, ચોથે ચંદ્ર બેઠો હોય, સાતમાભાવે ગુરૂ બેઠો હોય, નવમા ભાવે શુક્ર બેઠો હોય, દશમા ભાવે સૂર્ય બેઠો હોય, અને અગીયારમા ભાવે બુધ હરકોઇ રાશિનો હોય તો રાજવંશી માણુસ રાજા થાય ને બીજા ધનવાન થાય.

## રાજયોગનું ફળ ક્યારે મળશે તે બાબત.

જે કુંડળીમાં રાજયોગ થયો હોય તે યોગમાં જે ગ્રહ દશમાભાવે બેઠા હોય તેની મહાદશા અંતર દશામાં રાજ મળશે. અને જો દશમે કોઈ ગ્રહ ન હોય તો લગ્નમાં જે ગ્રહ બેઠો હોય તેની મહાદશા અંતર દશામાં રાજ મળશે.

લગ્ન અને દશમે એ બે ઠેકાણે ગ્રહો બેઠાં હોય તો તેમાંથી જે વધારે બ-ળવાન હોય તેની મહાદશા અંતર દશામાં રાજ મળશે.

લગ્ન અગર દશમે એ બેમાંથી એકે ઠેકાણે કોઇ ગ્રહ બેઠો ન હોય તો જન્મકુંડળીમાં સર્વે કરતાં જે ગ્રહ વધારે બળવાન હોય તેની મહાદશા અંતર દશામાં રાજ મળશે.

આખી ઉમરમાં આ ગ્રહની મહાદશા આવવાનો સંભવ ન હોય તો તે ગ્ર-હના મિત્ર ગ્રહની મહાદશામાં પોતાની અંતર દશા આવે ત્યારે રાજની પ્રાપ્તી થાય.

ઉપર પ્રમાણે રાજ મળેલું છતાં પણ જન્મ કુંડળીમાં જે ગ્રહ નીચેનો અગર શત્રુ ગ્રહની રાશિનો હોય તો તેની મહાદશા અંતર દશામાં તે માણુસ રાજભ્રષ્ટ થશે. રાજભ્રષ્ટ કરનારી દશાને છીંદ્ર શંશય દશા કહે છે.

લગ્નમાં બુધ અને શુક્ર રહેલા હોય, સાતમા ભાવે શનિ હોય અને દશમા ભાવે સૂર્ય રહેલો હોય, એ રીતે એ ગ્રહો હરકોઈ રાશિમાં જન્મકુંડળીમાં બેઠા હોય તો તે માણુસ કદી નિર્ધન હોય તોપણ વૈભવી અને સુખી થાય.

ઉપરના યોગમાં કોઇ ઋષિ મત્તભેદથી એમ કહે છે કે સૂર્ય, અને બુધ, અને શુક્રની રાશિનું લગ્ન હોય અને દશમે સૂર્ય અને બુધ બેઠા હોય અને લગ્ને ગુરૂ અને શુક્ર બેઠા હોય તો આ યોગ ઉપજેછે.

આ યોગો વિષે આચાર્ય વરાહમીર લખેછે કે બુધ અને શુક્રને સૂર્યથી ચાર રાશિનું અંતર આવે છે, તે સંભવે નહિ. પણ આગળના ઋષિના ગ્રંથમાં આ જોગ લખેલા છે તેમ હાલમાંતો એ પ્રમાણે આવવાનો સંભવ નથી પણ કાળાંતરે તેમ આવવાનું હશે ત્યારેજ પૂર્વના આચાર્યોએ લખ્યું હશે.

શુભગ્રહની રાશિઓ બળવાન થઈને કેંદ્રમાં આવેલી હોય ને પાપ ગ્રહની રાશિમાં પાપ ગ્રહો જન્મ કુંડળીમાં હોય તો તે માણસ ચોરોનો રાજા થાય અથવા નીચ જાતમાં ઉપરીપણું પામે તથા ધનવાળો થાય. આ જોગમાં કોઇક પંડિત મત્ત ભેદથી કહેછે કે, જેની જન્મકુંડળીમાં શુભ ગ્રહો કેંદ્રમાં બળવાન હોય તો આ જોગ થાયછે. પણ તેને ગાર્ગીભગવાન અયોગ્ય ઠરાવી જણાવે છે કે પાપ ગ્રહો પાપ ગ્રહની રાશિમાં હોય અને શુભ ગ્રહોની રાશિઓ કેંદ્રમાં બળવાન ન હોય તો આ માણસ ચોરનો અધિપતિ થાય છે.

ઉપર જણુવેલા રાજયોગમાંથી જે રાજયોગ કોઈ અસંભવિત માણસને ઉપજ્યો હોય તો તે માણસને રાજ મળે. અને કદી રાજ મળવાનો સંભવ ન હોય તો તે માણસનું આયુષ થોડું સમજવું. કારણકે આ પ્રમાણે ઘણા યોગી અથવા પુણ્યશાળી પ્રાણીઓ પોતાના પ્રારબ્ધ કર્મની કોઇ જાતની ખામીને લીધે અવતાર પુરો કરવા સારૂ જન્મે છે અને થોડા વખતમાં પોતાનો દેહ છોડી દે છે એ નક્કી સમજવું.

## જન્મકુંડળીઓ.

નીચે લખેલા મહાત્માઓની જન્મકુંડળીનું ફળ બૃહજ્જાતક, જાતકાભરણ, સર્વાર્થ ચિંતામણી, હોરારત્ન, હોરામકરંદ, યોગાધિકાર, તથા વૃદ્ધ પારાશરનામના ગ્રંથોના આધારથી નીચે પ્રમાણે લખેલા છે.

## શ્રી રામચંદ્ર મહારાજની જન્મકુંડળી.

ત્રેતાયુગમાં ચૈતર સુદ ૯ ને ચંદ્રવાર, પુષ્પ નક્ષત્રમાં જન્મ થતા જન્મ કુંડળી ઉપરથી દશરથ રાજાને રાશિશ્વરે ભવિષ્ય કીધું કે આ મહાન પરાક્રમી

થશે. અને મોટા બળવાન રાજા રૂપી શત્રુનો નાશ કરશે. અને પૃથ્વીમાં રાજનો જયધ્વજ બાંધશે, ને લોકમાં પૂજાશે.

જન્મ કુંડળી નીચે પ્રમાણે.




ઉપરની કુંડળીમાં પાંચ ગ્રહો ઊંચના છે ચંદ્ર પોતાની રાશિનો છે. અને બુધ દશમે છે. એટલે ૭ ગ્રહો કેંદ્રમાં છે, અને એક ત્રિકોણમાં છે.

**उक्तंच योगाधिकार ग्रंथे-**

**पंचाधिकाजन्मानिखेचराश्चेत्स्वोच्चस्वगेहेषुचसंस्थिताःस्युः॥**
**पराक्रमायुद्धरतोनृपःस्याद्धनीजयीधर्मधुरंधरःस्यात् ॥१॥**

**અર્થ.**

જન્મકુંડળીમાં ઊંચના અને પોતાની રાશિના પાંચથી વધારે ગ્રહો હોયતો તે માણસ ઘણો પરાક્રમી, ધનવાળો, ઘણીકીર્તિવાળો, ઘણી જાતના બળવાન શત્રુ સાથે યુદ્ધ કરી, જય મેળવનારો, ધર્મ ધુરંધર મહાત્મા થાય. વળી ભાગ્યશાળી અને સત્યવાદી ચક્રવર્તી રાજા થાય.

**શ્રી કૃષ્ણ ભગવાનની જન્મ કુંડળી.**

દ્વાપર ઉતરતાં શ્રાવણ વદી ૮ ને વાર બુધ રોહિણી નક્ષત્રમાં કૃષ્ણનો જન્મ થતાં જન્મકુંડળી ઉપરથી ગર્ગાચાર્ય ઋષિએ નંદજીને ભવિષ્ય કીધું કે બળવાન અને ઉંચના ગ્રહો આવ્યા છે. તો એ મહાન પુરૂષ ઘણી કીર્તિ પામશે. શત્રુઓ પ્રત્યક્ષ પણ તેનો નાશ કરશે ને ઘણું સુખ ભોગવશે. અનંત ગુણવાન,

થશે. અને દુનિયામાં પૂજાશે.

### જન્મ કુંડળી.




ઉપરની કુંડળીમાં તમામ ગ્રહો ઉંચના કે પોતાની રાશિમાં બેઠેલાછે. માટે શ્રીરામચંદ્રજી મહારાજની જન્મ કુંડળીયોનો યોગ આ કુંડળીને લાગુ છે. તથા તે ઉપરાંત શ્રીકૃષ્ણ ચરીત્રમાં નીચે પ્રમાણે લખ્યુંછે.

वृषेशशीस्त्रीजनमोहकोंगेकुटंबनाशीभ्नगस्तमश्च॥
तुर्येरविः स्यात्पितृबंधहर्ताबहुप्रजोज्ञश्चसुतेप्रपंची॥१॥
भृगुःसमंदोरिपुगोऽरिहंतामातूलपक्षक्षयकृच्चचौरः ॥
भाग्येकुजोदंभहरोयशस्वीलाभेगुरुर्वैभववान्सुरांशी॥२॥

### અર્થ.

જેની જન્મ કુંડળીમાં વરખ રાશિનો ચંદ્ર લગ્ને હોય તે માણસ ઘણી સ્ત્રીઓને મોહીત કરનારો બીજે ભાવે રાહુ ઉંચનો છે. માટે પોતાના કુટુંબમાં ક્લેશ ઉપજાવી નાશ કરનારો, ચોથે સૂર્ય સિંહ રાશિનો છે. માટે માત પિતાનાં બંધન છોડાવનારો, પાંચમે બુધ ઉંચનો છે માટે બહુ પ્રજાવાળો અને પ્રપંચી તથા કપટી થાય. છઠા ભાવે તુલારાશિનો શુક્ર શનિ સાથે છે માટે શત્રુનો અને મોશાળ પક્ષનો નાશ કરનારો અને માખણ ચોર થાય. નવમે ભાવે મંગળ ઉં-ચનો છે. માટે બીજાના અભિમાનને તોડનારો, અને કીર્તિવાળો થાય. અગીયા-

રમે ભાગે ગુરૂ મીન રાશિનો છે માટે આ પુરૂષ દેવાંશી વૈભવવાળો, લક્ષ્મીવાળો, ભાગ્યશાળી, પરાક્રમી, લાંબી ઉમરવાળો રાજાધિરાજ થાય.

યુધીષ્ટરરાજાની જન્મકુંડળી.




ઉપરની કુંડળીમાં ત્રણ ગ્રહો ઉંચના છે. માટે રાજયોગ થાય છે. તથા નીચે પ્રમાણે યોગ પણ થાય છે.

## હોરા મકરંદગ્રંથે

तुंगेरविर्विक्रमगोबालिष्टोभाग्येश्वरोराज्यपतिश्चतुंगे॥
धनेश्वरश्चंद्रयुतश्चमार्गेस्याद्धर्मराजोनृपसार्वभौमः ॥१॥

અર્થ.

ઉપરની કુંડળીમાં ઉંચનો સૂર્ય બળવાન થઈને ત્રીજે બેઠો છે. નવમા અને દશમા ભાવના સ્વામીઓ ઉંચના છે. બીજા ભાવનો સ્વામી ગુરૂ ચંદ્રની સાથે સાતમે છે. માટે આ માણુસ ચક્રવર્ત્તી, ધર્માત્મા, પરાક્રમી, બુદ્ધિશાળી, કીર્તિવાન, ધનવાન, અને ઘણાં સારાં કામ કરનારો રાજા થાય.

## વિક્રમરાજાની જન્મકુંડળી.




લગ્ન ૨ ઔંસ
ચંદ્ર ૧૬ ઔંસ

ઉપરની કુંડળીમાં લગ્ન તથા ચંદ્રમાં વર્ગોતમી છે. વળી ત્રણ ગ્રહો ઊંચના છે. શુક્ર સ્વગ્રહી છે. માટે રાજ યોગ થાયછે.

### योगाधिकार ग्रंथे.

**वर्गोत्तमेंगेत्रगुरौस्वतुंगेसूर्येशशांकेसबलेस्वतुंगे ॥**
**स्यात्सत्यवादीपरदुःखहर्तानरेश्वरोभविक्रमभाग्यशाली ॥१॥**

### અર્થ.

ઉપરની કુંડળીમાં વર્ગોતમ લગ્ન છે. અને ત્યાં ઊંચનો ગુરૂ છે. અને ચંદ્ર પણ ઊંચનો બળવાન છે. માટે આ માણુસ મહારાજા, સત્યવાદી, પરદુઃખભંજન, પરાક્રમી, ભાગ્યશાળી, કીર્તિવાળો, ધનવાળો, તમામ શત્રુને જીતનારો, સર્વ સંકટથી છુટનારો, શક કર્તા રાજા થાય.

## સિકંદર બાદશાહની જન્મકુંડળી.




ઉપરની કુંડળીમાં ચાર ગ્રહો ઊંચના છે. ગુરૂ મૂળ ત્રિકોણનો છે. અને રાહુ તથા શુક્ર પોતાની રાશીના છે. માટે રાજયોગ થાય છે.

### बृहज्जातके ॥

**उच्चस्वत्रिकोणगैर्बलिष्टैस्त्राद्यैर्भूपतिवंशजानरेंद्राः॥**
**पंचादिभिरन्यवंशजाताहीनैर्वित्तयुतानभूमिपालाः ॥१॥**

### અર્થ.

જેની જન્મકુંડળીમાં ઊંચના અને મૂળ ત્રિકોણના થઇને ત્રણકે ચાર ગ્રહો બળવાન હોય તો રાજવંશ જન્મેલો માણુસ રાજા થાય છે. કદી ઊંચના અને મૂળ ત્રિકોણના થઈને પાંચ ગ્રહોથી વધારે બળવાન હોય તો, તે માણુસ નીચ કુળમાં જન્મેલો હોય તોપણ રાજાધિરાજ થાય, ઘણા દેશ જીતનાર, બહુ પરાક્રમી, ભાગ્યશાળી, ધનવાળો, કીર્તિવાળો, રણસંગ્રામમાં કુશળ, શત્રુને વશ કરનારો તથા બુદ્ધિશાળી થાય.

## અકબર બાદશાહની જન્મકુંડળી.




ઉપરની કુંડળીમાં ચાર ગ્રહો ઊંચના છે. ગુરૂ મૂળ ત્રિકોણનો છે અને બાકીના બુધ, તથા રાહુ, પોતાની રાશિનાછે, માટે રાજયોગ થયો છે.

## योगाधिकार ग्रंथे.

**सर्वेग्रहास्तुंगनिजर्क्षसंस्थाः राजाऽधिराजोमनुजोनरेशः ॥**
**धनेश्वरोविक्रमभाग्यशालीसत्यार्थविद्यायसमन्वितश्च ॥१॥**

### અર્થ.

ઉપરની જન્મકુંડળીમાં કોઈ ઊંચના અને કોઈ પોતાની રાશિના એમ સર્વે ગ્રહો બળવાન છે. માટે આ માણસ રાજાધિરાજ, ધનવાળો, પરાક્રમી, ભાગ્યશાળી, સત્યવાદી નીતિ અને ન્યાયવાળો, મનોર્થ પારપાડનારો, ઘણા દેશને ભોગવનારો, તમામ શત્રુને જીતનારો, કીર્તિવાળો, મજબૂત દેહવાળો, લાંબી ઊંમર ભોગવનારો થાય.

### શીવાજી છત્રપતિની જન્મકુંડળી.




ઉપરની કુંડળીમાં ચાર ગ્રહો ઊંચના છે. શુક્ર સ્વગ્રહી છે. પરાક્રમે રાહુ છે અને છઠે શનિ છે માટે રાજયોગ થયો છે.

## योगाधिकार ग्रंथे.

**धनेगुरौस्त्रोच्चगतेनरेशस्तुंगर्क्षगाः राज्यग्रहाः समस्ताः ॥**
**पराक्रमीयुद्धविशारदः स्याद्धनीजयीकष्टसहोयशस्वी ॥१॥**

ઊંચ રાશિનો ગુરૂ બીજા ભાવે છે. રાજ્યગ્રહો એટલે સૂર્ય, ચંદ્ર, મંગળ, એ ત્રણે ઊંચના છે, વળી તે બળવાન અને શુભ ગ્રહની સાથે છે. માટે આ માણસ પોતાના બાહુ બળથી ઘણું રાજ્ય અને ધન મેળવનારો થાય.

**तुंगस्थेबलिनिचभास्करेस्त्वविर्यात्**

વળી ઘણો પરાક્રમી ઘણાં યુદ્ધ કરી તેમાં જીત મેળવનારો, ધનવાળો, કીર્તિવાળો, બુદ્ધિશાળી, અને ઘણાં સંકટ વેઠનારો, અને સર્વે સંકટથી મૂકાએલો, લાંબી ઉમરવાળો થાય.

## શ્રી વલ્લભાચાર્ય મહારાજની જન્મકુંડળી.




ઉપરની જન્મકુંડળીમાં બે ગ્રહો ઉંચના છે, ચાર ગ્રહો કેંદ્રમાં છે અને ત્રણ ગ્રહો ત્રિકોણ સ્થાનમાં છે માટે રાજયોગ થયોછે.

### योगाधिकारं ग्रथे.

निशाकरेतुर्यगतेसशुक्रेभाग्येगुरौतुंगगतेत्रियेऽर्के ॥
विद्यायुतेधर्मधुरंधरःस्याद्भाग्यान्वितःस्यान्मनुजोयशस्वी॥१॥

આ કુંડળીના જન્મવાળાને ભાગ્યભૂવનનો સ્વામી ચંદ્રમા ચોથા ભાવે શુક્રની સાથે છે. અને તેનો સ્વામી શનિ સાતમે છે. અને સાતમાનો સ્વામી શુક્ર ચોથે છે, સૂર્ય ઊંચનો છઠે છે. ધન અને બુદ્ધિનો સ્વામી ઊંચનો ગુરૂ નવમે છે. માટે આ માણસ રાજા પ્રમાણે વૈભવવાળો, બુદ્ધિશાળી, કીર્તીવાળો, વિદ્યાવંત, ધર્મ ધુરંધર, ભાગ્યશાળી, અને ગુણવંત રાજા થાય.

## આપણી માયાળુ કૈસરેહિંદ માહારાણી વિક્ટોરીયાની જન્મકુંડળી.

આ શાહજાદીનો જન્મ કેન્સિંગટનના રાજગહેલમાં સને ૧૮૧૯ ના મે માસની તા. ૨૪ મીએ સવારના કલાક ૪. મિનટ ૪. પળ ૩૪. છે એ જન્મ થયો હતો.




ઉપલી કુંડળીમાં ઘણી જાતના રાજયોગ ઉપજેલા છે, તેમાંના કેટલાક નીચે જણાવ્યા છે. તથા ઉપ નામનો નાભાસ યોગ થયો છે.

**वृद्धपाराशरग्रंथे.**

चतुर्ग्रहायस्यजनुर्विग्नात्‌लीधर्मदुश्चिक्यातनुस्थिताःस्युः ॥
अन्योद्भवश्चेत्क्षितिपालतुल्योभवेन्नृपश्चेत्ससतुचक्रवर्ती ॥१॥
सर्वार्थचिंतामणौ॥ लग्नेशोधनसंयुक्तोधनेशोलग्नसंयुतः ॥
सुहृत्सपोषकंनित्यंकुरुतेसुखसंयुतं ॥२॥
जातकाभरणे॥ अग्रेजातंरविर्हंतिपृष्टेजातंशनैश्चरः ॥
अग्रजंपृष्टजंहंतिसहजस्थोधरासुतः ॥३॥

**અર્થ.**

આ કુંડળીમાં ચાર ગ્રહો ત્રીજે છે, તેમાં વળી સૂર્ય ઉચનો અને મંગળ

પોતાની રાશિમાં છે. માટે ગરીબને ઘેર જન્મ થયો હોય તોપણ રાજા થાય. પરંતુ રાજકુળમાં જન્મ છે એટલે ચક્રવર્તી રાજા થાય. ત્રીજા ભાવ સિવાય ચાર ગ્રહો લગ્નમાં પાંચમે નવમે ભાવે રહેલા હોય તો પણ રાજયોગ થાય છે. પણ જેની જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી બીજે ભાવે અને બીજા ભાવનો સ્વામી લગ્નમાં હોય તો તે માણુસ હજારો માણુસનું પોષણ કરનાર અને હમેશાં સુખ તથા વૈભવ ભોગવનારો થાય. અને જેની જન્મકુંડળીમાં સૂર્ય ત્રીજાભાવે હોય તો તેને પોતાથી મોટાભાઈ, બેન હોય નહિ. અને કદી ત્રીજે મંગળ હોયતો મોટા તથા નાનાં ભાઇબેન બીલકુલ હોય નહિ. તો ઉપરની કુંડળીમાં સૂર્ય તથા મંગળ એ બે છે. માટે બિલકુલ ભાઇબેનનું સુખ હોયજ નહિ.

## નિજામ હૈદરાબાદના માજી દીવાન ચંદુલાલ જ્ઞાતે બ્રહ્મક્ષત્રી એઓની જન્મકુંડળી.




આ કુંડળીમાં ચાર ગ્રહો ઊંચના છે મેષ રાશિનો રાહુ પણ રાજયોગ કરનારો છે. લાભે, પરાક્રમે, અને ભાગ્યભાવમાં ઊંચના ગ્રહો છે માટે રાજયોગ થયોછે.

### योगाधिकार ग्रंथे.

**स्वोच्चेगुरौभाग्यगतेबलिष्टेभौमेशशांकेशशिजेचतुंगे ॥**
**नृपोधनीस्याबहुदेशभर्त्तारिष्कंखलेविक्रमवान्प्रधानः ॥१॥**

### અર્થ.

ઉપરની કુંડળીના જન્મવાળાને ઊંચનો ગુરૂ ભાગ્ય ભાવમાં છે. ચંદ્ર, મંગળ,

અને બુધ, એ ત્રણે પોતપોતાની ઉંચ રાશિના અનુક્રમે સાતમે ત્રીજે અને અગીયારમે રહેલાછે. તથા એ સરવે ઘણા બળવાન છે. માટે આ માણસ ઘણો ધનવાન, ઘણા દેશના લોકોને પાળનારો, બહુ પરાક્રમી, કીર્તિવાળો, ભાગ્યશાળી રાજા થાય પણ આ કુંડળીમાં દશમા ભાવનો સ્વામી સૂર્ય નીચ રાશિનો બારમા ભુવને બેઠોછે. માટે ઉપરના તમામ ગુણવાળો રાજા થાય નહિ પણ રાજાનો પ્રધાન લાંબી ઉમર ભોગવનારો થાય.

## સર જમસેદજી જીજીભાઇની જન્મકુંડળી.




ઉપરની જન્મ કુંડળીમાં ઘણી જાતના લક્ષ્મી જોગ તથા કીરતી જોગ ઉપજેલા છે. તેમાંથી કેટલાક નીચે લખ્યા છે.

### बृहज्जातके.

लग्नादतीववसुमानवसुमानशशांकात्सौम्यग्रहैरुपचयोपगतैःसमस्तैः॥
द्वाभ्यांसमोल्पवसुमांश्चतदूनतायामन्येष्वसत्स्वपिफलेष्विदमुक्तटेन॥१॥
होरारत्ने॥भाग्येशेराज्यभावस्थेराज्येशेभाग्यसंस्थिते॥
धनवान्कीर्तिवान्नूनंभाग्यशालीभवेन्नरः ॥२॥

## અર્થ.

આ કુંડળીના લગ્ન થકી દશમે તથા અગીઆરમે ભાવે સર્વે શુભ ગ્રહો રહેલા છે. માટે આ કુંડળીના ગ્રહવાળો માણસ ધનવાળો થાય, કેમકે તેમને અખૂટ લક્ષ્મી યોગ થયો છે. સ્થિર લક્ષ્મીયોગ થયો છે. સ્થિર લક્ષ્મીયોગની સાથે અચળ કીર્તિનો પણ યોગ ઉપજેલો છે. નવમાનો સ્વામી દશમાભાવે અને દશમા ભાવનો સ્વામી નવમા ભાવમાં હોય તો આવા યોગવાળો માણસ ધનવાળો, કીર્તિવાળો, અને ભાગ્યશાળી થાય, વળી તે માણસ ઘણો ઉદાર અને ધર્મશીળ હોય, વળી પોતાના કુળમાં દીવારૂપ થાય, ઘણો પરાક્રમી, ને ગુણવાન થાય, પુત્ર પરિવાર અને વૈભવ વાળો થાય.



# પ્રકરણ ૫ મું.

## પ્રવ્રજ્યા યોગ બાબત.

### બૃહજ્જાતક ગ્રંથ ગધેથી.

૧ ગ્રહસ્થાશ્રમ એટલે સંસાર ત્યાગ કરી જે લોકો વેરાગી થાય છે, તો તેણે પ્રવજ્યા લીધી એમ કહેવાય છે. પ્રવજ્યા એટલે દીક્ષા, વૈરાગ, ભીખ, કે સન્યાસ કેવો ક્યારે થાય છે તે સંબંધી આ પ્રકરણમાં લખીએ છીએ.

૨. જે લોકો દીક્ષા એટલે સન્યાસ ગ્રહણ કરે છે. તેને સન્યાસી, સાધુ કે વૈરાગી કહે છે.

૩ આ દીક્ષા વેદકાળ અથવા સતયુગમાં વેદધર્મના લોકોને એક જાતની હતી પણ હાલમાં જેમ લોકો ઘણી જાતના છે, તેમ દીક્ષા એટલે પ્રવજ્યાઓ પણ ઘણી જાતની છે. માટે સઘળી પ્રવજ્યાના મુખ્ય સાત વર્ગ પાડેલા છે તેમાં સઘળી પ્રવ્રજ્યાનો સમાવેશ કરેલો છે.

૪ આ સાત પ્રકારની દીક્ષાઓના અધિપતિ સૂર્યાદિ ગ્રહો નીચે પ્રમાણેછે.

૧ કંદમૂળ અને ફળ ખાઇને જીવનારા, વનમાં રહેનારા, અને તપસ્વી લોકોની પ્રવજ્યાનો અધિપતિ સૂર્ય છે.

૨ વૃદ્ધશ્રાવક અને કાપાલિક એટલે ખરેપર માગનારની દિશાનો સ્વામી ચંદ્ર છે.

૩ શાક્ય એટલે લાલ કપડાં ધારણ કરનારની દીક્ષાનો સ્વામી મંગળ છે.

૪ આજીવિક એટલે સન્યાચક દીક્ષાનો સ્વામી બુધ છે.

૫ યતિ એટલે સન્યાશી અથવા ભીક્ષા માગનારની દીક્ષાનો સ્વામી ગુરૂ છે.

૬ શરીર ઉપર ચક્ર, ત્રિશુળ, વિગેરે ધાતુની નિશાનીઓ ધારણ કરવાની દીક્ષાનો સ્વામી શુક્ર છે. આ દીક્ષાનું ચરક એવું નામ છે.

૭ નિગ્રંથિ—એટલે કપડાં વગરની નગ્ન અથવા દીગમ્બરી દીક્ષાનો સ્વામિ શનિ છે.

૫ જે મનુષ્યની જન્મ કુંડળીમાં હરકોઇ ભાવમાં પણ એક રાશિમાં ચાર, પાંચ, છ, કે સાત ગ્રહો બળવાન થઇને એકઠા બેઠા હોય, તો તે માણસ સંસાર છોડી ત્યાગી થશે.

૬ પ્રવજ્યા કરનારા ગ્રહોમાં કોઈપણ બળવાન હોય નહિ એટલે સર્વ નિર્બળ હોય તો પ્રવજ્યા યોગ સમજવો નહિ.

૭ જે મનુષ્યની જન્મકુંડળીમાં ચાર કે ચારથી વધારે ગ્રહો એકઠા બેઠા હોય ત્યારે પ્રવ્રજ્યાયોગ થયો છે એમ સમજવું. આ પ્રવ્રજ્યાયોગમાં ફક્ત એક ગ્રહ બળવાન હોય અને બાકીના નિર્બળ હોય તો આ યોગવાળો માણસ ફક્ત એક જાતની દીક્ષા લેશે. બે ગ્રહો બળવાન હોય તો બે જાતની, ત્રણ બળવાન હોય તો ત્રણ જાતની અને ઘણા ગ્રહો બળવાન હોય તો ઘણી જાતની દીક્ષા ભોગવશે. એક દીક્ષા લઇ તે થોડી મુદત રાખી છોડી દઈ બીજી દીક્ષા લેશે. વળી તે થોડી મુદત રાખી છોડી દઈ ત્રીજી લેશે. અને તેપણ છોડી દઈ ચોથી એમ જેટલી દીક્ષાનો જોગ હોય તેટલી પુરી કરશે.

૮ પ્રવ્રજ્યાયોગ કરનારા ગ્રહો સરવે કરતાં જે વધુ બળવાન હોય તેની દીક્ષા પહેલી સમજવી, પછી તેના કરતાં ઉતરતા બળવાળાની, પછી તેના કરતાં પણ થોડા બળવાળાની એમ ઉત્તરોત્તર અનુક્રમે દીક્ષાઓ સમજવી.

૯ પ્રવ્રજ્યાયોગ કરનારા સૂર્યાદિક ગ્રહો ઉપર જણાવેલી પોતપોતાની દીક્ષા ગ્રહણ કરાવશે. એમ વંકલાચાર્જ કહે છે. વળી લઘુજાતક ગ્રંથમાં પણ એજ પ્રમાણે કહેલું છે.

૧૦ વળી વંકલસંહિતામાં એવો મત છે કે પ્રવ્રજ્યા યોગ કરનારા ઘણા ગ્રહો બળવાન હશે તોપણ ઘણી દીક્ષાઓ ગ્રહણ નહિ કરાવે પણ તે સર્વેમાં જે એક ગ્રહ સૌથી વધુ બળવાન હશે તે પોતાની એકજ દીક્ષા કરાવશે પણ એ પ્રમાણે ઘણા આચાર્યનો મત નથી.

૧૧ પ્રવ્રજ્યા યોગ કરનારો ગ્રહ બળવાન હશે, પણ જો બીજા ગ્રહની સાથે યુદ્ધમાં પરાજય પામેલો હશે તો આ ગ્રહની દીક્ષા લીધેલી છતાં છોડી દેવાશે.

૧૨ પ્રવ્રજ્યા યોગ કરનારા ચારથી વધારે ગ્રહોમાં ફક્ત એક ગ્રહજ બળવાન હશે તો તે ગ્રહ પોતાની દીક્ષા લેવડાવશે. પણ જોતે યુદ્ધમાં હારેલો હશે તો તે દીક્ષા ત્યાગ કરશે અને પછી બિલકુલ દીક્ષા લેવાશે નહિ. બે ગ્રહો બળવાન હશે અને બંને યુદ્ધમાં હારેલા હશે તો બે દીક્ષાઓ લેવાશે. અને બંને છોડી દેવાશે. આ બેમાં જે વધારે બળવાન હશે તેની દીક્ષા પહેલી જાણવી.

૧૩ પ્રવ્રજ્યા યોગ કરનારા ઘણા ગ્રહો બળવાન હોય, તથા લઢાઇમાં પરાજય પામેલા હોય તેને માટે પણ ઉપર પ્રમાણે યુક્તિ સમજવી. એટલે તે સરવે દીક્ષા છોડી દેશે.

૧૪ પ્રવ્રજ્યા યોગ કરનાર ગ્રહોમાં છેવટનો ગ્રહજ યુદ્ધમાં જીતેલો હશે, તે ગ્રહની દીક્ષામાં આ સાધુ પોતાની જીંદગી પૂરી કરશે.

૧૫ પ્રવ્રજ્યા યોગ કરનારો ફક્ત એકજ ગ્રહ હોય અને તે કોઇ બીજા ગ્રહ-

થી હારેલો ન હોય તો આ સાધુ એકજ દીક્ષા લેશે. અને તે એકજ દીક્ષામાં પોતાની આખી ઉમર ગુજારશે.

૧૬ પ્રવ્રજ્યા યોગ કરનારો ગ્રહ પોતાની મહાદશા અંતર દશામાં દીક્ષા લેવડાવશે. એમ યવનાચાર્જ કહે છે.

૧૭ પ્રવ્રજ્યા યોગ કરનારા કદી બે ગ્રહો હશે અને તે બંને યુદ્ધમાં હારેલા નથી તો તે બેમાંથી જે વધારે બળવાન હશે, તે પોતાની દીક્ષા પોતાની મહાદશા અંતર દશામાં લેવડાવશે. અને તે દીક્ષા બીજા ગ્રહોની મહાદશા અંતર દશા આવતાલગી કાયમ રાખશે. ત્યારપછી તે દીક્ષા છોડી દેવાશે. અને બીજા યોગ કરનારા ગ્રહની દીક્ષા લેવાશે. ને પછી તેજ દીક્ષામાં સઘળી આવરદા ગુજારશે. આ પ્રમાણે વધારે ગ્રહોને માટે પણ સમજવું. એ રીતે સત્યાચાર્ય કહે છે.

૧૮. આ પ્રવ્રજ્યા આપનારા જેટલા ગ્રહો બળવાન હોય ખરા, તો પણ તેમાં, જેટલા ગ્રહો અસ્તના હોય તેટલા ગ્રહો પોતાની દીક્ષા આપશે નહિ, પણ તે તે દીક્ષાઓની ભક્તિ કરનારો તે માણુસ થશે. અથવા તે તે દીક્ષાઓના સાધુઓની ભક્તિ કરનારો થશે.

૧૯. અસ્તનો ગ્રહ કયારે જાણવો એ ગણિત શાસ્ત્રઓનો વિષય છે. માટે તે ગણિત ગ્રંથથી અથવા પંચાંગો ઉપરથી જાણી લેવું. કેમકે અસ્તનો તથા ઉદયનો ગ્રહ પંચાંગમાં લખાય છે.

૨૦. સાધારણ રીતે અસ્તનો કે ઉદયનો ગ્રહ જાણુવાની રીત એવી છે. કે જે ગ્રહ સૂર્યની સાથે હોય તે ગ્રહ લુપ્ત ક્ષીણ એટલે તેજ વગરનો સમજવો, સૂર્ય કરતાં ચંદ્ર બાર ઔંશ, મંગળ ૧૭ ઔંશ, બુધ ૧૩ ઔંશ, ગુરૂ ૧૧ ઔંશ, શુક્ર ૯ ઔંશ, અને શનિ ૧૫ ઔંશ વધુ હોય ત્યારે તે ગ્રહો અસ્ત પામે છે. અને તેટલા ઔંશો સૂર્ય કરતાં તે ગ્રહો ઓછા હોય ત્યારે ઉદય પામે છે. કદી સૂર્ય કરતાં ગ્રહ એક રાશિ પાછળ હોય, કે એ બંને એક રાશિમાં હોય તોપણુ ઉપર લખેલા ઔંશનુંજ ફકત સૂર્ય સાથે ગ્રહને અંતર હોય ત્યારેજ અસ્ત ઉદય ગ્રહ પામે છે, એથી વધારે અંશોનું કે રાશિનું અંતર હોય તો ગ્રહ. અસ્ત સમજવો નહિ.

૨૧. પ્રવ્રજ્યા આપનારો ગ્રહ બળવાન છતાં પરાજય પામેલો હોય, તો તે દિક્ષાથકી ભ્રષ્ટ કરાવે છે એવું ઉપર જણાવેલું છે. હવે આ ગ્રહ ઉપર કોઇ ગ્રહની દષ્ટી હોય તો આ માણુસ દીક્ષા ગ્રહણુ કરશે નહિં પણુ ફકત દીક્ષા લેવાની ઇચ્છા રાખશે.

૨૨. પ્રવ્રજ્યા આપનારો ગ્રહ બળવાન હોય તથા યુદ્ધમાં પરાજય પામેલો

હોય અને તેના ઉપર કોઈ ગ્રહની દૃષ્ટી ન હોય તો તે ગ્રહ પોતાની દીક્ષા આપશે, પણ તે દીક્ષાથી પાછો ભ્રષ્ટ કરાવશે. પણ તેને બીજા ગ્રહો દેખતા હોય તો આ માણુસ દીક્ષા ગ્રહણ કરવાની મરજી કરશે પણ દીક્ષા લેશે નહિ.

૨૩. જન્મ કુંડળીમાં જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિના સ્વામીને જન્મ પતિ કહે છે. આ જન્મ પતિને કોઇ ગ્રહો દેખતા ન હોય પણ જન્મ કુંડળીમાં શનિને જન્મપતિ દેખતો હોય તો પ્રવ્રજ્યા યોગ થાય છે. ને તે જન્મપતિ અને શનિ એ બે ગ્રહોમાંથી જે વધારે બળવાન હશે તે ગ્રહની દશા અંતરદશામાં શનિની દીક્ષા ગ્રહણ થશે એમ સત્યાચાર્ય કહે છે.

૨૪. બળવાન શનિ બળ વગરના જન્મપતિને દેખતો હોય તોપણ શનિએ પ્રવ્રજ્યાનો યોગ કરેલો જાણવો. અને તે શનિ પોતાની દીક્ષા ગ્રહણ કરાવશે. એમ ઘણા આચાર્યો કહે છે.

૨૫. જન્મ કુંડળીમાં ચંદ્રમા હરકોઇ રાશિનો હોય પણ દ્રેષ્કાંડ કુંડળીમાં તે મકર કે કુંભનો હોય તેમજ નવમાંશ કુંડળીમાં, ચંદ્રમા મેષ, વ્રશ્ચિક, મકર, કે કુંભનો હોય અને આ ચંદ્રને બીજા કોઈ ગ્રહ દેખતા ન હોય પણ ફક્ત તેને શનિ દેખતો હોય તો શનિએ પોતાની દીક્ષાનો યોગ કરેલો જાણવો એમ સત્યાચાર્ય કહે છે.

૨૬. રાજયોગ માંહેનો કોઇપણ રાજયોગ જે માણુસને થયો હોય તેની જન્મ કુંડળીમાં ગુરૂ નવમા ભાવે બેઠો હોય, અને આ ગુરૂને તથા ચંદ્રમાને અને લગ્નને એમ ત્રણેને શનિ દેખતો હોય તો આ માણુસ તિર્થયાત્રા કરનારો તથા ઘણાં ઊત્તમ શાસ્ત્ર બનાવનારો થશે, જેવા કાણાદ મુનિ, બુદ્ધ, પાંચશિખ, બ્રહ્મગુપ્ત, અને વરાહમીહર, શાસ્ત્ર કર્ત્તાઓ થયાછે તેવોજ આ માણુસ થશે.

૨૭. ગુરૂ, ચંદ્ર, અને લગ્ન ઉપર શનિની દૃષ્ટીનું ઉપર લખ્યુંછે તેને બદલે કોઇ આચાર્યગુરૂ અને ચંદ્રની રાશિના લગ્ન ઉપર શનિની દૃષ્ટીનું કહેછે પણ તે મત માંડવ્ય ઋષિ તથા સત્યાચાર્ય પ્રમાણ કરતા નથી માટે અયોગ્ય છે.

૨૮. ઉપરની કલમ. ૨૬ માં જણાવેલા તીર્થ યાત્રાના તથા શાસ્ત્ર કર્તાના યોગ વાળો માણુસ રાજયોગના પ્રતાપથી જનક, કાશીરાજ, અને રૂચિધ્વજ જેવો ધર્માત્મા રાજા થશે એમ સત્યાચાર્ય કહેછે.

૨૯. જેની કુંડળીમાં કોઇ પણ જાતનો રાજયોગ ઉપજેલો હોય તેની કુંડળીમાં નવમા ભાવે શનિ રહેલો હોય અને આ શનિને બાકીના ગ્રહો દેખતા હોય તો આ માણુસ રાજા છતાં પણ દીક્ષા ગ્રહણ કરશે. કઈ દીક્ષા ગ્રહણ ક-

રશે? આ સવાલના જવાબમાં સત્યાચાર્ય કહેછે કે શનિ ઉપર દ્રષ્ટીવાળા સર્વે ગ્રહોમાં જે વધારે બળવાન હોય તેની દીક્ષા રાજા ગ્રહણ કરશે.

૩૦. ઉપરની કલમ ૨૯ માં કહેલો યોગ રાજયોગ સિવાય ફક્ત એકલોજ થએલો હોય તો પણ તે માણસ સંસાર છોડી ત્યાગી સાધુ થશે એમાં શંશય નથી.



# પ્રકરણ ૬ ઠું.

## નાભસ યોગો બાબત.

બૃહજ્જાતક ગ્રંથ મધ્યેથી.

રાજયોગ અને પ્રવ્રજ્યા યોગ બાબત લખીગયા. હવે નાભસ યોગ બાબત નીચે પ્રમાણે.

નાભસ યોગો નીચે લખ્યા પ્રમાણે ચાર પ્રકારના છે.

| | |
|---|---|
| ૧ આશ્રય યોગ. | ૨ દલ યોગ. |
| ૩ આકૃતિ યોગ. | ૪ સખ્યા યોગ. |

ઉપર લખેલા યોગોમાં આશ્રય યોગ ત્રણ જાતના છે. અને દલ યોગ બે જાતના છે.

આકૃતિ યોગ ૨૦ જાતના છે. અને સંખ્યા યોગ ૭ જાતના છે. એમ મળી ૩૨ જાતના નાભસ યોગો નીચે લખ્યા પ્રમાણે છે. યવનાચાર્ય ઋષિએ આ યોગ ૧૮૦૦ જાતના વર્ણવેલાછે. પણ તે તમામનો ઉપર કહેલા બત્રીશ યોગમાં સમાવેશ થઇજાયછે. એટલે અમારા કહેવાગાં કાંઇ અધુરાપણું સમજવું નહીં.

### ૧ રજ્જુ યોગ.

ચર રાશિમાં તમામ ગ્રહો રહેલા હોય તો રજ્જુયોગ સમજવો, પછી તે એક બે કે તેથી વધારે સ્થાને અથવા સરવે ગ્રહો ભેગા હોય તેની હરકત નહીં, પણ તે સરવે ગ્રહો ચર રાશિના હોવા જોઇએ.

### ઉપરના યોગનું ફળ નીચે પ્રમાણે.

બીજા માણુસને સારી સ્થિતિમાં દેખી નાખુશ થનારો, હમેશાં ફરવા ઉપર રૂચીવાળો માણુસ રજ્જુયોગમાં જન્મેલો થાય છે.

### ૨ મુસલ યોગ.

સ્થિર રાશીમાં તમામ ગ્રહો રહેલા હોય તો મુસલયોગ સમજવો. પછી તે એક બે કે તેથી વધારે સ્થાને અથવા સરવે ભેગા બેઠા હોય તેની હરકત નહીં. પણ સર્વે ગ્રહો સ્થિર રાશીના હોવા જોઇએ.

### ફળ નીચે પ્રમાણે.

જે માણુસ મુસલયોગમાં જન્મેલો હોય તે અહંકારી, ધનવાન ને ઘણાં કામ કરનારો થાયછે.

### ૩ નલયોગ.

દ્વીસ્વભાવ રાશિમાં તમામ ગ્રહો રહેલા હોયતો નળયોગ થાય છે. તેમાં એક, બે કે તેથી વધારે સ્થાને અથવા સર્વ ભેગા બેઠા હોય તેની હરકત નથી. પણ સરવે ગ્રહો સ્થિર રાશિમાં હોવા જોઇએ.

### ફળ નીચે પ્રમાણે.

નળયોગમાં જન્મેલો માણુસ શરીરે ખોડવાળો, સ્થિર વિચારવાળો, ધનવાન, અને હોશિયાર થાય છે.

ઉપરના ત્રણે યોગને સતાચાર્ય આશ્રયયોગ કહે છે. તેમજ ગાર્ગી ભગવાન, તથા બાદરાયણ ઋષિ પણ તેમજ કહે છે.

### ૪ માલાયોગ.

સરવે કેંદ્રમાં સરવે શુભગ્રહો રહેલા હોય તો માલાયોગ જાણવો એમાં એકપણ પાપગ્રહ કેંદ્રમાં ન હોયતો આ યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

માલાયોગમાં જન્મેલો માણુસ ઘણો વૈભવવાળો હોયછે.

### ૫ સર્પયોગ.

સરવે કેંદ્રમાં ફકત સર્વ પાપ ગ્રહોજ રહેલા હોય, તો સર્પયોગ જાણવો.

### ફળ નિચે પ્રમાણે.

સર્પ યોગમાં જન્મેલો માણુસ ઘણું દુઃખ ભોગવનારો જાણવો.

બાદરાયણ મુનિ બુદ્ધ, ગુરૂ, શુક્ર અને પૂર્ણકળાનો ચંદ્ર એ રીતે ચાર ગ્રહોને શુભ ગ્રહો કહે છે. અને સૂર્ય, મંગળ, શનિ અને ક્ષિણ ચંદ્રમાને પાપગ્રહ કહે છે. માટે ચારે કેંદ્રમાં ચારે શુભ ગ્રહો આવે તો માળા યોગ અને ચારે કેંદ્રમાં ચારે પાપગ્રહ આવે તો સર્પ યોગ જાણવો, પણ સત્યાચાર્ય, ગાર્ગીભગવાન, મણી તથા, ચાર્ય અને પારાશર મુનિ એમ કહેતા નથી પણ નીચે પ્રમાણે કહે છે.

ચંદ્રમાને શુભ ગ્રહમાં અથવા પાપ ગ્રહમાં બિલકુલ ગણવો નહિં એટલે બાકીના ત્રણ શુભ ગ્રહ અને ત્રણ પાપ ગ્રહ ગણવા માટે ત્રણ કેંદ્રમાં શુભ ગ્રહો બુદ્ધ, ગુરૂ અને શુક્ર રહેલા હોય તો માલા યોગ. તેમજ ત્રણ કેંદ્રમાં પાપ ગ્રહો સૂર્ય મંગળ અને શનિ રહેલા હોય તો સર્પ યોગ જાણવો. અહીંયાં બુધને હમેશાં શુભ ગ્રહ ગણેલો છે અને ચંદ્ર હરકોઇ ભાવે હોય તેની હરકત નહીં.

માળા અને સર્પ એ બંને યોગોને દલયોગ કહે છે.

### ૬ ગદા યોગ.

પાસે પાસેના બે કેંદ્રમાં સરવે ગ્રહો સમાયેલા હોય તો ગદા યોગ જાણવો.

આ રીતે ગદા યોગ ચાર જાતના બનેછે.

૧ લગ્નમાં ને ચોથે હોય તો.

૨ ચોથે અને સાતમે હોય તો.

૩ સાતમે અને દશમે હોય તો.

૪ દશમે અને લગ્ને હોય તો.

### ફળ નીચે પ્રમાણે.

ગદા યોગમાં જન્મેલો માણુસ યજ્ઞ કરનારો, ધનવાળો અને ઘણો ઉદ્યમી થાયછે.

### ૭. શકટ યોગ.

લગ્ન અને સાતમા ભાવે એ બે ઠેકાણે સરવે ગ્રહો રહ્યા હોય તો શકટ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

શકટ યોગમાં જન્મેલો માણુસ ગાડીઓનો ધંધો કરનારો, રોગથી હમેશાં પીડાએલો અને નઠારી સ્રીવાળો હોયછે.

### ૮. વિહગ યોગ.

ચોથા ભાવે અને દશમા ભાવે એ બે ઠેકાણે સરવે ગ્રહો રહેલા હોય તો વિહગ યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

વિહગ યોગમાં જન્મેલો માણુસ દુત્ત એટલે બીજાના સંદેશા લઇ જનારો હમેશાં ફરવા ઉપર પ્રીતિવાળો, અને હમેશાં કલેશ કરનારો થાયછે.

### ૯ શ્રુંગાટક યોગ.

લગ્ને, પાંચમે, નવમે, એમ ત્રણુ ઠેકાણે સરવે ગ્રહો સમાયેલા હોય તો આ યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

શ્રુંગાટક યોગમાં જન્મેલો માણુસ વૃધાવસ્થામાં સુખી થશે. એમ ગર્ગાચાર્ય ઋષિ કહેછે.

### ૧૦ હળ યોગ.

લગ્ન સિવાય હરકોઇ ભાવે સર્વે ગ્રહો એક બીજા થકી ત્રિકોણુમાં એટલે નવમે, પાંચમે એમ ત્રણુ ભાવમાં રહેલા હોય તો હળ યોગ થાય છે.

### હળયોગ નીચે પ્રમાણે ત્રણુ જાતના થાયછે.

૧ બીજે, છઠ્ઠે, ને દશમા ભાવે ગ્રહો રહેલા હોય તો.

૨ ત્રીજે, સાતમે, ને અગીયારમે ભાવે ગ્રહો રહ્યા હોય તો.

૩ ચોથે, આઠમે, ને બારમે ભાવે ગ્રહો રહ્યા હોય તો.

### ફળ નીચે પ્રમાણે.

હળ યોગમાં જન્મેલો માણસ ખેડનો ધંધો કરનારો થાયછે.

### ૧૧ વજ્ર યોગ.

લગ્ન અને સાતમા ભાવે સર્વ સુભ ગ્રહો તથા ચોથાને દશમા ભાવે સરવે પાપ ગ્રહો બેઠેલા હોય તો વજ્ર યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

વજ્ર યોગમાં જન્મેલો માણુસ બાળપણુમાં ને વૃધાવસ્થામાં સુખી, તથા જુવાન અવસ્થામાં દુઃખી સર્વે માણુસોને પ્યારો, અને ઘણો શુરો થાય છે.

### ૧૨ યવ યોગ.

આ યોગ વજ્ર યોગ થકી ગ્રહની અવળી સ્થિતિવાળો સમજવો. એટલે લગ્ન અને સાતમા ભાવે સર્વે પાપ ગ્રહો તથા ચોથા અને દશમા ભાવે સરવે શુભ ગ્રહ બેઠા હોય તો યવ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

યવ યોગમાં જંન્મેલો માણુસ. ઘણા પરાક્રમવાળો, અને જુવાન અવસ્થામાં ઘણો સુખી થાયછે.

### ૧૩ કમળ યોગ.

ચાર કેંદ્રમાં ગમે તે ઠેકાણે શુભ અને પાપ ગ્રહો બેઠેલા હોય તો કમળ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

કમળ યોગમાં જન્મેલો માણુસ ઘણી કીર્તિવાળો, ઘણા સારા ગુણવાળો, ઘણા સુખવાળો થાય છે.

### ૧૪ વાપી યોગ.

હરકોઇ ચારપણફ્ર સ્થાનમાં અથવા હરકોઇ ચાર આપોકલીમસ્થાનમાં સર્વ ગ્રહો બેઠેલા હોયતો વાપી યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

આ વાપી યોગમાં જન્મેલો માણુસ થોડું પણ લાંબા વખત સુધી સુખ ભોગવનારો, પૃથ્વીમાં ધન દાટી રાખનારો અને લોભી તથા કૃપણુ થાય છે.

### ૧૫ યુપ યોગ.

લગ્ન બીજા ત્રીજા અને ચોથા ભાવે સરવે ગ્રહો બેઠેલા હોય તો યુપ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

યુપ યોગમાં જન્મેલો માણુસ દાનેશ્વરી એટલે ઊદાર, આળસુ અને સારા યજ્ઞ કરનારો થાય છે.

### ૧૬ શર યોગ.

ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા ભાવ, એ રીતે ચાર ઠેકાણે સર્વે ગ્રહો રહ્યા હોય તો શરયોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

શરયોગમાં જન્મેલો માણુસ પ્રાણીઓની હિંસા કરનારો, બંધીવાનનો ઉપરી અને તીરકાંમઠાના વેપાર વાળો થાય છે.

### ૧૭ શકિત યોગ.

સાતમા, આઠમા, નવમા ને દશમા ભાવ, એ રીતે ચારે ઠેકાણે સર્વે શુભ ગ્રહો રહેલા હોય તો શક્તિયોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

શક્તિયોગમાં જન્મેલો માણુસ નીચ એટલે અયોગ્ય કામ કરનારો, આળસુ, તથા સુખ અને ધન વગરનો થાય છે.

### ૧૮ દંડ યોગ.

દશમા, અગીયારમા, બારમા અને લગ્ન એ રીતે ચાર ઠેકાણે સરવે ગ્રહો રહેલા હોય તો દંડ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

દંડયોગમાં જન્મેલો માણુસ સ્ત્રી અને પુત્ર વગરનો અને બીજાની સેવા કરનારો થાય છે.

### ૧૯ નો યોગ.

લગ્ન, બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા, અને સાતમો ભાવ. એ પ્રમાણે સાતે ભાવમાં સર્વે ગ્રહો બેઠા હોય તો નૌ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

નૌ યોગમાં જન્મેલો માણુસ કાઇ વખતે સુખી અને કાઇ વખતે દુ:ખી તથા કૃપણ થાય છે.

### ૨૦ કુટ યોગ.

ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો, નવમો અને દશમો ભાવ. એમ સાતે ઠેકાંણામાં સર્વે ગ્રહો રહ્યા હોય તો કુટ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

કુટ યોગમાં જન્મેલો માણુસ મિથ્યાભિમાની, તથા મિથ્યા ભાષણુ કરનારો, અને બંધીખાનાનો ઉપરી થાય છે.

### ૨૧ છત્ર યોગ.

સાતમો, આઠમો, નવમો, દશમો, અગીયારમો, બારમો, અને લગ્ન એમ સાત ઠેકાણુામાં સર્વે ગ્રહો રહ્યા હોય તો છત્ર યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

છત્ર યોગમાં જન્મેલો માણુસ પોતાના માણુસને સુખી કરનારો અને વૃદ્ધાંવસ્થામાં સુખી થાય છે.

### ૨૨ ચાંપ યોગ.

દશમો, અગીયારમો, બારમો, લગ્ન, બીજો, ત્રીજો, અને ચોથો ભાવ એ સાતે ભાવમાં સર્વે ગ્રહો રહેલા હોય તો ચાંપ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

ચાંપ યોગમાં જન્મેલો માણુસ ઘણો શૂરો, બાળઅવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે.

### ૨૩ અર્ધ ચંદ્ર યોગ.

કેંદ્ર વગરના ગમેતે ભાવથી અનુક્રમે સાત ભાવમાં સર્વે ગ્રહો રહેલા હોય તો અર્ધ ચંદ્ર યોગ થાય છે. આ અર્ધ ચંદ્ર યોગ આઠ પ્રકારના છે.

૧ બીજાથી આઠમા ભાવ સુધીમાં સર્વે ગ્રહો બેઠા હોય તો.
૨ ત્રીજાથી નવમા ભાવ સુધીમાં.
૩ પાંચમાથી અગીયારમા ભાવ સુધીમાં.
૪ છઠાથી બારમા ભાવ સુધીમાં.
૫ આઠમાથી બીજા ભાવ સુધીમાં.
૬ નવમાથી ત્રીજા ભાવ સુધીમાં.
૭ અગીયારમાથી પાંચમા ભાવ સુધીમાં.
૮ બારમાથી છઠા ભાવ સુધીમાં

### ઉપરના અર્ધચંદ્ર યોગોનું ફળ નીચે પ્રમાણે.

અર્ધચંદ્ર યોગમાં જન્મેલો માણુસ સર્વે માણુસને પ્યારો, સુંદર દેહ વાળો અને ઘણા માણુસોએ માનેલો થાય છે.

## ૨૪ સમુદ્ર યોગ.

બીજે, ચોથો, છઠો, આઠમો, દશમો અને બારમો. એમ છ ઠેકાણાંમાં સર્વે ગ્રહો રહેલા હોય તો સમુદ્ર યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

સમુદ્ર યોગમાં જન્મેલો માણુસ રાજા જેવા વૈભવ વાળો અને રાજા બ-રાબર ગુણુ વાળો થાયછે.

## ૨૫ ચક્રયોગ.

લગ્ન, ત્રીજો, પાંચમો, સાતમો, નવમો, અગીયારમો. ભાવ એમ છ ઠેકાં-ણાંમાં એટલે છએ એકી ભાવમાં સર્વે ગ્રહો રહેલા હોય તો ચક્ર યોગ થાયછે.

### ઉપરના યોગનું ફળ નીચે પ્રમાણે.

ચક્ર યોગમાં જન્મેલો માણુસ પોતાના ચરણુમાં રાજાઓને નમાવનારો એ-ટલે મહારાજા થાય અથવા તપ અને જ્ઞાનના યોગે કરીને રાજાઓને પોતાના ચરણુમાં નમાવનારો થાયછે. મતલબકે કાંતો મહારાજાધિરાજ થાય, અને કાંતો યોગી રાજ થાય.

## ૨૬ વલકી અથવા વીણા યોગ.

ગમે તે સાત સ્થાનમાં સર્વે ગ્રહો રહેલા હોય તો આ યોગ થાયછે,

### ફળ નીચે પ્રમાણે.

આ યોગમાં જન્મેલો માણુસ અતિ ચતુર તથા નાચ અને ગાયન ઉપર પ્રીતિ વાળો થાયછે.

## ૨૭ દામીની યોગ.

ગમે તે છ સ્થાનમાં સર્વે ગ્રહો રહેલા હોય તો દામીની યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

આ યોગમાં જન્મેલો માણુસ ઉદાર, પરોપકારી, ઘણા પશુઓને પાળનારો, અથવા ગામના અધિકાર વાળો થાયછે.

## ૨૮ પાસ યોગ;

હરકોઇ પાંચ સ્થાનમાં સર્વે ગ્રહો બેઠા હોય તો પાસ યોગ જાણુવો.

### ફળ નીચે પ્રમાણે.

પાસ યોગમાં જન્મેલો માણુસ સારા ઉદ્યમ અથવા રસ્તાથી ધન મેળવનારો તથા તેના બંધુઓ, તથા નોકરો, પણુ સારા માર્ગથી ધન મેળવનારા હોયછે.

### ૨૯ કેદાર યોગ.

હરકોઇ ચાર સ્થાનમાં સર્વે ગ્રહો રહેલા હોય તો કેદાર નામનો યોગ જાણવો.

### ફળ નીચે પ્રમાણે.

આ યોગમાં જન્મેલો માણસ ખેડ કરનારો તથા પરોપકારી થાયછે.

### ૩૦ શુળ યોગ.

હરકોઈ ત્રણ ભાવમાં સર્વે ગ્રહો બેઠેલા હોય તો શુળ યોગ થાયછે.

### ફળ નીચે પ્રમાણે.

શુળ યોગમાં જન્મ પામેલો માણસ શૂરો, શરીરે હથિયારના ઘા વાળો, ધન ઉપર ઘણી પ્રીતિ વાળો પણ દળદરી હોયછે.

### ૩૧ યુગ યોગ.

હરકોઇ બે સ્થાનમાં સરવે ગ્રહો રહેલા હોય તો યુગ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

યુગ યોગમાં જન્મેલો માણસ ધનવગરનો ને પાખંડી ને પ્રપંચી માણસ થાય છે.

### ૩૨ ગોળ યોગ.

હરકોઇ ભાવે પણ એકજ ભાવમાં સર્વે ગ્રહો રહ્યા હોય તો ગોળ યોગ થાય છે.

### ફળ નીચે પ્રમાણે.

ગોળ યોગમાં જન્મેલો માણસ, ધનવગરનો, ગંદા શરીર ને ગંદા [illegible] વાળો, મૂર્ખ, આળસુ, અને અઘટીત કામ કરનારો, તથા જ્યાં ત્યાં રખડનારો [illegible]

ઉપર જણાવેલા ૩૨ યોગમાં પ્રથમના ત્રણ યોગો આશ્રય યે[illegible] તે પછીના બે યોગ, દલ યોગ છે, અને તે પછીના ૨૦ યોગ આકૃતિ [illegible] અને છેલ્લા સાત યોગ સંખ્યા યોગ છે.

દલ યોગ અને આકૃતિ યોગ એકી વખતે બનતા નથી.

દલ યોગ અને આશ્રય યોગ પણ એકી વખતે બનતા નથી.

દલ યોગ અને સંખ્યા યોગ એકી વખતે બને છે. જ્યારે એક કુંડળીમાં આવા બે યોગ ઉપજે ત્યારે સંખ્યા યોગનું ફળ બિલકુલ ન મળતાં ફક્ત દલ યોગનુંજ ફળ મળે છે.

આકૃતિ યોગ અને આશ્રય યોગ એકી વખતે બને છે.–જ્યારે આ બે યોગ

એક એક કુંડળીમાં ઉપજે ત્યારે આ આશ્રય યોગનું ફળ નહિં મળતાં આકૃતિ યોગનુંજ ફળ મળે છે.

આકૃતિ યોગ અને સંખ્યા યોગ એકી વખતે ઉપજે છે. જ્યારે આબે યોગો એક કુંડળીમાં સાથે ઊપજે ત્યારે સંખ્યા યોગનું ફળ નહિ ગણુતાં આકૃતિ યોગનુંજ ફળ કહેવું.

સંખ્યા યોગ અને આશ્રય યોગો આકૃતિ યોગની સાથે એકી વખતે બને છે, વળી આશ્રય યોગની સાથે સંખ્યા યોગ એકી વખતે એક કુંડળીમાં બનેછે. તે વખતે સંખ્યા યોગ સાથેના યોગમાં સમાઇ જાય છે. જેથી પોતાનુ ફળ સંખ્યા યોગ આપી શકતા નથી. આ નિયમ ધ્યાનમાં રાખવો.

એક કુંડળીમાં એકથી વધારે નાભસ યોગ ઉપજે ત્યારે એક સબળ હોય તેજ ફળ આપે છે અને બાકીના તેની છાયામાં દબાઈ જાય છે. માટે તે પોતાનું ફળ આપી શકતા નથી.

ઉપર જણાવેલા સર્વ નાભસ યોગના ફળમાં જેજે અવસ્થામાં શુભા શુભ ફળ લખેલું છે. તેતે અવસરમાં તેતે ફળ મળશે માટે ઉપરના સર્વે યોગો ફળ ની સાથેજ કહેલા છે.

જેજે યોગોનાં ફળ મળવા વિશે વખત જણાવેલો નથી તેતે યોગોનું ફળ તેતે ગ્રહોની દશામાં મળશે એમ જાણી લેવું.

યવનાચાર્યઋષિ નાભાસયોગ વિશે વિગતવાર વિચાર કરી ૧૮૦૦ નાભાસ યોગ ઊપજાવે છે. તેની રીત એવી છે કે, લગ્ન અને ચોથા ભાવે એ બે ઠેકાણે સર્વે ગ્રહો રહેલા હોય તો ગદા યોગ થયો, પણ તે વિશે એમ વિગતવાર જાણવું જે લગ્ને સૂર્ય અને બાકીના છ ગ્રહો ચોથે ભાવે હોય તો તે એક પ્રકાર અને બીજો પ્રકાર લગ્ને ચંદ્ર અને બાકીના છ ગ્રહો ચોથે હોય તો, અને ત્રીજો પ્રકાર લગ્ને મંગળ અને બાકીના છ ગ્રહો ચોથે એ પ્રમાણે લગ્નમાં એક ગ્રહ રાખી બાકીના છ ગ્રહો ચોથે રાખતાં સાત પ્રકારના યોગો થશે. તેમજ એક એક ગ્રહ ચોથે રાખતાં બાકીના છ ગ્રહ લગ્ને રાખતાં પણ સાત પ્રકારના યોગો થશે. વળી સુરજ અને ચંદ્ર લગ્ને અને બાકીના પાંચ ચોથે. એ પહેલો પ્રકાર. અને લગ્ને સૂર્ય તથા મંગળ અને બાકીના પાંચ ગ્રહો ચોથે. એ બીજો પ્રકાર. અને લગ્ને સૂર્ય તથા બુધ, અને બાકીના પાંચ ગ્રહો ચોથે. એ ત્રીજો પ્રકાર. એ પ્રમાણે ઉલટ પાલટ બબે ગ્રહો લગ્ને અને બાકીના પાંચ ગ્રહો ચોથે ગણતાં ૨૧ યોગ થાય છે. તેમજ બબે ગ્રહો ચોથે અને બાકીના પાંચ ગ્રહો લગ્ને રાખતાં

તેટલાજ ૨૧ યોગ ઉપજશે. વળી બબેને બદલે ત્રણ ત્રણ ગ્રહો લગ્ને અને બાકીના ચાર ગ્રહો ચોથે ઉલટ પાલટથી રાખતાં ૩૫ યોગ ઉપજશે અને લગ્ન પ્રમાણે ચોથામાં ત્રણ ત્રણ ગ્રહો અને બાકીના ચાર ગ્રહો લગ્નમાં રાખતાં ૩૫ યોગ થશે. પછી ચાર ગ્રહોના પાંત્રીશ પાંત્રીશ પ્રકાર તથા પાંચ ગ્રહોના એકવીશ એકવીશ પ્રકાર તથા છ ગ્રહોના સાત સાત પ્રકાર એમ ઉલટ પાલટ ફેરવણી કરતાં ૧૨૭ પ્રકાર ગદા યોગનાજ થશે. વળી આ ૧૨૭ પ્રકાર ફકત મેષ લગ્ન હોય તોજ થશે એમ બાર લગ્નના મળીને ૧૫૨૪ જાતનો એક ફકત ગદા યોગજ થશે.

વળી આશ્રય યોગ ત્રણ પ્રકારના અને આકૃતિ યોગ વીશ પ્રકારના મળી કુલ ૨૩ યોગ થશે. દળ યોગ બે જાતના આ ત્રેવીશના પેટામાં આવી જાયછે. તે ન ગણતાં ફક્ત એક મેષ લગ્નમાંજ ૨૩ ભેદ થયા. તો બાર લગ્નમાં ૨૭૬ પ્રકારના થાય તેમાં ઉપરના ૧૫૨૪ ઊમેરતાં ૧૮૦૦ જાતના થાય છે. એ હિસાબે શંકર પંડિત આ નાભસ યોગનું ગણિત કરી અગણિત એટલે અનંત જાતના નાભસાદી યોગ બનાવે છે. તેનો વિસ્તાર કરતાં ગ્રંથ બહુ મોટો થઇ જાય, માટે તેમ ન કરતાં સંક્ષેપમાં અમે ૩૨ જાતના નાભસ યોગ દર્શાવ્યા છે, પણ ઉપર વિગતવાર જણાવેલા ૧૮૦૦ પ્રકારના તથા અનંત પ્રકારના એ તમામનો સમાવેશ એ બત્રીશ પ્રકારમાં થઈ શકે છે. એ ઝીણો વિચાર કરતાં સહેજ જણાઈ આવશે. માટે અમારા ગ્રંથમાં કાંઈ ઓછાપણું અથવા અવિવેકપણું નથી.

સાધારણ રીતે યોગો પાંચ પ્રકારના છે. તે અમો વિગતવાર રાજયોગમાં કહી ગયા છીએ. વળી એ યોગો મૂળ જન્મ કુંડળી ઉપરથી કે ચળીત કુંડળી ઉપરથી જોવા. તેનો વિવેક પણ અમોએ રાજયોગના પ્રકરણમાં કહેલો છે. એટલે આ ઠેકાણે જણાવતાં પુનરૂકતી દોષ આવે છે. તોપણ સંક્ષેપમાં લખીએ છીએ.

૧ રાશિ ગ્રહ યોગ.
૨ ભાવ ગ્રહ યોગ.
૩ ભાવ રાશિ યોગ,
૪ ભાવ રાશિ ગ્રહ યોગ.
૫ ફકત ગ્રહ યોગ.

ઉપર લખેલા પાંચ પ્રકારમાં આશ્રય યોગ પહેલા પ્રકારનો છે. અને બા-

ફીના ૨૯ બીજા પ્રકારના છે.

મૂળ જન્મ કુંડળી કરતાં ચળીત કુંડળીમાં ગ્રહો ચળી ગયા હોય તો એ યોગમાં ભંગ થયો જાણવો જેથી બરાબર યોગનું ફળ મળશે નહીં



# પ્રકરણ ૭ મું.

## ચંદ્રયોગ બાબત.

### બૃહ જ્જાતક ગ્રંથમાંથી.

૧ જન્મ કુંડળીમાં સૂર્ય જે ભાવમાં બેઠા હોય ત્યાંથી કેંદ્રમાં ચંદ્ર હોય તો નમ્રતા, નીતિ, શુશિક્ષતા, ધન, જ્ઞાન, બુદ્ધિ, અને ચતુરાઈ એટલા ગુણનો નાશ કરે છે. અને પણફરમાં હોય તો ઉપરના ગુણ મધ્યમ રીતે એટલે થોડા થોડા હોય છે. અને આપોકલીમ સ્થાનમાં હોય તો ઉપર લખેલા ગુણ ઊત્તમ પ્રકારના હોય છે. આ બાબત યવનાચાર્ય કહે છે કે જે માણસની જન્મ કુંડળીમાં સૂર્ય થકી ચંદ્રમા કેંદ્રમાં હોય તો તે માણસ મૂર્ખ, દરદી, ચપળ, અને નઠારા આચરણવાળો થાય છે. અને પણફરમાં હોય તો ધનવાળો થાય છે. અને આપોક્લીમ સ્થાનમાં હોય તો સુખી થાય છે.

૨ જે માણસનો દિવસે જન્મ હોય અને તેની જન્મ કુંડળીનો ચંદ્રમા નવમાંશ કુંડળીમાં સ્વંગ્રહી અથવા પોતાના અધિમિત્રની રાશિનો હોય, તથા મૂળ જન્મ કુંડળીમાં ચંદ્રમાને ગુરૂ દેખતો હોય તો આ માણસ ધનવાળો તથા ઘણો સુખી થાય છે.

૩ રાત્રીએ જન્મ્યો હોય અને ઉપર લખેલા લક્ષણવાળો ચંદ્રમા હોય ને તેને શુક્ર દેખતો હોય તો પણ તે માણસ ધનવાળો તથા ઘણો સુખી થાય છે.

૪ આ બાબત રાત્રી દિવસના જન્મની વિગતવાર હમેશાં ઉપર લખેલાં લક્ષણવાળા ચંદ્ર ઉપર ગુરૂ અને શુક્રની સાથે દ્રષ્ટી હોય તોજ ઉપર લખેલું ફળ મળશે. એમ કોઇ પંડિત કહે છે, પણ ગાર્ગીય ભગવાન તથા યવનાચાર્ય રૂષિ તેમ નહિ કહેતાં પ્રથમ લખેલો મત સિદ્ધ કરી કહેછે કે એથી ઉલટો યોગ હોય અથવા બિલકુલ નહિ હોય તો નેષ્ટ અથવા મધ્યમ ફળ સમજવું.

૫ ચંદ્રમાથી છઠે, સાતમે, અને આઠમે, એમ ત્રણ ઠેકાણે અથવા બે ઠેકાણે કે એક ઠેકાણે સરવે શુભ ગ્રહો એટલે બુધ, ગુરૂ, અને શુક્ર આ ત્રણ ગ્રહો રહેલા હોય તો અધિયોગ સમજવો.

૬ અધિયોગની બાબતમાં કોઈ પંડિતનો એવો મત્ત છે કે ચંદ્રમાથી છઠે, સાતમે, કે આઠમે, અથવા એ ત્રણે કે એમાંના બે ઠેકાણામાં સરવે શુભ ગ્રહો હોય, અને તે શુભ ગ્રહની રાશિના હોય તો આ અધિયોગ થાય છે. પણ આ મત બહુ માન્ય નથી, કેમકે શ્રુતકીર્તિ આચાર્યે રાશિ વિશે અમે તે રાશિનું કહેછે.

૭ આ અધિયોગ નીચેની વિગતે સાત પ્રકારે યવનાચાર્યરૂષિ કહે છે.

૧ ચંદ્રમાથકી સર્વે શુભ ગ્રહો છઠ્ઠા સ્થાને હોય તો.

૨ ચંદ્રથકી સર્વે શુભ ગ્રહો સાતમા ભાવે હોય તો.

૩ ચંદ્રથકી સર્વે શુભ ગ્રહો આઠમે સ્થાને હોયતો.

૪ ચંદ્રથકી સર્વે શુભ ગ્રહો છઠ્ઠા તથા સાતમા ભાવે એમ બે ઠેકાણે હોયતો.

૫ ચંદ્રથકી સર્વે શુભગ્રહો છઠ્ઠે તથા આઠમે એમ બે ઠેકાણે હોય તો.

૬ ચંદ્રથકી સર્વે શુભગ્રહો સાતમે તથા આઠમે એમ બે ઠેકાણે હોયતો.

૭ ચંદ્રથકી સર્વે શુભ ગ્રહો છઠ્ઠે, સાતમે, આઠમે, એમ ત્રણ ઠેકાણે હોય તો.

૮ ઉપર જેવી રીતે શુભ ગ્રહ થકી અધિયોગ કહેલા છે. તેવીજ રીતે પાપ ગ્રહનો અધિયોગ પણ સમજવો. તથા શુભ પાપ ગ્રહ સાથે હોય તો મિશ્ર અધિયોગ જાણવો. એમ શ્રુતકીર્તિ આચાર્ય કહે છે.

૯ શુભ અધિયોગમાં સર્વે શુભ ગ્રહો હોય અને પાપ અધિયોગમાં સર્વે પાપ ગ્રહો અને મિશ્ર અધિયોગમાં સર્વે શુભ તથા સર્વે પાપ ગ્રહો ઉપર કહેલા સ્થાનમાં હોય તોજ આ અધિયોગ સમજવો. એમાંથી એકાદ ગ્રહ કદી ઓછો હોય તો અધિયોગ સમજવો નહિ.

૧૦ અધિયોગ જન્મેલો માણુસ સુખ અને વૈભવવાળો, શત્રુ વગરનો, લાંબી આવરદાવાળો, રોગ વગરનો અને ભય વગરનો થાય છે.

૧૧ અધીયોગ ઉપજાવનારા સર્વ શુભ ગ્રહો ઘણા બળવાન હોય તો ઉપર કહેલા ફળવાળો આ માણુસ રાજા થાય છે. અને મધ્યમ બળવાળો હોયતો તેવા ફળવાળો પ્રધાન એટલે દીવાન થશે. તેમજ બળ વગરનો હોયતો તેવા ગુણુ વાળો સેન્યાપતિ થશે એમ બદરાયણુ મુનિ કહે છે.

૧૨ શુભ અધિયોગ હોય તો શુભ મતિવાળો ને પાપ અધિયોગ હોય તો પાપ બુદ્ધિવાળો, અને મિશ્ર અધિયોગ હોય તો સમ બુદ્ધિવાળો માણુસ થશે.

૧૩ સારાવળીમાં આ અધિ યોગ કરનારા સર્વે શુભ ગ્રહો ઘણા બળવાન હોય પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટી વગરના હોય હોય તથા સૂરજના તેજથી દબાએલા ન હોય એટલે અસ્તના ન હોય તો આ અધિ યોગને રાજ યોગ કહે છે. અને એ પ્રમાણે માંડવ્ય રૂષિ પણુ કહે છે.

૧૪ ચંદ્રમા થકી બીજે સ્થાને કોઇપણુ ભોમાદીક ગ્રહ હોય તો સુનફા

યોગ જાણવો.

૧૫ ચંદ્રમા થકી બારમા સ્થાને કોઇપણ ભોમાદિક ગ્રહો રહ્યા હોય તો અનફા યોગ જાણવો.

૧૬ ચંદ્રમા થકી બીજે તથા બારમા સ્થાને એમ બે ઠેકાણે ભોમાદિક ગ્રહો રહ્યા હોય તો દુર્ધરા યોગ જાણવો.

૧૭ ચંદ્રમા થકી બીજે તથા બારમે સ્થાને કોઈ ભોમાદિક ગ્રહો રહેલા ન હોય તો કેંમદ્રુમ યોગ જાણવો.

૧૮ ઉપર કહેલા ચાર યોગોના સ્થાનોમાં સૂરજ હોય અથવા ન હોય તો તેની હરકત નથી, કારણ કે સૂર્યને ફક્ત આ યોગોના હિસાબમાં ગણવો નહિ એટલે ભોમાદિક કોઈ ગ્રહ ઉપરના સ્થાનમાં ન હોય અને ફક્ત સૂર્ય તે સ્થાનમાં હોય તો કેવળ સૂર્યના આધારથી ઉપરના યોગો જાણવા નહિ.

૧૯ કેંમદ્રુમ યોગનો ભંગ નીચે પ્રમાણે થાય છે.

૧ કેંમદ્રુમ યોગ થયો હોય પણ ચંદ્રમા જન્મ કુંડળીમાં લગ્નથકી કેંદ્રમાં હોય તો.

૨ ચંદ્રમાં ભેગો કોઇપણ ગ્રહ રહેલો હોય તો.

૩ અધિયોગ થએલો હોય તો

ઉપર પ્રમાણે ત્રણે પ્રકારે કેંમદ્રુમ યોગનો ભંગ થાય છે, એટલે એ કેંમદ્રુમ પછી કલ્પદ્રુમ એટલે કલ્પ વૃક્ષની પેઠે સારો યોગ થાય છે. એવો ગર્ગાદિ આચાર્યનો મત છે.

૨૦ કેંમદ્રુમ યોગ થયો હોય પણ ચંદ્રમા ઉપર ગ્રહની દ્રષ્ટી હોય તો કેંમદ્રુમ યોગ ભંગ થાય છે. એમ સારાવલી ગ્રંથકાર તથા ગાર્ગી ભગવાન અને સત્યાચાર્ય કહે છે.

૨૧ સુનફા વીગેરે યોગો શ્રુતકીર્તિ આચાર્ય તથા જીવશર્મા આચાર્ય નીચે પ્રમાણે ઉપજાવે છે.

૧ ચંદ્રમા થકી બીજા કેંદ્રમાં એટલે ચંદ્રથી ચોથા સ્થાનમાં ભોમાદિક ગ્રહો હોય તો સુનફા યોગ થાય. છેલા કેંદ્રમાં એટલે ચંદ્રમા થકી દશમા સ્થાનમાં ભોમાદિક ગ્રહ હોયતો અનફાયોગ થાય. અને એ બે ઠેકાણે ભોમાદિક ગ્રહો હોયતો દુર્ધરા અને એ બે ઠેકાણે કોઇ ભોમાદિક ગ્રહો ન હોય તો કેંમદ્રુમ યોગ થાય છે.

૨ ઉપરની કલમ ૧૪, ૧૫, ૧૬, ૧૭માં સુનફાદિ ચાર યોગ મૂળ જન્મ કુંડળીમાંથી ઉપજાવેલા છે. તેને બદલે નવમાંશ કુંડળીમાંથી ઉપજાવવા.

૨૨. ઉપરની કલમ ૨૧ માં સુનાફાદિ યોગો બે પ્રકારે ઉપજાવેલા છે. તે

ઘણા આચાર્યો માન્ય કરતા નથી. તેથી આચાર્ય વરાહમિહર પણ માન્ય કરતા નથી.

૨૪. યવનાચાર્ય ઋષિ સુનફા તથા અનફા યોગના ૩૧ જાતના ભેદ કહે છે તેની સંક્ષેપમાં રીત નીચે પ્રમાણે.

ભૌમાદિક પાંચ ગ્રહો થકી આ યોગ ઉપજે છે. માટે નીચેના કોષ્ટકમાં અવળા સવળા પાંચ સુધી આંકડા લખ્યા છે. પછી ઉપરના આંકડાને નીચેના આંકડાએ ભાગવાથી પ્રકાર નીકળશે. એટલે પહેલા કોઠામાં ઉપરના આંકડાને નીચેના આંકડાએ ભાગ્યા પછી પહેલા તથા બીજા કોઠાના ગુણાકારને નીચેના પહેલા તથા બીજા કોઠાના ગુણાકારે ભાગવા. પછી ત્રણે કોઠાના ઉપરના આંકડાના ગુણુકારને ત્રણે હેઠળના આંકડાના ગુણાકારે ભાગવા. પછી ઉપરના ચારે કોઠાના આંકડાને હેઠળના કોઠાના ચારે આંકડાના ગુણાકારે ભાગવા. અને છેવટ ઉપરના પાંચે આંકડાના ગુણાકારને હેઠળના કોઠાના પાંચે આંકડાના ગુણાકારે ભાગવા. એટલે એક ગ્રહથી, બે ગ્રહથી, ત્રણ ગ્રહથી, ચાર ગ્રહથી, અને પાંચ ગ્રહ ભેગા રહેવાથી ઉપજેલા યોગોના પ્રકાર અથવા ભેદ નીકળશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| યોગના પ્રકારનો કોઠો. | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

**એક ગ્રહ ભેદ**—પાંચને એકે ભાગતાં પાંચ ભેદ થાય છે.

**બે ગ્રહના ભેદ**—પાંચને ચારે ગુણતાં ૨૦ આવ્યા, ને તેને એકને બેએ ગુણતાં આવેલા બેએ ભાગતાં ૧૦ ભેદ આવે છે.

**ત્રણ ગ્રહના ભેદ**—પાંચને ચાર અને ત્રણે ગુણતાં ૬૦ આવ્યા, ને તેને એક ને બે અને ત્રણે ગુણતાં આવેલા છએ ભાગતા ૧૦ ભેદ આવેછે.

**ચાર ગ્રહના ભેદ**—પાંચને ચાર, ત્રણ, ને બેએ ગુણતાં એકસો ને વીશ આવ્યા, ને તેને એક, બે, ને ત્રણ ને ચારના ગુણાકારથી આવેલા ચોવીશે ભાગતાં પાંચ ભેદ આવે છે.

**પાંચ ગ્રહના ભેદ**—ઉપરના પાંચે આંકડાના ગુણુકાર ૧૨૦ થયા. તેને હેઠળના પાંચે આંકડાના આવેલા ગુણાકાર ૧૨૦ ભાગતાં ફક્ત એક પ્રકાર આવે છે.

**ઉપર પ્રમાણે યોગોનો નીચે પમાણે સરવાળો કરતાં ૩૧ ભેદ પુરા થાય છે.**

| | |
|---|---|
| એક ગ્રહના ભેદ. | ૫ |
| બે ગ્રહના ભેદ. | ૧૦ |
| ત્રણ ગ્રહના ભેદ. | ૧૦ |
| ચાર ગ્રહના ભેદ. | ૫ |
| પાંચ ગ્રહના ભેદ. | ૧ |
| | ૩૧ |

૨૪ ઉપર પ્રમાણે સુનફા અને અનફા યોગના એકત્રીશ, એકત્રીશ ભેદ થયા. તેમ દુર્ધરાયોગના ૧૮૦ ભેદ થાય છે. પણ તે સઘળા યોગનો ઉપરના યોગમાં સમાવેશ થઇ જાયછે. માટે આ ગ્રંથમાં કાંઇ ઓછાપણું અથવા બાધ સમજવો નહિ.

## સુનફા યોગનું ફળ.

૨૫ સુનફા યોગમાં જન્મેલો માણસ પોતાના પરાક્રમથી પેદા કરેલું ધન ભોગવનારો, રાજા અથવા રાજાના બરોબર વૈભવવાળો, બુદ્ધિશાળી, ધનવાળો, અને કીર્તિવાળો થાય છે.

૨૬ અનફાયોગમાં જન્મેલો માણસ સમર્થ, રોગ વગરનો, ગુણવાન, કીર્તિવાળો, ખાનપાન અને પોશાક વિગેરેના સુખવાળો ઉત્તમ પેહેરવેશવાળો, અને હમેશાં મનમાં સંતોષ માનનારો થાય.

૨૭ દુર્ધરાયોગમાં જન્મેલો માણસ ગમે તે પ્રકારથી વૈભવ અને સુખ મેળવનારો ધન અને વાહનવાળો, તથા ઉદાર મનવાળો, દાનેશ્વરી, તથા સારા ગુણવાળા નોકર ચાકરવાળો જાણવો.

૨૮ કેમદ્રુમયોગમાં જન્મેલો માણસ મલીન પ્રકૃતિવાળો, તથા મલીન વસ્ત્રવાળો, શરીર અને મનના દુખવાળો, અઘટિત કામ કરનારો, દરીદ્રી, ચાકરી કરી ગુજરાન ચલાવનારો, કપટી, અને દુર્જન થાય. કેમદ્રુમયોગમાં કદી રાજવંશી જન્મે તો પણ ઉપર લખેલું ફળ અથવા તેમાંના ફળનો ભાગ ભોગવે છે.

૨૯ સુનફાદિ યોગ કરનારો મંગળ હોય તો તે માણસ ઉતાવળથી કામ કરનારો, શૂરો, ધનવાળો, વગર વિચારથી કામ કરનારો, અને જો જન્મ કુંડળીમાં સુનફાદિ યોગ કરનારો બુધ હોય તો ચતુર, સારા ગુણવાળો, સારાં વચન બોલનારો, ગાયન નૃત્ત, ચિત્ર, કરવાની કળામાં નિપુણ માણસ જાણવો. અને ગુરૂ હોય તો ધનવાળો, ધર્માત્મા, સુખ ભોગવનારો, અને રાજાનો માનીતો જાણવો. અને શુક્ર હોય તો કામી એટલે બહુ વિષયવાળો, ધનવાળો, અને ખાનપાન તથા પોષાકથી મોજ કરનારો થાય છે. અને જો શનિ સુનફાદિ યોગ ક-

રનારો હોય તો પારકો વૈભવ અને ઘરબાર વિગેરે સામગ્રી ભોગવનારો, ઘણું કામ કરનારો, અને ઘણા નોકરોનો ઉપરી માણસ થાય છે.

૩૦ સુનફાદિ યોગ કરનારા ભૌમાદિક એકેક ગ્રહનું ફળ ઉપર વિગતવાર લખ્યું છે. પણ બે ત્રણ કે તેથી વધારે ગ્રહો સાથે યોગ કરતા હોય તો તે સઘળા યોગ કરનારાનું ફળ એકઠું ભોગવશે.

૩૧ જે માણસનો દિવસે જન્મ હોય અને ચંદ્રમા જન્મ કુંડળીમાં દશ્ય ચક્રાર્ધમાં હોય તો તે સુખી થાય છે.

૩૨ રાત્રીએ જન્મ હોય અને ચંદ્રમા અદૃષ્ય ચક્રાર્ધમાં હોય તો નેષ્ટ સમજવો. પણ આ વખતે ચંદ્રમા દૃષ્ય ચક્રાર્ધમાં હોય તો શુભ ફળ સમજવું.

૩૩ જન્મ કુંડળીમાં લગ્નથકી ઉપચય સ્થાનમાં સર્વે શુભ ગ્રહો એટલે બુધ, ગુરૂ, શુક્ર રહેલા હોય તો આ જન્મ વાળો માણસ ઘણો ધનવાન થાય. તેમજ ચંદ્રમા થકી સર્વે શુભ ગ્રહો ઉપચય સ્થાનમાં રહેલા હોય તો તે ધનવાળો થાય આ પ્રમાણે લગ્નથકી અથવા ચંદ્રમાથી બે શુભ ગ્રહો ઉપચય સ્થાનમાં રહેલા હોય તો મધ્યમ ધનવાળો થાય અને ફક્ત ચંદ્રથકી અથવા લગ્નથકી એકજ શુભ ગ્રહ ઉપચય સ્થાનમાં હોય તો થોડા ધનવાળો જાણવો. પણ એકે શુભ ગ્રહ એમાંથી એકે થકી ન હોય તો તે માણસ દળદ્રી જાણવો.

૩૪ લગ્ન અને ચંદ્રમાં એબે થકી ઉપચય સ્થાનમાં શુભ ગ્રહો રહેલા હોય તો ઉપર કહેલું ફળ ઘણું વધારે સારૂં વિવેકથી વિચારી કહેવું.

૩૫ ઉપર કહેલા ઉપચય યોગ જેની જન્મ કુંડળીમાં થયો હોય અને બીજા કેંમદ્રુમમાંહી નઠારા યોગપણ થયા હોય તો તમામ નઠારા યોગ ભંગ થયા જાણવા કેમ કે એવા દુષ્ટ યોગ કરતાં આ ઉપચય યોગ ઘણો બળવાન છે. માટે આ યોગનું ઘણુંકરીને ઉત્તમ ફલ મળશે એમ સત્યાચાર્ય વિગેરે મોટા આચાર્યો કહે છે.

૩૬ ચંદ્રમા થકી સૂર્ય વગરે ભામાદિ પાંચ ગ્રહોના આધારથી સુનફાદિ ચાર યોગો જેવીરીતે ફળસાથે ઉપર વર્ણવેલા છે. તેવીજ રીતે સૂર્ય થકી ચંદ્રમાં વગર ભૌમાદિ પાંચ ગ્રહોના આધારથી, વેશી, વોશી, ઊભયચર્યા, નામના ત્રણ યોગો ફળ સાથે સમજવા. ચંદ્ર યોગમાં કેંમદ્રુમ યોગ છે. તેમ સૂર્ય યોગમાં કેંમદ્રુમ જેવો યોગ નથી માટે તે વગર ત્રણ યોગજ જાણવા.

૩૭ સૂર્યથકી ચંદ્રમાં વગર બીજે સ્થાને ગ્રહો હોય તો વેશી યોગ જાણવો ને તેનું ફળ સુનફા પ્રમાણે જાણવું.

૩૮ સૂર્ય થકી ચંદ્રમા વગર બારમેસ્થાને ગ્રહ હોય તો વોશી યોગ જા-

જુવો ને તેનું ફળ અનફા પ્રમાણે જાણવું.

૩૯ સૂર્ય થકી ચંદ્રમા વગર બીજે અને બારમે એમ બંને ઠેકાણે ગ્રહો રહેલા હોય તો ઉભયચર્યા નામનો યોગ સમજવો અને તેનું ફળ દુર્ધરા પ્રમાણે જાણવું.

૪૦ ઉપર લખેલા ચંદ્ર અને સૂર્ય યોગોનું ફળ બળાબલના આધારે વધુને કે થોડું વિચારવું.

૪૧ ઉપર લખેલા યોગ કરનારા ગ્રહો ચંદ્રમાની મહા દશામાં પોતાની અંતર દશા જ્યારે આવે ત્યારે ફળ આપશે, તેમજ સૂર્ય યોગનું ફળ સૂર્યની મહા દશામાં યોગ કરનારા ગ્રહોની અંતર દશા જ્યારે આવશે ત્યારે ફળ આપશે.

૪૨ બીજા અનેક યોગ કરતાં ચંદ્રયોગ વધારે બળવાન છે. માટે પૂર્વના આચાર્યોએ આ યોગ મુખ્યપણે જોવાની આજ્ઞા કરેલી છે.

૪૩ જન્મ કુંડળીમાં લગ્ન એ દેહ છે. અને ચંદ્રમાએ મન અથવા જીવ છે. માટે દેહને જીવ વગર ચાલે નહીં તેમ જીવને દેહ વગર ચાલે નહિં. માટે દેહ અને મન બંને મજબુત્ત હોય તોજ વહેવાર ચાલે છે. એટલા માટે રીષ્ટ યોગ વિગેરે ચંદ્રમા થકી જોવાની આચાર્યોની આજ્ઞા છે.

૪૪ જેની જન્મ કુંડળીમાં લગ્ન અને ચંદ્રમાં બંને બળવાન હોય તોજ તે માણસ બધી તરફથી સુખી હોય છે.

૪૫ કેટલાક આચાર્યો તો જેવી રીતે લગ્નથી ફળાદિશ જોવાય છે. તેવી રીતે ચંદ્રમાથી પણ જોવાનું કહે છે. એ સઘળું ધ્યાનમાં રાખી બહુ મતથી જે જે લગ્નથી જોવાય છે, તે લગ્નથી અને જે જે ચંદ્રમાથી જોવાય છે, તે ચંદ્રમાથી જોવાનું વિગતબંધ સ્પષ્ટ રીતે ઠેકાણે ઠેકાણે જણાવેલું છે.

**ચંદ્રયોગ સંપૂર્ણ.**



# પ્રકરણ ૮ મું.

## ભાવ ફળ બાબત.

## ભ્રગુ સુત્ર ગ્રંથ પરથી.

ભાવ ફળ—ચલીત કુંડળીમાં બેઠેલા ગ્રહો કેવું ફળ આપશે તે બાબત.

દરેક ભાવમાં બેઠેલા ગ્રહોનું ફળ લખતા પહેલાં કહેવાની જરૂર છે કે ભાવ ફળ સાધારણ ફળ ગણાય છે, કેમકે આ ભાવ ફળમાં દરેક ગ્રહનું સારૂં નરતું ફળ લખેલું છે. પણ એક ભાવમાં એક કરતાં વધારે ગ્રહો બેઠેલા હોય તો આ ફળમાં ફેરફાર થાય છે. વળી ચલીત કુંડળીમા ગ્રહ સારૂં ફળ આપતો હોય અને તે નવથાંશ કુંડળીમાં સારૂં ફળ આપતો ન હોય તો ચલીત કુંડળીનું સારૂં ફળ મટાડી નઠારૂં ફળ આપે છે. તેમજ જે ગ્રહ ચલીત કુંડળીમાં નઠારૂં ફળ આપતો હોય, અને તે ગ્રહ નવમાંશ કુંડળીમાં સારૂં ફળ આપતો હોય તો નઠારૂં ફળ મટાડી સારૂ ફળ આપે છે. તેમજ રાજયોગ વિગેરે જે યોગ દર્શાવવામાં આવેલા છે, તેમાંનો કોઇ યોગ કુંડળી ઉપરથી જે ગ્રહના આધારથી થતો હોય, તો તે ગ્રહનું તે યોગ પ્રમાણે ફળ આપે છે. તેમજ હવે પછી ભાવ વિચાર લખવામાં આવશે તે ભાવ વિચાર પ્રમાણે જે ગ્રહનું જેવું ફળ તેમાં જણાવેલું છે. તે પ્રમાણે ફળ મળશે. મતલબ કે ફળાદિશ જોવું એ શેતરંજની બાજી જેવું છે. માટે સઘળા યોગ ઉપર વિચાર કરીને ફળાદિશ જાણવો. વળી ભ્રગુ સુત્ર ગ્રંથ કર્તા ટીકામાં નીચે પ્રમાણે લખે છે.

કોઈ ગ્રહનું નઠારૂં ફળ નીકળે પણ તે ભેગા શુભ ગ્રહો બેઠા હોય, અગર તે ગ્રહને શુભ ગ્રહો દેખતા હોય તો નઠારૂં ફળ અર્ધું આપે. તેમજ પાપ ગ્રહો ભેગા બેઠા હોય, અગર પાપ ગ્રહો દેખતા હોય તો બમણું નઠારૂં ફળ આપે.

ઉપર પ્રમાણે કોઇ ગ્રહનું સારૂં ફળ નીકળે પણ તેની સાથે બીજા પાપ ગ્રહ બેઠેલા હોય અગર તેને પાપ ગ્રહો દેખતા હોય તો અર્ધું સારૂં ફળ આપેછે. તેમજ કોઇ શુભગ્રહ ભેગા બેઠા હોય અગર શુભગ્રહની દ્રષ્ટી હોય તો બમણું સારૂં ફળ આપે છે.

અસ્ત અગર સંધિમાં રહેલો ગ્રહ બિલકુલ સારૂં કે નરતું ફળ આપી શકતો નથી.

કોઇ ગ્રહે રાજયોગ કરેલો હોય, અથવા સારૂં ફળ આપેલું હોય, પણ તેની સાથે છઠા, આઠમા કે બારમા ભાવનો સ્વામી બેઠેલો હોય તો તે રાજયોગ અથવા સારા ફળનો ઘટાડો કરે છે. પછી તે શુભગ્રહ હોય કે પાપ ગ્રહ હોય.

કોઇ ગ્રહે અમુક ભાવનું સારૂં ફળ આપેલું હોય, પણ તે ભાવનો સ્વામી, છઠે, આઠમે, કે બારમે હોય, અગર અસ્તનો કે નીચેનો કે નિર્બળ હોય તો તે સારૂં ફળ ખંડિત થાય છે. તેમજ કોઇ ગ્રહે અમૂક ભાવનું ફલ નઠારૂં આપેલું હોય, પણ તે ભાવનો સ્વામી કેંદ્રમાં કે ત્રિકોણમાં બળવાન હોય તો નઠારૂં ફળ ખંડિત કરે છે. તેમજ કોઇ ગ્રહે જે ભાવમાં બેશી સારૂં ફળ આપેલું હોય અને તે ભાવનો સ્વામી કેંદ્રમાં કે ત્રિકોણમાં બેઠેલો હોય, કે બળવાન હોય તો તે સારા ફળમાં વધારો કરે છે. આ પ્રમાણે વિચાર કરીને પછી ફળાદિશ કહેવો.

દરેકભાવમાં બેઠેલા દરેક ગ્રહનું જે ફળ કહેલું છે. તે ફળ કહેલું છે. તે ગ્રહની મહાદશામાં અંતરદશામાં જાણવું. પણ તે ગ્રહે ઘણો બળવાન રાજયોગ કરેલો હશે તો, આ ફળ હમેશાં આપશે.

## સૂર્ય.

### સૂર્યનું બારે ભાવનું ફળ.

#### પહેલો ભાવ (લગ્ન)માં સુર્ય બેઠો હોય તો તેનું ફળ—

સૂર્ય પહેલાભાવે ઉંચનો અથવા સ્વગ્રહી એટલે પોતાની રાશિમાં બેઠો હોયતો તે મનુષ્ય કીર્તિવાળો, બળવાળો, અને લાંબી નજરવાળો જાણવો. અને નીચેનો હોયતો પ્રતાપી હોય પણ જ્ઞાનનો દ્વેશ કરે, દળદ્રી, તથા નેત્રના રોગવાળો હોય, અને ચંદ્રના ઘરમાં એટલે કર્કરાશિમાં બેઠા હોય તો જ્ઞાની અને પાણીથી ટપકતી આંખો વાળો જાણવો. અને જો શનિના ઘરમાં એટલે મકર અગર કુંભરાશિનો હોય તો છાતીની પીડાવાળો જાણવો. ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશિનો હોય તો સ્રીની સેવા કરનારો જાણવો. જો બુધના ઘરમાં એટલે મીથુન કે કંન્યારાશિનો હોય તો તેને કંન્યાની પ્રજા થાય એમ જાણવું. તેમજ સ્રી હીન એટલે સ્રીના સુખ વગરનો જાણવો. અને જો શુક્રના ઘરનો એટલે વરખ યા તોલા રાશિનો હોય તો કૃતધ્ની અને સ્રીના સુખ વગરનો જાણવો. અને મંગળના ઘરનો એટલે મેષ યા વૃશ્ચક રાશિનો હોય તો પ્રતાપી વાચાળ વેપારમાં કુશળ અને અંતરગળના રોગવાળો જાણવો.

#### સૂર્ય બીજે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય બીજા ભાવે બેઠો હોય તો તે મનુષ્યના મુખમાં રોગ હોય, રાજાના દંડથી ધનનો નાશ થાય, પણ તેમાં સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો ધનવાન, વિદ્વાન, અને નેત્રનો રોગી અને વેપારમાં કુશળ અને તેજસ્વી જાણવો. તથા પોતાના પરાક્રમથી ધન પેદા કરે. વાચાળ, તથા જ્ઞાની જાણવો. જો ગુરૂના

ઘરમાં બેઠો હોય તો ધનવાન, વાચાળ, કુટુંબના સુખવાળો, તથા મિત્રને સારૂ ધન ખર્ચનારો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો જ્ઞાની, કુટુંબના ક્લેશ વાળો, અને તેહેની પાસે ધન આવે અને જાય. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો કુટુંબનો ક્લેશી તથા ધન આવે તે ખર્ચીનાંખે તેવો જાણવો.
શનિના ઘરમાં બેઠો હોય તો ધન નાશ પામે. કુટુંબનો ક્લેશી જાણવો. અને જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો કુટુંબમાં સુખી જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો પોંતાના પરાક્રમથી ધન મેળવે તથા વાચાળ જાણવો.

### સૂર્ય ત્રીજા ભાવે બેઠો હોય તેનું ફળ.

સૂર્ય ત્રીજા ભાવે સ્વગ્રહી અથવા ઊંચનો હોય તો બુદ્ધિશાળી, ભાંડુના સુખવાળો, ને ચાકરના, સુખવાળો જાણવો. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ભાંડુના કષ્ટવાળો, અને ચાકરના દુઃખવાળો જાણવો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો ભાંડુના સુખવાળો, સારા ઉદ્યમવાળો, ચાકરવાળો, સારા આચરણવાળો, સારાં કર્મ કરનારો અને સારી કીર્તીવાળો જાણવો. જો બુધના ઘરમાં બેઠો હોય તો શૂરા તનથી કીર્તીવાળો, બુદ્ધિવાળો, અને થોડા ભાંડુવાળો જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોય તો તેને ભાંડુ હોય નહિ. અથવા હોય તો ભાંડુ સાથે કુસંપ જાણવો. ગુરૂના ઘરનો હોય તો ભાંડુ સાથે મિત્રતા હોય, ચાકરો દુષ્ટ મળે ને પોતાનું ધન પોતે ભોગવનારો જાણવો. જો શનિના ઘરનો હોય તો ભાંડુનો નાશ થાય, ચાકરો દુષ્ટ મળે, અને નાસ્તીક થાય.

### સૂર્ય ચોથા ભાવે બેઠો હોય તેનું ફળ.

સૂર્ય ચોથા ભાવે સ્વગ્રહી અથવા ઊંચનો હોય તો વાહનના સુખવાળો, વૈભવી, માતા પિતાના સુખવાળો ને ભાગ્યશાળી જાણવો. અને એ ચોથા ભાવમાં મિત્ર, ઘર, ખેતર, વાડી, સુખ, માતા, વાહન, પશુ. ગાય, ભેંશ, કુવા. નવાણુ એટલી બાબતોનું જોવાય છે. એ બાબતોનો સુખી જાણવો. જો શુક્રના ઘરનો હોય તો માતા પિતાનો દુખી, પશુની ઘાતવાળો, અને સ્થાનક નાશ પામે. જો બુધના ઘરનો હોય તો માતા પિતાનો સુખી, વૈભવવાળો, હમેશાં માથાના રોગવાળો, અહંકારી અને ગુપ્ત પીડાવાળો જાણવો. હવે ચંદ્રના ઘરનો હોય તો ખેતર, વાડી, તથા ઘરના સુખવાળો જાણવો. મંગળના ઘરમાં બેઠો હોય તો મિત્રના સુખવાળો, અગ્નિના ભયવાળો, અહંકારી જાણવો. જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો મિત્ર ઘણા હોય, પણ તેનાથી વિરૂદ્ધ થાય. જો શનિના ઘરમાં બેઠો હોય તો શરીરે ખોડવાળો. અહંકારી, વિરોધ બાંધનારો, અને તેનું શરીર ગરમ રહે. તથા ઈંદ્રીની પીડાવાળો જાણવો.

## સૂર્ય પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય પાંચમા ભાવે પોતાની રાશિનો અથવા ઉંચનો હોય તો તે માણસ પાંચમા ભાવનો સુખી જાણવો; અને એ પાંચમા ભાવમાં બુદ્ધિ, વિદ્યા, સંતાન, મંત્ર, વિવેક, શકિત, પેટ, નીતિનું જોવાય છે. તે તમામ બાબતનો સુખી જાણવો; અને જો શુક્રના ઘરમાં બેઠો હોયતો, પુત્ર વગરનો, અલ્પ બુદ્ધિવાળો, ક્રોધી, થોડી વિદ્યાવાળો જાણવો. જો બુધના ઘરમાં બેઠો હોય તો મંદ બુદ્ધિવાળો જાણવો, અને પુત્ર સાથે અણબનાવ થાય. જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો ઉતાવળી બુદ્ધિવાળો અને તેને કન્યાની પ્રજા થાય. મંગળના ઘરમાં બેઠો હોય તો એકાદ પુત્ર થાય, પણ તે પુત્ર પરાક્રમી હોય. જો શનિના ઘરમાં બેઠો હોયતો એક અથવા બે પુત્ર હોય. ઉતાવળી બુદ્ધિવાળો, પુત્ર સાથે કોઇ કોઇ વખતે વિરોધ થાય, મલેચ્છ રાજાની વિદ્યા થકી ધન પ્રાપ્ત કરે; અને જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો પુત્ર વગરનો; નિર્મળ બુધ્ધિવાળો, જ્ઞાની, ધર્મ તથા પુન્ય ઉપર પ્રીતિવાળો જાણવો.

## સૂર્ય છઠ્ઠા ભાવે બેઠો હોયતો તેનું ફળ.

સૂર્ય છઠ્ઠા ભાવે પોતાની રાશિનો અથવા ઉંચનો હોય તો મોસાળ પક્ષનું સુખ મળે તથા રોગ ને શત્રુનો નાશ થાય. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો રોગ અને શત્રુનો વધારો થાય અને મોસાળ પક્ષના સુખનો નાશ થાય. બુધના ઘરમાં બેઠો હોયતો શત્રુનો નાશ કરે, પણ કફનો રોગ જારી રાખે. અને ચંદ્રની રાશિમાં બેઠો હોય તો ઉધરસ અને દમ જારી રાખે. ગુરૂના ઘરમાં બેઠો હોયતો રોગ અને શત્રુનો નાશ કરે અને મોસાળ પક્ષનું સુખ રાખે તથા શાંત સ્વભાવવાળો, શરીરે સુખી અને વૈભવ વાળો જાણવો. અને જો શનિના ઘરમાં બેઠો હોયતો રોગ શત્રુનો વધારો થાય, તથા મોસાળ પક્ષના સુખ વગરનો જાણવો. ને મંગળના ઘરમાં બેઠો હોય તો રોગ શત્રુ થાય નહીં, પણ મોસાળના સુખ વગરનો જાણવો.

## સૂર્ય સાતમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય સાતમા ભાવે પોતાની રાશિનો અથવા ઊંચ રાશિનો હોય તો સ્ત્રીના સુખ સંતોષ વાળો, માર્ગ તથા દેશાવરથી લાભ થાય, વણજ વેપારથી સુખ મળે, લેવડ દેવડમાં સંતોષ મળે. જો શુક્રના ઘરમાં બેઠો હોયતો લાંબી ઊંમરે સ્ત્રી મળે, વ્યભિચારી હોય, પોતાની સ્ત્રી સાથે અણબનાવ રહે. અને મંગળના ઘરમાં બેઠો હોય તો બે સ્ત્રી પરણે, તથા મુસાફરી ઘણી કરે. અને જો બુધ-

ના ઘરમાં બેઠો હોય તો અભક્ષાભક્ષ કરે, હલકો ખોરાક ખાય, પણ મગ્ન રહે. ચંદ્રના ઘરમાં હોય તો માનસિક ચિંતા વાળો, શરીરે પીડાવાળો જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોયતો સ્ત્રીના સુખનો નાશ થાય, માર્ગથી ભય થાય અને વણજ વેપારથી દુઃખ ઉપજે. અને ગુરૂના ઘરનો હોય તો વણજ વેપારની સારી માહિતી મેળવનારો જાણવો.

## સૂર્ય આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્યે આઠમાભાવે પોતાની રાશિનો અથવા ઊંચ રાશિનો હોય તો લાંબુ આયુષ ભોગવે તથા વૈભવ મળે. અને શુક્રના ઘરમાં બેઠો હોયતો પુત્રના સુખ વગરનો તથા દળદ્રીપણું રહે, અને હર્શ વિગેરે ગુદાના રોગવાળો જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો નેત્રનો રોગ થાય, શરીરે ગરમીનાં ચાઠાં થાય, અને પશુનો નાશ થાય. અને જો બુધના ઘરમાં બેઠો હોયતો શરીરે રોગ જારી રહે, અને ચાઠાં વિગેરેની શરીરે નિશાની હોય. અને ગુરૂના ઘરમાં બેઠો હોયતો શરીર હમેશાં રોગવાળું રહે અને ધનનું થોડું સુખ મળે. અને શનિના ઘરમાં બેઠો હોયતો થોડા આયુષવાળો ને દળદ્રી જાણવો. અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો ઉધરસ ને નેત્રના રોગવાળો જાણવો.

## સૂર્ય નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્યે નવમાભાવે પોતાની રાશિનો અથવા ઊંચનો હોયતો પુણ્યશાળી, ધનવાળો, વૈભવી, પુત્ર સંતાનના સુખવાળો જાણવો. હવે જો શુક્રના ઘરમાં બેઠો હોયતો થોડા ભાગ્યવાળો અને માબાપ સાથે અણબનાવ જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોયતો સંતાનવાળો, સ્ત્રીના સુખ વાળો જાણવો. અને જો ગુરૂના ઘરમાં બેઠો હોયતો માબાપના સુખવાળો, મુસાફરી કરનારો જાણવો.અને શનિના ઘરમાં બેઠો હોયતો મંદ ભાગ્યવાળો, નાસ્તિક જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોયતો પાપ બુદ્ધિવાળો, તથા પાપ કર્મ કરનારો જાણવો. અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો ભાગ્યશાળી અને મુસાફરી કરનારો જાણવો.

## સૂર્ય દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય દશમા ભાવે પોતાની રાશિનો અથવા ઊંચ રાશિનો હોય તો રાજદરબારના સુખવાળો, પિતાના સુખવાળો, માન આબરૂવાળો અને રાજ યોગવાળો જાણવો. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો પિતાનું સુખ થોડું જાણવું, રાજ દરબારથી અપજશ મળે, અને અપકીર્તિવાળો જાણવો. હવે જો ચંદ્રના ઘરમાં

બેઠો હોય તો કીર્તિવાળો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો રાજ સુખ આ- વે. અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો રાજ સુખ આપે, અને રાજ પ્રકરણમાં કુશળ જાણવો. મંગળના ઘરમાં બેઠો હોય તો ક્ષત્રી જાતિથી લાભ મળે, કી- ર્તિ મેળવે અને જો શનિના ઘરનો હોય તો માતા પિતાના સુખનો નાશ કરે, રાજ દરબારથી અપકીર્તિ અને વેપારથી નુકશાન થાય.

## સૂર્ય અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય અગિયારમા ભાવે પોતાની રાશિનો અથવા ઊચનો હોય તો અનેક તરેહથી લાભ મળે, વસ્ત્ર ઘરેણાં ઘણાં મેળવે. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો આવતો લાભ બંધ પડે, દળદ્રીપણું આવે, અને સંતાનનો રોધ રાખે. અને જો શનિના ઘરમાં બેઠો હોય તો નીચ માણસ નુકશાન કરે અને પુત્ર મૂર્ખ હોય. મંગ- ળના ઘરમાં બેઠો હોય તો બુદ્ધિ અને સંતાનનો રોધ રાખે અને પૈસાનો લાભ થાય. જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો બુદ્ધિ અને સંતાનનું સુખ રાખે, અને અનેક તરેહથી લાભ આપે. અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો વસ્ત્ર ઘરેણાં મેળવે, અને સંતાનનું સુખ રાખે. અને બુધના ઘરમાં બેઠો હોય તો જશવાન અને ધ- નવાન જાણવો.

## સૂર્ય બારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

સૂર્ય બારમા ભાવે પોતાની રાશિનો અગર ઊચનો હોય તો પુણ્યશાળી થાય, અને સારાં કામ કરે, પણ પોતે જાતે કંજુસ હોય. અને જો શુક્રના ઘ- રમાં બેઠો હોય તો પાપી હોય અને શનિના ઘરનો હોય તો પાપ કામમાં ધન ખરચે, અને શરીર રોગવાળું રહે. અને જો મંગળના ઘરનો હોય તો જાતિ ભ્ર- ષ્ટ થાય, જીવની હત્યા કરે, પરદેશમાં વાસ રહે. જો બુધના ઘરમાં હોય તો થો- ડા ધનવાળો, અને થોડા સુખવાળો હોય. અને જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો સારા કામમાં પૈસા ખર્ચ કરે અને પોતાની પાસે થોડું ધન રહે અને સંસારનું થોડું સુખ ભોગવે. ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સુમાર્ગમાં ધન ખર્ચે જેમકે જ- ળાશય, કે ઘર બાંધવાના કામમાં ધન ખર્ચે.

---

## ચંદ્ર બારેભાવમાં નીચે પ્રમાણે ફળ આપે છે.

### પહેલા ભાવનું ફળ.

૧ ચંદ્ર પહેલા ભાવે પોતાની રાશિનો અથવા ઉંચનો અથવા પૂર્ણ કળાનો થઈ બેઠો

હોય તો શરીર આરોગ્ય રાખે તથા શરીર સુંદર, ગોરૂં ને નિરોગી રહે, વિદ્વાન અને ચંચળ હોય. અને જો મંગળના ઘરમાં હોય તો દળદ્રી અને જો શુક્રના ઘરમાં હોયતો હાડના દરદવાળો જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોય તો ધનવાન અને સુખી રહે, પોતાના કુળમાં મુખ્ય અથવા રાજનો અધિકારી હોય, તથા તેને મીઠીવાણીવાળો જાણવો. ગુરૂની રાશિમાં બેઠો હોય તો બુધ્ધિશાળી જાણવો. શનિની રાશિમાં બેઠો હોય તો, શરીર કદરૂપ અને સદા રોગી રહે. અને જો સૂર્યની રાશિમાં બેઠા હોય તો નેત્રનો રોગી જાણવો.

## ચંદ્ર બીજા ભાવે બેઠા હોયતો તેનું ફળ નીચે પ્રમાણે.

૨. ચંદ્ર બીજે ભાવે પોતાની રાશિનો અગર ઉંચનો બળવાન થઈ બેઠો હોય તો ધન કુટુંબનું સુખ ઘણું મળે, મીઠી વાણીવાળો હોય. અને જો મંગળના ઘરનો કે ક્ષીણુ કળાનો હોયતો દળદ્રી અને કુટુંબથી દુઃખી જાણવો. અને બુધરાશિનો બેઠો હોય તો ધનવાન, વૈભવી અને સુખી જાણવો. જો ગુરૂની રાશિમાં બેઠા હોય તો મીઠી વાણીવાળો, વાચાળ, અને પ્રતાપી જાણવો. અને શનિની રાશિમાં બેઠો હોય તો અસંતોષી જાણવો. જો સૂર્યની રાશિમાં હોયતો તોતડું બોલે, ઉધરસ તથા દમની પીડાવાળો, કુટુંબમાં કંકાસ કરવાવાળો જાણવો. અને શુક્રની રાશિમાં બેઠો હોય તો ધનવાન તથા બહોળા કુટુંબ વાળો જાણવો.

## ત્રીજા ભાવે ચંદ્ર બેઠા હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૩ ચંદ્ર ત્રીજા ભાવે પોતાના ઘરનો અથવા ઉંચનો હોયતો પરાક્રમી અને ધંધારોજગારવાળો હોય, તથા ભાંડુનું સુખ જેવું જોઇએ તેવું થાય. અને તે મંગળના ઘરનો હોય તો, મંદ પરાક્રમી, નિરૂદ્યોગી, અને ભાંડુનું સુખ ન હોય. જો બુધના ઘરનો હોય તો વાયુના શરીરવાળો, ધન ધાન્યના સુખવાળો, પણુ મંદ ભાગ્યવાળો હોય. અને શુક્રના ઘરનો હોયતો મધ્યમ પરાક્રમી અને ઉદ્યમી હોય. સૂર્યના ઘરમાં હોયતો ચાડી ચુગલી કરનારો થાય, અને રાજાનો દંડ ભોગવે. જો ગુરૂના ઘરમાં હોયતો પશુ અને ધનવાળો હોય, બુધ્ધિશાળી અને ભાંડુના સુખવાળો, પરાક્રમી અને રૂડા ઉદ્યમવાળો થાય, તેમજ ચતુર અને વિવેકી હોય. જો શનિના ઘરનો હોય તો ભાંડુનું સુખ થોડું પણુ પરાક્રમી અને રૂડા ઉદ્યમવાળો થાય, તથા ભાગ્યશાળી અને પુણ્યશાળી હોય.

## ચંદ્રમા ચોથા ભાવે બેઠા હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૪ ચંદ્ર ચોથા ભાવે પોતાની રાશિનો કે ઊચનો હોય તો માતાનું સુખ,

ઘર, ખેતર, વાડીનું સુખ, મિત્ર અને વાહનનું સુખ, અને પશુ તથા સ્થાનકનું સૂખ મળે. અને જો મંગળના ઘરમાં હોય તો શરીરે દુઃખી, માતાનું સુખ થોડું, મિત્ર અને પશુનું સુખ થોડું હોય, અને હમેશાં દુઃખ થોડું રાખે. જો શુક્રના ઘરમાં હોય તો માતાને રોગી રાખે, અને જો બુધના ઘરમાં હોય તો બીજી સ્ત્રીને ધાવીને મોટો થાય, ગુરૂના ઘરમાં હોય તો મીઠાં ભોજન જમે, અને અનેક જાતના વૈભવ ભોગવે. જો શનિના ઘરનો હોય તો પર સ્ત્રી ઉપર મોહ પામે, પણ માતા પિતાથી સુખી, ઘર સ્થાનકનો સુખીઓ, પશુ અને વાહન મેળવે, નવાં ઘર અને ખેતરવાડી મેળવે, ઘણા મિત્ર અને વૈભવ મળે, શરીરે સુખી, અને જો સૂર્યના ઘરનો હોય તો પોતે તથા માતા રોગી હોય.

## ચંદ્ર પાંચમે ભાવે બેઠો હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૫ ચંદ્ર પાંચમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો કન્યાની પ્રજા થાય, તે પુરૂષની સ્ત્રી રૂપાળી હોય, બુદ્ધિ નિર્મળ રાખે, વિદ્યા ભણે, અને ધનનો લાભ હમેશાં મળે. અને જો મંગળના ઘરનો હોય તો જાડી બુદ્ધિ હોય અને વિદ્યા ભણે નહિ, સંતાનનો રોધ રાખે, અને સંતાન થાય તો પુત્રીઓ થાય. જો શુક્રના ઘરનો હોય તો મહા મેહેનતે પોતાના નિર્વાહ જેટલું ધન મેળવે પણ તે પુરૂષ બુદ્ધિનો બળીયો હોય, જો બુધના ઘરનો હોય તો એકાદ પુત્રનું સુખ આપે. જો ગુરૂના ઘરનો હોય તો ધનવાન, પુત્રવાન, અને વૈભવવાળો થાય, અને શનિના ઘરનો હોય તો મંદ મતી અને નીચ કામ કરવાની બુદ્ધિ હોય, વિદ્યા ભણે નહિ, અને મૂર્ખ સ્વભાવવાળો હોય. જો સૂર્યના ઘરનો હોય તો રાજ વિદ્યા જાણે ને પુત્રવાળો હોય.

## ચંદ્ર છઠે ભાવે બેઠો હોયતો તેનું ફળ નીચે પ્રમાણે.

૬ ચંદ્ર છઠે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો મોસાળનું સુખ સારૂં હોય, રોગ શત્રુનો નાશ કરે. જો મંગળના ઘરનો હોયતો શરીરે સદા રોગી રાખે, શત્રુનો ભય હમેશાં રહે, અને મોશાળ પક્ષનું સુખ રાખે નહિ, અને દળદ્રી રહે. જો શુક્રના ઘરનો હોય તો વિધવા સ્ત્રીની સાથે સંભોગ કરે, પાપકર્મ કર્મ કરે. જો બુધની રાશિનો હોયતો અઘોર પાપ કર્મ કરે અને સદા કલેશ કંકાશ કરે. ગુરૂના ઘરનો હોયતો રોગ શત્રુ હમેશાં જારી રહે અને મોશાળ પક્ષનું દુઃખ રાખે, જો શનિના ઘરનો હોયતો રોગ શત્રુ રાખે નહિ, કોઇ કોઇ વખત થાય તો નાશ પામે, માથુ મોકું ને તેજદાર હોય, ભાગ્યશાળી ને વૈભવ રાખે, મોસાળ પક્ષનું સુખ રાખે, સારા માર્ગે વર્ત્તે, અને સ્વજ્ઞાતિ સાથે સ્નેહ રહે. જો

સૂર્યના ઘરનો હોય તો સદા રોગી રહે.

### ચંદ્ર સાતમે ભાવે હોયતો તેનું ફળ નીચે પ્રમાણે.

૭ ચંદ્ર સાતમે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોયતો મિઠી અને કોમળ વાણીથી બોલે, સ્ત્રી તરફથી સુખી, માર્ગ અને દેશાંતર તરફથી સુખી, અને વણજ વેપારથી સુખી જાણવો. અને જો મંગળની રાશિમાં બેઠો હોય તો સ્ત્રી વ્યભિચારી હોય, તથા પોતે સ્થુળ દેહવાળો, ઘરનાં કામકાજમાં ચતુર, વિવેકી, પરદેશમાં વાસ કરનારો જાણવો. જો શુક્રની રાશિમાં બેઠો હોય તો સ્ત્રી લંપટ હોય, અને બુધના ઘરમાં બેઠો હોયતો સ્ત્રી સાથે અણબનાવ રહે. અને ગુરૂની રાશિમાં બેઠો હોયતો રાજ વૈભવના સુખવાળો જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોયતો, સ્ત્રી કુભાર્યા મળે. જો સૂર્યની રાશિમાં બેઠો હોયતો હમેશાં સ્ત્રી પુરૂષને લઢાઇ થાય.

### ચંદ્ર આઠમા ભાવે બેઠો હોયતો તેનું ફળ નીચે પ્રમાણે.

૮ ચંદ્ર આઠમાભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લાંબા આયુષવાળો અને શરીરે નિરોગી, દેવ ઉપર પ્રીતિવાળો, અને પુણ્યનું કામ કરનાર, હોય. જો મંગળની રાશિમાં બેઠો હોય તો અલ્પ આયુષવાળો અને શરીરનો દુઃખી હોય, તેમજ પાપકર્મ કરે. શુક્રની રાશિમાં બેઠો હોય તો અલ્પ આયુષવાળો, બુધની રાશિમાં બેઠો હોયતો ઊધરસ અને દમની પીડા ભોગવે. જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો નાની ઉમરમાં રીશ કે કલેશ કરે, અને જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો મધ્યમ આયુષ અને મધ્યમ સુખ આપે. જો શનિના ઘરમાં બેઠો હોય તો શરીરે દુઃખ વેઠે, અને દળદ્રી તેમ સદા રોગી રહે.

### ચંદ્ર નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૯ ચંદ્ર નવમા ભાવે પોતાની રાશિ કે ઊંચનો હોય તો ઘણાં શાસ્ત્રમાં પ્રવીણ થાય, પુણ્યવાન, તેજસ્વી, તીર્થનો સેવનારો, ઘર અને ખેતરવાડીનો સુખી હોય, તથા પુત્રવાળો તથા ભાગ્યશાળી જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોય તો પાપ કર્મ કરનારો કપટી, અને અભિમાની જાણવો, ને શુક્રના ઘરમાં હોયતો નશીબદાર જાણવો. બુધની રાશિમાં બેઠો હોય તો પિતાનું લાંબુ આયુષ હોય. જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો નાની ઊમરમાં પિતા ગુજરી જાય, કે પિતાનું સુખ ન રહે. ગુરૂની રાશિમાં બેઠો હોય તો નશીબવાળો, પુણ્યવાળો, અને પરદેશથી ધન મેળવે, અને જો શનિની રાશિમાં બેઠો હોય તો કમનશીબ, કપટી પાપ કર્મનો કરનારો, અને ક્રોધી જાણવો.

## ચંદ્ર દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૧૦ ચંદ્ર દશમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રાજ દરબારના વૈભવવાળો, બાપના સુખવાળો, માન કીર્તિવાળો, વણુજ વેપારથી દ્રવ્ય પેદા કરનારો, સારી આબરૂ વધે એવાં કામ કરનારો જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોય તો બાપથી દુઃખી, વેપારમાં નુકશાન જાય, રાજના ભયવાળો, પણ બુદ્ધિશાળી જાણવો. ને શુક્રની રાશિનો બેઠો હોય તો વ્યભિચાર દોષથી ઘણા માણસોનો દ્વેશ થાય, અને બુધના ઘરમાં બેઠો હોય તો બુદ્ધિશાળી અને સારાં કામ કરનારો જાણવો. જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો કીર્તિ અને જશવાળો, અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો દયાવાળો, અને જો શનિના ઘરનો હોય તો પિતાથી દુઃખી, રાજના ભયવાળો, અને પાપ કર્મ કરનારો જાણવો.

## ચંદ્ર અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૧ ચંદ્ર અગીયારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ઘણાં શાસ્ત્રમાં પ્રવિણ અને અનેક તરેહથી લાભ મેળવનારો, વસ્ત્ર અને ઘણાં ઘરેણાં મેળવનારો, સારી બુદ્ધિ ને સંતાનના સુખવાળો, પરોપકારી ને સજ્જન જાણવો. જો મંગળની રાશિમાં બેઠો હોય તો દ્રવ્યથી દુઃખી, મૂર્ખ, સંતાનનો દુઃખી અથવા કન્યાની પ્રજાવાળો જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો ગુણવાન ને ધનવાન જાણવો. જો બુધની રાશિમાં બેઠો હોય તો અનેક તરેહથી લાભ મેળવનારો જાણવો. અને જો સૂર્યની રાશિમાં અથવા ક્ષીણ કળાનો હોય તો પુત્રના કરેલા કરજવાળો અને પેદાશ કરતાં વધારે ખર્ચ કરનારો જાણવો. અને જો ગુરૂની રાશિમાં બેઠો હોય, ને પૂર્ણ કળાનો હોય તો તેને જમીનમાંથી દાટેલું ધન મળે, અને જો શનીની રાશિમાં બેઠો હોય તો અપજશવાળો અને ઘણો ખર્ચ કરવાવાળો જાણવો.

## ચંદ્ર બારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ નીચે પ્રમાણે.

૧૨. ચંદ્ર બારમા ભાવે પોતાની રાશિનો કે ઉંચનો હોય તો સારા માર્ગે ખર્ચ કરે, લાંબુ આયુષ ભોગવે, અને શરીર નિરોગી રહે. જો મંગળની રાશિમાં બેઠો હોય તો હલકી જાતનો ખોરાક ખાઇ ગુજરાન ચલાવે, નઠારા માર્ગે પૈસા ઉડાવે, અથવા ચોર ખાતર પાડે, કે અગ્નીમાં મિલ્કત બળે, નાની ઉંમરમાં રીષ્ટ થાય અથવા સદા રોગી રહે. જો શુક્રના ઘરમાં બેઠો હોયતો ક્રોધી સ્વભાવ હોય, અને વ્યસની થાય, તથા સંસારની ઉપાધિ ભોગવે અને જો બુધની રાશિમાં બેઠો હોય તો સારી સમૃધી હોય તો પણ દુઃખ ભોગવે. અને જો સૂર્યની રાશિમાં

બેઠો હોય તો જાતિ ભ્રષ્ટ થાય, ને નઠારો ને પાપ બુદ્ધિવાળો જાણવો અને જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો તેની મા સદા રોગી રહે અથવા માતાને પોતે દુઃખી કરે, જો શનિની રાશિમાં બેઠો હોય તો ધન, ધાન અને વૈભવના સુખ વગરનો ન રહે, પણ સદા રોગી રહે.

## મંગળ.

### પહેલા ભાવ (લગ્ન)માં મંગળ બેઠો હોયતો તેનું ફળ.

૧ મંગળ પહેલા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો શરીરે ગજબુત હોય તથા આરોગ્ય રહે, રાજ તરફથી માન કીર્તિવાળો હોય, લાંબું આયુષ્ય ભોગવે ને ચંદ્રની રાશિમાં બેઠો હોય તો શરીરે ગરમીનાં ગડગુમડાનાં ઘણાં ચાઠાં હોય, પોતે ચોર બને, હાથની હથેળી હમેશ રાતી રહે ને ક્રોધી હોય. જો શુક્રની રાશિમાં બેઠો તો નાભી મોટી હોય, બળવાનને શૂરો હોય. બુધની રાશિમાં બેઠો હોય તો મૂર્ખ હોય અને ક્રોધી હોય. જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો ચંચળ સ્વભાવનો અને ધનવાન હોય, ચિત્રકળામાં કુશળ પણ ધુતારો થાય, અને જો ગુરૂના ઘરનો હોય તો વિદ્વાન થાય અને ધનવાળો હોય. શનિની રાશીમાં બેઠો હોય તો થોડા આયુષ અને થોડા સંતાનવાળો, વાયુ, શૂળ, અને ગરમીના રોગવાળો, તેમજ નઠારા બેડોળ મોઢાવાળો જાણવો.

### મંગળ બીજે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૨ મંગળ બીજે ભાવે પોતાની રાશિનો કે ઉંચનો હોય તો વિદ્વાન, વાચાળ, ધનવાળો, અને બહોળા કુટુંબવાળો જાણવો. જો શુક્રની રાશિનો બેઠો હોય તો ધન અને કુટુંબ તરફથી સુખી, વસ્ત્ર અને ઘરેણાં મેળવે, ધન પેદા કરે તેમાંથી ઘરેણાં કે ઘર અગર શુભ કામો કરી પૈસા સારે માર્ગે વાપરે, અભક્ષાભક્ષ કરે, કોઈ વખતે કુટુંબમાં ક્લેશ કંકાસ ઉપજે. અને જો બુધના ઘરનો હોય તો નેત્રનો રોગી, ધન બહુ ખર્ચે ને તેથી દુઃખ ઉપજે, કુટુંબથી દુખીઓ રહે. અને જો ચંદ્રના ઘરનો હોય તો નેત્રનો રોગી, ધન અને કુટુંબ વગરનો હોય, શરીરે રોગી અને પાપ કર્મનો કરનારો હોય. જો સૂર્યની રાશિનો બેઠો હોય તો નેત્રનો દુખી અને ગુપ્ત ઈંદ્રીના રોગવાળો જાણવો, વૈભવી અને ઘણું ખર્ચ કરે. જો ગુરૂના ઘરનો હોય તો રાજ તરફથી ધન મેળવે, મુસાફરી કરે, અને પ્રપંચી જાણવો. અને જો શનિના ઘરનો હોયતો ધન અને કુટુંબ વગરનો દુખી જાણવો.

## ત્રીજા ભાવે મંગળ બેઠો હોય તો તેનું ફળ.

૩ મંગળ ત્રીજા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો થઇ બેઠો હોય તો ઘણો પરાક્રમી, સારા ઉદ્યમવાળો, અને ઘણા ભાઈ બેનવાળો, તથા તેથી સુખી હોય. જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો તેને ભાંડુ ઘણાં હોય પણ તે ભેગો રહે નહીં, દાસ ચાકર તથા સારા ઉદ્યમવાળો હોય પણ તે પુરૂષની સ્ત્રી વ્યભિચારણી જાણવી. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો ભાંડુ વગરનો પણ પરાક્રમી જાણવો. બુધની રાશિમાં બેઠો હોયતો ભાંડુની સાથે શત્રુભાવ થાય,અને પોતાના ધર્મમાં નાસ્તિક જાણવો. જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો એકાદ ભાંડુ હોય પણ તેની સાથે અણબનાવ રહે. જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો સારાં કર્મ કરે, અને શનિની રાશિમાં બેઠો હોયતો પરાક્રમ વગરનો અને ઉદ્યમ વગરનો તથા ચાકર વગરનો, પાપકર્મ કરનારો અને સ્વધર્મમાં નાસ્તિક જાણવો; અને ભાંડુ જીવે નહિ, અગર હોયજ નહિ.

## ચોથા ભાવે મંગળ બેઠો હોય તો તેનું ફળ.

૪ મંગળ ચોથા ભાવે પોતાની રાશિનો અથવા ઊંચનો હોય તો માતાથી સુખી, ઘર, ખેતર, વાડીના વૈભવવાળો, પશુ અને વાહનનો સુખી, સ્થાનકનો લાભ મળે, હવે જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો માતાથી દુખી, ઘર, જગ્યા વગરનો, મિત્રથી વિરોધવાળો, ધન તથા પશુ વગરનો જાણવો. બુધની રાશિમાં બેઠો હોય તો ઘરમાં ક્લેશ ઉપજાવે, અને માતા પિતાના સુખ વગરનો પરઘર વાસ કરીને રહેનારો જાણવો. જો શુક્રની રાશિમાં બેઠો હોય તો માતા રોગી હોય અથવા માને પીડા ઉપજાવે, વાહનનો ભય થાય, અથવા વાહનથી ઘાત થાય. અને સૂર્યની રાશિમાં બેઠો હોય તો સ્થાનક વગરનો અને મિત્ર સાથે વિરોધી જાણવો. જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો ધન ધાન્યના સુખવાળો, મિત્ર તથા વાહનના સુખવાળો જાણવો. અને જો શનિની રાશિમાં બેઠો હોય તો સ્થાનભ્રષ્ટ, મિત્રોએ છોડી દીધેલો, પિતા તથા સ્ત્રીના થોડા સુખવાળો, એટલે તેઓ થોડી મુદતમાં નાશ પામે, ઘણા માણસો સાથે અને ભાઇઓ સાથે દ્વેશવાળો, પરદેશમાં રહેનારો, ધન અને સારા વસ્ત્રના સુખ વગરનો જાણવો.

## મંગળ પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫ મંગળ પાંચમા ભાવે પોતાની રાશિમાં અથવા ઊંચનો થઈ બેઠો હોય તો ઝીણા વિચારવાળી બુદ્ધિવાળો, તામસી, ઘણી વિદ્યાવાળો, સંતાનના સારા સુખવાળો, અનેક રીતે પૈસા મેળવનારો, વસ્ત્ર અને ઘરેણાંનો સુખી જાણવો. અને

જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો બુદ્ધિ અને સંતાન વગરનો અને ધન વગરનો જાણવો. જો શુક્રની રાશિમાં બેઠો હોય તો તામસી બુદ્ધિવાળો, ક્રોધી અને પાપ મતીવાળો જાણવો. અને જો બુધની રાશિમાં બેઠો હોય તો કુકર્મ કરવાની બુદ્ધિ થાય, નઠારા છંદમાં પડી રાજાનો કોપ મેળવે, શરીર ઉપર શસ્ત્રના ઘા પડે. અને જો શનિની રાશિમાં બેઠો હોય તો સંતાન જીવે નહિ, પણ છેવટ એકાદ પુત્રનું સુખ આવે, મંદબુદ્ધિ અને થોડું બોલનારો, ગંભીર સ્વભાવ અને થોડી વિદ્યાવાળો જાણવો. ગુરૂની રાશિમાં બેઠો હોય તો રાજવિદ્યામાં નિપૂણ, ઝીણી બુદ્ધિવાળો, સદાચારી, તામસી, સંતાનના સુખ વગરનો જાણવો. જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો એક પુત્રવાળો, રાજવિદ્યા ભણેલો જાણવો.

## મંગળ છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૬. મંગળ છઠ્ઠા ભાવે પોતાની રાશિમાં અથવા ઊંચનો થઇ બેઠો હોય તો મોશાળ પક્ષના સુખનો નાશ કરે, રોગ તથા શત્રુનો તદન નાશ કરે. અને જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો રોગ શત્રુનો વધારો કરે તેમજ મોશાળ પક્ષનું સુખ રાખે અને સૂર્યની રાશિમાં બેઠો હોય તો સાર્વજનિક કામ કરી કીર્તિ મેળવે, સંતાનના થોડા સુખવાળો જાણવો. અને ગુરૂની રાશિમાં બેઠો હોય તો શત્રુને જીતનારો, સંતાનના સુખવાળો તથા વૈભવના સુખવાળો જાણવો. અને જો બુધની રાશિમાં બેઠો હોય તો કોડ નામના રોગવાળો, અને શુક્રની રાશિમાં બેઠો હોય તો સ્ત્રીના શરીરે કોડની પીડા થાય, મોશાળના સુખ વગરનો જાણવો. અને જો શનીની રાશિમાં હોય તો મોશાળ પક્ષનો નાશ થાય, અને રોગ શત્રુની ખંડિત બીક રહે એટલે કોઈ વખત રોગ, શત્રુ પેદા થાય ને પાછા થોડી મુદતમાં નાશ પામે.

## મંગળ સાતમા ભાવે બેઠો હોય તેનું ફળ.

૭. મંગળ સાતમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો સ્ત્રીનો સુખી, માર્ગથી લાભ મેળવે, વેપાર વણજથી સુખી, ને લેવડ દેવડમાં ચતૂર જાણવો, પણ મંગળ નીચનો હોય તો સ્ત્રી બે કે વધારે હોય તોપણ દુઃખી જાણવો. અને માર્ગથી ભય મળે. અને જો બુધની રાશિમાં બેઠો હોય તો બે સ્ત્રીઓ થાય અને તેમાં સ્ત્રી રોગી કે નાશ પામે. અને શુક્રની રાશિમાં બેઠો હોય તો પરદેશમાં વાસ કરે, ને સૂર્યની રાશિમાં બેઠો હોય તો સ્ત્રી ચોર કે વ્યભિચારી હોય, અને જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો ભંગ ચુંબન કરનારો તથા હાથ મૈથુની થાય, અને શનિની રાશિમાં બેઠો હોય તો પશુ મૈથુની, મદ્ય પીનારો અને અભિમાની જાણવો.

## આઠમા ભાવે મંગળ બેઠો હોય તેનું ફળ.

૮. મંગળ આઠમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો દીર્ઘ આયુષ વાળો, નિરોગી અને જો નીચનો હોય તો અલ્પ આયુષી, ને રોગી જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો નેત્રનો રોગી, અલ્પ આયુષ, તેમજ મુત્રકચ્છનો રોગી જાણવો. બુધની રાશિમાં બેઠો હોય તો પિતાનું કષ્ટ હોય, એકાદ સંતાન હોય, ને ગુપ્ત રોગવાળો જાણવો; પણ શુક્રના ઘરમાં બેઠો હોય તો સ્ત્રીથી દુખી, વેપાર વણજથી નુકશાન ભોગવનારો જાણવો. અને ગુરૂની રાશિમાં બેઠો હોય તો વેપાર વણજમાં કુશળ હોય, રાજશી વૈભવવાળો, શરીર સુકુ કે દુર્બળ રહે તેમજ શરીરનું કાઠું ઊંચું હોય, અને જો શનિના ઘરનો હોય તો સ્ત્રી ક્રોધી હોય તેમજ પોતાનું તથા સ્ત્રીનું આયુષ થોડું હોય.

## મંગળ નવમે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૯. મંગળ નવમે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ભાગ્યશાળી, પુત્રવાન, પરદેશથી લાભ મેળવનારો, પુણ્યશાળી, અને પોતાના ધર્મ ઉપર આસ્તિક, મહાત્મા લોકોની સેવા કરનારો જાણવો. અને જો નીચનો હોય તો નાસ્તિક, મંદ ભાગી અને પુત્ર વગરનો, પરદેશથી દુઃખી જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો પિતાનું થોડું આયુષ અથવા રીષ્ટ થાય, અને તે પુરૂષ કમનશીબવાળો ને ગુરૂની સ્ત્રીને ભોગવનારો જાણવો. પણ જો બુધની રાશિમાં બેઠો હોય તો નાસ્તિક જાણવો. સૂર્યની રાશિનો બેઠો હોય તો ભાંડુ વગરનો અને ગુરૂની રાશિનો હોય તો તીર્થ સેવનારો અને શનિની રાશિનો હોય તો નાસ્તિક જાણવો.

## મંગળ દશમા ભાવે બેઠો હોય તેનું ફળ.

૧૦. મંગળ દશમાભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રાજ તરફથી ઘણો ફાયદો મેળવે, પિતાનો સુખી, કીર્તિવાન, સારાં કામ કરનારો, વેપારથી ફાયદો મેળવે. અને જો નીચનો હોય તો રાજભય અને પિતાથી દુઃખી, વેપારથી હાણી થાય અને અપજશ વાળો જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો પરાક્રમી અને બાપની બહુ પ્રીતિવાળો જાણવો. અને બુધની રાશિમાં બેઠો હોય તો બાપને પીડા કરનારો અને ભાંડુનો દુખી હોય. સૂર્યની રાશિમાં બેઠો હોય તો ભાગ્યશાળી, ને શીલવાન હોય, અને ગુરૂની દશામાં બેઠો હોય તો આસ્તિક જાણવો. અને શનિની રાશિમાં બેઠો હોય તો કપટી ને છળભેદ વાળો જાણવો.

### મંગળ અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૧ મંગળ અગીયારમે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો અનેકરીતે લાભ મેળવે, વસ્ત્ર અને ઘરેણાંથી સુખ મેળવે, બુદ્ધિ અને સંતાનનું પણ સુખ હોય અને જો નીચેનો હોય તો લાભ લેવા જતાં નુકશાન ભોગવે, મૂર્ખ અને પુત્રના સુખ વગરનો હોય. અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો કીર્તિવાળો, ધનવાળો અને રાજ તરફનો સુખી જાણવો. અને શુક્રની રાશિમાં બેઠો હોય તો ઘણાં કામ કરનારો, ધનવાન અને ગુણ વાળો જાણવો, અને જો બુધની રાશિમાં બેઠો હોય તો મૂર્ખ અને સંતાનનો દુઃખી જાણવો. અને ગુરૂની રાશિમાં બેઠો હોય તો રાજ તરફથી સુખી અને ધનવાળો જાણવો. અને શનિની રાશિમાં બેઠો હોય તો ધનનો લાભ આપે, ને જાય.

### મંગળ બારમા ભાવે બેઠો હોય તેનું ફળ.

૧૨ મંગળ બારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોયતો કૃપણ, થોડા ખર્ચવાળો, અને સુમાર્ગે ચાલનારો જાણવો. અને નીચ રાશિનો હોય તો નઠારે રસ્તે ધન ખર્ચનારો, અગ્નિના ભયવાળોકે ચોરના ભયવાળો, શરીર ઉપર શસ્ત્રના ઘા લાગે પણ જો શુક્રની રાશિમાં બેઠો હોય તો લોભી ને દળદ્રી હોય અને બુધની રાશિમાં બેઠો હોય તો અભિમાની ને દળદ્રી હોય, અને જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો ઘણું ખર્ચ કરનારો જાણવો, તથા ઘણા માણસો સાથે દ્વેશ કરનારો જાણવો. અને શનિની રાશિમાં બેઠો હોય તો ભીખ માગી ગુજરાન ચલાવે તોપણ દળદ્રી અને બહુ ખર્ચ કરવા વાળો જાણવો; અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો રાજાનો દંડ ભોગવે.



## બુધ.

### બુધ પહેલા ભાવે બેઠો હોયતો તેનું ફળ.

૧ બુધ લગ્ને એટલે પહેલા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો શરીરે સૂખી, સારા સ્વભાવવાળો, લાંબા આયુંષવાળો, આસ્તિક, વિદ્યાવાળો, અને ભાગ્યશાળી જાણવો. અને જો ગુરૂની રાશિમાં બેઠો હોય તો શરીરે દુઃખી, નાસ્તિક અને મૂર્ખ જાણવો. અને મંગળની રાશીમાં બેઠો હોય તો વિદ્યાવાળો, ઘણાં શાસ્ત્રને જાણનારો, બહુશ્રુત, જોતિશ વિદ્યામાં ચતુર, મંત્રની વિદ્યામાં પ્રીતિવાળો, મીઠું બોલવાવાળો, સુંદર વેશ, ને રૂપાળો જાણવો. જો શુક્રની રાશિનો બેઠેલો હોયતો મીઠું બોલનારો, વિદ્યાવાળો, ક્ષમાવાળો, અને દયાવાન જાણવો. અને ચંદ્રની રા-

શિમાં બેઠો હોયતો તીર્થ અને જળાશયના લાભવાળો, પીત્ત પાંડુના રોગ વાળો જાણવો. સૂર્યની રાશિમાં બેઠો હોય તો સુવર્ણના જેવી કાંતીવાળો જાણવો. અને જો શનિની રાશિમાં બેઠો હોયતો શરીરે ખોડવાળો, સારાં માણસનો દ્રેશ કરનારો, નેત્રનો રોગી તેમજ ધુતારો જાણવો.

## બુધ બીજે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૨ બુધ બીજે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો બેઠો હોય તો ધન અને કુટુંબનો સુખી, વાચાળ, મોટા નેત્રવાળો, પુત્રની સમૃધીવાળો, પોતાના ધર્મ ઉપર આસ્તાવાળો, મીઠું બોલનારો, ધારેલું કામ કરનારો, ધનવાન, ગુણવાન, અને વૈભવવાળો જાણવો. અને જો ગુરૂની રાશિમાં બેઠો હોયતો ધનનો દુઃખી તેમજ કુટુંબ સાથે અણબનાવ વાળો જાણવો. ને મંગળની રાશિમાં બેઠો હોયતો વાચાળ, વિદ્વાન અને ધનવાળો જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો, સારૂં લખવા વાળો, ગણિત શાસ્ત્રનો જાણનારો, અને કવિ હોય, અને ચંદ્રની રાશિમાં બેઠો હોયતો તીખળી અને વાયુની પીડાવાળો જાણવો. સૂર્યની રાશિમાં બેઠો હોય તો ઉત્પાતી, તામશી, ઉતાવળી બુદ્ધિવાળો, સાહાશિક, તેમજ લાંબા આયુષ વાળો જાણવો. જો શનિની રાશિમાં બેઠો હોયતો થોડું બોલનારો, અને મધ્યમ આયુષવાળો જાણવો.

## બુધ ત્રીજે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૩ બુધ ત્રીજે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો પરાક્રમી, ભાંડુના સુખવાળો, સારાં કામો કરનાર જાણવો. અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો નિરૂધમી, ભાંડુના સુખવાળો, અને હીણુ પરાક્રમી જાણવો. મંગળની રાશિમાં બેઠો હોય તો ભાઈ બેહેનના સુખવાળો. ને સારા ગુણવાળો જાણવો. શુક્રની રાશિમાં બેઠો હોય તો ધનવાળો, ધર્મ ઉપર આસ્તિક જાણવો. અને જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો ધીરજ વાળો જાણવો. સુર્યની રાશિમાં બેઠો હોય તો ભાઈ બેહેન તરફથી દુઃખી એટલે તેઓની સાથે અણબનાવ રહે. અને શનિની રાશિમાં બેઠો હોય તો બહુ બીકવાળો, ભાંડુના મધ્યમ સુખવાળો, ને મધ્યમ આયુષ ભોગવનારો જાણવો.

## બુધ ચોથા ભાવે બેઠો હોયતો તેનું ફળ.

૪ બુધ ચોથા ભાવે પોતાની રાશિનો કે ઊચનો હોય તો માતાના સૂખવાળો, ઘર જગાનો સુખી, મિત્ર ને પશુના સુખવાળો અને જમીનદાર જાણવો

જો ગુરૂની રાશિમાં બેઠો હોય અને નિર્બળ હોય તો માતાના દુઃખવાળો, ઘર અને જગા વગરનો, અને મિત્ર વગરનો જાણવો. અને મંગળની રાશિમાં બેઠો હોય તો હાથનો ચંચળ એટલે ઘણી ઝડપથી હાથે કામ કરનારો હોય, મોટાં તેજસ્વી નેત્રવાળો જાણવો. શુક્રની રાશિનો હોય તો પિતાના સુખવાળો જાણવો. અને જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો માતાનો દ્વેશી અને થોડા જ્ઞાનવાળો જાણવો. સૂર્યની રાશિમાં બેઠો હોય તો વેપારનો સુખી જાણવો. અને જો શનિની રાશિમાં બેઠો હોય તો વાહનના સુખવાળો, પણ વહાનથી ઘાત થાય, તેમજ સ્થાનક વેચી દેનારો, મિત્રમાં વિરોધ કરનારો, કપટી અને પ્રપંચી જાણવો.

## બુધ પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫. બુધ પાંચમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો બુદ્ધિ સંતાનના સુખવાળો જાણવો. અને જો ગુરૂની રાશિમાં અથવા નીચનો હોય તો, મૂર્ખ અને સંતાન વગરનો જાણવો. અને મંગળની રાશિનો હોય તો અભિમાની પુત્રના વિઘ્નવાળો અને બુદ્ધિશાળી જાણવો. અને જો શુક્રના ઘરનો હોય તો બુદ્ધિશાળી જાણવો, અને પુત્ર સંતાનના સુખવાળો જાણવો. અને જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો દત્તપુત્ર રાખે અને પુત્રનો દ્વેશ કરનારો જાણવો. અને જો સૂર્યની રાશિમાં હોય તો પાપ બુદ્ધિ, અને મંત્રજંત્ર શિખે, અને શનિની રાશિનો હોય તો થોડા એટલે એકાદ પુત્રના સુખવાળો, સારા પુસ્તકવાળો, વૈભવવાળો, તથા રાજવિદ્યા જાણનારો પણ ઘણી નહીં, સાહસિક બુદ્ધિવાળો, અને પરદેશમાં વાસ કરનારો જાણવો.

## બુધ છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૬. બુધ છઠ્ઠા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રોગ, શત્રુનો નાશ કરે, અને મોશાળ પક્ષથી સુખી હોય, અને જો ગુરૂની રાશિનો હોય, પણ નિર્બળ હોય તો રોગ શત્રુ ખડિત થાય, અને મોશાળ પક્ષનું સુખ મળે, અને જો મંગળની રાશિમાં બેઠો હોય તો રાજમાં મુખ્ય ગણાય, પણ વિદ્યામાં વિઘ્ન આવે, અભિમાની, વાદવિવાદ કરવા વાળો, અને શૂરો જાણવો. અને શુક્રની રાશિમાં બેઠો હોય તો રાજાની સાથે મિત્રતા કરે, લખનારો અને ગણિત કરનારો જાણવો. અને જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો ઉધરસ અને દમના રોગોવાળો જાણવો. અને શનિની રાશિમાં બેઠો હોય તો પોતાની જ્ઞાતીવાળા સાથે દ્વેશ કરે અને તેને ઘણા જોરાવર શત્રુ હોય, અને સૂર્યની રાશિમાં બેઠો હોય તો મોશાળ પક્ષના સુખ વગરનો જાણવો.

## બુધ સાતમે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૭. બુધ સાતમે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો સારી સુંદર સ્ત્રી મળે. વેપાર વણજથી સુખ મળે, માર્ગથી લાભ મળે, લેવડ દેવડમાં કુશળ હોય. જો ગુરૂની રાશિમાં નિર્બળ હોય તો સ્ત્રીથી દુ:ખી હોય, માર્ગથી ભય મળે, વેપાર વાણુજમાં નુકશાન થાય, લેવડ દેવડમાં પણ ઠીક ન હોય, અને જો મંગળની રાશિમાં બેઠો હોય તો માતાથી સુખી, વાહનવાળો, ધર્માત્મા હોય, અને શુક્રની રાશિમાં બેઠો હોય તો ઉદાર બુદ્ધિવાળો, ને ઘણી કીર્તિવાળો જાણવો. ચંદ્રની રાશિમાં બેઠો હોય તો સ્ત્રીનો દ્વેશ કરનારો અને વેપાર વણજથી નુકશાન વેઠનારો જાણવો, અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો રાજાનો માનીતો પણ તેની સ્ત્રી નઠારી હોય, અને જો શનિની રાશિમાં બેઠો હોય તો અભક્ષાભક્ષ કરનારો, અને તેની સ્ત્રી કદરૂપી હોય.

## બુધ આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૮. બુધ આઠમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લાંબા આયુષવાળો, અને શરીરના નિરોગીપણાવાળો જાણવો. અને જો ગુરૂની રાશિનો નિર્બળ હોય તો થોડા આયુષવાળો અને શરીરનો રોગી જાણવો. અને મંગળની રાશિમાં બેઠો હોય તો લાંબા આયુષવાળો, ખેતરવાડીવાળો, અને સંતાનના સુખવાળો જાણવો. જો શુક્રની રાશિમાં બેઠો હોય તો કીર્તિવાળો, ધનવાળો જાણવો. ચંદ્રની રાશિમાં બેઠો હોય તો બરોળના દરદવાળો, અને થોડા આયુષ વાળો જાણવો. જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો કમનશીબ જાણવો, અને શનિની રાશિમાં બેઠો હોય તો થોડા આયુષ્યવાળો અને પરદેશ સેવનારો જાણવો.

## બુધ નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૯. બુધ નવમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ઘણો ભાગ્યશાળી, પુણ્યવાળો, અને પોતાના ધર્મ ઉપર પુરી આસ્તાવાળો, તથા પિતા અને સંતાનના ઊત્તમ સુખવાળો જાણવો. અને જો ગુરૂની રાશિનો નિર્બળ હોય તો કમનશીબવાળો, નાસ્તિક અને પરદેશમાં ભટકનારો જાણવો. જો મંગળની રાશિમાં બેઠો હોય તો ઘણી પ્રજાવાળો, શાસ્ત્રનો જાણનારો, અને ગાયન કળામાં કુશળ જાણવો. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ચતુર, તીર્થનો સેવનારો અને તપસ્વિ હોય, અને સૂર્યની રાશિમાં બેઠો હોય તો આસ્તિક, પ્રતાપી, ઘણો લાભ મેળવનારો અને તેનો પિતા લાંબું આયુષ ભોગવે. અને શનિની રાશિમાં બેઠો હોય તો બાપનો દ્વેશ કરનારો અને નાસ્તિક થાય, અને ચંદ્રની રાશિમાં બેઠો

હોય તો ભાગ્યશાળી ને ધનવાન જાણવો.

**બુધ દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૧૦ બુધ દશમેભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો બાપના સુખવાળો તેમ રાજ તેજથી સુખી હોય, વેપારમાં કુશળ હોય, માનકીર્તિ ઘણી મળે. જો ગુરૂના ઘરનો નિર્બળ હોય તો પિતાથી દુઃખી હોય, વેપારમાં નુકશાન જાય, અપજશ ને અપકીર્તિ મળે; અને જો મંગળની રાશિનો હોય તો સારાં કામ કરે, ઘણો ધનવાન હોય અને રાજસત્તા ભોગવે. અને જો શુક્રની રાશિનો હોય તો સ્થાન જગાવાળો બહુ મિત્રવાળો, માતાથી અને પશુથી સુખી, ધનવાન હોય, તેમજ સંતાનના સુખવાળો ધનાઢ્ય હોય, અને ચંદ્રની રાશિમાં બેઠો હોય તો બાપ સાથે અણબનાવવાળો જાણવો. અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો દયાવાળો, રાજસત્તાવાળો, અને ધનવાન જાણવો. અને જો શનિના ઘરમાં બેઠો હોય તો નીચજાતિમાં માન મેળવે, અને નીચ જાતના આશ્રય થકી ધન લાભ થાય અને કીર્તિ મેળવે.

**બુધ અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૧૧ બુધ અગીયારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો અનેક રીતે લાભ મળે, વસ્ત્રને ઘરેણાં ઘણાં મેળવે, અને જો ગુરૂના ઘરનો નિર્બળ હોય તો ઘણી રીતથી નુકશાન વેઠે, અને દળદ્રી જાણવો. અને મંગળની રાશિમાં બેઠો હોય તો તામસી પ્રકૃતીવાળો અને રાજસત્તાથી ધન મેળવે, અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો કન્યાની પ્રજાવાળો જાણવો, ને સ્ત્રીની મદદથી ધનવાળો થાય, અને ચંદ્રની રાશિમાં બેઠો હોય તો વેપાર કરે, મોતી પરવાળાનો સંગ્રહ કરે, અને સૂર્યના ઘરનો હોય તો ક્ષત્રી જાતિથી ધન મેળવે. અને શનિની રાશિમાં બેઠો હોય તો મલેચ્છ જાતિથી ધન પેદા કરે.

**બુધ બારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૧૨. બુધ બારમે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો સારા માર્ગે ધન વાપરે, શરીરે સુખી રહે, અને જો ગુરૂના ઘરનો નિર્બળ હોય તો ઘણો ખર્ચ કરે અને શરીરે રોગી રહે. ને મંગળની રાશિમાં બેઠો હોય તો રાજવિદ્યા જાણે, ચપળ અને લોભી જાણવો. અને જો શુક્રની રાશિમાં બેઠો હોય તો સારે રસ્તે ધન વાપરે, અનુભવી, શાસ્ત્રમાં પ્રવીણ, વેપારમાં ચતુર, સ્વધર્મમાં આસ્તિક, અને વિશ્વાસુ હોય, તેમજ વેપારમાં દક્ષ ને સેવક હોય, ને ચંદ્રની રાશિમાં બેઠો હોય તો મોશાળ પક્ષનો દ્વેશી હોય, ઘણા શત્રુવાળો, અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો રાજાની સેવા કરનારો જાણવો. અને જો શનિની રાશિમાં બેઠો હોય તો નીચ જાતિની સેવા કરનારો, લંપટ, ને બહુ ખર્ચવાળો હોય.

# ગુરૂ.

## ગુરૂ પહેલા ભાવે એટલે લગ્નમાં બેઠો હોય તો તેનું ફળ.

૧. ગુરૂ પહેલા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ઘણાં શાસ્ત્ર જાણનારો અને ઘણાં સંતાનના સુખવાળો, જ્ઞાનવાળો, ધનવાળો, અને રાજની સત્તા ભોગવવા વાળો, સુંદર દેહવાળો, સુખી જાણવો. અને જો મંગળની રાશિમાં બેઠો હોય તો સાહસિક કામ કરનારો અને ચપળ મનવાળો જાણવો. પણ જો શુક્રની રાશિમાં બેઠો હોય તો સ્થુળ દેહવાળો, ગંભીર સ્વભાવવાળો, ઘરના કામમાં કુશળ, નિરોગી, થોડું અને કોમળ વાણીથી બોલનારો, વૈભવી, સુખી, તેમજ સ્વલ્પ પ્રજાવાળો, અને જશવાળો જાણવો. જો બુધની રાશિમાં બેઠો હોય તો સ્ત્રીથી સુખી, માર્ગથી અને વેપારથી ધન મેળવનારો જાણવો; અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો મધ્યમ આયુષ ભોગવે, પણ સંતાનના સુખવાળો જાણવો, અને શનિની રાશિમાં બેઠો હોય તો પોતાના કુટુંબે દૂર કરેલો, સંતાનના સુખ વગરનો, કૃતઘ્ની, અભિમાની, અને ઘણા માણસોનો દેશી હોય, મુસાફરી કરનારો, પાપી અને ટંટાખોર, તેમજ હમેશાં શોક સંતાપવાળો જાણવો.

## ગુરૂ બીજા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૨. ગુરૂ બીજા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ધનવાળો અને કુટુંબવાળો તેમજ વૈભવી અને સુખવાળો હોય, સારૂં ભાષણ કરનારો, બુદ્ધિશાળી અને ધર્મ ઉપર આસ્થાવાળો, અને લાંબુ આયુષ ભોગવનારો જાણવો. અને જો કુંભ રાશિમાં બેઠો હોય તો ધન અને કુટુંબથી દુઃખી જાણવો, તેમ કટુભાષણ કરનારો હોય, અને જો મંગળના ઘરનો હોય તો ધીરજવાળો, મોટા કપાળવાળો, બળવાળો, મોટાં નેત્રવાળો હોય, પણ લોભી હોય, ઘરના કામમાં કુશળ હોય, અને મોટા ઢગરાવાળો હોય, અને જો શુક્રના ઘરનો હોય તો વિદ્યાવાળો હોય પણ તેમાં વિઘ્ન આવે, કુટુંબમાં દ્વેશ કરનારો અને ધુતારો હોય. જો બુધના ઘરમાં બેઠો હોય તો ચોર પણ ધનવાળો હોય, કટુભાષણ કરનારો હોય, અને જૂઠા ઉપર પ્રીતિવાળો જાણવો. પણ જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો રાજ સત્તાથી ધન મેળવે અને નીચના ઘરનો હોય તો મદ્ય પીનારો, કુટુંબથી ભ્રષ્ટ, કુળને કલંક કે નાશ કરનારો હોય, ઘણી સ્ત્રીઓ કરે તોપણ પુત્ર રહિત હોય, મધ્યમ આયુષ ભોગવે.

## ગુરૂ ત્રીજા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૩ ગુરૂ ત્રીજા ભાવે પોતાની રાશિનો કે ઉંચનો હોય તો ભાંડુનો સુખી,

સારો ઉદ્યોગ કરનારો, દાસ ચાકરવાળો, પણ પરાક્રમી, પુણ્યશાળી, અને નશીબદાર જાણવો. અને જો શનિના ઘરનો હોયતો ભાંડુથી દુઃખી, નિરૂદ્યમી ને શરમાળ જાણવો. અને જો મંગળના ઘરનો હોય તો વેપારનું કામ કરનારો, પરાક્રમી હોય, પુણ્યનું કામ કરે, ભાંડુંના સુખવાળો, સારા ઉદ્યમવાળો, દાસ ચાકર વાળો, અને ભોળા સ્વભાવનો હોય, અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ભાંડુ સાથે અણબનાવ હોય, અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો પાપ બુદ્ધિવાળો, પણ લાંબી નજર પહોંચાડનારો, કાનનો રોગી જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોય તો તીર્થ સેવનાર, ભાગ્યશાળી અને બુદ્ધિવાન્ જાણવો.

## ગુરૂ ચોથાભાવે બેઠો હોય તો તેનું ફળ.

૪ ગુરૂ ચોથા ભાવે પોતાની રાશિનો કે ઉંચનો હોય તો ઘર, ખેતર, વાડીવાળો થાય, મિત્ર ઘણા નેસારા હોય, માબાપથી સુખી હોય, વાહન, પશુ, અને ધનનો સુખી હોય, અને જો શનિના ઘરમાં બેઠો હોય તો માતાનું સુખ નહોય, મિત્રથી દુઃખી હોય, પશુ કે વાહનથી ઘાત પામે, અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો શરીરે તેમજ સંસારથી સુખી હોય, સ્થાનક જગાવાળો હોય, બુદ્ધિવાળો હોય; અને દુધની સમૃધીવાળો, તેમજ સારા ઉદાર મનવાળો જાણવો, અને જો શુક્રના ઘરમાં બેઠો હોયતો મિત્રનો તેમજ સ્ત્રીનો દ્વેશ કરનાર જાણવો. અને જો બુધના ઘરમાં બેઠો હોય તો સ્થાનક અને વાહનના ભયવાળો જાણવો, અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો વાહનના સુખવાળો, મિત્ર ઘણા હોય, સુખી હોય, ઘણાં ઘરો હોય, પણ માતાના દુઃખવાળો હોય.

## ગુરૂ પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫ ગુરૂ પાંચમા ભાવે ફક્ત પોતાની ઉંચ રાશિનો હોયતો સારી વિદ્યા અને સારા સંતાનવાળો હોય, તેમજ હરેક તરેહથી લાભ મેળવી ધનવાળો થાય, અને જો પોતાની રાશિનો એટલે ધન કે મીન રાશિમાં હોય તો વિદ્વાન, બુદ્ધિશાળી, પણ પુત્રના સુખ વગરનો જાણવો. અને જો શનિના ઘરનો હોય તો થોડા પુત્રના સુખવાળો, મંદમતી, મલેચ્છ વિદ્યાવાળો, અને ગંભીર સાદવાળો, પિતાના ધનનો ભોગવનારો, અને સહનશીલતાવાળો જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો ચતુર, મોટા તેજદાર નેત્રવાળો, વાચાળ, અને પ્રતાપી, અને અનાજનું દાન કરવાની પ્રીતિવાળો જાણવો. અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો પુત્રનો દ્વેશ કરનાર, અને સંભ્રમ બુદ્ધિવાળો જાણવો. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો આખા કુળમાં પ્રીય કે સ્નેહવાળો હોય, સેનાધિપતિ, રાજની સત્તાવાળો હોય, અ-

ને જો બુધના ઘરમાં બેઠો હોય તો સંતાનથી સુખી, પ્રીતિવાળો, અને બુદ્ધિવાન્ જાણવો.

### ગુરૂ છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૬ ગુરૂ છઠ્ઠાભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો મોશાળ પક્ષથી સુખી, તેમ રોગ શત્રુ વગરનો જાણવો. અને જો શનિના ઘરમાં બેઠો હોય તો શરીરે રોગી અને હમેશાં શત્રુવાળો જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો નાતનું જોર વધારે હોય, દીકરાના દીકરા જુએ એટલું લાંબુ આયુષ ભોગવે. અને શુક્રના ઘરનો હોય તો શરીરે ગડગુમડાંનાં ચાઠાં ઘણાં હોય, અને શત્રુનો ભય ઘણો હોય, અને જો બુધના ઘરમાં બેઠો હોય તો શૂળ અને ગોળાનો રોગી હોય, અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો મોશાળ પક્ષથી બહુ સુખી હોય.

### ગુરૂ સાતમા ભાવે બેઠો હોય તેનું ફળ.

૭. ગુરૂ સાતમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો પોતાની સ્ત્રી સુંદર હોય ને તેનાથીજ સુખ મળે, વેપારવણજથી લાભ મળે, પરદેશથી કીર્તિ, ધન ને જશ મેળવે. હવે જો શનિના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી તરફનો હમેશ દુઃખી, વેપારવણજથી નુકશાન ભોગવે, માર્ગ અને પરદેશથી અપજશ અને દરિદ્રીપણું આવે, ને જો મંગળના ઘરમાં બેઠો હોય તો વિદ્વાન, ધનવાન, અને ઘણી રીતથી લાભ મેળવી સુખી થાય, ને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો સ્ત્રીનો દ્વેશ કરનારો, અને બહુ ચિંતાવાળો જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોય તો તેની સ્ત્રી વિદ્યાવાળી, પરમેશ્વરની ભક્તિવાળી, પતિવ્રતા હોય, પણ તે પુરૂષ, તે સ્ત્રીનો દ્વેશી હોય. ને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો વેપારવણજથી કીર્તિ મેળવી ધનવાળો થાય, પરદેશ અને ખેતીથી લાભ મેળવે.

### ગુરૂ આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૮ ગુરૂ આઠમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લાંબુ આયુષ ભોગવે, શરીરે નિરોગી રહે, ધનવાન થાય; અને દેવ ગતિને પહોંચે. અને જો શનિના ઘરમાં બેઠો હોય તો થોડું આયુષ, શરીરે દુર્બળ તથા રોગી રહે, અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો, થોડું આયુષ અને સ્વતંત્ર વિચારનો જાણવો, પણ શુક્રના ઘરમાં બેઠો હોય તો જ્ઞાની પણ ભ્રષ્ટ હોય, અને બુધના ઘરમાં બેઠો હોય તો નઠારી સ્ત્રીનો સંભોગ કરે અને તેથી લાંબા વખત સુધી રોગી રહે. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો મધ્યમ આયુષ અને મધ્યમ ધનવાળો જાણવો.

## ગુરૂ નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૯ ગુરૂ નવમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ઘણો ભાગ્યશાળી, પરદેશથી બહુ લાભ મેળવનારો, અને પિતાના સુખવાળો, તથા દેવ ઉપર આસ્તિક હોય. પુણ્યનું કામ કરનારો અને તીર્થ કરનારો હોય, અને જો શનિના ઘરમાં બેઠો હોય તો કમનશીબ, નાસ્તિક અને પરદેશથી દુઃખી થાય, પણ જો મંગળના ઘરનો હોય તો પિતાથી સુખી હોય, ધીરજવાન અને ધનવાન હોય, અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો પિતા દ્વેશ કરે, અને પરદેશમાં વાસ કરે, અને જો બુધના ઘરમાં બેઠો હોય તો કીર્તિવાળો હોય, સારાં કામ કરે, પણ સજ્જન સાથે દ્વેશ કરે; અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો ઘણાં માણસોનું પાલણ પોષણ કરે.

## ગુરૂ દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૦ ગુરૂ દશમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો જમીનમાંથી દાટેલું ધન મળે, પિતાનું સુખ મળે, રાજસત્તા ભોગવનારો હોય, વેપારમાં લાભ મેળવે, માન અને કિર્તિવાળો, ઘરનો સુખી, તેમજ મિત્ર તરફથી પણ સુખી હોય, અને જો શનિના ઘરમાં બેઠો હોય તો પિતાના દુઃખવાળો હોય, રાજથી ભય, અને વેપારમાં નુકશાન ભોગવે, અપકીર્તિ અને અપજશ મેળવે. અને મંગળના ઘરમાં બેઠો હોય તો સારાં કામ કરે, ગાયનકળામાં કુશળ હોય, કીર્તિવાળો હોય, પ્રમાણિક માણસ હોય, અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ઘણા માણસોનો માનીતો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો સારો લખનાર, ઘણીજ વિદ્યાનો જાણનાર અને કવિ હોય. ને સૂર્યના ઘરમાં બેઠો હોય તો રાજની સત્તા ભોગવે.

## ગુરૂ અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૧ ગુરૂ અગીયારમા ભાવે પોતાની રાશિનો હોય તો અનેક રીતથી લાભ મેળવે, વસ્ત્ર અને ઘરેણાંના વૈભવ વાળો હોય, કીર્તિવાળો હોય, અને જો શનિના ઘરમાં બેઠો હોય તો દરિદ્રી હોય, અને મંગળના ઘરમાં બેઠો હોય તો સંતાનથી દુઃખી, વિદ્યાવાળો અને ધનવાળો હોય. ને સૂર્યના ઘરમાં બેઠો હોય તો વાહનના સુખવાળો, અને શુક્રના ઘરમાં બેઠો હોય તો લાભ મેળવે અને નુકશાન થાય એમ ખંડિત ધનવાળો હોય, અને જો બુધના ઘરમાં બેઠો હોય તો ખંડિત કીર્તિ એટલે કીર્તિ મેળવે અને કીર્તિ ગુમાવે એવો થાય.

## ગુરૂ બારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ

૧૨ ગુરૂ બારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો શરીરે સુખી રહે, અનેક રીતથી ધન મેળવી તેનો સારો ઉપયોગ કરે, રોગ, શત્રુનો નાશ કરે; અને જો શનિના ઘરમાં બેઠો હોય તો શરીરે દુઃખી હોય, રોગ અને શત્રુથી દુઃખી થાય. પણ જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ધન વગરનો અને થોડા સંતાન વાળો, થોડી બુધ્ધિ ને વિદ્યાવાળો હોય, પણ બુધના ઘરમાં બેઠો હોય તો બહુ કામી એટલે ઘણી સ્ત્રીની સાથે સંભોગ કરે, પોતાના પેટમાં કે શરીરે ગાંઠના રોગવાળો હોય. શરીરે ચાઠાં હોય, અપ્રમાણિક માણસ હોય, અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો વ્યભિચારી થાય, ઘણું ખર્ચ કરે, અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો બ્રાહ્મણ કે ક્ષત્રીની સ્ત્રી અને ગર્ભવંતી સ્ત્રીને ભોગવનારો થાય, ઘણા ખર્ચવાળો હોય, અને તેના ઉપર વખતો વખત રોગ શત્રુની ચઢાઇ થઇ આવે.



## શુક્ર.

### શુક્ર પહેલા ભાવે (લગ્ને) બેઠો હોય તો તેનું ફળ.

૧ શુક્ર લગ્ને (પહેલા ભાવે) પોતાની રાશિનો કે ઊંચનો હોય તો સ્થુળ દેહ હોય, નિરોગી, શાણો અને સારા સ્વભાવનો અમીર માણસ, થોડું ને મીઠું બોલનારો, ઊંચ કુળનો, ધનવાન ને લાંબા આયુષ્યનો ભોગવનારો, પ્રમાણિક ને નિષ્કપટી હોય, લોક પ્રીય, સારી સ્ત્રીવાળો, પરદેશવાશી, અને સ્ત્રીથી ઘણો સુખી જાણવો. પણ જો બુધના ઘરમાં બેઠો હોય તો કપટી, છળભેદવાળો. મૂર્ખ, સૂકા દેહવાળો, અને કડવા બોલવાળો જાણવો. પણ મંગળના ઘરમાં બેઠો હોય તો લાંબા આયુષ્યવાળો, નિરોગી દેહવાળો, ચતૂર, સુંદર સ્વરૂપવાળો, અને પરાક્રમી જાણવો. તેમજ જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સુખી અને દુખી પણ સ્ત્રીને પ્રીય હોય, વસ્ત્ર અને ઘરેણાં બહુ પ્રીય હોય. અને જો સૂર્યની રાશિમાં બેઠો હોય તો ક્રોધી, છળ ભેદવાળો અને કપટી જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોય તો રૂપવાન, નમ્રતાવાળો, લોક પ્રિય, ગુણવાન્ અને ધનવાન જાણવો. જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો વિદ્વાન, વસ્ત્ર ઘરેણાં ઉપર પ્રીતિવાળો, સારી કાંતિવાળો, ધુતારો, ચોર, અને વાઇના રોગવાળો જાણવો.

### શુક્ર બીજા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૨ શુક્ર બીજા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો, દ્રવ્યવાન ને કુ-

ડુંબથી સુખી જાણવો, પણ જો નીચનો હોય તો દરિદ્રી અને કુટુંબથી દુ:ખી જાણવો. તેમજ મંગળના ઘરમાં બેઠો હોય તો હલકો ખોરાક ખાનારો, નમ્રતાવાળો ને સારા નેત્રવાળો જાણવો. પણ મીથુનના ઘરમાં બેઠો હોય તો કડવા બોલો, વાચાળ, વિદ્યાવાળો, ચંચળ અને ધનવાળો જાણવો, પણ ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સુંદર મુખવાળો, નીચ સ્વભાવનો ને મતલબી જાણવો. તેમ સૂર્યના ઘરમાં બેઠો હોય તો રાજવંશી લોકની મદદથી પૈસાવાળો થાય, અને કુટુંબ સાથે કંકાસ કરનારો નીપજે, પણ ગુરૂના ઘરમાં બેઠો હોય તો દયાવાળો, પરોપકારી અને ઉત્તમ સ્ત્રીવાળો જાણવો. અને જો શનિના ઘરમાં બેઠો હોય તો કુટુંબની સાથે મેળ સારો હોય, અને લોભી ને ધનવાળો જાણવો.

## શુક્ર ત્રીજા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૩ શુક્ર ત્રીજા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ભાંડુથી સુખી, સારા ઉદ્યમવાળો, પરાક્રમી ને દાસ ચાકરવાળો જાણવો. પણ બુધના ઘરમાં બેઠો હોય તો ભાંડુથી દુ:ખી, નિરૂદ્યમી ને મંદ પરાક્રમી જાણવો. પણ મંગળના ઘરમાં બેઠો હોય તો લોભી અને ચતૂર થાય, મનમાં ધારેલા કામને સિધ્ધ કરે; અને જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો ખંડિત પરાક્રમી, એટલે પરાક્રમ કરે અને અપમાન પામે અને પોતાની પાછળનાં ભાંડુવાળો હોય; પણ જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો દાસ ચાકર વાળો જાણવો. સૂર્યના ઘરમાં બેઠો હોય તો સારા ઉદ્યમવાળો અને સારા નશીબવાળો જાણવો. તેમ શનિના ઘરમાં બેઠો હોય તો શુદ્રની મદદથી પરાક્રમ કરનારો જાણવો.

## શુક્ર ચોથા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૪. શુક્ર ચોથા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો માતાના સુખવાળો, ઘર,વાડી, ખેતર, જગા, અને ઘણા મિત્રના સુખવાળો, તથા વાહન ને ધનના સુખવાળો જાણવો. અને જો બુધના ઘરમાં બેઠો હોય તો માતાથી દૂર રહેનારો અને પરદેશમાં વાસ કરનારો તથા મિત્રવગરનો તથા પશુ વગરનો. જાણવો જો મંગળના ઘરમાં બેઠો હોય તો કુળમાં દીવારૂપ હોય, અને વિદ્યાવાળો, માબાપના સુખવાળો જાણવો. અને જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો કાંતિ અને કીર્તિવાળો તથા ક્ષમાવાળો જાણવો. અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો બુદ્ધિવાળો, ઘણાં પશુ રાખનારો, અને ખંડિત મિત્ર હોય; અને જો શનિના ઘરમાં બેઠો હોય તો શુદ્ર લોકની મદદથી સ્થાનક મેળવે, અને નીચ લોકો મિત્ર હોય.

## શુક્ર પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫. શુક્ર પાંચમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો બુદ્ધિવાળો, ને સંતાનના પુરા સુખવાળો, અને બુધના ઘરમાં બેઠો હોય તો મંદ બુદ્ધિવાળો અને સંતાન તરફનું હમેશાં દુઃખ રહે. અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો રાજ પ્રકરણની વિદ્યાવાળો અને પ્રધાન હોય. જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો કન્યાની પ્રજાવાળો જાણવો અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો પુત્રની પ્રજાવાળો, અને રાજનો માનીતો જાણવો; અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો શાણો, વિદ્વાન માણસ, ને સંતાન વગરનો જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોય તો મંદ બુદ્ધિવાળો, થોડી પ્રજાવાળો, ને ધુતારો જાણવો.

## શુક્ર છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૬. શુક્ર છઠ્ઠા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો મોશાળ પક્ષના સુખવાળો અને રોગી, શત્રુ વગરનો જાણવો. જો બુધના ઘરમાં બેઠો હોય તો મોસાળ પક્ષના સુખવગરનો, અને રોગ શત્રુવાળો જાણવો. અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો સ્વજ્ઞાતિ સાથે મેળ બહુ હોય, અને ચંદ્રના ઘરનો હોય તો શુભ માર્ગે ધન ખર્ચ કરે, પણ વણિક જાતના શત્રુ પેદા થાય; અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો અવળા માર્ગે ધન ખર્ચ કરે, અને રાજવંશી શત્રુ પેદા થાય, અને જો ગુરૂના ઘરનો હોય તો મંત્ર, જંત્ર અને કીમીયાવાળો હોય, લોક પ્રિય અને રૂડા પુત્રવાળો જાણવો, અને શનિનાઘરમાં બેઠો હોય તો શરીરે ચાઠાં, અને ઝેરની ઘાત આવે.

## શુક્ર સાતમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૭ શુક્ર સાતમા ભાવે પોતાની રાશિનો કે ઊચનો હોય તો સ્થુળ સ્ત્રી હોય, વેપાર વણજનો ધંધો કરે, પરદેશમાં વાસ કરે, લેવડ દેવડમાં કુશળ હોય, ઊંચા કુળની અને શાણી સ્ત્રી હોય, અને પોતે ભોળા દીલનો હોય; અને જો બુધના ઘરમાં બેઠો હોય તો નઠારી સ્ત્રી અને તે શરીરે નબળી હોય, દેશાવર ભટકનારો, પણ દરિદ્રી હોય. જો મંગળના ઘરમાં બેઠો હોય તો શસ્ત્રના આધારથી ગુજરાન ચલાવનારો, મુખ ચુંબન કરનારો, પણ ધન વગરનો જાણવો; અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો વ્યભિચારી, ધનવાળો, વાહનવાળો, અને સરવે કામમાં કુશળ જાણવો, અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી ઘણી ચપળ, અને વંઠેલી જાણવી, કામદારો મિત્ર હોય, અને સ્ત્રી ઘણી રૂપાળી હોય. અને

જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો સ્ત્રીનો દ્વેષી જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી ઘણી કપટી, ધુતારી ને લુચ્ચી જાણવી.

## શુક્ર આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૮ શુક્ર આઠમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લાંબા આયુષ વાળો, શરીરે સુખી, ધનવાળો, મજબૂત શરીરવાળો, મધ્યમ કદવાળો, ફ્રોના જેવા વર્ણનો જાણવો. અને જો બુધના ઘરમાં બેઠો હોય તો થોડા આયુષવાળો, ધન વગરનો, શરીરે નબળો અને રોગી જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો લાલચુ, સંતોષી, અને માતાને ગડ ગુમડનો રોગ હોય, તથા પોતે મધ્યમ આયુષ ભોગવે. જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મધ્યમ આયુષ ભોગવે અને તે પુરૂષની સ્ત્રી રોગી હોય, અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો પોતાને ગડ ગુમડાંનો રોગ હોય અને થોડું આયુષ ભોગવે. જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો બહુ કામી પણ ધનવાળો જાણવો. અને શનિના ઘરમાં બેઠો હોય તો વાયુના અને ગોળાના રોગવાળો અને થોડું આયુષ ભોગવનારો જાણવો.

## શુક્ર નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૯ શુક્ર નવમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો બહુ નશીબવાળો, પરદેશથી ઘણો જશ મેળવનારો, પુણ્યશાળી, જાત્રાઓ કરનારો, તથા માવતર તેમ સંતાનથી પણ સુખવાળો જાણવો. અને જો બુધના ઘરમાં બેઠો હોય તો કમનશીબવાળો, પરદેશમાં વશી દુખ ભોગવનારો, નાસ્તિક અને પાપ કર્મ કરનારો જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોય તો પુત્રવાન, અને સ્ત્રીના સુખવાળો હોય, અને પોતાનું આયુષ લાંબુ હોય. અને જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મુસાફરી કરે, અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો નશીબવાળો, અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો ખંડિત નશીબવાળો, અને જો શનિના ઘરમાં બેઠો હોય તો ગુરૂની સ્ત્રી ભોગવે, શુદ્રની મદદથી નશીબદાર થાય.

## શુક્ર દશમા ભાવે બેઠો હોય તેનું ફળ.

૧૦. શુક્ર દશમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રાજ સત્તાવાળો, પિતાના સુખવાળો, માન કીર્તિવાળો, અને વેપારથી લક્ષ્મીવાળો હોય, અને જો બુધના ઘરનો હોય તો પિતાથી દુઃખી, બીજાની સેવા કરી ગુજરાન ચલાવે, અપકીર્તિ અને અપમાન પામે; અને જો મંગળના ઘરનો હોય તો પ્રતાપી અને મનોર્થ કામ કરે, અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો શુભ કામો કરનારો, વાહનના સુખવાળો જાણવો. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો ખંડિત રાજની સ-

त्तावाळो, अने राजतरफथी विघ्न पामे; अने जो गुरुना घरमां बेठो होय तो कुळमां दीवा जेवो मनाय, अने घणी कीर्तिवाळो जाणवो, अने शनिना घरमां बेठो होय तो बहु वाचाळ अने शुद्रनी मददथी राजनी सत्तावाळो थाय.

### शुक्र अगीयारमा भावे बेठो होय तो तेनुं फळ.

૧૧. शुक्र अगीयारमा भावे पोतानी राशिनो के ऊंचनो होय तो बुद्धिवाळो, संतान तरफथी सुखी होय, अनेक रीतथी लाभ मेळवे, वस्त्र अने घरेणां मेळवे; अने जो बुधना घरनो होय तो दरिद्री होय, अने मंगळना घरनो होय तो राजविद्या भणनारो, धनवाळो, अने धरतीनो लाभ मेळवनारो जाणवो. अने जो चंद्रना घरमां बेठो होय तो पंडित नशीबवाळो पण दयाळु जाणवो. अने सूर्यना घरमां बेठो होय तो वाहनवाळो होय, अने गुरुना घरमां होय तो पुत्रवाळो ने धनवाळो जाणवो. अने शनिना घरमां बेठो होय तो शुद्रनी मददथी धन पेदा करे.

### शुक्र बारमा भावे बेठो होय तो तेनुं फळ.

૧૨ शुक्र बारमा भावे पोतानी राशिनो के ऊंचनो होय तो मोशाळ पक्षनुं सुख होय, योगशत्रु वगरनो अने घणा पैसावाळो, तेमज शुभ रस्ते धन वावरनारो जाणवो. अने जो मंगळना घरमां बेठो होय तो दरिद्री अने नठारे रस्ते धन खर्च करे. अने चंद्रना घरमां बेठो होय तो व्यभिचारी थई घणुं खर्च करे. अने जो बुधना घरमां बेठो होय तो घणो सरसामान लेवामां धन वापरे अने गुरुना घरनो होय तो मुआ पछी देव गतिने पामे अने जीवतां धर्म अर्थे घणुं धन खर्च करे, अने जो शनिना घरमां बेठो होय तो चोर लूटे, अथवा अग्निमां मिल्कत बळे विगेरे नठारे मार्गे घणो खर्च थाय, अने जो सूर्यनी राशिमां बेठो होय तो दरिद्री थाय.



## शनी.

### शनी लग्ने (पहेला भावे) बेठो होय तो तेनुं फळ.

૧ शनि लग्ने (पहेला भावे) पोतानी राशिनो के ऊंचनो होय तो मध्यम कद अने रूपाळो देह होय, नगर के गामनो धणी अथवा घणी जगानो मालिक होय, धन धान्य समृद्धिवाळो तथा पितानुं धन भोगवे, नशीबदार अने वाहनवाळो जाणवो. अने जो मंगळना घरमां बेठो होय तो काळो वर्ण, कद्रुप

દેહ, અને દરિદ્રી હોય તેમ શરીર રોગી અને કમનસીબવાળો જાણવો. જો શુક્ર-ના ઘરમાં બેઠો હોય તો વાયુ અને પિત્તવિકારનો રોગી હોય, પણ સારાં કર્મ કરનારો જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોય તો તોતળુ બોલનારો અને સંતાનનો દ્વેશ કરનારો જાણવો. અને જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો માતાનો દ્વેશ કરે. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો પિતાનો દ્વેશ કરે. અને ગુરૂના ઘ-રમાં બેઠો હોય તો બ્રાહ્મણ અથવા સંત લોકોનો દ્વેશ કરે તથા ભીખ માગીને ગુજરાન ચલાવે.

## શનિ બીજા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૨ શનિ બીજે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ધન અને કુ-ટુંબથી સુખી હોય, અને મંગળના ઘરનો હોય તો કુટુંબથી દુઃખી હોય, અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ભીખ માગીને ધન મેળવે, પણ કુટુંબ સાથે મીલનસાર હોય. અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો લોભથી ધન મેળવે, પણ કુટુંબ સાથે દ્વેશ કરે, લાંબુ આયુષ્ય ભોગવે, વસ્ત્ર ઘરેણાં વિગેરેનો સંગ્રહ કરે, અને મધ્યમ ધનવાળો હોય; અને જો બુધના ઘરમાં બેઠો હોય તો નિર્ધન હોય અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો નિર્ધન ને કુટુંબનો દ્વેશ કરનારો હોય; અને સૂર્યની રાશિમાં બેઠો હોય તો દરિદ્રી ને નેત્રનો રોગી, તેમજ સદા રોગી રહે.

## શનિ ત્રીજે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૩ શનિ ત્રીજે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો, પરાક્રમી સારા ઉદ્યમવાળો અને દાસ ચાકરના સુખવાળો તથા ભાંડુથી સુખી જાણવો. અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો ભાંડુ વગરનો, સેવા કરનારો, તથા નઠારા ઉદ્યમ કરનારો જાણવો. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો ભાંડુ વગરનો અને પરાક્રમી જાણવો. અને બુધના ઘરમાં બેઠો હોય તો બેહેનોના સુખવાળો જાણવો, અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો થોડા ભાંડુવાળો, પણ ભાંડુના દ્વેશવાળો જાણવો. જો ચંદ્રની રાશિમાં બેઠો હોય તો સારો ઉદ્યમ કરનારો પણ સંપત કરનારો જા-ણવો, તથા નઠારી રીતે ગુજરાન ચલાવે; અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો ભાંડુ સાથે દ્વેશ કરે, મેહેનત મજુરીના ધંધાવાળો, પાપી, કપટી, ને માતાથી દુઃખી, કુકર્મનો કરનારો જાણવો.

## શનિ ચોથા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૪ શનિ ચોથાભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો માતાના સુખ-વાળો, ઘરજગ્યાના સુખવાળો, મિત્રવાન અને શુના સુખવાળો જાણવો. અને જો

મંગળના ઘરમાં બેઠો હોય તો માતાનું સુખ ન હોય, જગા વગરનો અને મિત્રનો દ્વેશ કરનારો જાણવો, અને જો શુક્રના ઘરમાં બેઠો હોય તો માતાનો દ્વેશ કરે, કે મા વગરનો રહે, ને બે માતા હોય ને સુખ વગરનો હોય. જો બુધના ઘરમાં બેઠો હોય તો ધન વગરનો, અને જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મિત્ર અને માતાના સુખ વાળો, ખેતરવાડી વગેરેના ખંડિત સુખવાળો જાણવો. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો માતા પિતાનો દ્વેશ કરનારો, અને મિત્ર સાથે અણબનાવ કરે. જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો નવાં ઘર, ખેતર, વાડી, વગેરે વસાવે, વાહનનું ખંડિત સુખ, જન્મભૂમિ છોડી પર ભૂમિમાં વાસ કરે, બાપ કરતાં માતાનું સુખ વધારે મુદ્દત રાખે, ઘણા મિત્ર અને ભોળા સ્વભાવનો હોય.

## શનિ પાંચમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫ શનિ પાંચમા ભાવે પોતાની રાશિ કે ઊંચનો હોય તો સારી બુદ્ધિ તથા સંતાનનું સંતોષ ભરેલું સુખ આપે, પણ મલેચ્છ વિદ્યા ભણે. અને મંગળની રાશિમાં બેઠો હોય તો પોતે મૂર્ખ અને સંતાનનું સુખ હોય નહિ. ને શુક્રની રાશિમાં બેઠો હોય તો દરિદ્રી થાય, તથા દત્તપુત્ર રાખે, અને નઠારી રીતે ગુજરાન ચલાવે; અને જો બુધના ઘરમાં બેઠો હોય તો કન્યાની પ્રજા થાય, અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો વણિકની વિદ્યા શીખે. જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો રાજવિદ્યા શીખે, ને ગુરૂના ઘરમાં બેઠો હોય તો સંતાનનું સુખ રહે નહિ ને પાપી બુદ્ધિ થાય.

## શનિ છઠ્ઠા ભાવે બેઠો હોય તેનું ફળ.

૬ શનિ છઠ્ઠા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રોગ, શત્રુ વગરનો તથા મોશાળના સુખ વગરનો જાણવો. અને મંગળના ઘરમાં બેઠો હોય તો રોગ તથા શત્રુ ઘણા અને મોશાળથી શુખી જાણવો. અને શુક્રના ઘરમાં બેઠો હોયતો પોતાની નાત શત્રુ થાય, ધન ધાન્યની સમૃદ્ધિવાળો જાણવો, અને બુધના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી શત્રુ થાય, પણ રાજ સત્તા ભોગવનારો જાણવો. જો ચંદ્રના ઘરમાં બેઠો હોય તો શરીર ઉપર ગડ ગુમડનાં ચાઠાં ઘણાં હોય, ને સદા રોગી જાણવો, અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો મોશાળનો દ્વેશ કરે. અને જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો રાજ સત્તા ભોગવે પણ ખંડિત રાજ સુખ આપે.

## શનિ સાતમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૭ શનિ સાતમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો સ્ત્રીનું સંતો—

પકારક સુખ રહે, વેપાર વણુજના માર્ગથી સુખ મળે, લેવડ દેવડમાં ફાયદો મળે; અને જો મંગળના ઘરનો હોય તો સ્ત્રીથી દુઃખી હોય, માર્ગ કે દેશાવરમાં લૂટાય, વેપાર વણુજમાં નુકશાન થાય, લેવડ દેવડમાં હાની પહોંચે, અને જો શુક્રના ઘરનો હોય તો શરીરમાં ખોડ હોય, અને સ્ત્રી કાળી અને કદ્રુપી હોય, તેમ લાંબી ને દુબળી હોય, અને જો બુધના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી ગુણકા થાય, અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો પોતે ને સ્ત્રી બંને વ્યભિચારી થાય. જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો દુઃખી અને માગ દુઃખીઓ એટલે લૂટાય, અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો બાંગ ચુંબન કરનારો જાણુવો.

## શનિ આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૮ શનિ આઠમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લાંબુ આયુષ્ય ભોગવે અને શરીરે નિરોગી રાખે; અને મંગળના ઘરનો હોય તો આયુષ્ય થોડું અને શરીર રોગી રાખે. પણ જો શુક્રના ઘરનો હોય તો મધ્યમ આયુષ્ય ભોગવે, દરિદ્રી રહે; અને બુધના ઘરનો હોય તો શુદ્રની સાથે સંભોગ કરે, પારકી સેવા કરનારો હોય; ને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મહા મહેનતે ગુજરાન ચલાવે અને સૂર્યનાં ઘરનો હોય તો ગુપ્ત રોગી જાણુવો, અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો ભીખ માગી ગુજરાન ચલાવનારો જાણુવો.

## શનિ નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૯ શનિ નવમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો નશીબવાળો, પરદેશના સુખવાળો, સંતાનનો સુખી, અને પિતાના સુખવાળો જાણુવો. પણુ જો મંગળના ઘરમાં બેઠો હોય તો કમનશીબવાળો, અને પરઘેર રહેનારો, તેમજ પિતાના દુઃખવાળો હોય, અને પોતાના કરતાં સ્ત્રી મોટી હોય, પરદેશમાં વાસ કરે. અને જો શુક્રના ઘરનો હોય તો કર્મ ભ્રષ્ટ કે જાતિ ભ્રષ્ટ હોય તથાપિ જુનાં મકાનો કે જળાશય સુધરાવે, અને જો બુધના ઘરનો હોય તો પિતાનાં થોડા સુખવાળો જાણુવો. અને ચદ્રના ઘરમાં બેઠો હોય તો મંદ ભાગ્યવાળો જાણુવો. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો પાપી જાણવો. અને ગુરૂના ઘરમાં બેઠો હોય તો ખંડિત નશીબવાળો મુસાફરી કરનારો જાણુવો.

## શની દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૦ શનિ દશમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો પિતાના સુખવાળો, રાજ દરબારને વેપારમાં કીર્તિવાળો અને ધનથી સુખી જાણુવો. અને જો મંગળના ઘરનો હોય તો પિતાથી દુઃખી, રાજ દંડ ભોગવે તેમજ વેપારમાં

નુકશાન થાય. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો તીર્થ સેવનારો અને લોભી હોય. જો બુધના ઘરમાં બેઠો હોય તો પિત્ત પ્રકૃતિ રહે. અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો માતાના દુ:ખવાળો, અને જો સૂર્યના ઘરમાં હોય તો પિતાનું દુ:ખ હોય, કાર્યમાં વિઘ્ન આવે, પરાક્રમ અને ઉદ્યમ ખંડિત હોય, અને જો ગુરૂના ઘરનો હોય તો રાજ વૈભવ ભોગવે.

## શનિ અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૧ શનિ અગીયારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો અનેક રીતે લાભ મેળવે, વસ્ત્ર અને ઘરેણાંનો સંગ્રહ કરે, સંતાન થોડાં હોય; અને જો મંગળના ઘરનો હોય તો દરિદ્રી અને ધંધામાં ખોટ જાય. જો શુક્રના ઘરનો હોય તો ધનવાન પણ પુત્ર વિઘ્ન થાય; અને જો બુધના ઘરનો હોય તો ધરતીનો લાભ મેળવે, અને ચંદ્રના ઘરનો હોય તો વેપારમાં મુખ્ય મનાય, અને ગુરૂના ઘરનો હોય તો વિદ્યાવાળો, ભાગ્યશાળી, ધનવાળો, અને વાહનવાળો જાણવો.

## શનિ બારમાભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૨. શનિ બારમા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો શરીરે સુખી અને ધનવાળો હોય, પણ જાતે ઘણો લોભીઓ હોય, મોશાળ પક્ષનો સુખી ને શત્રુ વગરનો જાણવો; અને જો મંગળના ઘરમાં બેઠો હોય તો ઘણી રીતથી ખર્ચ કરે, રોગી ને શત્રુની બીકવાળો હોય, અકસ્માત નુકશાન કે આફ્તમા ફસાય. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો દીવાનો બને, શરીરે ખોડવાળો, અને જાતિ ભ્રષ્ટ થાય; અને જો બુધના ઘરમાં બેઠો હોય તો શરીરે ખોડવાળો જાણવો. ને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો નેત્રનો રોગી તથા હમેશની પીડાવાળો ઉપાધિવાળો જાણવો. અને જો સૂર્યના ઘરમાં બેઠો હોય તો મોશાળ સાથે અણબનાવ થાય, નઠારે રસ્તે ઘણો ખર્ચ કરે; ને ગુરૂના ઘરમાં બેઠો હોય તો સારે રસ્તે ખર્ચ કરે તથા મોશાળ પક્ષથી સુખ ભોગવે, જાતે બહુ કંજુસ હોય ને શરીરે રોગ રહે.

રાહુ અને કેતુનું ફળ એકજ છે.

## રાહુ અને કેતુ લગ્ને (પહેલા ભાવે) બેઠો હોય તો તેનું ફળ.

૧ રાહુ, કેતુ પહેલા ભાવે બેઠો હોય, ને પોતાની રાશિનો યા ઊંચનો હોય તો, અથવા મેષ, વરખ, કર્ક રાશિનો હોય તો દયાળુ હોય, વૈભવવાળો હોય અને સુખી હોય; અને જો રાહુ ગુરૂના ઘરનો અને કેતુ બુધની રાશિનો તથા એ બે ગ્રહો તોલા, વૃશ્ચક, મકર, અને કુંભ રાશિના હોય તો, પોતે મરેલો, અથવા મરણ તુલ્ય

સ્થિતિમાં અવતરે, અથવા તેની પ્રજા થાય તે મરે. અને સૂર્યના ઘરનો હોય તો મોઢા ઉપર લાંચ્છન થાય, જેમ કે નાક કપાય વિગેરે.

### રાહુ, કેતુ લગ્ને બીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

૨ બીજે ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ધનવાળો અને કુટુંબી હોય. જો રાહુ ગુરૂના ઘરનો અને કેતુ બુધના ઘરનો હોય તો દરિદ્રી અને કુટુંબના સુખ વગરનો જાણવો; અને જો મંગળ, શનિ અને સૂર્યના ઘરનો હોય તો સંતાન તરફથી દુઃખી હોય અને હમેશાં શોકાતુર રહે, તથા સ્ત્રી બે હોય. અને ચંદ્ર કે શુક્રના ઘરમાં બેઠો હોય તો તેનો દેહ શામ રંગનો હોય, તથા દાઢી ઉપર નિશાની કે લાંછન હોય.

### રાહુ, કેતુ ત્રીજે ભાવે બેઠા હોય તો તેનું ફળ.

૩ પોતાની રાશિ કે ઊંચનો હોય તો ભાંડુના સુખ વાળો, પરાક્રમી, દાસ ચાકરવાળો, અને સારો ઉદ્યમ કરનારો જાણવો. અને જો રાહુ ગુરૂના ઘરમાં અને કેતુ બુધના ઘરમાં બેઠો હોય તો ભાંડુ વગરનો નિરૂદ્યમી અને પરાક્રમહીન જાણવો. અને જો મંગળ, સૂર્ય ને શનિના ઘરમાં બેઠો હોય તો ભાંડુનું સુખ નાશ પામે, દર્પીત પરાક્રમી, અને વધરાવળના રોગવાળો હોય અને જો શુક્ર કે ચંદ્રના ઘરમાં હોય તો સારા ઉદ્યમવાળો, સમૃદ્ધિવાળો, અને ગળે લાંછન વાળો જાણવો.

### રાહુ, કેતુ ચોથા ભાવે બેઠા હોય તો તેનું ફળ.

ચોથા ભાવે પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ઘણાં વસ્ત્ર ઘરેણાંની સમૃદ્ધિવાળો જાણવો, અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો વસ્ત્ર ઘરેણાં વગરનો દરિદ્રી હોય, અને જો મંગળ, શનિ કે સૂર્યના ઘરમાં બેઠા હોય તો માતાથી સુખી હોય, ઘર જગ્યાથી સુખી હોય, સ્ત્રીથી સુખી ને રાજ સેવક હોય, અને જો શુક્ર અથવા ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મિત્રનું સુખ ખંડિત હોય.

### રાહુ, કેતુ પાંચમે ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૫ રાહુકેતુ પાંચમા ભાવમાં પોતાની રાશિનો કે ઊંચનો હોય તો મ્લેચ્છ બુદ્ધિવાળો, અને મ્લેચ્છ વિદ્યાવાળો, પુત્રના સુખવાળો જાણવો. અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો મૂર્ખ હોય, તથા પુત્રના સુખ વગરનો જાણવો. અને જો મંગળ સૂર્ય કે શનિના ઘરનો હોય તો સ્વલ્પ પ્રજાવાળો, પરદેશવાશી, અને રાજ્ય શેવક હોય, સર્પના દોષથી પુત્ર નાશ

થાય, ક્ષણીક બુદ્ધિવાળો હોય; અને જો શુક્ર તથા ચંદ્રના ઘરનો હોય તો ગરમી-ની પિડાવાળો તથા ગુપ્ત પિડાવાળો, કપટવાળો, અને પુત્રના સુખ વગરનો, ધીરજવાન, અને રજો ગુણી હોય.

**રાહુ, કેતુ છઠ્ઠા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૬ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રોગ શત્રુ વગરનો જાણવો. અને ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો રોગ શત્રુના ભય વગરનો જાણવો. અને જો મંગળ, શનિ કે સૂર્યના ઘરનો હોય તો રોગ શત્રુ વગરનો અને મોસાળ પક્ષનો સુખી, નિર્ધન અને ચોર હોય, અને જો શુક્ર તથા ચંદ્રના ઘરનો હોય તો ધીરજવાળો, સુખી, જીતેંદ્રીય હોય અને રોગ શત્રુવગરનો હોય.

**રાહુ, કેતુ સાતમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૭ પોતાની રાશિનો કે ઉંચનો હોય તો સ્રીના સુખવાળો, પરદેશના સુખ-વાળો જાણવો. અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો સ્રીના સુખ વગરનો, પરદેશમાં રખડનારો જાણવો. અને મંગળ, શનિ કે સૂર્ય-ના ઘરમાં બેઠો હોય તો બે સ્રી છતાં પણ સ્રીના સુખ વગરનો જાણવો. અને જો શુક્ર અને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો સ્રીને ગડગુમડનો રોગ હોય તથા પરદેશનું ખંડિત સુખ મળે.

**રાહુ, કેતુ આઠમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૮ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો મધ્યમ આયુષ્ય અને નિરોગી હોય; અને જો ગુરૂના ઘરનો રાહુ ને બુધના ઘરનો કેતુ હોય તો થોડું આયુષ્ય ને રોગી હોય, અને જો મંગળ, સૂર્ય ને શનિના ઘરમાં બેઠો હોય તો બહુ રોગી ને દ-રિદ્રી હોય, અને જો શુક્ર ને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મહા મેહેનતે ગુજરાન ચલાવે અને ખંડિત આરોગ્ય રહે.

**રાહુ, કેતુ નવમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૯ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો ભાગ્યશાળી, પુણ્યશાળી, અને પર-દેશથી સુખી જાણવો. અને જો ગુરૂના ઘરનો રાહુ ને બુધના ઘરનો કેતુ હોય તો કમનશીબ, નાસ્તિક તથા પરદેશમાં ભટકનારો જાણવો. અને જો મંગળ, શ-નિ, સૂર્યના ઘરમાં બેઠો હોય તો પુત્ર વગરનો ને શુદ્ર સ્રીને ભોગવનારો, સેવક, ધર્મહીન ને નાસ્તિક હોય, અને જો શુક્ર કે ચંદ્રના ઘરમાં બેઠો હોય તો અલ્પ પુત્રવાળો, આસ્તિક, ને વેપારમાં કુશળ હોય, તથા ભાગ્યશાળી હોય.

**રાહુ, કેતુ દશમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.**

૧૦ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રાજસત્તાવાળો, કીર્તિવાળો, ને

શત્રુ વગરનો તથા પિતાના સુખવાળો જાણવો; અને જો રાહુ ગુરૂના ઘરનો ને કેતુ બુધના ઘરનો હોય તો શત્રુ વગરનો, રાજસત્તાવાળો પણ પિતાનો દ્વેષી હોય; અને જો શુક્ર ને ચંદ્રના ઘરનો હોય તો રાજ સત્તાવાળો, ને માતા પિતાના સુખવાળો, ને ઘરજગ્યાના સુખવાળો, વૈભવી ને ધનવાન તથા સુખી જાણવો. અને જો મંગળ, શનિ, ને સૂર્યની રાશિના હોય તો રાજ. વૈભવી અને શત્રુ વગરનો જાણવો.

## રાહુ, કેતુ અગીયારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૧ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો બુદ્ધિ સંતાનના સુખવાળો, તથા અનેક રીતથી લાભ મેળવનારો અને ધનવાળો જાણવો. અને જો ગુરૂના ઘરનો રાહુ ને બુધના ઘરનો કેતુ હોય તો અલ્પ બુદ્ધિવાળો, અલ્પ સંતાનવાળો, અને ઘણી મેહેનતે થોડો લાભ મેળવનારો જાણવો. અને જો મંગળ, શનિ, સૂર્યના ઘરમાં બેઠો હોય તો છળભેદી, કપટવાળો, થોડી વિદ્યાવાળો ને મીઠું બોલનારો જાણવો. અને જો શુક્ર ને ચંદ્રના ઘરનો હોય તો થોડાં સંતાનવાળો, રાજ સેવક, ભોળી બુદ્ધિવાળો, અને અનેક જાતનાં વસ્ત્ર, ઘરેણાં ને ભોજનના વૈભવવાળો તથા સમૃદ્ધિવાળો, તથા સુખી જાણવો.

## રાહુ, કેતુ બારમા ભાવે બેઠો હોય તો તેનું ફળ.

૧૨ પોતાની રાશિનો કે ઊંચનો હોય તો લોભી ને પૈસાદાર અને શરીરે સુખી જાણવો. અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો કરજવાળો, દરિદ્રી, તથા શરીરનો રોગી જાણવો. અને જો મંગળ, શનિ ને સૂર્યના ઘરમાં બેઠો હોય તો શત્રુ વગરનો, થોડાં સંતાનવાળો, નિરોગી, સ્થુળ દેહવાળો જાણવો.. અને જો શુક્ર ને ચંદ્રના ઘરમાં બેઠો હોય તો નેત્રના રોગવાળો, પાપ કર્મ કરનારો, તથા છળભેદ ને કપટવાળો જાણવો, વળી નાસ્તિક બુદ્ધિ ને ઘણા ખર્ચવાળો તથા કરજદાર તેમજ દરિદ્રી ને શરીરે રોગી તથા સુસ્તીવાળો તથા થોડા આયુષવાળો જાણવો.



# પ્રકરણ ૯ મું.

## ગ્રહોની દ્રષ્ટી બાબતનાં ફળ.

### સારોદ્ધાર ગ્રંથ મધ્યેથી.

ગ્રહો પોતા થકી ત્રીજે અને દશમે એક પાયો દેખે તેનું ફળ ¼ આપે.

પાંચમે અને નવમે બે પાયા દેખે તેનું ફળ ½ આપે.

ચોથે અને આઠમે ત્રણ પાયા દેખે તેનું ફળ ¾ આપે.

સાતમે ચાર પાયા દેખે એટલે સંપૂર્ણ એટલે પુરેપુરૂ ફળ આપે.

સર્વ ગ્રહો પોતાથી સાતમે ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખે છે. તેમાં મંગળ ચાર, સાત, ને આઠમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખેછે.

ગુરૂ પાંચ, સાત, ને નવમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી જુએછે.

શનિ ત્રણ, સાત ને દશમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખેછે.

રાહુ પાંચ, સાત, નવ તથા બારમા ભાવે સંપૂર્ણ દ્રષ્ટીથી દેખેછે.

### ગ્રંથ કર્ત્તાની ટીકા.

રાહુની દ્રષ્ટી બાબત લખ્યું છે, પણ રાહુની દ્રષ્ટીનું ફળ બરાબર લાગુ પડતું નથી, કોઇક આચાર્યોનો મત છે તેથી લખ્યું છે. વળી નીચેનો શ્લોક વાંચો.

### श्लोक.

**राश्याधिपत्यंनदिनाधिपत्यं, होराधिपत्यंनचजातकेपि ॥**
**नसद्ग्रहकर्तरिकोनदोषो, राहुग्रहश्चेतिवदंतिमूढः ॥१॥**

અર્થ—બાર રાશિમાંહેની કોઈ રાશિનો રાહુ અધિપતિ નથી, તેમજ સાત વારમાંના કોઇ વારનો રાહુ અધિપતિ નથી, હોરાનો પણ અધિપતિ નથી તથા જાતક ગ્રંથમાં પણ રાહુનું બળાબળ નથી, તેથી રાહુની દ્રષ્ટીનું ફળ બરાબર લાગુ પડતું નથી.

બીજે, છઠે, અગીયારમે, તથા બારમે કોઇ ગ્રહ દેખે નહિ.

દ્રષ્ટી જોવાની રીત એવી છે કે શુક્ર ચોથા ભાવે બેઠો હોય તો તેની સંપૂર્ણ ચાર પાયાની દ્રષ્ટી દશમા ભાવ ઉપર પડેછે, એ રીતે દ્રષ્ટી જોવી.

ઉપર પ્રમાણે ગ્રહોની દ્રષ્ટી બાબતના નિયમો છે, તેને અનુસરી ગણત્રી કરીને દરેક ગ્રહની બાબત વેદજ્ઞ (જોશી) લોકો જન્મોત્રીમાં ગ્રહોની દ્રષ્ટી બાબત કાઢો લખેછે.

## સૂર્યની દૃષ્ટી બાબત.

૧ સૂર્ય પહેલા ભાવે દેખતો હોય તો અનેક દેશ પ્રદેશનું ભ્રમણ કરાવે, ભાગ્યમાં સારૂં ફળ થાય, પુણ્ય ઉપર થોડી પ્રીતિ રહે, શરીરે કિંચિંત્ પીડાકારી રહે, તેમ સ્ત્રીનું સુખ થોડું રહે.

૨. સૂર્ય બીજા ભાવે દેખતો હોય તો પિતાના ધનનો નાશ થાય, પોતાના પરાક્રમથી ગુજરાન ચલાવે, ચતુષ્પદ જાનવરનું સુખ હોય, અને શરીરે ગુપ્ત રોગી રહે.

૩. સૂર્ય ત્રીજા ભાવે દેખતો હોય તો પોતાથી પહેલું જે ભાંડુ હોય તેનો નાશ કરે, પોતાનું પરાક્રમ સારૂં હોય, અને પોતાનાજ પરાક્રમથી ભાગ્યનો વધારો થાય, રાજ્ય સ્થાનથી મેહેરબાની સારી હોય, એમાં સંશય જાણવો નહિ.

૪ સૂર્ય ચોથા ભાવે દેખતો હોય તો માતાને પીડાકારી હોય, તેમજ ભાંઇઓને પણ પીડા થાય, જશનો તથા સુખનો વધારો થાય.

૫ સૂર્ય પાંચમા ભાવે દેખતો હોય તો પહેલા સંતાનનો નાશ કરે, શરીરે વાયુની પીડા રાખે, પોતાની સ્ત્રીનું સુખ થોડું હોય.

૬ સૂર્ય છઠ્ઠા ભાવે દેખતો હોય તો હમેશાં શત્રુનો નાશ કરે, પણ પોતાના જમણા નેત્રમાં પીડા હોય; મામાનું સુખ હોય, તેમ મનુષ્ય માત્ર સાથે લેણા દેણી હોય.

૭ સૂર્ય સાતમા ભાવે દેખતો હોય તો શરીરમાં કામદેવનું જોર કમતી રાખે, સ્ત્રીનો નાશ થાય, શત્રુથી પીડા થાય, અને પોતાનું શરીર પાંડુ રોગથી પીડિત હોય.

૮ સૂર્ય આઠમા ભાવે દેખતો હોયતો ગુદા સ્થાનકે પીડા કરે, અથવા પોતાના શરીરે પણ ગુપ્ત પીડા થાય, પિતાએ પરાક્રમથી કરેલો ધંધો તે મનુષ્ય કરે નહિ, અને પિતાની વૃત્તિ પ્રમાણે ચાલે નહિ, અને બીજો ધંધો કરે, તથા અન્ય સ્ત્રી ઉપર પ્રીતિ કરે, ને વ્યભિચારી હોય.

૯ સૂર્ય નવમા ભાવે દેખતો હોય તો મોશાળ પક્ષ તથા પિતા પક્ષ તથા સ્વસુર પક્ષ, એ ત્રણે પક્ષનો નાશ કરે, પાપ ઉપર પ્રીતિવાળો, દયા વગરનો અને છેલ્લી અવસ્થામાં સુખી જાણવો.

૧૦ સૂર્ય દશમા ભાવે દેખતો હોય તો કર્મ સિધ્ધિવાળો, પોતાની પહેલી અવસ્થામાં માતાનો નાશ થાય, અને જો સૂર્ય સ્વગ્રહી અથવા મેષ રાશિને હોય તો માતાના સુખવાળો, અને ઘણો પરાક્રમી જાણવો.

૧૧ સૂર્ય અગીયારમા ભાવે દેખતો હોય તો સારી વસ્તુની પ્રાપ્તીવાળો,

સારી બુદ્ધિવાળો, અને સારી રીતે પોતાનું ગુજરાન ચલાવનારો, પણ પહેલા પુત્રનો નાશ થાય.

૧૨ સૂર્ય બારમા ભાવે દેખતો હોય તો સ્થાનકનો નાશ થાય, અન્ય સ્થાનકમાં નિવાસ કરે, ને પોતાનું સ્થાનક છોડે, અને વાહનથી અથવા ચતુષપદ જનાવરથી પીડા થાય, અને બાર વર્ષ સુધી કષ્ટથી ગુજરાન ચલાવે.

## ચંદ્રની દ્રષ્ટીનું ફળ.

૧ ચંદ્ર પહેલા ભાવે દેખતો હોય તો વિકળ અને દુષ્ટ બુદ્ધિવાળો, મુસાફરી કરનારો, અને તેથી સુખી જાણવો; વળી સુંદર શરીરવાળો, અને કાંતિ પણ સારી જાણવી.

૨ ચંદ્ર બીજે ભાવે દેખતો હોય તો કુટુંબના ઘણા સુખવાળો, તેમ પોતાનો વંશ પણ ઘણો વધે, પણ આઠમે વરસે જળથકી અથવા પથર વાગવા થકી પોતાના શરીરે પીડા થાય.

૩ ચંદ્ર ત્રીજા ભાવે દેખતો હોય તો સારા ભાગ્યવાળો ને પરાક્રમી હોય, અને પહેલી અવસ્થામાં ઘણું ધન મેળવે, ને તેથી સુખ ભોગવે, તેમજ છેલ્લી અવસ્થામાં પણ ધનનું વિશેષ સુખ ભોવનારો જાણવો.

૪ ચંદ્ર ચોથા ભાવે દેખતો હોય તો શરીરનો સુખી અને સ્ત્રીની સાથે ક્રીડા કરવાથી શરીરમાં કિંચિત્ ગૃહ્ય રોગી અને પિતાના ઘણા સુખવાળો જાણવો.

૫ ચંદ્ર પાંચમા ભાવે દેખતો હોય તો પહેલી અવસ્થામાં પુત્રીનો જન્મ થાય, પોતે રાજા જેવો હોય, અથવા પ્રધાન હોય, પરદેશમાં આજીવિકા ચાલે.

૬ ચંદ્ર છઠ્ઠા ભાવે દેખાતો હોય તો હમેશાં શત્રુના વધારાવાળો, કફના રોગની પીડાવાળો, ધાતુ ક્ષયના દરદ વાળો તેમજ શરીરમાં કિંચિત્ દરદવાળો જાણવો.

૭ ચંદ્ર સાતમા ભાવે દેખતો હોય તો સારી રૂપવાન સ્ત્રીવાળો, અતિ કામી, પરસ્ત્રીનો સંગ કરનારો, બીજા સાથે વાત કરનારો, અને પોતાના વચન પ્રમાણે ચાલનારો જાણવો.

૮ ચંદ્ર આઠમા ભાવે દેખતો હોય તો મૃત્યુ સરખી એક વખત પીડા ભોગવે, શરીરે ઘણા રોગવાળો, શરીર ઠંડુ રહે, અને પોતાના જન્મથકી આઠમે વરસે ઘણી પીડા હોય.

૯ ચંદ્ર નવમા ભાવે દેખતો હોય તો પ્રદેશમાં રાજ કરવા જેવું સુખ ભોગવે, ભાઇઓનું સુખ હોય, ધનના થોડા સુખવાળો, અને ખર્ચ વધારે કરનારો જાણવો.

૧૦ ચંદ્ર દશમા ભાવે દેખતો હોય તો ચતુષપદ જનાવરથી ગુજરાન ચ-

લાવનારો જાણુવો; પુત્ર, સ્ત્રી, કુટુંબ ને કાકાના સુખવાળો પણ ધર્મમાર્ગે થોડી બુદ્ધિવાળો જાણુવો.

૧૧ ચંદ્ર અગીયારમા ભાવે દેખતો હોય તો ધનનો લાભ થાય, તેમ મનોર્થ કામ સફળ થાય, પીડા માત્રનો નાશ થાય, પુત્ર, સ્ત્રી આદિનું ઘણું સુખ મળે, સોના સરખી શરીરની કાંતિ હોય, પણ સરવે સુખ ધીમેધીમે પ્રાપ્ત થાય.

૧૨ ચંદ્ર બારમા ભાવે દેખતો હોય તો પોતાના પિતાનું સુખ થોડું હોય, અને રાજાથી જશ મળે, ન્યાય બુધ્ધિથી વર્ત્તનારો, હમેશાં સારી વસ્તુનો વધારો કરનારો જાણુવો.

## મંગળની દ્રષ્ટીનું ફળ.

૧ મંગળ પહેલા ભાવે દેખતો હોય તો પોતાની એક સ્ત્રી મૃત્યુ પામે, સ્ત્રીનું સુખ થોડું હોય, નેત્રમાં વિકળતા હોય, પગને કિંચિત્ પીડાકારી થાય, અને પહેલા પુત્રનો નાશ થાય.

૨ મંગળ બીજા ભાવે દેખતો હોય તો કુટુંબનું સુખ થોડું હોય, ધનની પ્રાપ્તી થાય, પણ ધીમે ધીમે ધનનો નાશ થાય; ગુદાસ્થાનકમાં હર્ષની પીડા કરે, તથા લોહી પડવાથી પીડા થાય.

૩ મંગળ ત્રીજા ભાવે દેખતો હોય તો કુટુંબનું સુખ થોડું હોય, પ્રદેશ-રાજદ્વારમાં માન મળે, પોતાના ભાઇ બેનના સુખનો નાશ કરે.

૪ મંગળ ચોથા ભાવે દેખતો હોય તો પોતાની માતાને પોતાના જન્મથી ચોથા મહિને પીડા કરે, રાજાથી કિંચિત્ ભય હોય, અને વાહનથી પરિતાપ થાય.

૫ મંગળ પાંચમા ભાવે દેખતો હોય તો પહેલા સંતાનનો નાશ કરે. પેટમાં જઠરાગ્નિના ઘણા જોરવાળો, અને હરકોઈ સ્થાન કે જમવાનું હોય તો માન છોડી જમવા જાય એવો બુભુક્ષત્ હોય.

૬ મંગળ છઠ્ઠા ભાવે દેખતો હોય તો શત્રુ માત્રનો નાશ કરે, તેમ મોશાળ પક્ષના સુખનો નાશ કરે, તેમ લોહીથી અથવા લોહીની પીડાથી શરીર પીડા પામે.

૭ મંગળ સાતમા ભાવે દેખતો હોય તો સ્ત્રીનો નાશ થાય, કેડનું દરદ થાય, ને તેથી વ્યાકુળ રહે, સ્ત્રી પુત્રાદિકનાં થોડાં સુખવાળો જાણુવો.

૮ મંગળ આઠમા ભાવે દેખતો હોય તો હર્ષના રોગથી પીડાય, તેમજ કેડનું પણ દરદ થાય, પોતાના ઘરમાં કલેશ રાખે, હમેશ ચિંતા રહે, ધન તથા કુટુંબના દુ:ખવાળો જાણુવો.

૯ મંગળ નવમા ભાવે દેખતો હોય તો ભાગ્યનો સારો વધારો થાય,

સાળાનું સુખ, અને તેનાથી સંતોષ મળે; ભ્રાતૃના સુખનો નાશ થાય, ધર્મવાળો, અને સારી બુદ્ધિવાળો જાણવો.

૧૦ મંગળ દશમા ભાવે દેખતો હોય તો સર્વે પ્રકારની સિદ્ધિ મળે, સ્થાનકનું સુખ હોય, પરાક્રમ સારૂ રાખે, અને પોતાના જન્મથી ચોથે વર્ષે પિતાના શરીરે પીડા થાય.

૧૧ મંગળ અગીયારમા ભાવે દેખતો હોય તો આયુષ લાંબુ હોય, સ્ત્રીને ગર્ભ રહે, પણ તેનો નાશ થાય, વૃધ્ધાવસ્થામાં પુત્રનું સુખ મળે, તેમજ બીજું પણ સુખ મળે.

૧૨ મંગળ બારમા ભાવે દેખતો હોય તો પિતાના થોડા સુખવાળો, પણ માતાનું સુખ ઘણું મળે, સર્વ શત્રુનો નાશ થાય, મનુષ્ય પ્રત્યે સુખ સંતોષ વધારે રહે.

## બુધની દ્રષ્ટીનું ફળ.

૧ બુધ પહેલા ભાવે દેખતો હોય તો વેપાર ઉપર પ્રીતિવાળો, વસ્ત્રાદિ તથા ઘરેણાં મેળવનારો તથા સંગ્રહ કરનારો, જીવનો ઉદાર, ધાતુની પુષ્ટીવાળો. અને ગર્વ વગરનો જાણવો.

૨ બુધ બીજે ભાવે દેખતો હોય તો ધનના ઘણા સુખવાળો, અને સારા ભાગ્યવાળો, તેમજ તે પુરૂષ સારી રીતે ગુજરાન ચલાવનારો જાણવો.

૩ બુધ ત્રીજે ભાવે દેખતો હોય તો ભાઇ ભાંડુના સુખવાળો, વેપારથી ગુજરાન ચલાવનારો, ઘણો ડાહ્યો, તીર્થ કરવામાં બુધ્ધિશાળી જાણવો.

૪ બુધ ચોથે ભાવે દેખતો હોય તો માતાના ઘણા સુખવાળો, રાજા તરફથી પણ સુખ મળે, દ્રવ્યનો વધારો થાય, પિતાના પૈસાનું ઘણું સુખ મળે, શરીરની કાંતિ સારી હોય.

૫ બુધ પાંચમા ભાવે દેખતો હોય તો ઘણી કન્યાની પ્રજા થાય, અને ચાર પુત્રી થયા પછી પુત્ર થાય, ઘણા જશવાળો, અને ઘણી સમૃદ્ધિવાળો જાણવો.

૬ બુધ છઠ્ઠા ભાવે દેખતો હોય તો ઘણું કરીને મોશાળ પક્ષના સુખવાળો, પરાયા માણસ સાથે વાદ વિવાદ કરનારો, અને તેને ઘણાજ પ્રકારના શત્રુ ઉત્પન્ન થાય.

૭ બુધ સાતમા ભાવે દેખતો હોય તો ઘણી સ્વરૂપવાન્ સ્ત્રી મળે, શરીરનો સુખી, લાંબા ઘણા આયુષ્યવાળો. અને સર્વ ધાતુના ક્રિય વિક્રિયના સુખવાળો જાણવો.

૮ બુધ આઠમા ભાવે દેખતો હોય તો ગમે તે પ્રકારની રીષ્ટની પીડા થાય તેને નાશ કરે, રાજ્ય સ્થાનકથી ઉદ્યમ વધે, તેમજ રાજ્યસ્થાનકથી ગુજરાન ચાલે, પ્રદેશમાં રહેવાવાળો, તેમ ગીરીજા પર્વતને સમીપે મૃત્યુકાળ જાણવો.

૯ બુધ નવમા ભાવે બેઠો હોય તો ઘણો સુખી, ભાગ્યશાળી, પ્રદેશની મુસાફરી કરનારો, અને પ્રદેશમાં કોઇ રાજા સાથે મેળાપ કરી માન પામનારો, અને તે રાજાથી ગુજરાન ચાલે, તથા પિતાના સુખવાળો જાણવો.

૧૦ બુધ દશમા ભાવે દેખતો હોય તો પોતાના પિતાથી અધિક કર્મી થાય, ગુજરાન સારી રીતે ચલાવનારો, રાજાના માનવાળો, અને પોતાના ગામમાં સારી કીર્તિ મેળવનારો, પિતાના ઘણા સુખવાળો, તેમજ પિતાએ મેળવેલા દ્રવ્યના પણ સુખવાળો જાણવો.

૧૧ બુધ અગીયારમા ભાવે દેખતો હોય તો ભાગ્યશાળી, ઘણો લાભ મેળવનારો, સર્વ પ્રકારના સુખવાળો, પુત્રના સુખવાળો ને ઘણો પરાક્રમી જાણવો.

૧૨ બુધ બારમા ભાવે દેખતો હોય તો વિવાહાદિક શુભ કામમાં ધનનું ખર્ચ કરવાવાળો, પોતાના હેતુ માણુસથી તથા બંધુ જનોથી હમેશાં દિવસે દિવસે વિરોધ કરનારો, છાતીમાં મોટાં ગુમડાંની પીડાવાળો, તથા વાયુની પીડાવાળો જાણવો

## ગુરૂની દ્રષ્ટીનું ફળ.

૧ ગુરૂ પહેલા ભાવે દેખતો હોય તો સ્ત્રીના ઘણા સુખવાળો, ઘણા સારા ભાગ્યવાળો, ધનના સુખવાળો અને શુભ માર્ગે હમેશાં ધનનું ખર્ચ કરનારો જાણવો.

૨ ગુરૂ બીજા ભાવે દેખતો હોય તો ધનના સુખવાળો, પણ પિતાના ધનના સુખવગરનો, તેમજ પિતાનો ઉદ્યોગ ન કરે અને બીજા ઉદ્યોગથી ગુજરાન ચલાવનારો, કુટંબ તથા હેતુ માણસના ઘણા સુખવાળો જાણવો.

૩ ગુરૂ ત્રીજે ભાવે દેખતો હોય તો ભાઇ ભાંડુના ઘણા સુખવાળો, ભાગ્યશાળી, ધનવાન, સોના રૂપાના આભૂષણુથી સંતોષી જાણવો.

૪ ગુરૂ ચોથે ભાવે દેખતો હોય તો માતા પિતાના સુખવાળો, વાહન તથા દ્રવ્યના સુખવાળો, બુધુજનના સુખવાળો, ને ઘણો જશવાન જાણવો.

૫ ગુરૂ પાંચમે ભાવે દેખતો હોય તો સંતાનના ઘણા સુખવાળો, પાંચ પુત્રનું સુખ હોય, ધન તથા વિદ્યાના ઘણા સુખવાળો જાણવો.

૬ ગુરૂ છઠ્ઠા ભાવે દેખતો હોય તો શત્રુનો વધારો થાય અને તે શત્રુથી પરાજય થાય, પોતાના સ્થાનકનો નાશ થાય, દ્રવ્યનો પણુ નાશ થાય, માતાને પીડા રહે, ને હમેશાં રીશાળ પ્રકૃતિ રહે.

૭ ગુરૂ સાતમે ભાવે દેખતો હોયતો સારી રૂપવાન સ્ત્રીના સુખવાળો, દ્રવ્ય ઉપર પ્રીતિવાળો, લોભી, પૂર્ણ ભાગ્યશાળી, અને થેડી કામી પ્રકૃતિવાળો જાણવો.

૮ ગુરૂ આઠમે ભાવે દેખતો હોય તો આઠમે વર્ષે પોતાને મૃત્યુ સરખી પીડા થાય, રાજા અથવા પ્રધાનથી ભય ઉત્પન્ન થાય, સ્ત્રી જાતીના સમાગમથી

ધનનો ક્ષય થાય, તેમ બુદ્ધિનો પણ ક્ષય થાય.

૯ ગુરૂ નવમા ભાવે હોય તો ધર્મનો વધારો થાય, શુર રાજેંદ્રના સરખી સમૃધ્ધિ હોય, શાસ્ત્ર ઉપર પ્રીતિવાળો ને તે શાસ્ત્રને જાણનારો, પોતાને સ્વાધિન, નિયમ પ્રમાણે વર્તનારો, અને પિતાના ઘણા સુખવાળો જાણવો.

૧૦ ગુરૂ દશમા ભાવે દેખતો હોય તો કર્મ સિધ્ધિવાન્, રાજાથી માન પામનારો, પુત્ર તથા સ્ત્રીના સુખવાળો, સારા શોભીતા ઘરમાં વૈભવ ભોગવનારો જાણવો.

૧૧ ગુરૂ અગીયારમા ભાવે દેખતો હોય તો ઘણા આયુષ્યવાળો, પુત્ર, સ્ત્રી, દ્રવ્ય, એ સર્વના સુખવાળો, વ્યાધિ વગરનો અને મિત્રના સુખવાળો જાણવો.

૧૨ ગુરૂ બારમે ભાવે દેખતો હોય તો શુભ માર્ગે ધનનું સુખ કરનારો સર્વે બાબતની પીડાવાળો, શત્રુની ઉત્પતિવાળો, ને બુદ્ધિ તથા સર્વે મનોર્થનો નાશ થાય.

## શુક્રની દ્રષ્ટીનું ફળ.

૧ શુક્ર પહેલા ભાવે દેખતો હોય તો શરીરનો સુખી, ઘણા પરાક્રમના વૈભવવાળો, ઘણા સારા ભાગ્યવાળો, અને તેના શરીરનું સ્વરૂપ સારૂં જાણવું.

૨ શુક્ર બીજા ભાવે દેખતો હોય તો હમેશાં દ્રવ્યના સુખવાળો, કુટુંબના સુખવાળો, પોતાના પરાક્રમથી દ્રવ્ય મેળવે, વૈભવ ભોગવનારો, ને તેથી સુખી જાણવો.

૩ શુક્ર ત્રીજા ભાવે દેખતો હોય તો ભાઈભાંડુના સુખવાળો અને પોતાના જન્મ પછી જે ભાંડુ થાય તે કાને બેહેરૂં હોય, ને દેશાવરથી રાજાનું માન મળે.

૪ શુક્ર ચોથા ભાવે દેખતો હોય તો માતાના સુખવાળો, કર્મવાન્, ધર્મવાન્ તેમજ ચતુષ્પદ જનાવર અને વાહનના સુખવાળો જાણવો.

૫ શુક્ર પાંચમા ભાવે દેખતો હોય તો પુત્ર થોડા થાય, અને પુત્રીઓ ઘણી થાય, એકાદ પુત્ર હોય, પણ ધન અને સ્ત્રીના સુખવાળો, ઘણો વિદ્વાન પણ તુચ્છ બુધ્ધિવાળો જાણવો.

૬ શુક્ર છઠ્ઠા ભાવે દેખતો હોય તો મોશાળ પક્ષના ઘણા સુખવાળો, પોતાના પરાક્રમથી ભાગ્યવાળો, કિંચિત્ કષ્ટી અને શત્રુના વધારાવાળો જાણવો.

૭ શુક્ર સાતમા ભાવે દેખતો હોય તો ઘણી સારી સ્વરૂપવાળી સ્ત્રીના સુખવાળો, પહેલો ગર્ભ પુત્રનોજ થાય, દ્રવ્યનો સુખી, પણ પારકાના આશ્રયથી તે પુરૂષ જીવનારો જાણવો.

૮ શુક્ર આઠમા ભાવે દેખતો હોય તો હમેશાં વ્યાધિવાળો, કષ્ટથી પૈસા મેળવનારો, અને સાધુ પુરૂષનો સમાગમ કરનારો ને તેથી સુખી જાણવો.

૯ શુક્ર નવમા ભાવે દેખતો હોય તો લાંબા આયુષવાળો, તેમ તેની પાસે દ્રવ્ય પણ વધારે હોય, પોતાના ગામમાં મુખત્યારપણું ભોગવે તથા કુટુંબવાળો, ને તેથીજ જશવાન, શત્રુ વર્ગને જીતનારો તથા પોતાના કુલ ધર્મથી વર્ત્તનારો જાણવો.

૧૦ શુક્ર દશમા ભાવે દેખતો હોય તો ભાગ્યશાળી, હમેશાં ચડતી કળાનું ભાગ્ય હોય, પણ તે પુરૂષ પ્રદેશમાં ભાગ્યશાળી ને સુખવાળો, અને પોતાના દેશમાં થોડા સુખવાળો, અને પ્રદેશથી ધન મેળવનારો, રાજાથી જશ મળે, તેમ ધનનું શુભ માર્ગે ખર્ચ કરનારો જાણવો.

૧૧ શુક્ર અગીયારમા ભાવે દેખતો હોય તો લાંબા આયુષવાળો, દ્રવ્યનો વધારો કરનારો, પોતાના ગામમાં મુખત્યાર માણસ હોય, કુટુંબમાં માનકારી અને પોતાના કુળ ધર્મની રીત પ્રમાણે ચાલનારો જાણવો.

૧૨ શુક્ર બારમા ભાવે દેખતો હોય તો વિવાહદિક શુભ માર્ગે ધનનું ખર્ચ કરનારો, પોતાના પિતાની સ્વર્ગ ગતિ કરનારો, ને તે પુત્રનું મૃત્યુ જલદી થાય.

## શનિની દ્રષ્ટીનું ફળ.

૧ શનિ પહેલા ભાવે દેખતો હોય તો પોતાના જન્મથી ત્રીજે વરસે શરીરને પીડા થાય, ધન તથા મિત્ર હમેશાં નાશ પામે, અને શરીરે તાવ તથા પરમીઆની પીડા થાય.

૨ શનિ બીજે ભાવે દેખતો હોય તો ધનનો નાશ થાય, કુંટુંબમાં શત્રુપણું રહે અને તેરમે વરસે જળથી અથવા પથરા લાગવાથી શરીરે પીડાકારી થાય.

૩ શનિ ત્રીજા ભાવે દેખતો હોય તો ઘણો પરાક્રમી અને અતિશે બળવાન જાણવો, પણ ભાઇભાંડુનો દુઃખી, અને લાભનું ફળ મળવાની વખતે કંઇ નુકશાની થાય.

૪ શનિ ચોથે ભાવે દેખતો હોય તો જન્મના પહેલા વર્ષે શરીરે પીડા થાય, અને માતા પિતાને ચોથે વરસે પીડા થાય, પોતાનું માન તથા સ્થાનક ઓછું થાય.

૫ શનિ પાંચમે ભાવે દેખતો હોય તો હમેશ પુત્રાદિક સુખનો નાશ કરે, ધનનો પણ નાશ કરે પણ શરીરે નિરોગી રહે.

૬ શનિ છઠે ભાવે દેખતો હોય તો શત્રુ માત્રનો નાશ કરે તેમ મોશાળના સુખનો પણ નાશ કરે, નેત્રમાં તથા પગમાં પીડાકારી કરે, અથવા પરમીયાની પીડા થાય.

૭ શનિ સાતમા ભાવે દેખતો હોય તો સ્ત્રીના શરીરે પીડા કરે, તે પીડા મૃત્યુતૂલ્ય.થાય, શરીરમાં પાંડુ નામે રોગ કરે,તેમ તાવની તથા અતિસારની પીડાકરે.

૮ શનિ આઠમા ભાવે દેખતો હોય તો ચોરીનો ભય થાય, પથર તેમ લાગ-

ધાથી પીડા કરે, જોરથી રાજાનો ભય, તેમ ધનની હાની થાય.

૯ શનિ નવમા ભાવે દેખતો હોય તો મ્લેચ્છ જાતિથી ભાગ્યનો ઉદય થાય, બંધુ જનના સુખ વગરનો અને પરદેશથી માન તથા પ્રરાક્રમ વધે તેવો જાણવો

૧૦ શનિ દશમે ભાવે દેખતો હોય તો પિતાના સુખનો નાશ કરે, તેમ માતાનું સુખ ઘણું હોય, પોતે ભાગ્યશાળી અને પોતાના પરાક્રમથી આ જીવિકા ચલાવનારો જાણવો.

૧૧ શનિ અગીયારમા ભાવે દેખતો હોય તો ઘ અવસ્થામાં પુત્રનું સુખ મળે, લાભ દેખેલો ખોવરાવે, પણ સર્વ પ્રકારના સુખનો લાભ આપે.

૧૨ શનિ બારમા ભાવે દેખતો હોય તો ખોટે રસ્તે ધનની હાની થાય, તેમ હમેશ ધનનો ખર્ચ કરે, સ્ત્રી તથા પુત્રથી હમેશ કલેશ કરે, અને અતિ કામી પુરૂષ જાણવો.

## રાહુની દ્રષ્ટીનું ફળ.

૧ રાહુ પહેલા ભાવે દેખતો હોય તો શરીરે થોડા સુખવાળો, વાયુથી શરીરે તો પીડા કારી, ઘણો ક્રોધી, અને હમેશાં રીશાળ, તથા લોહીના પ્રકોપની પીડા ભોગવનારો જાણવો.

૨ રાહુ બીજે ભાવે દેખતો હોય તો કુટુંબનો દુઃખી જળથી અથવા પથર, લાગવાથી પીડાકારી થાય, અને આઠમે વર્ષે શરીરે મહા પીડા કરે.

૩ રાહુ ત્રીજે ભાવે દેખતો હોય તો પોતાના પરાક્રમથી સર્વે મનોર્થ સફળ થાય, ઘણા પ્રકારે સુખ ભોગવે, તેમ પુત્રનું પણ સુખ હોય, અથવા તે પુરૂષ જોડેલથી જન્મેલો હોય.

૪ ચોથે ભાવે રાહુ દેખતો હોય તો તે પુરૂષને માતાનું સુખ ન હોય, અને મલેચ્છ જાતિથી પોતાના ભાગ્યનો ઉદય થાય, અને પોતાના પેટમાં હમેશાં ગુપ્ત પીડા રહે.

૫ રાહુ પાંચમા ભાવે દેખતો હોય તો એક પુત્રનું સુખ હોય તેમ ભાગ્યશાળી અને રાજાથી યશ મળે તથા થોડા શ્રમથી સર્વે મનોર્થ સફળ થાય.

૬ રાહુ છઠ્ઠે ભાવે દેખતો હોય તો શત્રુ માત્રનો નાશ થાય, તેમ ધનની હાની થાય, લાભ થાય તેથી ચાર ઘણું ખર્ચ કરે.

૭ રાહુ સાતમા ભાવે દેખતો હોય તો કામદેવની વૃતિ વધારે, અતિ કામી હોય, સારૂં ભાષણ કરનારો હોય, અને રાહુની મહાદશા આવે ત્યારે પોતાની સ્ત્રીનો નાશ થાય.

૮ રાહુ આઠમા ભાવે દેખતો હોય તો પોતાનો વંશ થોડો હોય અથવા

ન હોય, અતિ દુ:ખીઓ હોય, વાયુથી પીડા પામનારો, અને નીચ કર્મ કરી આજીવિકા ચલાવનારો જાણવો.

૯ રાહુ નવમા ભાવે દેખતો હોય તો નવયૌવન સ્ત્રીના વિલાસનું સુખ ભોગવનારો, પોતાના સહોદરથી કિંચિત્ પીડા થાય, તથા પોતાનું ધન પોતાનો પુત્ર ચોરીથી લઇ જાય.

૧૦ રાહુ દશમા ભાવે દેખતો હોય તો પોતાની છેલી અવસ્થામાં કર્મવાન હોય, ને માતા પિતાના થોડા સુખવાળો જાણવો.

૧૧ રાહુ અગીયારમા ભાવે દેખતો હોય તો ઘણા આયુષવાળો, ધનવાળો, રાજાથી માન પામનારો, પોતાની બુદ્ધિથી પોતે થોડું ચાલનાર પરવશ બુદ્ધિવાળો જાણવો.

૧૨ રાહુ બારમા ભાવે દેખતો હોય તો મનમાં હમેશાં આનંદી, રોગ શત્રુનો નાશ થાય, પણ ખોટે રસ્તે ધનનું ખર્ચ કરે ને નેત્રમાં પીડાકારી હોય.

સમજુતી—રાહુ માથું છે ને કેતુ ધડ છે તેથી કેતુની દ્રષ્ટી હોયજ નહિ.

## ગ્રહોની ગ્રહના ઉપરની દ્રષ્ટીનું ફળ.

## [ હોરા પ્રકાશક ગ્રંથ ઉપરથી. ].

૧ ગ્રહોની ભાવ ઉપરની દ્રષ્ટી બાબત આપણે લખી ગયા. હવે ગ્રહોની ગ્રહના ઉપરની દ્રષ્ટી બાબત લખીએ છીએ.

૨ દરેક રાશિમાં રહેલા ગ્રહો ઉપરની પ્રત્યેક ગ્રહની દ્રષ્ટીનું ફળ પૂર્વના આચાર્યે અતિ વિસ્તારથી જે કહેલું છે તે સઘળા ફળનો સમાવેશ સંક્ષેપમાં આહીં કીધો છે.

૩ ઊચમાં રહેલા ગ્રહને ઊચનો કે સ્વગ્રહનો ગ્રહ દેખતો હોય, અગર સ્વગ્રહમાં રહેલા ગ્રહોને ઊંચનો ગ્રહ દેખતો હોય તો તે માણુસ રાજાની સત્તાના આશ્રયવાળો, ધન અને વૈભવવાળો, પરાક્રમ અને હિંમતવાળો, સ્ત્રી અને પુત્રના સુખવાળો, શત્રુના પક્ષને વશ કરનારો તથા સ્વધર્મ પાળનારો થાય છે.

૪ ઊચમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખતો હોય તો શરીરના સુખવાળો, કીર્તિ ને સુંદર દેહવાળો, ઘણી જાતના ઉદ્યમ ને વેપાર કરનારો, જશ અને જીત મેળવનારો, લોક પ્રિય અને ઊમદા કામ કરનારો માણુસ હોય છે.

૫ ઊંચમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો શરીરના દુ:ખવાળો, વિદ્યામાં નિપૂણુ ને કામમાં આળસુ, ધન અને વૈભવ મેળવવામાં હોંશવાળો માણુસ થાય છે.

૬ ઊંચમાં રહેલા ગ્રહને તેનો શત્રુગ્રહ દેખતો હોય તો શરીરે રોગી, મિત્ર કે કુટુંબમાં વિરોધ કરનારો, ધનનો નાશ કરનારો, લોકમાં નિંદા પામનારો

માણુસ થાય છે.

૭ પોતાની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો રાજના આશ્રયવાળો, સારા ઉદ્યમથી ધન અને કીર્તિ મેળવનારો, પરોપકારી, કામનો કરનારો, શરીરે સુખી, ધર્મ દાન તથા સ્વધર્મ ઉપર રૂચિ રાખનારો માણુસ થાયછે.

૮ પોતાની રાશિમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો થોડા પરાક્રમને ધંધાવાળો, શરીરે સુખી તથા દુઃખી, અને માનસિક ચિંતાવાળો, કુટુંબના માણુસથી ઉદાશ, અને પરાયા માણુસથી સંતોષ પામનારો માણુસ થાય છે.

૯ પોતાની રાશિમાં રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો મિત્ર અને કુટુંબના માણુસ સાથે વિરોધ રાખનારો, ધનનો નાશ કરનારો; તથા શરીરે રોગી, પુત્ર અને સ્ત્રીની પીડાવાળો, શત્રુની બીક ભોગવનારો માણુસ થાયછે.

૧૦ મૂળ ત્રિકોણુ રાશિમાં રહેલા ગ્રહો ઉપરની દ્રષ્ટીનું ફળ ઉંચમાં કે સ્વગ્રહની રાશિમાં રહેલા ગ્રહ પ્રમાણે સમજવું.

૧૧ મિત્ર ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને ઉંચનો કે સ્વગ્રહનો ગ્રહ દેખતો હોય તો શરીરે કાંતિવાળો તથા કીર્તિવાળો, શરીરે મજબૂત, તથા નિરોગી, ધન અને ઉદ્યમવાળો, વૈભવી, અને સારાં કામ કરનારો, ચતુર માણુસ થાય છે.

૧૨ મિત્ર ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખતો હોય તો રોગ અને શત્રુ વગરનો, જશ અને કીર્તિ મેળવનારો, વિદ્યા અને કળા મેળવનારો, સુખી માણુસ થાય છે.

૧૩ મિત્રગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો શરીરના તથા ધનના મધ્યમ સુખવાળો, પરદેશમાં મુસાફરી કરી રોજગાર કરનારો. તથા માનસિક ચિંતાવાળો જાણુવો.

૧૪ મિત્રગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો શત્રુગ્રહ દેખતો હોય તો શરીરે રોગી અને પોતાના ઘર સંસારથી દુઃખી, લોકોમાં નિંદા પામનારો, શત્રુના ભયવાળો, તથા સ્ત્રીના દુઃખવાળો અને નિરૂદ્યમી માણુસ થાય છે.

૧૫ સમગ્રહની રાશિમાં રહેલા ગ્રહને ઉંચનો કે પોતાની રાશિનો ગ્રહ દેખતો હોય તો શરીરે સુખી, ધન અને વૈભવવાળો; વહેવાર અને વેપારથી અનેક રીતે ધન મેળવનારો, ને રાજના આશ્રયવાળો માણુસ થાય છે.

૧૬ સમગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખતો હોય તો શત્રુને વશ કરનારો, ઉદ્યમથી સંતોષ મેળવનારો, વેપારથી અને ઉદ્યમથી ધન મેળવનારો, રાજના આશ્રયવાળો, અને સુખી માણુસ થાય છે.

૧૭ સમ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો સમ ગ્રહ દેખતો હોય તો

શરીરે મધ્યમ સુખી, કુટુંબના માણુસથી માનસિક ચિંતાવાળો, અને મહા મેહેનતે રોજગાર ચલાવનારો થાય છે.

૧૮ સમ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે દુઃખી અને શત્રુથી નુકશાન વેઠનારો, ઉદ્યમથી ધનને ગુમાવનારો, નઠારા વિચારનો અને નઠારી સોબતવાળો માણુસ થાય છે.

૧૯ શત્રુ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને કોઇ ઊંચનો કે પોતાની રાશિનો ગ્રહ દેખતો હોય તો મહા મેહેનતે પોતાનો રોજગાર ચલાવનારો, માનસિક ચિંતા ભોગવનારો, અને ઘરડા માણુસના આશ્રયવાળો માણુસ થાય છે.

૨૦ શત્રુ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો લડાઇમાં સલાહ કરનારો, ઘણી મેહેનતે થોડું ધન મેળવનારો, નીચ માણુસના આશ્રયવાળો, શરીરે સુખી તથા દુઃખ વેઠનારો માણુસ થાય છે.

૨૧ શત્રુ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો કુટુંબમાં વિરોધ પાડનારો, મહા મહેનતે ધંધો ચલાવનારો, શત્રુની બીક ભોવનારો માણુસ થાય છે.

૨૨ શત્રુગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે દુઃખી, ધનનો નાશ કરનારો, નીચ વિચારને તાબે રહેનારો, રાજની હરકત વેઠનારો, લોકમાં નિંદા પામનારો માણુસ થાયછે.

૨૩ જે ગ્રહ દેખનારો છે તેને દ્રષ્ટા ગ્રહ કહેછે.

૨૪ જે ગ્રહ દ્રષ્ટી ઝીલનારો છે, તેને દ્રષ્ય ગ્રહ કહે છે.

૨૫ દ્રષ્ટા અને દ્રષ્ય એ બંને ગ્રહો શુભ ગ્રહ હશે તો તેમનું દ્રષ્ટી ફળ વધારે શ્રેષ્ટ ફળ ગણવું. વળી આ બંને શુભ ગ્રહની રાશિમાં રહેલા હશે તો તે ફળ અતિ ઉત્તમ ફળ સમજવું.

૨૬ દ્રષ્ટી અને દ્રષ્ય એ બે ગ્રહો પાપ ગ્રહ હશે તો તેમનું દ્રષ્ટી ફળ હલકા દરજ્જાનું ગણવું.

૨૭ દ્રષ્ટા પાપ ગ્રહ હોય અને દ્રષ્ય શુભ ગ્રહ હોય તો તેમનું દ્રષ્ટી ફળ મધ્યમ પ્રકારનું જાણવું.

૨૮ દ્રષ્ટા શુભ ગ્રહ હોય અને દ્રષ્ય પાપ ગ્રહ હોય તો તેમનું દ્રષ્ટી ફળ જે કહેલું છે તે બરાબર ગણવું.

૨૯. ઉપરનાં દ્રષ્ટી ફળો ઘણું કરીને દ્રષ્ય ગ્રહોનાં અધિકાર ઉપર વધારે આધાર રાખનારા સમજવા.

૩૦ નીચના ગ્રહને કોઈ ઊંચનો કે પોતાની રાશિનો ગ્રહ દેખતો હોય તો

મહા મહેનતે ધન અને કીર્ત્તિ મેળવે, તથા વિરોધમાંથી છુટનારો, સ્ત્રી વગરનો, રાજનો આશ્રય મેળવનારો, તથા કીર્તિ મેળવનારો થાય છે.

૩૧ નીચના ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો શરીરે મધ્યમ સુખી, મેહેનત કરીને પણ થોડું ધન મેળવનારો, શત્રુથી છુટનારો, વેપારવાળો, કુટુંબ-સાથે હળી મળી ચાલનારો, પણ થોડા જશવાળો હોય છે.

૩૨ નીચના ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો લોકોમાં નિંદા પામનારો, નિર્ધન તથા નિરોગી, વળી ઉદ્યમમાં તથા રોજગારમાં નિષ્ફળ થનારો, રોગ તથા શત્રુની ચઢાઈવાળો માણસ થાય છે.

૩૩ નીચના ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે રોગી તથા નિર્ધન, શત્રુથી દુઃખ વેઠનારો, રાજની હરકત વેઠનારો, પરદેશમાં મુસાફરી કરનારો, લોકોમાં નિંદા પામનારો, ક્રોધી તથા કપટી માણસ થાયછે.

૩૪ આ પ્રસંગે સમજવું કે આ દ્રષ્ટી ફળથી ગ્રહોના ભાવ ફળને કે ભાવ ઉપરની ગ્રહોની દ્રષ્ટી ફળને કાંઈ હરકત લાગતી નથી, પણ તેની દ્રષ્ટા અને દૃષ્ય ગ્રહની દશા અને અંતર દશામાં તે ફળ બાબત ઉમેરો થાયછે.

૩૫ વળી પાપ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા અને દૃષ્ય ગ્રહ કરતાં એ બંને શુભ ગ્રહની રાશિમાં રહેલા હોય તો તે ચઢતા દરજ્જાના જાણવા; તેમજ પાપ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા ગ્રહ કરતાં શુભ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા ગ્રહને પણ ચઢીઆતો ગણવો; અને પાપ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ય કરતાં શુભ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ય ગ્રહને પણ કાંઇક શ્રેષ્ટ ગણવો.

૩૬ નીચના દ્રષ્ટા ગ્રહને શત્રુ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા ગ્રહ પ્રમાણે અધિકાર મળેલો છે એમ સમજવું.

૩૭ અસ્તના દ્રષ્ટા તથા દ્રષ્ય ગ્રહને શત્રુ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા તથા દ્રષ્ય ગ્રહના જેવોજ અધિકાર મળેલો છે.

૩૮ દ્રષ્ટા તથા દ્રષ્ય ગ્રહો એક બીજાની મહાદશા અને અંતરદશામાં પોતાની દ્રષ્ટીનું ફળ આપશે.

દ્રષ્ટી પ્રકરણ સંપૂર્ણ.

# પ્રકરણ ૧૦ મું.

## ભાવ વિચાર.

## સર્વાર્થ ચિંતામણી ગ્રંથમાંથી.

સંસારીક અનેક જાતના સારા નરતા ફળો પ્રારબ્ધ વશથી માણસો જે ભોગવે છે તે ભૂત, વર્તમાન અને ભવીષ્ય કાળમાં કયારે, કેવી તરેહના અને કેવે પ્રકારે મળે છે તે જાણવાને જોતીષશાસ્ત્ર એ એક સાધન છે.

આ ફળ જાણવાને જોતીષ શાસ્ત્રમાં બાર વર્ગ ઠરાવેલા છે, તેને બાર ભાવ કહેછે. આ બાર ભાવના આધારથી સઘળી બાબતો વિષે સુખ દુઃખ વીગતવાર જાણી શકાય છે.

પણ ફક્ત આ બાર ભાવથીજ બાબતવાર સઘળું જ્ઞાન થતું નથી, માટે ભાવની સાથે નવ ગ્રહોની યોજના કરેલી છે.

આ બાર ભાવ અને નવ ગ્રહોની ગોઠવણથી જેવી રીતે નજરે જોયું હોય તેવી રીતે દરેક બાબતના શુભાશુભ ફળનું જ્ઞાન માણસને સેહેજમાં થાયછે.

કયી કયી બાબતનું કેવું ફળ કયા કયા ભાવમાંથી કેવી રીતે જોવું તે પ્રાચીન કાળના જોતીષશાસ્ત્ર જાણનારા પંડીત પુરૂષોના ગ્રંથથી અમે વીગતવાર જણાવીએ છીએ.

પ્રાચીન પંડીતોએ જૂદે જૂદે સ્થળે વીખરાતું વીખરાતું મોટા મોટા ગ્રંથના વિસ્તારથી જે ફળ લખેલું છે તે સઘળાને બાબત વાર અનુક્રમથી ગોઠવીને ફક્ત સંક્ષેપમાં સેહેલાઇથી સમજી શકાય એવા રૂપમાં અમે લખ્યું છે.

સામાન્ય ફળ જાણ્યા વગર વિશેષ ફળ જાણી શકાય નહિં. એ નિયમ પ્રમાણે બારે ભાવ જોવાની પ્રથમ સામાન્ય રીત દાખલ કરી છે, તે પછી દરેક ભાવવાર વીગતથી લખ્યું છે.

ગ્રહ, ભાવ, રાશિઓ, અને તેમના અધિકારો, સંજ્ઞાઓ, વ્યાખ્યાઓ, સ્વરૂપો, લક્ષણો, બળાબળો, દ્રષ્ટિઓ, તથા તેમના પ્રદેશો, વસ્તુઓ તેમજ ગાલિકીઓ વિગેરે અમે પાછળ સંજ્ઞા વિગેરે પ્રકરણોમાં પ્રસંગોપાત જણાવેલું છે તો આહીં પ્રસંગે પ્રસંગે જાણી લેવું.

## સાધારણ ભાવ વિચાર.

સર્વે ભાવો પોત પોતાના સ્વામિ અથવા શુભ ગ્રહોના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો તે ભાવ સંબંધી શુભ ફળ જાણવું. વળી આ ભાવો પોતાના સ્વામિ સિવાયના પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો તે ભાવ સંબંધી દુઃખ જાણવું; અને કેટલાએક શુભ અને કેટલાક પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા જે ભાવ

હોય તે ભાવ સંબંધી કાંઇક સારૂં અને કાંઇક નઠારૂં એમ મીશ્ર ફળ જાણવું.

ભાવ સંબંધી શૂભ ફળ અથવા સુખ એટલે ભાવમાં વર્ણવેલી નઠારી વસ્તુનો નાશ અને સારી વસ્તુનો વધારો, જેમ કે છઠા ભાવનું શૂભ ફળ અથવા સુખ એટલે રોગ શત્રુનો નાશ અને મોશાળ પક્ષથી લાભ, તેમજ અશૂભ ફળ અથવા દુઃખને માટે તેથી ઉલટું સમજવું.

ભાવના સ્વામિઓ પણ પોતાનીજ રાશિના હોય તે રાશિના પતી અને શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો ઉપરનું ફળ વધારે શ્રેષ્ઠ કરે, તેમજ તે ભાવ પતીઓ પોતે જે રાશિમાં બેઠા છે તે રાશિના સ્વામિ અને શૂભ ગ્રહોના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય નહિ અને પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમવાળા હોય તો ઘણું અશૂભ ફળ જાણવું. કાંઇક શુભ અને કાંઇક પાપ એમ મીશ્ર હોય તો મીશ્ર ફળ સમજવું.

જે જે ભાવ થકી ૬–૮–૧૨ સ્થાનમાં તે તે ભાવના સ્વામિ શૂભ અગર પાપ ગ્રહો રહેલા હોય તો તે તે ભાવના ફળ બરાબર ન સમજવા.

જે જે ભાવનો સ્વામિ લગ્ન થકી ૬–૮–૧૨ ભાવે રહેલો હોય અગર ૬–૮–૧૨ ભાવના સ્વામિઓ જે જે ભાવમાં બેઠા હોય તો તે તે ભાવ સંબંધી સુખનો નાશ સમજવો, પણ આ સ્વામિઓને શૂભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય તો તે તે ભાવ સંબંધી કાંઇ સુખ કહેવું.

જે જે ભાવના સ્વામી પોત પોતાના ભાવ થકી ૨–૪–૫–૭–૯–૧૦ સ્થાનમાં બેઠો હોય અને ત્યાં શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તેમ પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ ન હોય તો તે ભાવ સંબંધી સર્વે સુખનો વધારો થાય, પણ એથી ઉલટું હોય તો તે ભાવના શૂભનો નાશ જાણવો, અને મીશ્ર હોય તો મીશ્ર ફળ જાણવું.

કાંઈક શૂભ યોગ અને કાંઈક પાપ યોગ એમ બંને સાથે યોગ હોય તેને મીશ્ર યોગ જાણવો, અને તેનું ફળ કાંઇ સારૂં અને કાંઇક નઠારૂં એમ મીશ્ર જાણવું.

જે જે ભાવનો સ્વામિ અસ્તનો હોય અથવા અસ્ત થવાની તૈયારીમાં હોય, નીચ રાશીનો હોય, પોતાના શત્રુ ગ્રહની રાશિનો હોય, શૂભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ વગરનો હોય, અને પાપ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ વાળો હોય, કોઈ ગ્રહની સાથે યુદ્ધમાં હારેલો હોય, અને તે નેષ્ટ ૬–૮–૧૨ મા સ્થાનમાં બેઠો હોય કે નેષ્ટ સ્થાનના સ્વામિ સાથે બેઠો હોય તો તેને નિર્બળ ગ્રહ જાણવો અને તે પોતાની રાશિવાળા ભાવના સુખનો નાશ કરનારો જાણવો.

જન્મ કુંડળીમાં અને ષડ્વર્ગોની કુંડળીમાં તથા તેમાં ઘણું કરીને નવમાંશ

કુંડળીમાં પોતાની રાશિનો, ઊંચ રાશિનો, પોતાના મિત્ર ગ્રહની રાશિનો, મૂળ ત્રીકોણ રાશિનો હોય, શુભ સ્થાનમાં બેઠો હોય, અશુભ સ્થાનનો સ્વામિ ન હોય, કે અશુભ સ્થાનના સ્વામિ સાથે બેઠો ન હોય, શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય, ઉદયનો હોય, અને કોઇ ગ્રહથી યુદ્ધમાં હારેલો ન હોય તો આ ગ્રહને બળવાન જાણવો, માટે આ ગ્રહ પોતાની રાશિવાળા ભાવનું ઘણું સુખ આપશે.

જન્મ કુંડળી ઉપરથી જે ગ્રહે જેવું ફળ ઉપજાવ્યું હોય તે ગ્રહ તે ફળ પોતાની દશામાં આપશે, તેમજ જે ગ્રહે જે જોગ ઉપજાવ્યો હોય તે યોગનું ફળ તે ગ્રહ પોતાની દશામાં આપશે. આ વિષે અમે વીગતવાર દશા પ્રકરણમાં જણાવીશું.

## પહેલો ભાવ (તનુ ભાવ.)

શરીરનો આકાર, રૂપ, લક્ષણ, રંગ, સ્વભાવ, ગુણ અને સુખ તથા દુઃખ, એ સઘળી પોતાના દેહ બાબતની હકીકત આ પ્રથમ ભાવમાં જોવી.

૧ જન્મ કુંડળીના લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પોતાની રાશિનો, ઊંચ રાશિનો કે પોતાના મિત્ર ગ્રહની રાશિનો હોય, અને જન્મ કુંડળીમાં શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો શરીરનું પૂરૂં સુખ જાણવું.

૨ જન્મ લગ્નનો સ્વામિ શુભ ગ્રહ બળવાન હોય ને તે કેંદ્ર ૧-૪૭—૧૦ કે ત્રીકોણ ૫—૯ સ્થાને બેઠો હોય અને ત્યાં પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય તો શરીરનું પૂરેપૂરૂં સુખ જાણવું.

૩ સૂર્ય દેવલોકાંશ બળ પામ્યો હોય, જન્મ લગ્નનો સ્વામિ ઘણો બળવાન હોય અને નવમા ભાવનો સ્વામી પોતાની રાશિનો કે ઊંચ રાશિનો હોય તો આ માણસ ઘણો કીર્તિવાળો અને ભાગ્યશાળી જાણવો.

૪ જન્મ લગ્નનો સ્વામિ ઘણો બળવાન હોય, ષડ્વર્ગની કુંડળીમાં શુભ ગ્રહની રાશિનો હોય અને જન્મ કુંડળીમાં પોતાની રાશિનો, ઊંચ રાશિનો, કે પોતાના મિત્ર ગ્રહની રાશિનો હોય અથવા નવમાંશ કુંડળીમાં પોતાની રાશિનો હોય અને તે જન્મ કુંડળીમાં કેંદ્ર ભાવ ૧-૪-૭-૧૦ ભાવની રાશિના સ્વામિ સાથે શુભ સ્થાનમાં બેઠો હોય તો આ માણસ સારા ભાગ્યવાળો, રૂડી કીર્તિવાળો, ધન, ધાન્ય અને લાંબી આવરદાવાળો થાયછે.

૫ જન્મ લગ્નનો સ્વામિ પાપ ગ્રહ સાથે રહેલો હોય અથવા ફકત આઠમા ભાવમાં બેઠો હોય તો શરીરે વ્યાધિ જાણવી, પણ આ લગ્નેષ ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો શરીરે કાંઇક સુખ જાણવું.

૬ છઠ્ઠા, આઠમા કે બારમા ભાવના સ્વામિ સાથે લગ્નનો સ્વામિ લગ્નમાં

બેઠો હોય તો તે માણુસ સદા રોગી જાણવો, અને લગ્નનો સ્વામિ નિર્બળ છતાં કેંદ્રમાં કે ત્રીકોણ સ્થાનમાં બેઠો હોય તો શરીરે નિરોગી જાણવો.

૭ જન્મ કુંડળીમાં લગ્નનો સ્વામિ જે રાશિનો હોય તે રાશિનો સ્વામી ૬–૮—૧૨ મા ભાવે બેઠો હોય તો તે માણુસ શરીરે દુર્બળ જાણવો. આવી રીતે ભાઇ, પૂત્ર, સ્ત્રી, માતા અને પિતા ભૂવનના સ્વામિઓ જે રાશિના હોય તે રાશિના સ્વામિઓ પોત પોતાના ભાવથકી ૬–૮—૧૨ મે બેઠા હોય તો તે તે ભાવવાળા માણુસ શરીરે દુર્બળ જાણવા.

૮ જન્મ લગ્નમાં શનિ બેઠો હોય અથવા તે લગ્નને દેખતો હોય તો ઠગારા, ચોર અને રાજાનો આ માણુસને ભય જાણવો.

૯ રાહુ લગ્નમાં હોય અથવા મંગળ ભેગો શનિ કે રાહુ હોય તો ઘણા વીર્યવાળો જાણવો.

૧૦ લગ્નનો સ્વામિ મંગળ લગ્ને પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો તે માણુસને માથામાં પત્થરના મારની અથવા શસ્ત્રના મારની નિશાની જાણવી એમ પંડિત પુરૂષો કહે છે.

૧૧ ઉપર પ્રમાણે લગ્નનો સ્વામિ શનિ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો માથામાં વાયુ, અગ્નિ કે શસ્ત્ર થકી પેદા થયેલી નિશાની અથવા પડી જવાથી પેદા થયેલી નિશાની જાણવી.

૧૨ પાંચ ઘડી કે તેથી વધારે ઘડીવાળું જો જન્મ લગ્ન હોય તો તે માણુસનું માથું મોટું હોય અને તેથી ન્હાનું લગ્ન હોય તો માથું ન્હાનું જાણવું.

૧૩ જળ રાશિનું જન્મ લગ્ન હોય, અને ત્યાં શૂભ ગ્રહ રહેલા હોય તો માણુસનું શરીર પુષ્ટ જાણવું.

૧૪ લગ્નનો સ્વામિ જળ ગ્રહ બળવાન હોય અને તેની સાથે શૂભ ગ્રહ હોય તો માણુસનું શરીર પુષ્ટ જાણવું.

૧૫ જળ રાશિમાં લગ્નનો સ્વામિ રહેલો હોય અને તેની સાથે શૂભ ગ્રહ બેઠા હોય તથા તે લગ્નના સ્વામિ ઉપર જળ ગ્રહની દ્રષ્ટિ હોય, અને શૂભ ગ્રહની રાશિનું જન્મ લગ્ન હોય તો પણ માણુસનું શરીર પુષ્ટ જાણવું.

૧૬ જન્મ કુંડળીના લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં જળ રાશિનો હોય અને તેને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય, તથા જન્મ લગ્ન શૂભ ગ્રહની રાશિમાં હોય તો માણુસનું શરીર પુષ્ટ જાણવું.

૧૭ લગ્નમાં ગુરૂ હોય અથવા જળ રાશિનો ગુરૂ લગ્નને દેખતો હોય તો શ-

रीर पुष्ट जाणवुं.

१८ जळ राशिना लग्नमां शुभ ग्रहनो समागम अथवा द्रष्टि होय तो ते माणुसनुं शरीर स्थूळ जाणवुं.

१९ लग्नमां राहु अथवा शनि होय तो आ माणुसने पिशाच एटले वळगाड अथवा भूतप्रेतनी पिडा जाणवी.

२० लग्नमां रहेला सूर्य उपर मंगळनी द्रष्टि होय तो ते माणुसने श्वास, क्षय अने गोळानुं दरद थाय.

२१ लग्नमां रहेला मंगळ उपर सूर्य अने शनिनी द्रष्टि होय तो शस्त्रादिकनी पिडावाळो जाणवो.

२२ घणा पाप ग्रहनी द्रष्टिवाळो केतु लग्नमां होय तो पिशाच अने चोरनी बीकवाळो जाणवो.

२३ चर राशिनुं लग्न होय अथवा लग्ननो स्वामि चर राशिनो होय तो ते माणुस मुसाफरी करनारो अथवा रखडनारो जाणवो.

२४ जन्म लग्न अने नवमांश कुंडळीनुं लग्न ए बंने चर राशिनां होय तो ते माणुसने फरवा उपर घणी प्रीति होय.

२५ चर राशिनुं लग्न होय अने लग्ननो स्वामि पण चर राशिनो होय अने बंनेने चर ग्रह देखता होय तो आ माणुसनो प्रदेशमां भाग्योदय थाय, अने बंने स्थिर रशिना होय अने तेमने स्थिर ग्रह देखतो होय तो पोताना देशमां भाग्योदय थाय. अने ते घणुं धन एकठुं करे; मिश्र ग्रह बंने भेगा बेठा होय के देखता होय तो घणा देशमां मुसाफरी करतां भाग्य अने कीर्ति मेळवनारो माणुस थाय, पण ते कुमार्गे चाले.

२६ लग्नननो स्वामि बळवान होय अने ते उंचनो पण होय तो ते माणुस गंभीर थाय छे; अने लग्ननो स्वामि निर्बळ होय तो जड प्रकृतिनो थाय छे, पण तेने शुभ ग्रहनी द्रष्टि के समागम होय तो ए प्रमाणे जाणवुं नहीं.

२७ शुभ ग्रहनी राशिनुं लग्न होय अने तेने शुभ ग्रहनो समागम के द्रष्टि होय तो ते माणुस बाल्यावस्थाथी सुखी जाणवो.

२८ पाप ग्रहनी राशिनुं लग्न होय अने तेने पाप ग्रहनो समागम के द्रष्टि होय तो ते माणुस बाल्यावस्थाथी दुःखी जाणवो; अने जो ते लग्नने घणा पाप ग्रहनो योग होय तो आ माणुस बाल्यावस्थामां मरण पामे.

२९ जन्म लग्ननो स्वामि नवमांश कुंडळीमां वर्गोत्तम राशिनो होय अथवा उंच राशिनो होय अने द्रेष्काण कुंडळीमां पोताना मित्र ग्रहनी राशिनो

હોય અને જન્મ કુંડળીગાં લગ્નનો સ્વામિ જે શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હો-ય તો આ માણુસ જીંદગી સુખમાં ગુજારે.

૩૦ લગ્ને બારમે અને અગીયારમે ભાવે શુભ ગ્રહો રહેલા હોય અને લ-ગ્નનો સ્વામિ બળવાન થઇને કેંદ્રમાં રહેલો હોય અને ગુરૂ સિંહાસનાંશ વર્ગમાં ર-હ્યો હોય તો આદી અને મધ્ય અવસ્થામાં સુખી જાણુવો.

૩૧ લગ્ને ત્રણુ અથવા બે શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય અને લગ્ન-નો સ્વામિ પણુ શુભ ગ્રહ હોય અને શુક્ર પારાવતાંશ વર્ગમાં હોય તો આદી અને મધ્ય અવસ્થામાં સુખી જાણુવો.

૩૨ ગુરૂ કેંદ્રમાં હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય અથવા પારાવતાં-શમાં હોય તો તે માણુસ સ્ત્રી, પુત્ર, મિત્ર, અને ધનના સુખવાળો જાણુવો.

૩૩ શુક્ર દેવલોકાંશ વર્ગમાં હોય અને લગ્નનો સ્વામિ ગોપુરાંશ વર્ગમાં હોય તથા લગ્નને શુભ ગ્રહ દેખતા હોય તો મધ્ય અને છેલી અવસ્થામાં સુખી થાય.

૩૪ લગ્નમાં શુભ ગ્રહ અને બીજે પાપ ગ્રહ હોય તેમજ કેંદ્રસ્થાનમાં પાપ ગ્રહ હોય, વળી લગ્નનો સ્વામિ ઉત્તમાંશ વર્ગમાં હોય તો આદી અવસ્થામાં દુઃખ ભોગવી પછી તે માણુસ સુખ ભોગવે.

૩૫ લગ્નમાં પાપ ગ્રહ અને બીજા ભાવમાં શુભ ગ્રહ હોય તથા નવમા ભાવમાં પણુ શુભ ગ્રહ રહેલા હોય, વળી લગ્નેશ દેવલોકાંશ વર્ગમાં હોય તો તે માણુસ બાલ્યાવસ્થામાં સુખ ભોગવી પછી દુઃખી થાય.

૩૬ લગ્નનો સ્વામિ દશમે હોય અને સૂર્ય લગ્નમાં રહેલો હોય અથવા લ-ગ્નનો સ્વામિ ઊંચ રાશિનો હોય ને તે શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો તે માણુસ સારી કીર્તિવાળો થશે એમ મૂની લોકો કહેછે.

૩૭ પાપ ગ્રહની રાશિનું લગ્ન હોય અને નવમાંશ કુંડળીના લગ્નનો સ્વા-મિ રાહુની સાથે જન્મ કુંડળીમાં કેંદ્રમાં રહ્યો હોય, તેમ જન્મ કુંડળીમાં દશમે પાપ ગ્રહ રહ્યો હોય અને જન્મ લગ્નમાં નીચ રાશિનો કોઇ ગ્રહ રેહેલો હોય અને તેને સૂર્ય દેખતો હોય તો તે માણુસ અલ્પ કીર્તિવાળો થાય.

૩૮ લગ્નનો સ્વામિ આરોહ બળ પામેલો હોય અને નવમા ભાવનો સ્વા-મિ પણુ આરોહ બળ પામેલો હોય અને તે બે ગ્રહો શુભ ગ્રહોની સાથે રહેલા હોય તો તે માણુસ ઘણો પ્રખ્યાત અને કીર્તિવાળો થાય.

૩૯ જન્મ લગ્નમાં શુક્ર પંદર અંશની અંદરનો હોય તો પ્રથમ અવસ્થા-માં સુખ સમજવું અને ઉતરાર્ધમાં એટલે પંદર અંશ ઉપર હોય તો દુઃખ સમજવું

૪૦ ચોથા અને પાંચમા ભાવમાં પાપ ગ્રહ હોય તો પ્રથમ અવસ્થામાં દુઃખ સમજવું.

૪૧ લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં ઉચ્ચ રાશિનો હોય અને તે જન્મ કુંડળીમાં કેંદ્ર કે ત્રીકોણ ભૂવનમાં શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય અ-થવા દશમા ભાવના સ્વામિ ભેગો બેઠો હોય કે પોતાની રાશીનો હોય તો તે માણસ ભાગ્યશાળી, કીર્તિવાળો, ધન ધાન્ય અને લાંબી ઉમર વાળો થાય.

૪૨ લગ્નનો સ્વામિ બળવાન થઇને કેંદ્રમાં રહેલો હોય ને ત્યાં પાપ ગ્રહની દ્રષ્ટિ વગરનો અને શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો તે માણસનો રીષ્ટ યોગનો ભંગ કરીને ઘણા ગુણ અને ઘણી લક્ષ્મીની સાથે લાંબુ આયુષ્ય ભોગવે.

૪૩ જે માણસને કેંદ્ર, ત્રીકોણ અને આઠમા ભાવમાં પાપ ગ્રહો ન હોય અને લગ્નનો સ્વામિ તથા ગુરૂ એ બે ગ્રહો કેંદ્રમાં હોય તો તે માણસ અનેક પ્રકારના સુખ ભોગવીને રોગ વિનાનો દેહ ધારણ કરીને પુન્યનું કામ કરવા છતાં સો વર્ષની આવર્દા ભોગવે.

૪૪ લગ્નના સ્વામિ કરતાં આઠમા ભૂવનનો સ્વામિ બળવાન હોય અને કેંદ્રમાં અને આઠમા તથા બારમા ભૂવનમાં પાપ ગ્રહો રહેલા હોય તો આ મા-ણુસની થોડી અથવા મધ્યમ આવર્દા જાણવી; અથવા વધારે આવર્દા હોય તો તે સંકટમાં ગુજારે.

૪૫ નવમાંશ કુંડળીમાં બુધ, શુક્ર અને શનિ એ ત્રણે એકઠા બેઠા હોય અને જન્મ કુંડળીમાં એ ત્રણે નવમા ભાવમાં અથવા લગ્નમાં બેઠા હોય અને ચંદ્ર છઠ્ઠે કે આઠમે બેઠો હોય તો આ માણુસની લાંબી આવર્દા જાણવી.

૪૬ નવમાંશ કુંડળીમાં ધન અને મીન રાશિના બધા ગ્રહો રહેલા હોય અને તે સર્વે ગ્રહો જન્મ કુંડળીમાં બીજે, નવમે કે કેંદ્રમાં રહેલા હોય તો આ માણુસ બાળપણથી યોગી બની એક આખા યુગ પ્રમાણે આવર્દા ભોગવે.

૪૭ નવમાંશ કુંડળીમાં મકર અને કુંભ રાશિના સૂર્ય, મંગળ અને ગુરૂ હોય અને ત્રણે ગ્રહો બળવાન થઇ નવમે કે દશમે બેઠા હોય અને રાશિના છેલ્લા ભાગમાં એટલે ૨૯ અંશે ચંદ્ર લગ્ને હોય તો આ માણુસ લક્ષ્મીના વૈભવવા-ળો ઘણી લાંબી આવર્દા ભોગવે.

૪૮ નવમા ભાવનો સ્વામિ નવમે હોય અને તેને ચંદ્ર દેખતો હોય અને આ ચંદ્ર નવમાંશ કુંડળીમાં નવમાંશ રાશિનો હોય તો આ માણુસ મોટો મૂની થાય અને તે ઘણા શાસ્ત્રનો બનાવનારો લાંબી આવર્દા ભોગવે.

૪૯ જન્મ લગ્નનો સ્વામિ બીજે ભાવે બેઠો હોય અથવા જન્મ લગ્નનો

સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ ધન ભાવમાં બેઠો હોય અથવા અગીયારમા ભાવનો સ્વામિ બીજે બેઠો હોય તો વીશ વર્ષ પછી સુખ ભોગવનારો જાણવો.

૫૦ જન્મ લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્ર, ત્રીકોણ કે ઊંચ રાશિનો હોય અથવા અગીયારમા ભાવનો સ્વામિ કેંદ્રમાં, ત્રીકોણમાં કે ઊંચનો હોય તો ત્રીશ વર્ષ સૂધી આ માણુસ સુખ ભોગવનારો જાણવો.

૫૧ જન્મ લગ્નનો સ્વામિ શૂભ ગ્રહની રાશિનો હોય અને તેને શૂભ ગ્રહો દેખતા હોય અથવા લગ્નનો સ્વામિ ગોપુરાંશ વર્ગમાં હોય તો આ માણુસ સોળ વર્ષ પછી સુખ ભોગવનારો જાણવો.

ઉપર પ્રમાણે ગ્રહોના સમાગમ અને દ્રષ્ટિ થકી તથા બળાબળના આધાર થકી પેહેલા ભાવનું ફળ શ્રીમંત વ્યંકટાચાર્યે કહેલું છે.

---

## બીજો ભાવ.

### ધન, કુટુંબ, મૂખ, વાણી, જમણી આંખ, વિદ્યા એટલો વાના આ બીજા ભાવમાં જોવાય છે.

૧ લગ્નના સ્વામિ સાથે ધન ભૂવનનો સ્વામિ છઠે, આઠમે કે બારમા ભૂવને હોય તો નેત્રનો નાશ કરે.

૨ શુક્ર અને ચંદ્રની સાથે બીજા ભૂવનનો સ્વામિ લગ્નમાં રહેલો હોય તો આ માણુસ રતાંધળો થાય; પણ જો બીજા ભૂવનનો સ્વામિ ઉંચ રાશિમાં શુભ ગ્રહની સાથે રહેલો હોય તો તેમ ન જાણવું.

૩ સૂર્ય, ચંદ્ર અને લગ્નના સ્વામિ સાથે બીજા ભૂવનનો સ્વામિ રહેલો હોય તો આ માણુસ જન્મ થકી આંધળો થાય, તેમજ ધન ભૂવનનો સ્વામિ છઠે, આઠમે ને બારમે ભાવે રહેલો હોય તો પણ જન્મ થકી આંધળો જાણવો.

૪ બારમા ભાવમાં મંગળ રહેલો હોય તો ડાબી આંખે આંધળો થાય, અને બારમે શનિ રહેલો હોય તો જમણી આંખે આંધળો જાણવો.

૫ સિંહ લગ્નમાં સૂર્ય અને ચંદ્ર રહેલા હોય અને તેમને શનિ અને મંગળ દેખતાં હોય તો આ માણુસ આંધળો થાય, પણ જો એ સૂર્ય, ચંદ્રને શૂભગ્રહોનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તેમ ન જાણવું; અને શૂભ અને પાપગ્રહ એ

મંનેનો સગાગમ કે દ્રષ્ટિ હોય તો તે ગાણુસ ટપકતી આંખોવાળો હોય.

૬ બીજા ભાવમાં પાપગ્રહ રહેલા હોય અને બીજા ભૂવનના સ્વામિને શુભગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણસની આંખો કાંઇક મીચાયલી રહે.

૭ લગ્નનો સ્વામિ પાપગ્રહની સાથે રહેલો હોય તો અને તેને શનિ દેખતો હોય તો તે માણસને નેત્ર રોગી જાણવો.

૮ બીજા ભાવમાં શુભ ગ્રહ રહેલા હોય અને નેત્રકારક ગ્રહને લગ્નના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણસ દીર્ઘ દ્રષ્ટિવાળો જાણવો.

૯ બીજા ભાવનો સ્વામિ ગુલીક ગ્રહ શનિ અને મંગળની સાથે રહેલો હોય તો નેત્રમાં રોગ જાણવો.

૧૦ બીજા ભાવના સ્વામિ સાથે ઘણા પાપ ગ્રહ રહેલા હોય અને તેને શનિ દેખતો હોય તો નેત્રનો રોગ જાણવો.

૧૧ બીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં રહેલો હોય અને તેની સાથે પાપ ગ્રહ પણ હોય તો નેત્રે રોગી જાણવો.

૧૨ બીજા ભાવનો સ્વામિ સૂર્ય અગર મંગળ હોય અથવા ગુલીકની સાથે રહેલો સૂર્ય ધન ભાવના સ્વામિને દેખતો હોય તો ગરમીના રોગથી અથવા પીત્તના રોગથી અથવા ઉધરસના રોગથી નેત્રમાં રોગ પેદા થાય.

૧૩ બીજા ભાવનો સ્વામિ નેષ્ટ ૬-૮-૧૨ મા ભાવમાં બુધની સાથે રહેલો હોય તો અણાજ નાગના રોગથી નેત્રમાં રોગ થાય.

૧૪ ભાઈ, પૂત્ર, શત્રુ, સ્ત્રી અને મિત્ર વિગેરે સંબંધી માણસોના નેત્રને માટે પણ સો સોના ભાવ થકી ઉપર મૂજબની રીતે સુખ દુઃખ જાણવું.

૧૫ ધન ભાવના સ્વામિને સૂર્ય તથા મંગળનો સમાગમ હોય અથવા દ્રષ્ટિ હોય તો તે માણસને લાલ રંગની આંખોવાળો જાણવો.

૧૬ ધન ભાવનો સ્વામિ અને નેત્રનો કારક ગ્રહ એ બે ગ્રહો શુભ ગ્રહ હોય તો તે માણસની દ્રષ્ટિ અતિ સુંદર હોય છે; પણ તેઓને પાપગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો સાફ નજર હોય નહિ. આ પ્રમાણે માબાપ વિગેરે સંબંધી માણસોની આંખોના સુખ દુઃખ માટે જાણવું.

૧૭ બીજા ભાવનો સ્વામિ શુભ ગ્રહની સાથે કેંદ્રસ્થાનમાં હોય અથવા પોતાની રાશિનો ઉંચનો, મિત્ર ગ્રહની રાશિનો અથવા શુભ ગ્રહની રાશિનો હોય તો તે માણસ પુન્યવાન, કુટુંબનો રક્ષણ કરનારો, બોલવામાં ચતુર અને સુખ ભોગવનારો હોય છે.

૧૮ બીજા ભાવમાં પોતાની રાશિનો કે ઉંચના શુભ ગ્રહ રહેલો હોય અથવા બીજા ભાવ ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી હોય અને લગ્નનો સ્વામિ ઘણો બળવાન હોય અથવા પોતાની ઊંચ રાશિનો હોય તો તે માણસ અનેક પ્રાણીનું રક્ષણ કરવાથી પ્રગટ થયલા પુન્યવાળો જાણવો.

૧૯ ધન ભૂવનનો સ્વામિ ગુરૂ, બુધ કે શુક્ર બીજા ભાવમાં હોય અથવા પોતાની રાશિ, ઊંચ રાશિ અથવા મિત્ર ગ્રહની રાશિમાં રહેલો હોય તો ભાઇઓમાં અને મિત્રમાં પરોપકારી તથા માણસોનું રક્ષણ કરનારો જાણવો.

૨૦ બીજા ભાવનો સ્વામિ પાપ ગ્રહ હોય અને તેને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય અથવા તે પોતાની ઉંચ રાશિનો હોય અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય અથવા પાપ ગ્રહની સાથે હોય તો આ માણસનું ગુજરાન ચાલવાના કામમાં કાંઇ મદદ કરનાર થશે નહીં.

૨૧ બીજા ભાવમાં ઘણા પાપ ગ્રહ રહેલા હોય અને બીજા ભાવના નિર્બળ સ્વામિને પાપ ગ્રહ દેખતા હોય તથા લગ્નનો સ્વામિ પાપ ગ્રહની સાથે દુષ્ટ સ્થાન એટલે ૬-૮-૧૨ મા ભાવમાં રહેલોહોય તો આ માણસની આજીવિકા સુખે કરીને ચાલે નહી.

૨૨ ધન ભાવનો સ્વામિ ત્રીજી રાશિમાં હોય અને તેને નર શુભ ગ્રહ દેખતા હોય અને નવમા ભાવમાં ઉંચનો સૂર્ય રહેલો હોય તો તે માણસ સર્વ માણસોનો અને પૃથ્વીનો અધિપતિ થાય છે.

૨૩ બીજા ભાવનો સ્વામિ ગોપુરાંશનો હોય અને ધન ભાવના સ્વામિના નવમાંશનો પતી શુભ ગ્રહ હોય અથવા ધન ભાવનો સ્વામિ સિંહાશનાંશ વર્ગના હોય તો આ માણસ ૫૦ માણસનું રક્ષણ કરનારો થાય છે.

૨૪ બીજા ભાવનો સ્વામિ પોતાની રાશિ કે ઉંચનો હોઇ ત્રીકોણ ભૂવન કે લાભસ્થાનમાં બેઠો હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તથા ધન ભાવનો સ્વામિ જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ કેંદ્રમાં હોય તો સર્વ માણસનો અને ધરતીનો પતી થાય.

૨૫ બીજા ભાવમાં પાપ ગ્રહ રહેલા હોય અને બીજા ભાવના સ્વામિ ભેગા પણ પાપ ગ્રહ રહેલા હોય અથવા એ બીજા ભાવને અને બીજા ભાવના સ્વામિને પાપગ્રહ દેખતા હોય તો તે માણસ ધન વગરનો તથા કુટુંબના સુખ વગરનો જાણવો.

૨૬ બીજા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે રહેલો હોય અથવા પારાવતાંશ વર્ગનો હોય અને બીજા ભાવમાં ચંદ્ર બેઠો હોય તો અથવા બીજે પ્રકારે બીજા

ભાવનો સ્વામિ પોતાની રાશિ, ઊંચ કે મિત્ર રાશિમાં હોય અથવા સિંહાસન વર્ગમાં હોય કે પારવતાંશ વર્ગમાં હોય તો, અને તેને ગુરૂની દ્રષ્ટિ હોય તો ત્રણસો માણુસનું રક્ષણ કરનારો પુન્યવાળો માણુસ જાણવો.

૨૭ બીજા ભાવનો સ્વામિ પરમ ઊંચનો હોય અને તેને ગુરૂ દેખતો હોય, તથા બીજા ભાવને પણ ગુરૂ દેખતો હોય તો આ માણુસ હજાર માણુસનું રક્ષણ કરવાવાળો પ્રતાપિ જાણવો.

૨૮ સિંહાશન વર્ગમાં ગુરૂ હોય, ગોપુરાંશ વર્ગમાં શુક્ર હોય અને ધન ભાવનો સ્વામિ ઐરાવતાંશ વર્ગમાં બળવાન હોય તો અનંત માણુસનું રક્ષણ કરનારો જાણવો.

૨૯ બીજા ભાવનો સ્વામિ કેંદ્રમાં પોતાની રાશિનો અથવા ઊંચ રાશિનો કે મિત્ર ગ્રહની રાશિનો હોય અને ષડ્ વર્ગમાં પોતાની રાશિનો હોય તથા તે ગોપુરાંશ વર્ગનો હોય તો આ માણુસ લક્ષ્મીવાળો, હસતા સુંદર મૂખવાળો થાયછે.

૩૦ બીજા ભાવનો સ્વામિ નીચ રાશીનો હોય તથા બીજા ભાવ અને બીજા ભાવના સ્વામિ સાથે પાપ ગ્રહ રહેલા હોય અથવા તેમને પાપ ગ્રહ દેખતા હોય તો આ માણુસનું મૂખ નઠારૂં જાણવું.

૩૧ બીજા ભાવનો સ્વામિ શૂભ ગ્રહની સાથે કેંદ્રમાં કે ત્રિકોણ ભાવમાં પોતાના ઉંચનો હોય અથવા તે ઠેકાણે પુરૂષ ગ્રહની સાથે શૂભ ગ્રહની દ્રષ્ટિવાળો હેય તો આ માણુસ યુક્તિવાળો બહુ વાચાળ થાય છે.

૩૨ બીજા ભાવનો સ્વામિ ગુરૂની સાથે આઠમા ભાવમાં બેઠો હોય તો આ માણુસ મુંગો જાણવો.

૩૩ આ પ્રમાણે માબાપ વિગેરે સંબંધી માણસોને પણ ઘણા શાસ્ત્ર જાણનારા મૂની લોકોએ મુંગાપણાના યોગની રીત જણાવી છે.

૩૪ બીજા ભાવના સ્વામિના નવમાંશનો પતી શૂભ ગ્રહની અને તે પોતાના અંશમાં શૂભ ગ્રહની સાથે રહેલો હોય અથવા તે ગોપુરાંશ વર્ગમાં રહેલો હોય તો તે માણુસ ડાહ્યો અને વાચાળ જાણવો.

૩૫ બીજા ભાવનો સ્વામિ પાપ ગ્રહની સાથે હોય અને તે દશમે ભાવે નીચ રાશિનો સૂર્ય ભેગો રહેલો હોય તો આ માણુસ સભામાં જડ એટલે બોલી બીલકુલ શકે નહીં.

૩૬ બુધ કેંદ્રમાં હોય, અને બીજા ભાવનો સ્વામિ બળવાન હોય, વળી બીજા કે ત્રીજા ભાવમાં શૂભ ગ્રહની સાથે શુક્ર હોય, અથવા બીજા ભાવમાં ઉંચનો શુક્ર હોય તો આ માણુસ જ્યોતિષશાસ્ત્ર જાણનારો ઉત્તમ પ્રકારનો જોશી થાય.

૩૭ બીજા ભાવમાં ચંદ્ર સાથે મંગળ હોય અને બુધ દેખતો હોય અથવા બુધ કેદ્રમાં હોય તો આ માણસ ગણિત વિદ્યાનો જાણનારો થાય.

૩૮ ગુરૂ કેંદ્રમાં હોય કે ત્રીકોણમાં હોય શુક્ર ઉંચનો હોય અથવા બીજા ભાવનો સ્વામિ બુધ હોય તોપણ ગણિત વિદ્યા જાણનારો થાય.

૩૯ બીજા ભાવનો સ્વામિ ગુરૂ કે શુક્ર હોય અને તેને સૂર્ય કે મંગળ દેખતા હોય, વળી તે મૂળ ત્રીકોણના કે ઉંચના હોય તો આ માણસ તર્ક શાસ્ત્ર જાણનારો થાય.

૪૦ બીજા ભાવનો સ્વામિ ગુરૂ બળવાન હોય અને તેને સૂર્ય કે શુક્ર દેખતા હોય તો આ માણસ વ્યાકરણ વિદ્યા જાણવામાં હુંશીઆર થાય.

૪૧ બીજા ભાવનો સ્વામિ ઉંચનો હોય, શનિ ગોપુરાંશ વર્ગનો હોય અને ગુરૂ સિંહાશન વર્ગનો હોય તો આ માણસ વેદાંત જાણનારો થાય.

૪૨ વર્ગોત્તમ રાશિનો શુક્ર લગ્નમાં હોય અને તે સિવાયના કેંદ્રમાં હોય અથવા ચંદ્ર દેવલોકાંશ વર્ગમાં હોય તો આ માણસ વેદાંત શાસ્ત્ર જાણનારો જાણવો.

૪૩ ગુરૂ કેંદ્રમાં હોય અને શુક્ર સિંહાશન વર્ગમાં હોય કે ગોપુરાંશ વર્ગમાં હોય, અને બીજા ભાવની નવમાંશ રાશિમાં બુધ હોય તો પટ્ શાસ્ત્રનો જાણનારો જાણવો.

૪૪ બીજા ભાવનો સ્વામિ જે રાશિનો હોય તે રાશિના સ્વામિના નવમાંશનો સ્વામિ શનિ હોય અથવા પાપ ગ્રહની સાથે મંગળ કેંદ્રમાં કે ત્રીકોણમાં હોય તો આ માણસ બીજાના છીદ્ર જાણવામાં કુશળ હોય.

૪૫ સૂર્યના નવમાંશનો સ્વામિ બીજા ભાવમાં બળવાન થઇને રહેલો હોય અથવા વૈશેષિક વર્ગમાં રહેલો હોય તો આ માણસ હાસ્ય કરાવનારો તથા ગમત કરાવનારો થાય.

૪૬ ગુરૂ બળવાન થઇને બીજે ભાવે રહેલો હોય અને બીજા ભાવના નવમાંશનો સ્વામિ કેંદ્રમાં કે ત્રીકોણમાં શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો અનુક્રમે કરીને શાસ્ત્રના -હસ્ય જાણનારો થાય.

૪૭ લગ્નનો સ્વામિ બીજે કે લગ્ને રહેલો હોય અથવા શુભગ્રહની સાથે કે ઉંચનો હોય અથવા બીજા ભૂવનનો સ્વામિ પારાવતાંશ વર્ગમાં રહેલો હોય અને શુક્ર બારમે રહેલો હોય તો આ માણસ વેદ જાણનારો જાણવો.

૪૮ લગ્નના સ્વામિના નવમાંશ પતિની રાશિના સ્વામિનો નવમાંશ પતી બળવાન હોય અને તે વૈશેષિક વર્ગમાં શુભ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમવાળો હોય તો તેને ઘણો લાભ થશે એમ મૂની લોકો કહેછે.

૪૯ બીજા ભૂવનના સ્વામિ સાથે લાભ ભૂવનનો સ્વામિ હોય અને તે દ-શમા ભૂવનના નવમાંશ પતીની દ્રષ્ટિ કે સમાગમ હોય અને ધન ભૂવનનો સ્વામિ વૈશેષિક વર્ગમાં કે પરમ ઉંચ અંશમાં હોય તો આવા યોગવાળો માણસ ઘણા ધનના લાભવાળો થશે એમ પુરાતની પંડિતો કહે છે.

૫૦ ધન ભૂવનનો સ્વામિ નવમા ભૂવનના સ્વામિ સાથે હોય અને તે કેંદ્રમાં શુભગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તેમજ લગ્નના સ્વામિનો નવમાંશ પતી તેને દેખતો હોય તો આ માણસ બાળ અવસ્થામાં ઘણા ધનનો લાભ પામે.

૫૧ લગ્ન, બીજા કે અગીયારમા ભાવમાં શુભગ્રહ પોતાની રાશિના, ઉંચના કે મિત્ર ગ્રહની રાશિના હોય કે વૈશેષિક વર્ગમાં હોય અથવા નવમાંશ કુંડળીમાં ઉંચ રાશિનો હોય, અને બીજા ભૂવનના સ્વામિનો નવમાંશ પતી તેને દેખતો હોય તોપણ બાળ અવસ્થામાં ધનનો ઘણો લાભ પામે.

૫૨ લગ્નનો સ્વામિ બીજા ભાવમાં હોય અને બીજા ભાવનો સ્વામિ અગીયારમા ભાવમાં હોય ને અગીઆરમા ભાવનો સ્વામિ લગ્નમાં હોય તો આ માણસને ભોંયમાંથી દાટેલું ધન મળે.

૫૩ સર્વ ગ્રહો કરતાં લગ્નનો સ્વામિ ઘણોજ બળવાન હોય અને તે ગુરૂની સાથે કેંદ્રમાં હોય અને ધન ભૂવનનો સ્વામિ વૈશેષિક વર્ગમાં હોય તો આ માણસ પોતાના બળ અને પ્રાક્રમથી ઘણું ધન મેળવે એમ પ્રાચીન પંડિતો કહેછે.

૫૪ લગ્નના સ્વામિનો નવમાંશ પતીની રાશીનો સ્વામિ બળવાન હોય અને તે બીજા ભૂવનના સ્વામિનો મિત્ર હોય, વળી તે પોતાની રાશિનો થઇને કેંદ્રમાં કે ત્રીકોણમાં હોય તો આ માણસ પોતાના બળથી અનેક પ્રકારથી ધનમેળવે.

૫૫ બીજા ભૂવનનો સ્વામિ લાભ ભૂવનના અને લગ્નના સ્વામિ સાથે કેંદ્રમાં કે ત્રીકોણમાં હોય, વળી તે કાળ બળ પામેલો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય તો પોતાના બળ થકી આ માણસ ઘણું ધન મેળવનારો જાણવો.

૫૬ બીજા ભૂવનનો સ્વામિ લગ્નમાં બળવાન થઇને બેઠો હોય તેમજ લાભ ભૂવનનો સ્વામિ લગ્નમાં બળવાન થઈને બેઠો હોય તો અંત્ય અવસ્થામાં ધન મેળવનારો જાણવો.

૫૭ બીજા ભૂવનનો સ્વામિ જે રાશિમાં હોય તે રાશિમાં લગ્નનો સ્વામિ શુભ ગ્રહ સાથે રહેલો હોય તોપણ આ માણસ અંત્ય અવસ્થામાં ધન મેળવે.

૫૮ લગ્ન અને ધન ભૂવનના સ્વામિઓ ત્રીજા ભાવમાં બળવાન થઇને બેઠા હોય અને તેમને પુરૂષ ગ્રહની દ્રષ્ટિ કે સમાગમ હોય અને તેઓ ત્રીજા ભૂવનના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય અને વૈશેષિક વર્ગમાં હોય તો આ મા-

ણુસ ભાઇઓ થકી ધન મેળવનારો જાણવો.

૫૯ ત્રીજા ભાવનો સ્વામિ બીજા ભાવમાં રહેલો હોય અને કારક ગ્રહ ત્યાં લગ્નના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય અથવા વૈશેષિક વર્ગમાં કારક ગ્રહ હોય તોપણ આ માણુસ ભાઇઓ થકી ધન મેળવનારો જાણવો.

૬૦ લગ્ન અને ધન ભૂવનના સ્વામિઓ એક બીજાને દેખતા હોય, કેંદ્રમાં હોય, વળી તે શૂભ ગ્રહના નવમાંશ હોય અને લગ્નના અને નવમા ભાવના સ્વામિની દ્રષ્ટિ હોય તો આ માણુસ ઘણા પ્રકારથી ધન મેળવનારો જાણવો.

૬૧ લગ્નનો સ્વામિ ધન ભૂવનના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો આ માણુસ પોતાના બાહુ બળથી ધનનો મેળવનારો જાણવો.

૬૨ લગ્નનો સ્વામિ ત્રીજા ભાવના સ્વામિ અને કારક ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તોપણ પોતાના પરાક્રમથી ધન મેળવનારો જાણવો.

૬૩ ધન ભૂવનનો સ્વામિ બળવાન હોય અને તે ચોથા ભાવના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય, વળી તે વૈશેષિક વર્ગમાં હોય તો આ માણુસ માતાના પ્રતાપથી ધન મેળવે, અથવા મિત્ર તરફથી અથવા ખેતીવાડીથી ધન મેળવનારો જાણવો.

૬૪ ધન ભૂવનનો સ્વામિ ધન ભૂવનમાં બેઠો હોય અને તેને લગ્નના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય, અથવા કારકગ્રહ બીજા ભાવમાં બેઠો હોય અને તેને લગ્નના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય અને ધન ભૂવનનો સ્વામિ અને કારક ગ્રહ વૈશેષિક વર્ગમાં બેઠા હોય તો ભાઇઓ થકી આ માણુસ ધન મેળવનારો જાણવો.

૬૫ ધન ભૂવનનો સ્વામિ અને કારક ગ્રહ ધનભાવમાં બળવાન થઇને બેઠા હોય અને તેઓ પાંચમા ભાવના સ્વામિ અને પુત્ર કારક ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય, વળી ધન ભાવનો સ્વામિ બળવાન થઈને વૈશેષિક વર્ગમાં હોય તો આ માણુસ પૂત્ર થકી ધન મેળવનારો જાણવો.

૬૬ લગ્નનો સ્વામિ વૈશેષિક વર્ગમાં હોય તોપણ આ માણુસ પૂત્ર થકી ધન મેળવનારો જાણવો.

૬૭ ધન ભાવનો સ્વામિ બળવાન થઇ ધન ભાવમાં બેઠો હોય અને તે છઠ્ઠા ભાવના સ્વામિ અથવા શત્રુ કારક ગ્રહના સમાગમ કે દ્રષ્ટીવાળો હોય તો આ માણુસ શત્રુ થકી ધન મેળવનારો જાણવો.

૬૮ લગ્નનો સ્વામિ બળવાન થઇને વૈશેષિક વર્ગમાં હોય અને ધન ભાવના સ્વામિને સ્ત્રી ભાવના સ્વામિનો તથા સ્ત્રી કારક ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો

આ માણુસ સ્ત્રી તરફથી ધન મેળવનારો જાણવો.

૬૯ ઉપરની રીતના ધન ભાવના સ્વામિને દશમા ભાવનો સ્વામિનો તથા પિતાકારક ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણુસ પિતા તરફથી ધન મેળવે, અથવા પોતાના ગુરૂ થકી કે ધર્મના કામથી કે ધનનું દાન લેવાથી કે કીર્તિ થકી ધન મેળવનારો જાણવો.

૭૦ ઉપરની રીતના ધન ભાવના સ્વામિને લાભ ભૂવનના સ્વામિનો તથા લાભ કારક ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણુસને ઘણી રીતથી ધનનો લાભ મળે એમ જાણવું.

૭૧ ધન ભાવમાં પાપ ગ્રહો બળવાન હોય અથવા કોઈ ગ્રહ અસ્તના કે નીચના કે શત્રુ ગ્રહની રાશિના બીજા ભાવમાં રહેલા હોય અથવા એ બીજા ભાવપર તેઓની દ્રષ્ટિ હોય અથવા ભાઇ, મા, બાપ, સ્ત્રી, પૂત્ર વિગરે સંબંધી માણુસ તરફથી ધન મેળવવાનો જે રીતે યોગ કહેલો છે તે યોગ ન થતાં તેથી ઉલટો નબળો યોગ થયલો હોય તો તે તે સંબંધી માણુસો તરફથી ધનનો નાશ થાય.

૭૨ લગ્નનો સ્વામિ નિર્બળ થઇને પાપ ગ્રહની સાથે રહેલો હોય, ધન ભાવનો સ્વામિ બારમે સૂર્ય ભેગો હોય અથવા ધન ભાવનો સ્વામિ નીચનો પાપ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો આ માણુસનું ધન રાજા હરી લેશે એમ જાણવું.

૭૩ બારમા ભાવનો સ્વામિ ધન ભાવમાં હોય, અને અગીયારમા ભાવનો સ્વામિ બારમા ભાવમાં હોય, તેમજ ધન ભાવનો સ્વામિ દુષ્ટસ્થાન ૬-૮-૧૨ મે હોય કે નીચનો હોય તો આ માણુસનો રાજાના દંડ થકી ધનનો નાશ થાય.

૭૪ ધન ભાવનો સ્વામિ આઠમા ભાવમાં પાપ ગ્રહની સાથે નીચ રાશિમાં હોય અને ત્યાં રાજકારક ગ્રહનો સમાગમ હોય તોપણ રાજ દંડ થકી ધનનો નાશ થાય.

૭૫ ધન ભાવનો સ્વામિ બારમે અને બારમા ભાવનો સ્વામિ ધન ભાવમાં હોય અને તે બંને લગ્નના સ્વામિની દ્રષ્ટિવાળા હોય, વળી લગ્નનો સ્વામિ આઠમા ભાવમાં પાપ ગ્રહની સાથે રહેલો હોય તો રાજાના કોપથી ધનનો નાશ થાય.

૭૬ દશમા ભાવનો સ્વામિ યમ કે કટક વર્ગ અથવા દંષ્ટાકરાલ અંશમાં હોય, વળી તે અગીયારમા ભાવમાં લગ્નના સ્વામિ સાથે રહેલો હોય તો રાજાના કોપથી ધનનો નાશ થાય.

૭૭ બીજા અને અગીયારમા ભાવના સ્વામિઓ મંગળના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય, વળી તે ક્રૂર અંશના નિર્બળ થઇને પાપ ગ્રહની સાથે રહેલા હોય તેમજ ચોર, શત્રુ વિગેરે ભાવના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો આ માણુસનું ધન ચોર, અગ્નિ અને રાજાથી નાશ પામે છે.

૭૮ દશમા ભાવનો સ્વામિ આઠમા ભાવમાં પાપ ગ્રહની સાથે હોય અને તે ઘણું કરીને કૃર ષૃષ્ટિ અંશમાં રહેલો હોય, વળી તે બીજાને અગીયારમાં ભાવના સમાગમવાળા હોય તો આ માણસનું ધન લોકોપવાદથી નાશ પામે છે.

૭૯ ધન ભાવના સ્વામિ નવમાંશપતીના નવમાંશ રાશિનો સ્વામિ પાપ ગ્રહની સાથે ૬-૮-૧૨ સ્થાને રહ્યો હોય અને તેને લગ્નના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ચોર, અગ્નિ, અને રાજા તરફથી આ માણસનું ધન નાશ પામે છે.

૮૦ ધન ભાવના સ્વામિના નવમાંશ પતી દુષ્ટ સ્થાન ૬-૮-૧૨ મે પાપ ગ્રહની સાથે રહેલો હોય અથવા તે કૃર ષૃષ્ટિ અંશમાં રહેલો હોય તો તે માણસ નિર્ધન હોય છે.

૮૧ ધન ભાવ, ધન ભાવનો સ્વામિ અને લાભ ભાવનો સ્વામિ એ ત્રણ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો તે માણસ ધન વગરનો હોય છે.

૮૨ બારમા ભાવના સ્વામિનો નવમાંશનો સ્વામિ ધન ભાવના સ્વામિના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય અથવા નીચ રાશિનો, અસ્તનો અને નિર્બળ પાપ ગ્રહની સાથે કેંદ્રમાં હોય તોપણ નિર્ધન થાય.

૮૩ ધન ભાવનો સ્વામિ જે રાશિમાં હોય. તે રાશિના સ્વામિના નવમાંશનો પતી કાળ દંડાદી અંશમાં હોય તો આ માણસ નિર્ધન જાણવો.

૮૪ ધન ભાવનો સ્વામિ કેંદ્રમાં કે ત્રીકોણમાં કૃર ષૃષ્ટિ અંશમાં હોય અથવા નીચનો કે અસ્તનો હોય તો થોડા ધનવાળો જાણવો.

૮૫ લાભ ભાવ અને ધન ભાવના સ્વામિઓ કૃર ષૃષ્ટિ અંશમાં છતાં કેંદ્ર અને ત્રીકોણમાં રહેલા હોય તોપણ આ મનુષ્ય ધનવાળાને ઘેર જન્મે છે.

૮૬ ધન ભાવનો સ્વામિ વૈશેષિક વર્ગમાં છતાં પોતાની રાશિનું ઉંચ કે મૂળ ત્રિકોણમાં હોય તોપણ આ માણસ ધનવાનને ઘેર જન્મે છે.

૮૭ લાભ ભાવનો સ્વામિ કૃર ષૃષ્ટિ અંશમાં હોય તો આ માણસ અને ધનનો નાશ થાય છે.

૮૮ લગ્નનો સ્વામિ વૈશષિક વર્ગમાં હોય અને ધન ભાવનો સ્વામિ કૃર ષૃષ્ટિ અંશમાં હોય અને બંને કેંદ્રમાં હોય તો આ માણસ ધનવાન પ્રગટ થાયછે.

૮૯ ધન ભૂવન અને દશમા ભૂવનના સ્વામિઓ એકઠા બેઠા હોય અથવા દશમાં ભૂવનના નવમાંશ પતી સાથે લાભ ભૂવનનો સ્વામિ એકઠો બેઠો હોય તો ધનવાન માણસ હોય.

૯૦ લગ્નનો સ્વામિ બીજા ભાવે હોય, લાભનો સ્વામિ દશમા ભાવે હોય અને ધનેશના નવમાંશ પતી શૂભ ગ્રહ હોય તો આ માણસ નામથી ધનવાનહોયછે.

૯૧ લગ્નેશનો નવમાંશ પતી અને ધનેશનો નવમાંશ પતી શુભ ગ્રહ હોય અને તેઓને ગુરૂ દેખતો હોય તો આ માણુસ એક હજાર મોહોરનો ધનવાન થાય.

૯૨ લગ્નેશ ધન ભાવમાં હોય અને લાભેશ દશમા ભાવમાં હોય અથવા લગ્નેશને અગીઆરમા ભાવનો સ્વામિ દેખતો હોય અગર ગુરૂ લગ્નેશને દેખતો હોય તોપણુ ૧૦૦૦ મોહોરનો ધણી થાય છે.

૯૩ લગ્નેશ, નવમાંશનો પતી ગોપુરાંશમાં હોય અને તેને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તોપણુ એક હજાર મોહોરનો માલીક થાય છે.

૯૪ દશમા ભાવના સ્વામિનો નવમાંશ પતીનો સપ્તાંશ પતી બળવાન હોય અને તેને શુક્ર તથા ગુરૂ દેખતા હોય તો બે હજાર મોહોરનો ધણી થાય છે.

૯૫ ધન ભાવ અને લાભ ભાવ બળવાન થઈને સૌમ્યષ્ટિ અંશમાં હોય તેમજ લાભ અને ધન ભાવના સ્વામિઓ પણુ સૌમ્યષ્ટિ અંશમાં હોય તો આ માણુસ ત્રણુહજાર મોહોરનો ધણી થાય.

૯૬ ધનેશ, ગુરૂ, ચંદ્ર અને સૂર્ય વૈશેષિકાંશ અંશમાં હોય અને તે પ્રમાણે લાભેશ પણુ બળવાન થઇને વૈશેષિક અંશમાં હોય તો આ માણુસ ધનવાન થાય.

૯૭ ધનેશના દ્રેષ્કાંડના પતીના નવમાંશનો પતી સર્વોત્તમ બળ પામ્યો હોય તો આ માણુસ આઠ હજાર મોહોરનો ધણી થાય.

૯૮ લગ્નેશના દ્રેષ્કાંડ પતીનો સપ્તમાંશ પતી વૈશેષિક અંશમાં હોય તો દશ હજાર મોહોરનો આ માણુસ ધણી થાય.

૯૯ બારમે શુક્ર અને બીજે ગુરૂ પોતાના નવમાંશનો પતી વૈશેષિક અંશમાં હોય તો, તથા લગ્નેશ પણુ પોતાના નવમાંશનો વૈશેષિક અંશમાં હોય તો આ માણુસ દશ હજારથી વધારે મોહોરનો ધનવાન થાય.

૧૦૦ લગ્ને શનિ સાથે ગુરૂ કેંદ્રમાં કે ત્રીકોણુમાં હોય અને ધન ભાવ વૈશેષિકાંશમાં હોય તો દશહજાર સોના મોહોરથી વધારે ધનવાન થાય.

૧૦૧ દશમા ભાવના સ્વામિના દ્રેષ્કાંડના પતીનો સપ્તમાંશ પતી ઐરાવતાંશ ભાગમાં હોય તો આ માણુસ લક્ષાપતી થાય.

૧૦૨ ચારે કેંદ્રોમાં શુભ ગ્રહ હોય અને ધન ભાવનો સ્વામિ સિંહાશન ભાગમાં કે પારાવતાંશ હોય તો આ માણુસ બે લાખ ધનનો ધનવાન થાય.

૧૦૩ લાભ લગ્ન અને ધન ભાવના સ્વામિઓ વૈશેષિકાંશમાં અથવા મૃદુ અંશમાં હોય તો આ માણુસ ત્રણુ લાખ ધનનો ધનવાન થાય.

૧૦૪ ધન અને લાભ ભાવના સ્વામિઓ વૃદ્ધિ ભાવ થયલાં કેંદ્રમાં હોય

બળી તે બળવાન હોય, વળી નવમા ભાવનો સ્વામિ પણ બળવાન થઇ વૃદ્ધિ ભાવવાળા કેંદ્રમાં હોય તો આ માણસ ત્રણ લાખથી વધારે ધનવાન થાય.

૧૦૫ કેંદ્રમાં અને ત્રીકોણમાં રહેલી રાશિઓ બળવાન હોય અથવા લાભ ભાવના સ્વામિના સમાગમવાળા હોય, પણ આ લાભ ભાવનો સ્વામિ વૈશેષિકાંશમાં હોય તો આ માણસ એક લાખ ધનનો ધનવાન થાય.

૧૦૬ લગ્નેશ, લગ્નના નવમાંશ પતી અને નવમા ભાવના સ્વામિઓ પરમ ઉંચ ભાગમાં હોય અને લાભ ભાવનો સ્વામિ વૈશેષિક વર્ગમાં હોય તો આ માણસ કરોડપતી થાય છે.

૧૦૭ લગ્નેશના નવમાંશ પતી મૃદુ અંશમાં હોય અને તેને ગુરૂ દેખતો હોય તો આ માણસ રણુ એટલે દેવું આપનારો થાય છે.

૧૦૮ ધન અને લાભ ભાવના સ્વામિના દેષ્કાંડ પતીના નવમાંશનો પતી વૈશેષિકાંશ અંશમાં હોઇને કેંદ્રમાં કે ત્રીકોણમાં હોય તોપણ આ માણસ દેવું આપનારો થાય છે.

૧૦૯ બીજા ભાવમાં પાપ ગ્રહ હોય અને લગ્નેશ બારમે હોય, દશમા ભાવના સ્વામિને લાભ ભાવના સ્વામિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો આ માણસ ઘણુંકરીને દેવાદાર હોય છે.

૧૧૦ ધનેશ નીચ રાશિનો તથા અસ્તનો હોય અને ધન ભાવમાં તથા આઠમા ભાવમાં પાપ ગ્રહ હોય તો આ માણસ દેવાદાર થાય.

૧૧૧ ધનેશ એટલે ધન ભાવનો સ્વામિ નીચ રાશિનો ક્રૂર ષૃષ્ટિ અંશમાં હોય તેમજ લાભેશ પણ નીચ રાશિનો અને અસ્તનો હોય તોપણ આ માણસ દેવાદાર થાય.

૧૧૨ લાભેશ એટલે લાભ ભાવના સ્વામિનો નવમાંશ પતી જન્મ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો પતી પાપ ગ્રહની સાથે દુષ્ટ સ્થાન ૬-૮-૧૨ મે ષૃષ્ટિ અંશ કુંડળીમાં હોય તો આ માણસ દેવાદાર હોય છે.

૧૧૩ બીજા ભાવનો સ્વામિ રાહુની સાથે છઠ્ઠા ભાવમાં હોય અથવા જન્મ કુંડળીમાં રાહુ જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ ધન ભાવના સ્વામિ સાથે હોય તો તેઓની દશામાં આ માણસને દાંતનો રોગ થાય, અથવા તો દાંત પડી જાય એમ પંડીત પુરૂષો કહેછે.

૧૧૪ બીજા ભાવના સ્વામિ ભેગો છઠ્ઠા ભાવનો સ્વામિ બેઠો હોય અને બીજા ભાવના સ્વામિના નવમાંશ પતીની રાશિનો સ્વામિ છઠ્ઠા ભાવના સ્વામિ ભેગો બેઠો હોય તો તેઓ પોતાની દશામાં દાંતનો રોગ કરી દાંત પાડે છે.

૧૧૫ બીજા ભાવના સ્વામિ સાથે શનિ રહેલો હોય અથવા ધનેશ પાપ ગ્રહ ભેગો હોય તો વાયુના ભયથી પ્રમાદ, આળસ્ય, અથવા ઘેલછાપણું (ગાંડા પણું) થાય, અને ઉપર પ્રમાણે સૂર્ય ભેગો હોય તો રાજાના કોપથી પ્રમાદ થાય, અને મંગળ ભેગો હોય તો ગરમીના ભયથી પ્રમાદ થાય.

૧૧૬ બીજા ભાવના સ્વામિ સાથે બુધ હોય અને છઠ્ઠા ભાવમાં રાહુ અથવા કેતુ હોય તો, અથવા જન્મ કુંડળીમાં રાહુ જે રાશિનો હોય અને આ રાશિના સ્વામિ ભેગો ધનેશ હોય તો તેની દશામાં તાળવામાંથી રોગ પેદા થાય.

૧૧૭ ઉપર પ્રમાણે માબાપના ભાવ અને માબાપના કારક ગ્રહ ઉપરથી તેમના દાંત બાબત વિચાર કરીને તે પ્રમાણે પંડીત પુરૂષોએ કહેવું.

૧૧૮ બીજા ભાવનો સ્વામિ શનિ મગળની સાથે લગ્નમાં બેઠો હોય તો આ માણુસના કાન કપાય અથવા કાનનો નાશ થાય.

૧૧૯ છઠ્ઠા ભાવનો સ્વામિ અને ધનેશ એ બે લગ્નમાં હોય, અને શનિ અને મંગળ એ બે આઠમે હોય તોપણ આ માણુસને કાનનો રોગ જાણુવો.

૧૨૦ ઉપર પ્રમાણે માબાપ વિગેરે સંબંધી માણુસના ભાવ અને તેમના કારક ગ્રહો થકી તેમના કાન સંબંધીનું ફળ વિચારીને કહેવું.

૧૨૧ બીજા ભાવનો સ્વામિ શુભ ગ્રહ અને ચંદ્રની સાથે કેંદ્રમાં હોય તો તેને રૂપાના પાત્ર હોય એવી સમૃધ્ધિ જાણુવી.

૧૨૨ ઉપર પ્રમાણે ધનેશ બુધ અને ગુરૂની સાથે કેંદ્રમાં હોય તો સોનાના પાત્રવાળી સમૃધ્ધિ ભોગવનારો માણસ જાણુવો.

૧૨૩ પોતાની ઊંચ રાશિમાં ચંદ્ર, ગુરૂ, શુક્ર અને બુધ એઓ પોતાના નવમાંશ હોય તો તે ગ્રહો પોત પોતાના ધાતુ પાત્રવાળી સમૃધ્ધિ તે માણુસને આપે.

૧૨૪ ધનેશ કેંદ્રમાં કે ત્રીકોણુમાં હોય અથવા વૈષેષિક અંશમાં હોય તો પણુ સૂવર્ણુના પાત્ર મેળવે.

૧૨૫ મૃદુ અંશમાં અથવા પોતાના ઊંચ નવમાંશમાં હોય તોપણુ સૂવર્ણુનું પાત્ર મળે.

૧૨૬ ધનેશ બળવાન થઈને પોતાના નવમાંશમાં હોય તોપણુ આ માણુસ સૂવર્ણુ પાત્રમાં ભોજન કરનારો જાણુવો.

૧૨૭ ધન ભાવનો સ્વામિ મૃદુ અંશમાં હોય અથવા પારાવતાંશ અંશમાં હોય અને તે બળવાન થઇને કેંદ્રમાં હોય અને તેને પોતાનો મિત્ર શુભ ગ્રહ દેખતો હોય તો ભોજન વખતે આ માણુસ ઘણી તરેહના પાત્રમાં જમનારો જાણુવો.

૧૨૮ ધન ભાવનો સ્વામિ કેંદ્રમાં બળવાન હોય તો વિચિત્ર જાતના પાત્રોમાં

ભોજન કરનારો જાણવો.

૧૨૯ શુક્ર, ગુરૂ, બુધ બળવાન થઇને વૈશેષિક વર્ગમાં રહેલા ધનેશની સાથે કેંદ્રમાં હોય તોપણ ઉપર મૂજબ જાણવું.

૧૩૦ ધન ભાવનો સ્વામિ બળવાન થઈને વૈશેષિક વર્ગ સિવાય બીજા હરકોઇ વર્ગમાં હોય અને તેને શૂભગ્રહ દેખતા હોય તો કાંસાના પાત્રમાં જમનારો જાણવો.

૧૩૧ ધનેશના નવમાંશનો સ્વામિ જે નવમાંશમાં હોય તે રાશિનો સ્વામિ શૂભ ગ્રહ ભેગો હોય તોપણ કાંસાના પાત્રમાં જમનારો જાણવો.

૧૩૨ વર્ગોત્તમ રાશિવાળા ધન ભાવમાં ધનેશ હોય તો બે ધાતુવાળા પાત્રનો ભોગી જાણવો.

૧૩૩ ધન ભાવનો સ્વામિ બળ વગરનો હોય અને તે પાપ ગ્રહની સાથે રેહેલો હોય તોપણ હલકા પાત્રનો ભોગી થાય.

૧૩૪ ધન ભાવનો સ્વામિ પાપ ગ્રહ સાથે હોય અને તે દાવાગ્નિ, દંડ અને આયુધ નામના ષષ્ટિ અંશમાં હોય તો, અથવા તે નીચ રાશિના નવમાંશમાં પાપ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો તે માણુસ ઘણા આહારવાળો એટલે ઘણું ખાનારો જાણવો; પણ આ યોગમાં ધન ભાવના સ્વામિને શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો એમ ન સમજવું.

૧૩૫ ધન ભાવમાં શૂભ ગ્રહ હોય અને તે ભાવનો સ્વામિ પણ શૂભ ગ્રહ ભેગો હોય અથવા આ બંનેને શૂભ ગ્રહની દ્રષ્ટિ હોય તો સુખે કરીને ભોજન કરનારો જાણવો.

૧૩૬ ધનેશ બળવાન હોય અથવા વૈશેષિક અંશમાં હોય અથવા તેને ગુરૂ અને શુક્ર દેખતા હોય તો આ માણુસ ધનવાન ને ભોજનના સુખવાળો જાણવો.

૧૩૭ દુષ્ટ ષષ્ટિ અંશમાં ધન ભાવનો સ્વામિ હોય અને તેને લગ્નેશ દેખાતો હોય અથવા પાપ ગ્રહ તેને દેખતા હોય અથવા તે નીચ રાશિના નવમાંશનો હોય તો આ માણુસ સુખે કરીને ભોજન કરવા પામે નહીં એમ જાણવું.

૧૩૮ ધન ભાવનો સ્વામિ ગુરૂ અને બુધ સાથે હોય અથવા તે બંનેની દ્રષ્ટિવાળો હોય અથવા વૈશેષિક કે મૃદુ અંશમાં હોય તો આ માણુસ અન્નનું દાન દેનારો જાણવો.

૧૩૯ ધનેશ બળવાન થઇને કેંદ્રમાં કે ઉપચય ભાવમાં હોય અને તેને બળવાન શૂભ ગ્રહ દેખતા હોય તોપણ આ માણુસ અંન દેનારો અથવા ભોજન દેનારો થાય છે.

૧૪૦ ધન ભાવનો સ્વામિ શુભ ગ્રહ પોતાની ઉંચ રાશિમાં અથવા શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય કે મૃદુ વિગેરે શુભ વર્ગમાં હોય તો આ માણુસ થોડું જમનારો તથા રૂચી પ્રમાણે કામ કરનારો થાય છે.

૧૪૧ ધનેશ ક્રૂર ષષ્ટિ અંશમાં હોય અને તેને કોઇ નીચનો ગ્રહ દેખતો હોય તો આ માણુસ પારકું અંન ખાનારો થાય.

૧૪૨ ધન ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે બળવાન હોય અથવા બીજે ભાવે શુભ ગ્રહની રાશિ શુભ ગ્રહ સાથે રહેલી હોય તો આ માણુસ ઉતાવળો જમનારો સમજવો.

૧૪૩ ધન ભાવનો સ્વામિ ચર રાશિનો હોય અથવા એ ધન ભાવમાં ચર રાશિ હોય અથવા ધન ભાવમાં ચર ગ્રહ હોય અથવા ચર પાપ ગ્રહનું સંબંધ હોય તો આ માણુસ ઉતાવળો જમનારો અને ભોજનની નિંદા કરનારો જાણુવો.

૧૪૪ લગ્ન, સાતમા, આઠમા કે ધન ભાવમાં સૂર્ય હોય અને તેને મંગળ દેખતો હોય અથવા તે ભાવમાં મંગળ હોય અને તેને સૂર્ય દેખતો હોય તો વીર્સ્ફોટક, અગ્નિ, કે નીચ માણુસની પિડા ઉપજે.

૧૪૫ લગ્ન, બારમે, છઠ્ઠે કે સાતમે ભાવે મંગળ હોય અને તેની સાથે માંદીલ લગ્ન હોય (માંદીલ લગ્ન ગણીતથી વર્તાય છે), વળી તેને સૂર્ય દેખતો હોય અથવા અરતનો શત્રુ ગ્રહની રાશિનો કે નીચ રાશિમાં મંગળ હોય તો આ માણુસ ઘી જેવા પદાર્થ કે રૂધિરની સાથેજ જન્મ પામેલ છે એમ જાણુવું.

૧૪૬ માંદિલ લગ્નની સાથે મંગળ બીજે ભાવે અથવા આઠમા ભાવે હોય અથવા તે ધનેશના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તોપણુ ઘી જેવા પદાર્થ અને રૂધિરના સ્પર્શની સાથે જન્મ પામેલ છે એમ જાણુવું.

૧૪૭ ધન ભાવમાં શનિ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તો આ માણુસને કુતરા તરફની બીક જાણુવી; અથવા ધન ભાવનો સ્વામિ શનિના સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તોપણુ કુતરાની બીક જાણુવી.

૧૪૮ બીજા ભાવમાં રાહુ ગુલીક ગ્રહ (ગુલીક ગ્રહ ગણીતથી વરતાય છે) ની સાથે હોય તો આ માણુસને સર્પનો ભય જાણુવો, પણુ તેના સાથે મંગળ હોય તો નઠારો ખોરાક ખાનારો માણુસ જાણુવો; તથા ઉપર પ્રમાણે માબાપ વિગેરે સંબંધી માણુસો માટે પણુ ઉપરની રીતે જોવાનું પંડીત પુરૂષો કહે છે.

૧૪૯ લગ્નનો સ્વામિ શુભ ગ્રહ ધન ભાવમાં હોય તો આ માણુસને જમીનમાંથી દાટેલું ધન મળે.

૧૫૦ બીજા ભાવમાં નિર્બળ બુધ રહેલો હોય અને તેને પાપ ગ્રહ દેખતા

હોય તો આ માણસની વાણી સ્થિર ન હોય એટલે બોલી ફેરફેર બોલી થાય.

૧૫૧ ધન ભાવનો સ્વામિ નિર્બળ થઇને ક્રૂર ષષ્ટિ અંશમાં હોય તો આ માણસની વાણીને વાયુની પિડા થાય.

૧૫૨ ધન ભાવના સ્વામિને પાપ ગ્રહ દેખતો હોય તો આ માણસની ધીરજથી વાણીનું ફરવાપણું મૂની લોક કહે છે.

૧૫૩ ધન ભાવમાં પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય, વળી ધન ભાવનો સ્વામિ ક્રૂર ષષ્ટિ અંશમાં પાપ ગ્રહની સાથે અથવા પાપ ગ્રહની દ્રષ્ટિ સાથે હોય તો આ માણસ બીજા માણસને છેતરનારો અને ઝેરના ઉપાયવાળો જાણવો.

૧૫૪ ઉપર પ્રમાણે સઘળું ફળ ધન ભાવના સ્વામિ અને કારક ગ્રહના બળાબળ થકી તથા ઊંચ, સ્વગ્રહ, મૂળ ત્રીકોણ કે મિત્રગ્રહની રાશીમાં વશ થકી વિચાર કરીને પંડીત પુરૂષે કહેવું.

૧૫૫ સર્વેના કલ્યાણને માટે રહસ્ય બાબતને પ્રકાશ કરનારો ધન ભાવનો ફળાદિશ વ્યય પંડીતના પુત્ર વ્યંકટાચાર્યે વર્ણન કીધો છે.

---

## ત્રીજા ભાવનો ભાવ વિચાર.

ત્રીજા ભાવમાં ભાંડુ વિષે, પ્રાક્રમ વિષે, ઔષધ વિષે, સાહેતા વિષે, ગળા અને છાતી વિષે, જમના કાન વિષે જોવું.

૧ ત્રીજા ભાવનો સ્વામિ અને મંગળ આઠમા ભાવમાં બેઠા હોય અને પાપ ગ્રહોની તેઓના ઉપર દ્રષ્ટિ હોય તો સહોદર (ભાંડુનો) નાશ થાય; અને જો તે બંને ગ્રહો હરકોઈ ભાવે પાપ ગ્રહની રાશિમાં રહ્યા હોય અથવા તેની સાથે પાપ ગ્રહ બેઠા હોય તો તેને ભાઇઓ થાય, અને પાછા તે ભાઇઓ નાશ થાય.

૨ ત્રીજા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ જન્મ કુંડળીમાં અથવા નવમાંશ કુંડળીમાં હરકોઈ ભાવે નીચ રાશિમાં રહ્યો હોય, અથવા તેની સાથે જો પાપ ગ્રહ બેઠો હોય તેમજ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશના હોય તો તેને ભાઇઓ થાય, અને પાછો તેનો નાશ થઈ જાય.

૩ ત્રીજા ભાવમાં પાપ ગ્રહ રહ્યા હોય અથવા તે ભાવમાં પાપ ગ્રહની દ્રષ્ટિ હોય, અથવા ત્રીજા ભાવનો સ્વામિ પાપ ગ્રહની કર્તરીમાં બેઠો હોય તો સહોદર (ભાંડુ) નો નાશ થઈ જાય.

૪ ત્રીજા ભાવમાં પાપ ગ્રહની કર્તરી હોય અથવા પાપ ગ્રહની ત્રીજા ભાવને દ્રષ્ટિ હોય અથવા પાપ ગ્રહો ત્રીજા ભાવે બેઠા હોય અથવા ત્રીજા ભાવે નીચ

રાશિનો કોઇ ગ્રહ આવ્યો હોય અને તે ભાવને કોઇ શૂભ ગ્રહની દ્રષ્ટિ હોય નહીં તો ભાંડુનો નાશ થઇ જાય.

૫ ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં આઠમા ભાવે બેઠો હોય અથવા તે નીચ રાશિનો હોય અથવા શત્રુના ઘરનો હોય અથવા અસ્તનો હોય તો પોતાના ભાંડુનો નાશ થાય.

૬ ત્રીજા ભાવનો સ્વામિ જો શનિ તથા કેતુ સાથે રહ્યો હોય, અને તેમાં પાપ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય, તેમજ જો તે નીચ રાશિમાં રહ્યો હોય તો સહોદર (ભાંડુ)નો નાશ થાય.

૭ ત્રીજા ભાવનો સ્વામિ પાપગ્રહની કર્તરીમાં રહ્યો હોય અથવા કારક ગ્રહો પણ પાપ ગ્રહની કર્તરીમાં રહ્યા હોય તો સહોદર (ભાંડુ)નો નાશ થાય.

૮ ત્રીજા ભાવને પાપ ગ્રહની દ્રષ્ટિ હોય અને એ ત્રીજા ભાવનો સ્વામિ ત્રીજે બેઠો હોય અથવા તે ત્રીજા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશના ભાગમાં રહ્યો હોય તો સહોદર (ભાંડુ)નો નાશ થાય.

૯ ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ જો જન્મ કુંડળીમાં આઠમે ભાવે હોય તો સહોદરનો નાશ થઇ જાય, તેમજ ત્રીજા ભાવનો સ્વામિ જે રાશિમાં બેઠો હોય તે ગ્રહ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ અસ્તનો કે નીચનો કે છઠ્ઠા ભાવે બેઠો હોય તોપણ સહોદરનો નાશ થાય.

૧૦ ત્રીજા ભાવનો સ્વામિ દુષ્ટ સ્થાન ૬—૮—૧૨ મે રહ્યો હોય અથવા કારકગ્રહ પણ તેમાંજ રહ્યો હોય, તેમજ તે બંનેને પાપગ્રહની દ્રષ્ટિ હોય અથવા પાપગ્રહ સાથે બેઠા હોય અને કદી આ યોગમાં ત્રીજાનો સ્વામિ ઉંચનો હોય તો પણ સહોદરનો ક્ષય થઈ જાય.

૧૧ ત્રીજા ભાવમાં ઘણા પાપ ગ્રહો ભેગા હોય અથવા તેઓ કારક ગ્રહ હોય, તેમજ તે ભાવનો સ્વામિ પણ તેવોજ હોય તો બાળપણમાં સહોદરનો નાશ થાય.

૧૫ ત્રીજા ભાવમાં કોઇપણ પાપ ગ્રહો બેઠેલા હોય તો ભાંડુ ન્હાની ઉંમરમાં નાશ પામે; અને ત્રીજા ભાવનો સ્વામિ બળ વિનાનો હોય તો ન્હાની ઉંમરમાંજ ભાંડુનો નાશ થાય.

૧૩ ત્રીજા ભાવમાં શૂભ ગ્રહ બેઠા હોય અથવા તે ત્રીજા ભાવને શૂભગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો, અથવા તે ભાવનો સ્વામિ બળવાન હોય તો તેને ભાં-

ઈઓનો લાભ થાય.

૧૪ ત્રીજો ભાવ અથવા કારકગ્રહ જો શુભ ગ્રહની સાથે બેઠા હોય કે શુભગ્રહની દ્રષ્ટિ પડતી હોય અથવા ત્રીજો ભાવ બળવાન હોય તો ભાઇઓની વૃધી થાય.

૧૫ ત્રીજા ભાવનો સ્વામિ અથવા કારકગ્રહ જો કેંદ્રમાં કે ત્રીકોણમાં રહ્યા હોય, અથવા પોતાના ઉંચ કે મિત્રની રાશિમાં કે પોતાની રાશિમાં રહ્યા હોય તો ભાઇઓનો લાભ થાય.

૧૬ ત્રીજો ભાવ અથવા તે ભાવનો સ્વામિ કે કારકગ્રહ તે જો શુભગ્રહ યુક્ત હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભગ્રહની રાશિમાં બેઠો હોય તો સહોદર (ભાંડુ)નો વધારો થાય.

૧૭ ત્રીજા ભાવનો સ્વામિ ગોપુરાંશ બળ પામ્યો હોય, કારકગ્રહો સિંહાશનાંશ બળ પામેલ હોય અને ત્રીજા ભૂવનનો સ્વામિ શુભગ્રહ હોય તો વિદ્વાન લોકે ભાઇ વિગેરેનો લાભ થાય એમ કહેછે.

૧૮ ત્રીજા ભુવનો સ્વામિ પારાવતાંશ બળ પામ્યો હોય અથવા કેંદ્રમાં હોય તેમજ શુભગ્રહો સાથે બેઠા હોય અને તે જન્મ કુંડળીમાં તથા નવમાંશ કુંડળીમાં શુભગ્રહની રાશિમાં હોય તો ઘણા સહોદર થાય.

૧૯ ત્રીજા ભાવનો સ્વામિ ત્રીજા ભાવમાં ઉંચનો, સ્વગ્રહનો, કે મૂળ ત્રીકોણનો બળવાન થઇ રહેલો હોય તો સહોદરની ઉત્પત્તિ થાય.

૨૦ ત્રીજા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશમાં મૃદુ અંશમાં બેઠો હોય અથવા તેને શુભગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો, અથવા શુભગ્રહ સાથે બેઠા હોય તો સહોદરની ઉત્પત્તિ થશે.

૨૧ ત્રીજા ભાવનો સ્વામિ વૈશેષિક અંશ બળ પામ્યો હોય, અથવા શુભ ગ્રહની તેના ઉપર દ્રષ્ટિ હોય અથવા ષષ્ટિ અંશમાં, મૃદુ અંશમાં બેઠો હોય તો ભાઇઓની વૃધી થાય.

૨૨ લગ્નનો સ્વામિ અને ત્રીજા ભાવનો સ્વામિને અરસપરસ મિત્રતા હોય તો ભાંડુઓ એક બીજા સાથે મિત્રતાથી વર્તે, અને તે બંને શત્રુ હોય તો શત્રુતાથી વર્તે, અને સમ હોય તો સમપણાથી વર્તે એમ જાણવું.

૨૩ કારકગ્રહ અને ત્રીજા ભાવનો સ્વામિ એ બંને નવમાંશ કુંડળીમાં એકી રાશિના આંકમાં રહ્યા હોય અને તે ગ્રહોને જન્મ કુંડળીમાં સૂર્ય, મંગળ, ગુરૂ દેખતા હોય, અને જન્મ કુંડળીમાં ત્રીજા ભાવે એકી રાશિનો આંક હોય તો તેને ઘણા પુરૂષ ભાઇઓનું સુખ કહેવું.

૨૪ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ નવમાંશ કુંડળીમાં બેકી રાશીમાં રહ્યા હોય ને જન્મ કુંડળીમાં પણ બેકી રાશિમાં હોય ને ત્રીજો ભાવ પણ બેકી રાશિનો હોય ને તેને શુક્ર અને ચંદ્ર દેખતા હોય તો બ્હેનો સહોદર થાય.

૨૫ જન્મ કુંડળીમાં અને નવમાંશ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ બુધ કે શનિની રાશિમાં હોય, ત્રીજો ભાવ પણ બુધ કે શનિની રાશિમાં હોય અને તેમને શનિ અને બુધ દેખતા હોય તો નપૂંશક સહોદર થાય.

૨૬ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ અને કારકગ્રહ જેટલે નવમાંશે હોય તેટલા ભાંડુ થાય, અથવા ત્રીજો ભાવ જેટલા નવમાંશે હોય તેટલી સંખ્યા પ્રમાણે ભાંડુ થાય.

૨૭ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જેટલા આંકની રાશિમાં હોય તેટલા ભાંડુ થાય, અથવા જન્મ કુંડળીમાં ત્રીજા ભાવના સ્વામિની જે રાશિ અને કારકગ્રહની રાશિનો જે સ્વામિ નવમાંશ કુંડળીમાં જેટલા આંકની રાશિમાં રહ્યો હોય તે બંનેની રાશિ મળીને જે સંખ્યા થાય તેટલી સંખ્યા પ્રમાણે ભાંડુ થાય, અથવા તે બંને ગ્રહોની રશ્મીના જેટલા આંક હોય તેટલી સંખ્યા પણ થાય; અને તે ગ્રહોને જન્મ કુંડળીમાં પાપ ગ્રહો દેખતા હોય તેટલા ભાંડુનો નાશ કરે.

૨૮ ઉપર કહેલા ગ્રહોમાં જે ઘણો બળવાન હોય તે ગ્રહના યોગ પ્રમાણે ભાંડુની સંખ્યા કહેવી; બીજા ગ્રહો વિષે જોવાની જરૂર નથી.

૨૯ ત્રીજા ભાવનો સ્વામિ ઊંચનો કે બળવાન હોય, કેંદ્ર કે ત્રીકોણમાં બેઠો હોય અને શૂભ ગ્રહની દ્રષ્ટિ હોય, અથવા ત્રીજાનો સ્વામિ મૂળ ત્રીકોણ રાશિનો હોય, અથવા સ્વગ્રહી હોય, અથવા મિત્રના ઘરનો હોય, અને વૈશેષિક બળ પામ્યો હોય તો તે પુરૂષ ઘણી ધીરજવાળો થાય.

૩૦ ત્રીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં શૂભ ગ્રહની રાશિમાં બેઠો હોય અને તે ગ્રહ જન્મ કુંડળીમાં શૂભ ગ્રહની સાથે બેઠો હોય તો તે પુરૂષ ધીરજવાન થાય; અને તેજ પ્રમાણે કારકગ્રહ હોય તો તે પુરૂષ શૂરવિર થાય.

૩૧ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ જે રાશિનો હોય તે રાશિનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહની રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો તે પુરૂષ યુદ્ધમાં ચતુર અને યુધ્ધમાં પ્રવીણ જાણવો.

૩૨ ત્રીજા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો થઇને આઠમા ભાવમાં પાપગ્રહ સાથે રહ્યો હોય અને આઠમા ભાવે ચર રાશિ હોય અથવા નવમાંશ

કુંડળીમાં આઠમા ભાવે ચર રાશિ હોય તો તે માણસ યુદ્ધમાં અગાઉથી દ્રઢ થાય.

૩૩ પાપ ગ્રહની રાશિ ત્રીજે ભાવે હોય અને તેમાં પાપગ્રહ બેઠા હોય તો, અથવા ત્રીજા ભાવનો સ્વામિ પાપગ્રહની રાશિનો હોય ને તે ભેગા પાપગ્રહ બેઠેલા હોય તો તે માણસ યુદ્ધમાં અગાઉથીજ દ્રઢ થાય.

૩૪ ષષ્ટિ અંશ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ ક્રૂર ષષ્ટિ અંશમાં બેઠો હોય, અથવા તે નીચ રાશિનો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો તે માણસ યુદ્ધમાં જડ થઇ જાય.

૩૫ ત્રીજા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો થઇ જન્મ કુંડળીમાં આઠમા ભાવે હોય અને કારકગ્રહ બળહિન થઇને ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશમાં બેઠો હોય તો યુદ્ધથી પરાજય થાય.

૩૬ ત્રીજા ભાવના સ્વામિ સિંહાશનાંશ બળ પામ્યો હોય, અથવા પારાવતાંશ બળ પામ્યો હોય, અથવા ગોપુરાંશ બળ પામ્યો હોય, અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગમાં હોય અને શૂભ ગ્રહ ભેગા બેઠા હોય અથવા તેમની દ્રષ્ટિ હોય તો તે માણસ પોતાના મનની ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરે, અને તેમાં ચતુર જાંણવો.

૩૭ ત્રીજા ભાવનો સ્વામિ શૂભ ગ્રહની સાથે રહેલો હોય, અથવા સ્વગ્રહી કે ઉંચનો હોય તો તે માણસ યુદ્ધમાં ઇચ્છાવાળો અને રણસંગ્રામમાં પ્રવીણ જાણવો; અને તે ત્રીજા ભાવનો સ્વામિ વૈશેષિક અંશ બળ પામ્યો હોય, અથવા ષષ્ટિ અંશ, કે મૃદુ અંશ બળ પામ્યો હોય તો ઉપર લખેલી કલમમાં લખ્યા પ્રમાણુ ફળ મળે; અને જો તેથી ઉલટી રીતે હોય તો ઉલટું ફળ સમજવું.

૩૮ ત્રીજા ભાવનો સ્વામિ જો સૂર્ય સાથે રહ્યો હોય તો તે માણસ ધીરો થાય, અને શૂક્લ પક્ષના ચંદ્ર સાથે રહ્યો તોપણુ ધીરો થાય; અને કૃષ્ણ પક્ષના ચંદ્ર સાથે રહ્યો હોય તો જડ થાય; અને મંગળ સાથે રહ્યો હોય તો ક્રોધી થાય; અને બુધ સાથે રહ્યો હોય તો સાત્વિક બુદ્ધિવાળો થાય.

૩૯ ઉપર પ્રમાણે ત્રીજા ભાવનો સ્વામિ ગુરૂ સાથે રહ્યો હોય તો ધીરજવાન થાય, વળી સર્વ શાસ્ત્રના અર્થ જાણવામાં તે ચતુર થાય, અને શુક્ર સાથે રહ્યો હોય તો કામાંતુર થાય અને તેથી ક્લેશ કરવામાં પ્રવીણ થાય.

૪૦ ત્રીજા ભાવનો સ્વામિ શનિ સાથે રહ્યો હોય તો જડ થાય; રાહુ સાથે રહ્યો હોય તો બહારમાં મજબૂત અને હૃદયમાં જડ થાય; કેતુ સાથે રહ્યો હોય તો રાહુ પ્રમાણે જાણવું.

૪૧ ત્રીજા ભાવના સ્વામિ સાથે ગુરૂ લગ્ને બેઠો હોય તો તે માણસને ચાર

પગવાળા પ્રાણીથી, વા ગાય વિગેરેથી ભય થાય; અને જળ રાશિ જો લગ્ને હોય તો જળથી ભય થાય.

૪૨ જન્મ કુંડળીમાં રાહુ જે રાશિનો હોય તે રાશિના સ્વામિ સાથે ત્રીજા ભાવનો સ્વામિ બેઠો હોય અને લગ્નમાં રાહુ હોય તો તેને સર્પથી ભય થાય; અને ત્રીજા ભાવના સ્વામિ ભેગો બુધ બેઠો હોય તો ગળાનો રોગ થાય.

૪૩ ત્રીજે ભાવે નીચ રાશિનો ગ્રહ રહ્યો હોય અને છઠ્ઠે ભાવે આરતનો ગ્રહ બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો તેને ઝેરી પદાર્થથી, ઔષધીનો ઉપાય કરવાથી અથવા ઝેર ખાવાથી પ્રમાદ થાય.

૪૪ શુક્ર બળવાન હોય અથવા ચંદ્ર બળવાન હોય ને તેને શુભગ્રહ દેખખતા હોય અથવા શુભગ્રહો ભેગા બેઠા હોય અને ચંદ્ર અથવા શુક્ર ત્રીજા ભાવે બેઠેલ હોય અને તે સ્વગ્રહી અથવા ઉંચનો હોય, અને નવમાંશ કુંડળીમાં મિત્રગ્રહની રાશિમાં હોય તો સોના રૂપાના વાસણમાં જમનારો અને સુખ ભોગવનારો જાણવો.

૪૫ પાપગ્રહ ત્રીજે બેઠો હોય તો તેને ગળાનો રોગ થાય; અને તે ભેગો ગંદીગ્રહ (ગણીતથી નીકળે છે અથવા વર્તાય છે) બેઠો હોય તો ગળાનો વધારે રોગ થાય, અને ત્રીજે ભાવે મંગળ બેઠો હોય અને તે મંગળ પ્રેત પુરેષના ભાગનો હોય તો તેને કાનનો રોગ થાય.

૪૬ ત્રીજા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં કૃર નાગના ભાગમાં બેઠો હોય તોપણ તે માણસને કાનનો રોગ કરે એમ પડીત લોકો કહેછે.

૪૭ ત્રીજ ભાવે શુભગ્રહ બેઠા હોય અથવા દેખતા હોય, અને ત્રીજાભાવનો સ્વામિ શુભગ્રહ સાથે બેઠો હોય તો કાનના આભૂષણનો પેહેરનારો જાણવો.

૪૮ ઉપર લખેલો યોગ હોય, અને ત્રીજા ભાવના સ્વામિ સાથે શુક્ર હોય તો સાચા મોતીનાં ઘરેણાં પેહેરનારો જાણવો; અને જો ગુરૂ બેઠો હોય તો સારૂ અમૂલ્ય ઘરેણું પેહેરનારો જાણવો; અને સૂર્ય હોય તો સારા રત્ન જડીત ઘરેણાં પેહેરનારો જાણવો; અને શનિ હોય તો નિલમણીથી જડીત ઘરેણું પેહેરનારો જાણવો.

૪૯ ઉપર લખેલો યોગ હોય, અને ત્રીજા ભાવના સ્વામિ ભેગો ચંદ્ર બેઠો હોય તો ઘણી જાતના આભૂષણ પેહેરનારો જાણવો; અને જો બુધ હોય તો નિલમણી જડીત ઘરેણું પેહેરનારો જાણવો; અને જો મંગળ બેઠો હોય તો ચિત્ર વિચિત્ર આભૂષણ પેહેરનારો જાણવો; અને એ ગ્રહોને પાપગ્રહ દેખતા હોય તો તે પોતપોતાના ઘરેણાં નાશ કરે અથવા ચોરીએ જાય એમ જાણવું.

૫૦ ત્રીજા ભાવે શુભગ્રહની રાશિ હોય તો કથા શ્રવણ ઉપર પ્રીતિ હોય, તેમજ પુન્યનું કામ કરવામાં પણ પ્રીતિ હોય, અને જો ત્રીજા ભાવે પાપગ્રહની રાશિ હોય અથવા ત્યાં પાપ ગ્રહ રહેલા હાય તો નઠારી વાતો સાંભળનારો જાણવો.

### ચોથા ભાવનો ભાવ વિચાર.

ચોથા ભાવમાં બંધુ વિષે, ઘર ખેતર વિષે, માતા વિષે, સ્થાનકની વૃદ્ધિ વિષે, ભોજન વિષે, વાહન વિષે, હૃદય વિષે, આસન વિષે, સયન તેમજ સુખ વિષે જોવું.

૧ જન્મ કુંડળીમાં લગ્નનો સ્વામિ ચોથા ભાવના સ્વામિ સાથે લગ્ને બેઠો હોય અથવા ચોથા ભાવે રહેલો હોય તો તે મનુષ્ય ઘરના લાભવાળો જાણવો; અને તે ગ્રહોને શુભગ્રહોની દ્રષ્ટિ હોય અથવા શુભગ્રહ ભેગા બેઠા હોય અથવા તે ગ્રહો સ્વગ્રહી અથવા ઉંચ રાશિના અથવા મિત્રના ઘરમાં બેઠા હોય અથવા બળવાન હોય તો તેને યત્ન વગર ઘરનો લાભ થાય.

૨ ચોથા ભાવનો સ્વામિ જો કેંદ્રમાં રહ્યો હોય અને તે બળવાન હોય, તેમજ તેને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો સારા ઘરનો લાભ થાય; તેમજ તે ભાવનો સ્વામિ ઉચનો થઈ વૈશેષિક અંશમાં આવ્યો હોય તોપણ ઘરનો લાભ થાય એમ જાણવું.

૩ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્ર ભૂવનમાં બેઠો હોય તો ઘરનો લાભ થાય.

૪ જન્મ કુંડળીમાં નવમા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો અથવા મિત્રના ઘરમાં બેઠો હોય અને હરકોઇ ગ્રહ ચોથા ભાવે સ્વગ્રહી અથવા ઉચનો થઇ બેઠો હોય તો તેને ચિત્ર વિચિત્રવાળા ઘરનો લાભ મળે એમ જાણવું.

૬ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવે શુભ ગ્રહ બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ સ્વગ્રહી હોય અને તે સંપૂર્ણ બળ પામેલો હોય તો તે મનુષ્ય કિલ્લાબંધ હવેલીમાં રહેનારો જાણવો.

૭ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ સિંહાશનાંશ બળ પામ્યો હોય અથવા ગોપુરાંશ બળ પામ્યો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં હોય તો તે સારી ઇમારતમાં રહેનારો જાણવો.

૮ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પારાવતાંશ બળ પામ્યો હોય અને તેના ઉપર ગુરૂ અને ચંદ્રની દ્રષ્ટિ પડતી હોય અથવા ગોપુરાંશમાં રહ્યો હો-

મ તો તેને દેવતાઈ ઘર ગળે.

૯ જન્મ કુંડળીમાં દશમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ તથા શનિ, એ ત્રણે ગ્રહો ભેગા કેંદ્રમાં બેઠા હોય તો તેને ચિત્ર વિચિત્ર કિલ્લાવાળું ઘર ગળે.

૧૦ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ આઠમા ભાવે બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો તે પુરૂષ ઘરનો નાશ કરે એટલે ઘર ખોય; અથવા ચોથાનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં રહેલો હોય તેનો સ્વામિ જન્મ કુંડળીમાં આઠમા ભાવે રહ્યો હોય તોપણુ ઉપર મૂજબ ઘરનો નાશ કરે.

૧૧ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ શુભ ગ્રહ હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ચોથા ભાવનો કારક ગ્રહ બળવાન હોય તો ભાઇઓમાં આનકારી થાય.

૧૨ જન્મ કુંડળીમાં ચોથા ભાવમાં ગુરૂ બેઠો હોય અને તે ચોથા ભાવના સ્વામિ ભેગો શુભ ગ્રહ હોય અને તેને ગુરૂની દ્રષ્ટિ હોય તોપણુ ઉપર મૂજબ ભાઈઓમાં શ્રેષ્ટ થાય.

૧૩ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ કેંદ્રમાં અથવા ત્રીકોણુમાં બેઠો હોય અને તેને પાપ ગ્રહની દ્રષ્ટિ ન હોય તેમ પાપ ગ્રહ ભેગાપણુ બેઠા ન હોય અને તે ગ્રહ વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યો હોય તો તે મનુષ્ય પોતાના ભાઈઓનું પોષણુ કરે તેવો સમર્થ હોય.

૧૪ જન્મ કુંડળીમાં ચોથા ભાવમાં ગુરૂ, શુક્ર અને બુધ એ ત્રણે ભેગા બેઠા હોય અથવા તે ત્રણુ ગ્રહ ચોથા ભાવને દેખતા હોય અને ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં હોય તોપણુ ઉપર મૂજબ ભાઇઓનું પોષણુ કરે એવો સમર્થ હોય.

૧૫ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સાથે બેઠેલો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશના ભાગમાં બેઠો હોય અથવા ચોથા ભાવનો સ્વામિ નીચ રાશિનો અથવા શત્રુ ગ્રહની રાશિમાં બેઠેલો હોય તો ભાઇઓ તરફથી ત્યાગ થાય એમ જાણુવું.

૧૬ જન્મ કુંડળીમાં ચોથા ભાવમાં ચોથા ભાવના સ્વામિની સાથે કે કારકગ્રહની સાથે ઘણા પાપગ્રહ રહેલા હોય તો ઉપર મૂજબ બંધુથી ત્યાગ થયેલો અને નઠારા ગુણુવાળો હોય એમ જાણુવું.

૧૭ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ કે કારક ગ્રહ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ જન્મકુંડળીમાં નીચ રાશિનો

હોય અથવા અસ્તનો હોય તો તેનાથી ભાઇઓને ધાસ્તી રહે તેવો સમર્થ હોય એમ જાણવું.

૧૮ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય અને શુભગ્રહો દેખતા હોય અને તે ચોથા ભાવના સ્વામિ ગોપુરાંશ બળ પામ્યો હોય અથવા ષષ્ટિઅંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગમાં હોય તો તે ભાઇઓ સાથે સલાહ સંપથી રેહેનારો જાણવો.

૧૯ જન્મકુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ બીજે અથવા અગીઆરમે અથવા નવમે અથવા પાંચમા ભાવે બેઠા હોય ને તેને શુભગ્રહ દેખતા હોય અથવા નવમાંશ કુંડળીમાં જન્મકુંડળીના ચોથા ભાવનો સ્વામિ શુભગ્રહની રાશિમાં બેઠો હોય અને તે ગ્રહને જન્મકુંડળીમાં શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તે ભાઈઓને ઉપકાર અને પોષણ કરનારો જાણવો.

૨૦ જન્મ કુંડળીમાં ચોથા ભાવે પાપગ્રહ રહેલા હોય તેમજ તેની આજુબાજુ બે ભાવે પણ પાપગ્રહ બેઠેલા હોય અને તે ચોથે ભાવે કોઇ નીચનો અથવા અસ્તનો ગ્રહ ભેગો બેઠો હોય અને તેને શુભગ્રહની દ્રષ્ટિ ન હોય તેમ શુભગ્રહ ભેગા પણ ન હોય તો તે ભાઇઓ સાથે વૈર રાખનારો અને ભાઇઓનો દૂશી જાણવો.

૨૧ જન્મકુંડળીમાં ચોથા ભાવે હરકોઇ ગ્રહ સ્વગ્રહી અથવા ઉંચનો અથવા મિત્રના ઘરમાં બેઠો હોય અને તેને ગુરૂની દ્રષ્ટિ હોય તો તે ભાઇઓમાં પૂજ્ય એટલે માનકારી હોય એમ જાણવું.

૨૨ જન્મકુંડળીમાં ચોથાભાવે ચર રાશિ હોય અને તે રાશિનો સ્વામિપણ ચર રાશિમાં બેઠો હોય અને તેમજ કારકગ્રહ પણ તે પ્રમાણે હોય તો તેની ઘણે ઠેકાણે ઇમારતો તથા ઘર હોય એમ જાણવું.

૨૩ જન્મ કુંડળીમાં ચોથા ભાવે સ્થિર રાશિ હોય અને તે રાશિનો સ્વામિ પણ સ્થિર રાશિમાં બેઠો હોય અને કારકગ્રહ પણ સ્થિર રાશિમાં હોય તો, અથવા ચોથા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં શુભગ્રહની રાશિમાં બેઠો હોય તો તેનું ઘર તેની જીંદગી સૂધી નાશ ન પામે એટલે તેની પાસેથી જાય નહિ એમ જાણવું.

૨૪ જન્મ કુંડળીમાં બીજા ભાવનો સ્વામિ અને બારમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ એ ત્રણ ગ્રહોના ભેગા જેટલા પાપગ્રહ બેઠા હોય તેટલા ઘરનો નાશ થાય; પણ તે ગ્રહોને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો નાશ થાય નહિ એમ જાણવું.

૨૫ જન્મકુંડળીમાં બીજા ભાવનો સ્વામિ અને બારમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ એ ત્રણે ગ્રહો કેંદ્રમાં અથવા ત્રીકોણ ભૂવનમાં બેઠા હોય તો ત્રણ ઘર થાય અને બે ગ્રહ બેઠા હોય તો બે ઘર થાય અને એક ગ્રહ બેઠો હોય તો એક ઘર થાય અને તે સારૂં, સુંદર અને રમણિક થાય એમ જાણવું.

૨૬ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ દશમે ભાવે બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ ચોથે ભાવે બેઠો હોય અને મંગળ હરકોઇ ભાવે બળવાન હોય તો તે મનુષ્ય ઘણે ઠેકાણે ક્ષેત્ર અથવા ઘર બંધાવનારો જાણવો.

૨૭ જન્મ કુંડળીમાં દશમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ બળવાન હોય અને તે બંનેને પરસ્પર મિત્રતા હોય તોપણ ઘણે ઠેકાણે ક્ષેત્ર અથવા ઘર બંધાવનારો જાણવો.

૨૮ જન્મ કુંડળીમાં ચોથા ભાવમાં શુભગ્રહ બેઠા હોય અને ચોથા ભાવનો સ્વામિ પણ શુભગ્રહ ભેગો હોય અને ચોથા ભાવનો કારકગ્રહ શુભગ્રહ ભેગો બેઠો હોય તો તે ઘણા પૈસાવાળો અને ઘણી જગ્યાએ ઘર બંધાવનારો જાણવો.

૨૯ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પાંચમે ભાવે બેઠો હોય અને તે ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ ભાગમાં હોય તોપણ તે મનુષ્ય ઘણા ઘરવાળો હોય એમ જાણવું.

૩૦ જન્મ કુંડળીમાં ત્રીજા ભાવનો સ્વામિ ભાત્રક કારકગ્રહ સાથે રહ્યો હોય અથવા ચોથા ભાવનો સ્વામિ ચોથા ભાવમાં રહેલો હોય તો તેના ભાઇના ઘરનો લાભ થાય એટલે ઉછેદીયું લેનારો જાણવો.

૩૧ જન્મ કુંડળીના ચોથા ભાવનો સ્વામિ અને નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ એ બંને જન્મ કુંડળીમાં કેંદ્રમાં બેઠા હોય અને તેને મિત્ર ગ્રહો દેખતા હોય અથવા મંગળ ભેગો બેઠો હોય અથવા દ્રષ્ટિ હોય તોપણ તેને ભાઇઓનું ધન તથા ઘર મળે એમ જાણવું.

૩૨ જન્મ કુંડળીના લગ્નનો સ્વામિ બળવાન થઇ ચોથે બેઠો હોય અને ચોથાનો સ્વામિ બળવાન થઇ લગ્ને બેઠો હોય ને તે બંનેને શુભગ્રહો દેખતા હોય તો પોતાના પ્રાક્રમથી ક્ષેત્ર અથવા ઘર બંધાવનારો જાણવો.

૩૩ સ્ત્રી કારકગ્રહ ચોથે હોય ને ચોથાના સ્વામિ સાતમે હોય અને તે બંનેને પરસ્પર મિત્રતા હોય તો તેને પોતાની સ્ત્રીથી ઘરનો લાભ થાય એમ જાણવું.

૩૪ જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ ચોથા ભાવે બળવાન થઇ બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ બળવાન થઈ છઠ્ઠા ભાવે બેઠો હોય અને છઠ્ઠા ભાવથી ચોથા ભાવનો સ્વામિ વધારે બળવાન હોય તો તેને શત્રુની પૃથ્વી, ક્ષેત્ર

અને ઘર ગળે એમ જાણવું.

૩૫ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પારાવતાંશ બળ પામ્યો હોય અથવા સ્વગ્રહી હોય અથવા ત્રીજે, છઠે, દશમે, અગીઆરમે ભાવે બેઠો હોય અને તે આરોહ બળ પામ્યો હોય અને તેને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો તે મનુષ્ય ઘણા ક્ષેત્ર અથવા ઘણા ઘર જગ્યાવાળો હોય એમ જાણવું.

૩૬ જન્મ કુંડળીમાં બીજા ભાવનો સ્વામિ અને અગીયારમા ભાવનો સ્વામિ ચોથા ભાવે બેઠેલ હોય અને ચોથા ભાવનો સ્વામિ કારકગ્રહ હોય અથવા વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યો હોય અને તેને શુભગ્રહો દેખતા હોય તો તે ઘણા દ્રવ્યવાળો અને ઘણા ઘરવાળો હોય એમ આર્ય લોકો કહે છે.

૩૭ જન્મ કુંડળીના ચોથા ભાવનો સ્વામિ નીચ રાશિનો હોય અથવા અસ્તનો હોય અથવા પાપગ્રહના અંતરમાં (બે બાજુ પાપ ગ્રહ હોય) હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય કે ચોથા ભાવે પાપ ગ્રહ રહેલા હોય તેમજ છઠ્ઠા ભાવે પણ પાપ ગ્રહ રહેલા હોય તો ઘર તથા ક્ષેત્રનો નાશ થાય એમ જાણવું.

૩૮ જન્મ કુંડળીમાં હરકોઇ ભાવે મંગળ પાપ ગ્રહની કર્તરીમાં રહ્યો હોય અથવા પાપ ગ્રહની સાથે બેઠો હોય કે તેને પાપ ગ્રહો દેખતા હોય અને ચોથા ભાવે પાપ ગ્રહની રાશિ હોય અથવા નવમાંશ કુંડળીમાં ચોથે ભાવે પાપ ગ્રહની રાશિ હોય તો ઘર, ખેતર અને જગ્યા તે મનુષ્ય પાસે રહે નહિ.

૩૯ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશમાં બેઠો હોય અને જન્મ કુંડળીમાં ચોથા ભાવે પાપ ગ્રહ બેઠા હોય અથવા ચોથા ભાવનો સ્વામિ નીચનો હોય અથવા છઠ્ઠા, આઠમા, બારમા ભાવે બેઠો હોય અને છઠ્ઠા ભાવનો સ્વામિ ષષ્ટિઅંશ કુંડળીમાં અતિભીષણના ભાગમાં હોય તો ક્ષેત્ર તથા ઘરનો નાશ થાય.

૪૦ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સાથે બીજે ભાવે બેઠો હોય અને તે નીચનો અથવા શત્રુના ઘરના હોય તોપણ ઘર ક્ષેત્રનો નાશ થાય; અને જો ચોથા ભાવનો સ્વામિ ઉંચનો હોય પણ તે પાપ ગ્રહ ભેગો બેઠો હોય તો ક્ષેત્ર, ઘર વેચાણ થઈ જાય.

૪૧ જન્મ કુંડળીમાં દશમા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સાથે ચોથે ભાવે બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર અથવા મૃત્યુ અથવા યમ એવા નામના ભાગમાં હોય તો તે માણસનો હૂકમ અમલનો નાશ થવાથી ક્ષેત્ર ઘરનો નાશ થાય એમ જાણવું.

૪૨ જન્મ કુંડળીમાં દશમા ભાવનો સ્વામિ અને તેનો કારકગ્રહ મંગળ ષ-

ષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર અથવા અવરોહ અથવા નાશ અથવા મૃત્યુ અથવા યમ એવા નાગના ભાગમાં હોય તોપણ ઉપર પ્રમાણે અમલનો નાશ થયાથી ઘર ક્ષેત્રનો નાશ થાય એમ જાણવું.

૪૩ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ સૂર્ય ભેગો નીચ સ્થાને [છઠા, આઠમા, બારમે સ્થાને] બેઠો હોય અને બીજા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહની રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ ઉપર કહ્યા પ્રમાણે ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર અથવા અવરોહ અથવા નાશ અથવા મૃત્યુ અથવા યમના ભાગમાં હોય ને તે ગ્રહો જન્મ કુંડળીમાં પાપ ગ્રહ સાથે બેઠા હોય તો રાજાના હુકમથી ક્ષેત્ર ઘરનો નાશ થાય એમ જાણવું.

૪૪ જન્મ કુંડળીના ચોથા ભાવના સ્વામિની ઉપર ગુરૂની દ્રષ્ટિ હોય અને જો ગુરૂ શુભ ગ્રહ સાથે બેઠો હોય અથવા તો ગુરૂ શુભ ગ્રહના અંતરમાં હોય તેમ ચોથા ભાવમાં શુભ ગ્રહ બેઠા હોય તો તે મનુષ્ય સર્વમાં મૂખી થઇ સુખ ભોગવે એમ જાણવું.

૪૫ ગુરૂ બળવાન થઈને ચોથા ભાવના સ્વામિ ભેગો બેઠો હોય અથવા ચોથા ભાવનો સ્વામિ કોઇ શુભ ગ્રહના ભેગો કેંદ્રમાં બેઠો હોય ને તે ચોથા ભાવના સ્વામિને ગુરૂ દેખતો હોય તો, અથવા તે ચોથા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં બેઠો હોય તો તે માણસ સુખી હોય એમ જાણવું

૪૬ ચોથા ભાવે ગુરૂ હોય અથવા ચોથા ભાવે શુભ ગ્રહ હોય અને તેની બંને બાજુ (પાંચમે, ત્રીજે) શુભ ગ્રહ રહ્યા હોય અને તે લગ્નના સ્વામિ કરતાં વધારે બળવાન હોય તો તે માણસ સુખી અને સર્વ જનોમાં મૂખી હોય એમ જાણવું.

૪૭ જન્મ કુંડળીના ચોથા ભાવનો સ્વામિ અને ગુરૂ ગોપુરાંશ બળ પામ્યો હોય વા તે બે ગ્રહો બીજે, અગીયારમે અને વૃધ્ધિ * ભાવમાં બેઠા હોય તોપણ તે મનુષ્ય સુખી હોય એમ જાણવું.

૪૮ બળ વગરનો ગુરૂ પાપ ગ્રહ સહિત ચોથા ભાવે બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ હરકોઇ ભાવે પાપ ગ્રહ સહીત બેઠો હોય તો તે મનુષ્ય પાસે દ્રવ્ય છતાં દુઃખી હોય એમ જાણવું.

૪૯ ચોથા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સાથે હરકોઇ ભાવે બેઠો હોય ને તે નીચ રાશિનો હોય તો પુત્ર, દ્રવ્ય અને બંધુ છતાં પણ દુઃખી હોય; અને પાંચમા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં હોય તો કાંઇક સુખી હોય.

---

* એક રાશિ બે ભાવમાં આવે તો વૃદ્ધિ ભાવ કહેવાય છે.

૫૦ જન્મ કુંડળીના ચોથા ભાવનો સ્વામિ સૂર્ય મંગળ ભેગો બેઠો હોય અને તે ચોથાનો સ્વામિ નવમાંશ કુંડળીગાં પાપ ગ્રહની રાશિગાં હોય ને તે ચોથા ભાવના સ્વામિને જન્મ કુંડળીગાં શુભ ગ્રહ ન દેખતા હોય અને તે ચોથા ભાવનો સ્વામિ અવરોહ નાગના ભાગથી બીજા ભાવગાં રહ્યો હોય તો જન્મથી હમેશાં દુઃખી હોય.

૫૧ સૂર્ય અને મંગળ નવમાંશ કુંડળીગાં નીચ રાશિ અથવા શત્રુ ગ્રહની રાશિગાં બેઠા હોય અને તે બે ગ્રહો જન્મ કુંડળીગાં ચોથા ભાવે બેઠા હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય અને જન્મ કુંડળીના ચોથા ભાવનો સ્વામિ પણ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં બેઠો હોય તો તે માણસ ઘર અને દ્રવ્ય વગરનો દરિદ્રી હોય.

૫૨ ચોથો ભાવ અથવા ચોથા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત હોય અને તે બંનેને પાપ ગ્રહ દેખતા હોય અથવા તે બંનો પાપ ગ્રહની કર્તરીગાં હોય અથવા ચોથા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય તોપણ તે ગાણુસ પાપી હોય એગ જાણવું.

૫૩ ચોથા ભાવમાં ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્રની રાશિ હોય અને ચોથા ભાવે સંપૂર્ણ બળ પામી શુભગ્રહ બેઠા હોય ને તેને શુભગ્રહની દ્રષ્ટિ હોય તો તે ગાણુસ પૃથ્વીનું સુખ ભોગવનારો જાણવો.

૫૪ ચોથા ભાવે શુક્ર બેઠો હોય ને તેને બુધ દેખતો હોય અથવા તે શુક્ર શુભગ્રહની કર્તરીવાળો હોય અને તે શુક્ર ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તો તે પુન્યશાળી હોય એગ જાણવું.

૫૫ ચોથા ભાવે ઘણા પાપગ્રહ બેઠા હોય અને તે ભાવનો સ્વામિ શત્રુના ઘરગાં અથવા અસ્તનો હોય અથવા પાપગ્રહ સહીત હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીગાં યમ ભાગનો હોય તો તે ગાણુસ ઘણો પાપી હોય.

૫૬ ચોથા ભાવે નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરનો ગ્રહ બેઠો હોય ને તે ઠેકાણે જળચર રાશિ હોય ને ચોથાનો સ્વામિ બળહિન હોય તો તે ગાણુસ વાવ અથવા કુવામાં અથવા તળાવ નદીમાં ડુબે તેવી ઘાતવાળો જાણવો.

૫૭ લગ્નનો સ્વામિ નિર્બળ હોય ને તે ચોથા ભાવે બેઠો હોય અને નીચ રાશિનો સૂર્ય ભેગો બેઠો હોય અથવા કોઇ જળગ્રહ ભેગો બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ બળહિન હોય તોપણ જળની ઘાત થાય એમ જાણવું.

૫૮ ચોથા ભાવનો સ્વામિ લગ્નના સ્વામિ સહીત ચોથા ભાવે બેઠો હોય

અને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તોપણ નદી અથવા કુવો અથવા તળાવમાં પડે એગ જાણવું.

૫૯ ચોથા ભાવનો સ્વામિ જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ જે ગ્રહ હોય તે ગ્રહને ચોથા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા ચોથા ભાવનો સ્વામિ ભેગો બેઠો હોય તો તે મનુષ્ય નદીના જળમાં ડુબે.

૬૦ સૂર્ય અને મંગળ ચોથે બેઠા હોય ને તેને ચોથા ભાવનો સ્વામિ અથવા દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તો તેને પથ્થર લાગવાથી પીડા થાય એગ જાણવું.

૬૧ ચોથા ભાવનો સ્વામિ શનિ અને રાહુ સહીત હોય અને મંગળ દેખતો હોય અને શુભગ્રહો દેખતા ન હોય તોપણ પથ્થર લાગવાથી પિડા થાય એગ જાણવું.

૬૨ કેંદ્ર ભાવમાં ચંદ્ર અથવા શુક્ર બેઠા હોય અને તેના ભેગો પાપગ્રહ હોય અને તેને પાપગ્રહ દેખતા પણ હોય અને તે ચંદ્ર અથવા શુક્ર નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં હોય અને તે ચંદ્ર અથવા શુક્ર અવરોહ બળ પામ્યા હોય તો તે માણુસ પોતાની મા સાથે વ્યભિચાર કરનારો જાણવો.

૬૩ જન્મ કુંડળીમાં ચંદ્ર ભેગો પાપ ગ્રહ હોય ને તે ચંદ્રને પાપ ગ્રહ દેખતો હોય અને સૂર્ય કેંદ્રમાં બેઠો હોય અથવા પાપ ગ્રહ ચોથા ભાવે બેઠા હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તોપણ તે માતા સાથે વ્યભિચાર કરનારો જાણવો.

૬૪ ચોથા ભાવના સ્વામિને પાપ ગ્રહ દેખતા હોય ને તે ચોથા ભાવના સ્વામિ ભેગા પાપ ગ્રહ બેઠા હોય અને શુભ ગ્રહ દેખતા ન હોય ને સાતમા ભાવના સ્વામિ કરતાં લગ્નનો સ્વામિ નિર્બળ હોય તો તે માણુસ માતા સમાનની સ્ત્રી સંગાતે વ્યભિચાર કરનારો જાણવો.

૬૫ સાતમા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત ચોથે બેઠો હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય અથવા સાતમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર ષષ્ટિ અંશમાં બેઠો હોય તો તે માણુસ બેહેન સંગાતે વ્યભિચાર કરનારો જાણવો.

૬૬ ચોથે શનિ હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય અથવા પાપ ગ્રહ ભેગા બેઠા હોય તોપણ તે બેહન સંગાતે વ્યભિચાર કરનારો જાણવો.

૬૭ ચોથા ભાવનો સ્વામિ રાહુ સહીત હોય અને શનિ કે સૂર્ય પણ પાપ ગ્રહ સહિત હોય તો તે પુરૂષની માતા અન્ય પુરૂષની સાથે વ્યભિચાર કરનારી જાણવી; અથવા ચોથા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં લગ્નના સ્વામિ ભેગો જન્મ કુડળીમાં હરકોઇ ભાવે બેઠો હોય તોપણ તેની માતા અન્ય પુરૂષથી વ્યભિચાર કરનારી જાણવી.

૬૮ ચોથા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને ચંદ્ર, ગુરૂ, બુધ, શુક્ર અને સૂર્ય વૈશેષિકાંશ બળ પામ્યો હોય તો તેની માતા પતિવ્રતાવ્રત પાળનારી જાણવી.

૬૯ ચોથા ભાવનો સ્વામિ ચંદ્ર હોય અને તેના ભેગો રાહુ અથવા કેતુ હોય તો તેની માતા નીચ માણસ સાથે વ્યભિચાર કરનારી જાણવી; અને ચંદ્ર સાથે શનિ હોય તો શુદ્ર સાથે; બુધ હોય તો વૈશ્ય સાથે વ્યભિચાર કરનારી જાણવી.

૭૦ ઉપર લખ્યા મુજબ ચોથા ભાવનો સ્વામિ ચંદ્ર હોય અને તેના ભેગો સૂર્ય બેઠો હોય તો ક્ષત્રી જાતિથી વ્યભિચાર કરનારી જાણવી; અને શુક્ર તથા ગુરૂ બેઠા હોય તો વિદ્વાન બ્રાહ્મણ સાથે; તેમ ભેગો મંગળ બેઠો હોય તો-પણ બ્રાહ્મણ સાથે વ્યભિચાર કરનારી નિઃસંશય જાણવી. આ યોગને સર્વાર્થ ચિંતામણીનો ગ્રંથકાર સાચો યોગ છે એવું કહે છે.

૭૧ છઠ્ઠા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ એ બંને ગ્રહો નવમા ભાવે બેઠા હોય તો તેનો પિતા વ્યભિચારી છે એમ જાણવું, અથવા નવમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ ચોથે બેઠો હોય તોપણ એમજ જાણવું.

૭૨ લગ્નનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ અને છઠ્ઠા ભાવનો સ્વામિ એ ચાર ગ્રહો હરકોઇ ભાવે એકઠા બેઠા હોય તો તે માણસ પોતાના બાપથી નહિ પણ બીજાથી પેદા થયલો છે એમ જાણવું.

૭૩ ચોથો ભાવ પાપ ગ્રહની કર્તરીમાં હોય અથવા ચોથા ભાવનો સ્વામિ પાપ ગ્રહની કર્તરીમાં હોય અથવા ચોથા ભાવનો કારક ગ્રહ પાપગ્રહની કર્તરીમાં હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય અને લગ્નના સ્વામિ કરતાં નવમા ભાવનો સ્વામિ નિર્બળ હોય તોપણ તે માણસ જારથી ઉત્પન્ન થયલો જાણવો.

૭૪ લગ્નને ગુરૂ દેખતો ન હોય અને ચંદ્રને પણ ગુરૂ દેખતો ન હોય અને સૂર્ય તથા ચંદ્ર હરકોઇ ભાવે એકઠા બેઠા હોય અથવા ચંદ્ર પાપગ્રહ સહીત હોય અથવા સૂર્ય પાપગ્રહ સહીત હોય તોપણ પારકા પેટથી ઉત્પન્ન થયલો જાણવો.

૭૫ નવમા ભાવે તથા ચોથા ભાવે પાપગ્રહ હોય અને લગ્નનો સ્વામિ પાપગ્રહ સહીત નિર્બળ થઇ બેઠો હોય અને નવમાંશ કુંડળીમાં તે ચોથા ભાવની રાશિનો સ્વામિ અને જન્મ કુંડળીમાં ચોથા ભાવની રાશિનો સ્વામિ પોતાની રાશિના ન હોય તો પારકાથી ઉત્પન્ન થયેલો જાણવો.

૭૬ ચોથા ભાવે શુભ ગ્રહ બેઠા હોય અથવા ચોથા ભાવનો કારક ગ્રહ

શૂભ ગ્રહ ભેગો બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ બળવાન હોય તો તે માણુસની માતાનું આયુષ્ય લાંબુ જાણવું.

૭૭ ચંદ્ર બળવાન હોય અથવા શુક્ર બળવાન હોય ને તેને શૂભ ગ્રહો દેખતા હોય ને તે ચંદ્ર, શુક્ર નવમાંશ કુંડળીમાં શૂભ ગ્રહની રાશિમાં બેઠા હોય ને તે ચંદ્ર, શુક્ર જન્મ કુંડળીમાં કેંદ્ર ભૂવનમાં હોય ને જન્મ કુંડળીના ચોથા ભાવે શૂભ ગ્રહની રાશિ હોય તો તે માણુસની માતા લાંબુ આયુષ્ય ભોગવે.

૭૮ ચોથા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં બેઠા હોય તે રાશિનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્રમાં બળવાન થઇ બેઠો હોય અથવા તે ચંદ્ર જન્મકુંડળીમાં કેંદ્રમાં બેઠો હોય તો તેની માતા ઘણા આયુષ્યવાળી જાણવી.

૭૯ જન્મ કુંડળીમાં ચંદ્ર પાપ ગ્રહની કર્તરીમાં હોય ને તે ચંદ્ર ભેગો પાપ ગ્રહ બેઠો હોય અને ચોથા ભાવને પાપ ગ્રહ દેખતા હોય તો તેની માતાનું આયુષ્ય થોડું જાણવું; અને એ પ્રમાણે શુક્ર હોય તોપણ તેમજ જાણવું.

૮૦ જન્મકુંડળીમાં ચંદ્ર અથવા શુક્ર થકી સાતમે પાપગ્રહ બેઠા હોય તો પણ માતાનું આયુષ્ય થોડું જાણવું; અથવા ચોથે શનિ હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તોપણ એમજ જાણવું.

૮૧ જન્મ કુંડળીના ચોથા ભાવે શનિ બેઠો હોય ને તેને શૂભ ગ્રહો દેખતા હોય તો માતાનું ઘણું આયુષ્ય જાણવું; અને જો પાપગ્રહના ઘરમાં શનિ બેઠો હોય ને તેના ભેગા બીજા પાપ ગ્રહ બેઠા હોય તો માતાનું આયુષ્ય થોડું જાણવું.

૮૨ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય તે રાશિનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહની મહાદશા, અંતરદશામાં માતાને રિષ્ટ કરે એમ જાણવું.

૮૩ જન્મ કુંડળીમાં ચોથા ભાવનો સ્વામિ અને ચોથા ભાવનો કારકગ્રહ એ બેમાંથી જે વધારે બળવાન હોય ને જેટલી નવમાંશની સંખ્યાએ હોય તેટલા વર્ષની સંખ્યાએ તેની માતાનું રીષ્ટ થાય.

ઉદાહરણ—જેમકે ચોથા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ મધ્યે ચોથા ભાવનો સ્વામિ બળવાન છે ને તે સાતમા નવમાંશમાં $\frac{૨૩}{૨૦}$ ત્રેવીશ અંશ વીશ કળાની અંદર છે તો તેની માતાનું રીષ્ટ તે માણુસની સાત વર્ષની ઉમરે થાય એમ જાણવું.

૮૪ ઉપર લખ્યા પ્રમાણે હોય ને તે ગ્રહ વક્રનો હોય તો તેટલા વર્ષથી બમણું આયુષ્ય માતાનું હોય, અને તે ગ્રહ અતિ વક્રનો હોય તો તેટલા વર્ષથી

ત્રણ ગણું આયુષ્ય હોય, ને તે ગ્રહને શુભ ગ્રહ દેખતા હોય તો તેથી ચાર ગણું આયુષ્ય જાણવું.

૮૫ જન્મ કુંડળીગાં ચોથા ભાવે પાપગ્રહ બેઠા હોય ને તે ચોથા ભાવના સ્વાગિને પાપ ગ્રહ દેખતા હોય અથવા ચોથા ભાવનો સ્વાગિ પાપ ગ્રહની કર્તરીગાં હોય અથવા ચોથો ભાવ પાપગ્રહની કર્તરીગાં હોય તો તે ગાણસ હૃદયનો કપટી જાણવો.

૮૬ ચોથા ભાવે શનિ, ગંગળ અને રાહુ એ ત્રણે ભેગા બેઠા હોય અને કોઇ શુભ ગ્રહ ભેગો ન હોય, તેગજ ચોથા ભાવના સ્વાગિ ભેગા તે ગ્રહો ગમે તે ભાવે બેઠા હોય અને તેના ભેગા શુભ ગ્રહ ન હોય તોપણ હૃદયનો કપટી જાણવો.

૮૭ દશગા ભાવનો સ્વાગિ પાપ ગ્રહ હોય ને તે ચોથે બેઠો હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તોપણ હૃદયનો કપટી જાણવો; તેગજ આઠગા ભાવનો સ્વાગિ ચોથે હોય ને તેના ભેગો પાપ ગ્રહ હોય તોપણ તેગજ જાણવું.

૮૮ ચોથા ભાવે ક્ષીણ કળાનો ચંદ્ર અને સૂર્ય એ બે બેઠા હોય તો તે ગાણસ ક્ષણવાર કપટી અને પછી નિષ્કપટી જાણવો.

૮૯ ચોથા ભાવે શુભ ગ્રહ બેઠો હોય અને તે સ્વગ્રહી કે ગિત્રના ઘરગાં અથવા ઊંચનો હોય અથવા ચોથા ભાવે શુભ ગ્રહની રાશિના હોય તો નિષ્કપટી જાણવો.

૯૦ ચોથા ભાવનો સ્વાગિ બળવાન થઇ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અથવા બળવાન થઇ ષષ્ટિ અંશ કુંડળીગાં મૃદુ અંશના ભાગગાં હોય તો તે ગાણસ શુધ્ધ હૃદયવાળો અને શાંત ગુણનો જાણવો.

૯૧ લગ્નનો સ્વાગિ ચોથા ભાવે બેઠો હોય અથવા તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય ને તે લગ્નનો સ્વાગિ પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય તો તે ગાણસ નિષ્કપટી જાણવો.

૯૨ લગ્ને ગુરૂ અને શુક્ર ભેગા બેઠા હોય તો તે ગાણસ ચોખ્ખા ગનવાળો જાણવો; અને ચોથા ભાવે પાપ ગ્રહ બેઠા હોય અને ચોથા ભાવના સ્વાગિ ભેગા પણ પાપ ગ્રહ બેઠા હોય તો કપટી જાણવો.

૯૩ ચોથા ભાવે રાહુ હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તો અંદરથી કપટી અને બહારથી ચોખ્ખા ગનવાળો જાણવો, તેગજ ચોથા ભાવે પાપ ગ્રહ બેઠા હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તોપણ તેગજ જાણવું.

૯૪ લગ્નનો સ્વાગિ અને ચોથા ભાવનો સ્વાગિ એ બંને પરસ્પર ગિત્ર હોય તો ગાતા અને પુત્ર બંનેને સારો સ્નેહ રહે, અને જો એ બંને ગ્રહોને શુભ

ગ્રહ દેખતા હોય અને ભેગા બેઠા હોય તોપણ એમજ જાણવું

૯૫ ચોથા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય ને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય તેમજ ચોથા ભાવના સ્વામિને શુભ ગ્રહો દેખતા હોય કે શુભ ગ્રહો ભેગા બેઠા હોય તોપણ માતા અને પુત્રને સારો સ્નેહ હોય એમ જાણવું.

૯૬ ચોથા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ પરસ્પર બંને શત્રુ હોય ને તે બંનેને પાપ ગ્રહ દેખતા હોય કે ભેગા બેઠા હોય તો તેને માતા સાથે શત્રુ ભાવ હોય એમ જાણવું.

૯૭ ચોથા ભાવનો સ્વામિ લગ્નના સ્વામિથી આઠમા ભાવે રહ્યો હોય અ-થવા લગ્નથી ચોથા ભાવનો સ્વામિ આઠમે ભાવે રહ્યો તો માતા સાથે શત્રુતાપ-ણું જાણવું.

૯૮ ચોથા ભાવનો સ્વામિ બળવાન હોય ને ચોથા ભાવે શુભ ગ્રહ બેઠા હોય અને શુભ ગ્રહો દેખતા હોય તો તેને વાહનનું સુખ જાણવું.

૯૯ શુક્ર થકી ચોથા ભાવનો સ્વામિ ચંદ્ર સાથે લગ્નમાં લગ્નના સ્વામિ સાથે રહેલો હોય તો સૂવર્ણ, વસ્ત્ર, આભૂષણ અને વાહનનું સુખ મળે; અને ચોથા ભાવ થકી ચોથા ભાવનો સ્વામિ ચંદ્ર સાથે લગ્નમાં લગ્નના સ્વામિ સાથે બેઠા હોય તો ઘોડાનો લાભ થાય.

૧૦૦ જન્મ કુંડળીમાં લગ્ને શુક્ર સહીત ચોથા ભાવનો સ્વામિ બેઠો હોય તો તેને પાલખીના વાહનનું સુખ મળે, અને ઉપરના ગ્રહો ભેગો લગ્નમાં ગુરૂ બેઠો હોય તો ઘોડા ગાડીનું સુખ મળે એમ જાણવું.

૧૦૧ ચંદ્ર, ગુરૂ અને શુક્ર એ ત્રણ ભેગા બેઠા હોય ને તેના ભેગો ચોથા ભાવનો સ્વામિ પણ બેઠો હોય અને તે સર્વે નીચ, અસ્ત કે શત્રુની રાશિમાં ન હોય તો તેને પાલખી, ઘોડા વિગેરે વાહનનું સુખ મળે.

૧૦૨ નવમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વા-મિ દશમા ભાવે બેઠો હોય ને તે નીચ અથવા અસ્તના ન હોય અને દશમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય તો તેને સિંહાશનના સુખવાળો ભાગ્યશાળી જાણવો.

૧૦૩ ચોથા ભાવનો સ્વામિ નવમે ભાવે બેઠો હોય અને શુક્ર તથા ગુરૂ ચોથા ભાવે બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ ત્રીકોણમાં અથવા કેંદ્રમાં હોય તો તે ઘણા પૈસાવાળો અને દેશાવરમાં વાહન સાથે ફરનારો તથા વસ્ત્ર આભૂષણનો સુખી જાણવો.

૧૦૪ ચોથા ભાવનો સ્વામિ ભાગ્યભૂવનના સ્વામિ સાથે લગ્ને બેઠો હોય ને તેને ગુરૂ બળવાન થઈ દેખતો હોય અથવા ચોથા ભાવનો સ્વામિ પોતાના ઘરનો

અથવા ઊંચનો અથવા નવમે, પાંચમે બેઠો હોય તો તેને રાજાથી ધન, માન અને વાહનનું સુખ મળે

૧૦૫ ચોથા ભાવનો સ્વામિ નવમા ભાવના સ્વામિ ભેગો હરકોઇ ભાવે બેઠો હોય અને તે બંને ગ્રહો ચોથા ભાવને દેખતા હોય અગર દેખતા ન હોય પણ તે બંને ગ્રહો વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યા હોય અથવા બળવાન હોય તો સર્વે પ્રકારનું સારૂં ભાગ્ય, ધન અને વાહન એ સર્વેનો સુખી જાણવો.

૧૦૬ ચોથા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ છઠ્ઠે, આઠમે અને બારમા ભાવમાં બેઠા હોય અથવા અસ્તના હોય તો તે માણસ વાહન, વસ્ત્ર, આભૂષણ વિગેરેનો દુ:ખી જાણવો; અને તે પ્રમાણે અગીયારમા ભાવનો સ્વામિ ચોથા ભાવના સ્વામિ ભેગો હોય ને ઉપર મૂજબ હોય તો એ પ્રમાણે જાણવું.

૧૦૭ ચોથા ભાવનો સ્વામિ શુભ ગ્રહ કે ભાગ્ય ભૂવનના સ્વામિ સાથે રહેલો હોય તો ઘણી સૈન્યાવાળો અને ઘણા દેશમાં ફરવાવાળો, વસ્ત્ર, આભૂષણ ને વાહનના સુખવાળો જાણવો.

૧૦૮ લગ્નનો સ્વામિ નવમા ભાવના સ્વામિથી અગીયારમા ભાવે બેઠો હોય અને ચોથા ભાવનો સ્વામિ નવમે બેઠો હોય અથવા લગ્નનો સ્વામિ ચોથે, અગીયારમે અને નવમે હોય તો તે માણસને ઘણા વાહાનનું સુખ અને ઘણી મુસાફરી કરવાવાળો જાણવો.

૧૦૯ ચોથા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય ને તે કેંદ્ર સ્થાનના સ્વામિઓ લગ્ને બેઠા હોય તો ઘણા વાહાનના સુખવાળો જાણવો; અથવા દશમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને લગ્નનો સ્વામિ દશમા ભાવે બેઠો હોય તોપણ તેને ઘણા વાહાનના સુખવાળો જાણવો.

૧૧૦ ચોથા ભાવનો સ્વામિ શુભગ્રહ સહીત ચોથા ભાવે બેઠો હોય તો શસ્ત્ર, ભંડાર, ઘોડા એઓનો અધિપતી જાણવો; અને ચોથા ભાવનો સ્વામિ અગીયારમા ભાવે બળવાન થઈને બેઠો હોય અથવા ચોથે બેઠો હોય ને તેના ભેગો મંગળ બેઠો હોય અથવા મંગળની રાશિમાં હોય તો રાજાથી ધન, આભૂષણ અને વાહાન એઓનું સુખ મળે.

૧૧૧ જન્મ કુંડળીમાં શુભગ્રહ બળવાન થઈ લગ્ને બેઠો હોય અને નવમા ભાવે શુભગ્રહ બેઠા હોય અને બીજા ભાવનો સ્વામિ ઉંચનો અથવા સ્વગ્રહી થઇ કેંદ્રમાં બેઠો હોય તો તેને સિંહાશનના સુખની પ્રાપ્તિ કરે એમ જાણવું.

૧૧૨ જન્મ કુંડળીમાં કેંદ્ર ભૂવનમાં બધા શુભગ્રહો બેઠા હોય ને પાપગ્રહો ત્રીજે, છઠ્ઠે, અગીયારમે બેઠા હોય તો તેને સિંહાશનના સુખની પ્રાપ્તિ કરે.

૧૧૩ ચોથા ભાવનો સ્વામિ બારમા ભાવે બેઠો હોય તો તે પિતાનો દેશ છોડી પ્રદેશમાં રહેનારો જાણવો; અને ચોથા ભાવનો સ્વામિ આઠમા ભાવે રહ્યો હોય તો પોતાના હાથે ઘર કરનારો જાણવો.

૧૧૪ બીજા ભાવનો સ્વામી લગ્ને બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ બીજે બેઠો હોય અને ચોથે હરકોઇ ગ્રહ સ્વગ્રહી અથવા ઉંચનો બેઠો હોય તો તે વાહાનનો અધિપતિ જાણવો.

૧૧૫ લગ્નનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ એ ગ્રહો પરસ્પર એક બીજાથી કેંદ્રમાં બેઠા હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તોપણ વાહાનનો અધિપતી જાણવો.

૧૧૬ ચોથા ભાવનો સ્વામિ બળવાન થઇ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અને તેને નવમા, દશમા, અગિયારમા ભાવના સ્વામિઓ દેખતા હોય તો તેને વાહનનું સુખ જાણવું.

૧૧૭ ભાગ્ય ભૂવનનો સ્વામિ પરમ ઉંચનો થઈ કેંદ્રમાં બેઠો હોય અને બીજા બે ગ્રહો ઉંચ રાશિના ગમે તે ભાવે બેઠા હોય તો ઘણા વાહાનનું સુખ જાણવું.

૧૧૮ બીજા ભાવના સ્વામિ સાથે બારમા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉંચનો થઇ બેઠો હોય ને તેને ભાગ્યભૂવનનો સ્વામિ દેખતો હોય તો વાહાનનો અધિપતિ જાણવો.

૧૧૯ દશમા ભાવનો સ્વામિ ચોથે બેઠો હોય અને તેના ભેગો અગીયારમા ભાવનો અથવા નવમા ભાવનો સ્વામિ ભેગો બેઠો હોય તો ઘણા વાહાનના સુખવાળો જાણવો.

૧૨૦ દશમા ભાવે ઉંચ રાશિનો ગ્રહ બેઠો હોય અને તેને લગ્નનો સ્વામિ અથવા નવમાનો સ્વામિ દેખતો હોય તોપણ તે વાહાનનો અધિપતિ જાણવો.

૧૨૧ ચોથા ભાવનો સ્વામિ અને દશમા ભાવનો સ્વામિ સિંહાશનાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય તોપણ તે ઘણા વાહાનનો સુખી અને પ્રદેશ રહેનારો જાણવો.

૧૨૨ નવમા, દશમા અને અગિયારમા ભાવનો સ્વામિ બીજે, ત્રીજે, ચોથે બેઠો હોય અને આઠમે કોઇ શૂભગ્રહ બેઠો હોય તો તેને નહાનપણથીજ વાહાનના અને ધનના સુખવાળો જાણવો.

૧૨૩ ચોથા ભાવમાં પોતાના ઘરનો અથવા ઉંચનો ગ્રહ બેઠો હોય ને તો

-નો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય અને બીજો કોઇ ગ્રહ ઊંચનો ચોથે બેઠો હોય અને બારમે કોઇ શૂભગ્રહ બેઠા હોય તો તે ત્રણે પ્રકારના વાહાનના સુખવાળો જાણવો.

૧૨૪ શુક્ર પરમ ઉંચનો હોય ને તે ચોથે ભાવે બેઠો હોય ને તે ભેગો દશમા ભાવનો સ્વામિ બેઠો હોય તો તે વાજીત્રની સાથે વાહનના ઉપર મૂજબના સુખવાળો જાણવો.

૧૨૬ નવમા ભાવનો સ્વામિ ચોથા ભાવે બેઠો હોય અથવા બીજા કેંદ્રમાં ગ્રહો ઉંચના કે ત્રીકોણમાં બેઠા હોય અથવા નવમે, પાંચમે બેઠો હોય અને દશમાનો સ્વામિ ચોથે બેઠો હોય તોપણ ઉપર મૂજબ જાણવું.

૧૨૭ શનિની સાથે દશમાનો સ્વામિ રહેલો હોય ને કેંદ્રમાં શૂભગ્રહો હોય; વળી લગ્નનો સ્વામિ વૃદ્ધિ રાશિમાં આવેલો હોય તો નગારાં, નીશાનવાળો હોય.

૧૨૮ લગ્ન, નવમા, દશમા ભાવમાં ઉંચ રાશિના શૂભગ્રહો રહેલા હોય અને તેઓને લગ્નનો સ્વામિ દેખતો હોય તો વાહાનથી કોઈ વખત દુઃખ ભોગવે એટલે વાહાનથી પડે એમ જાણવું.

૧૨૯ દશ, છ, ત્રણ, ચાર, નવ, એક અને બારમા ભાવના સ્વામિઓ પાંચમા ભાવના સ્વામિ સાથે રહેલા હોય તો ઘણા પુત્રો, દેશ, અને વાહાનનો ભોગવનારો થાય.

૧૩૦ ચોથા ભાવનો સ્વામિ ચોથા ભાવમાં શૂભગ્રહની સાથે કેંદ્રમાં કે ત્રીકોણમાં કે ઉંચ રાશિમાં રહેલો હોય અને નવમાનો સ્વામિ ઉંચનો હોય તો સુખ, વાહન વિગેરેનો લાભ ભોગવનારો જાણવો.

૧૩૧ દશમાનો સ્વામિ ચોથા ભાવે અને ચોથા ભાવનો સ્વામિ અગીયારમા ભાવે રહેલો હોય અને લગ્નને શૂભગ્રહ દેખતા હોય તો ઘણા વાહન તથા લાભને ભોગવાનારો થાય એમ જાણવું.

૧૩૨ જે માણસનો રાજ્ય યોગમાં જન્મ થયલો હોય અને દશમાનો સ્વામિ ચોથે રહેલો હોય તો મૃદંગ, ભેરી, શંખ વિગેરે ઘણા વાજીત્રના વૈભવવાળો થાય.

૧૩૩ ત્રીજા ભાવનું અને ચોથા ભાવનું ફળ, બળાબળ અને શૂભગ્રહની દ્રષ્ટિના આધારથી પૂર્વના શાસ્ત્રનો મત જોઇને શ્રી વંકટેશ નામના પંડીતે વર્ણનથી કહેલું છે.

## પાંચમા ભાવનો ભાવ વિચાર.

પુત્ર વિષે, બુદ્ધિ વિષે, મંત્ર વિષે, ભોજન વિષે, હૃદય વિષે, ઉદર વિષે, શક્તિ વિષે, એટલી બાબતો પાંચમા ભાવમાં જોવાય છે.

૧ જન્મ કુંડળીમાં પાંચમા, સાતમા અને નવમા ભાવના સ્વામિ ભેગો ગુરૂ હરકોઈ ભાવે બેઠો હોય તો પુત્રની ચિંતા જાણવી, તેમજ એ ભાવના સ્વામિ ભેગો બુધ બેઠો હોય તો બુદ્ધિની ચિંતા જાણવી, તેમજ પિતા સબંધી ચિંતા જાણવી; અને તે પાંચમા, સાતમા અને નવમા ભાવનો સ્વામિ સૂર્ય સહીત પાંચમા અથવા નવમા ભાવે બેઠો હોય તો તેને પિતાના મેળવેલા દ્રવ્યનું સુખ હોય એમ જાણવું.

૨ જન્મ કુંડળીના ચોથા ભાવમાં સૂર્ય હોય તો બાપનું ધન ભોગવનારો જાણવો; અને પાંચમા ભાવમાં ચંદ્ર બેઠો હોય તો માતાનું મૃત્યુ થાય; અને પાંચમા ભાવમાં અથવા પાંચમા ભાવના સ્વામિ ભેગો શુભગ્રહ બેઠો હોય અથવા શુભની દ્રષ્ટિ હોય તો પુત્રના સુખવાળો જાણવો.

૩ પાંચમા ભાવમાં અથવા પાંચમા ભાવના સ્વામિ ભેગો ગુરૂ બેઠો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા શુભ ગ્રહ ભેગા બેઠા હોય તો નિઃસંશય પુત્રના સુખવાળો જાણવો.

૪ જન્મ લગ્નનો સ્વામિ પાંચમા ભાવે બેઠો હોય અને પાંચમા ભાવનો સ્વામિ બળવાન હોય તેમજ ગુરૂ પણ સંપૂર્ણ બળવાન હોય તો નિઃસંશય પુત્રના સુખવાળો જાણવો.

૫ પાંચમા ભાવનો સ્વામિ ગુરૂ હોય અને તે પરીપૂર્ણ બળવાન હોય અને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય તો પુત્રનો લાભ નક્કી જાણવો.

૬ ગુરૂ તથા પાંચમા ભાવનો સ્વામિ એ ગ્રહો વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યા હોય અને એ બંનેને શુભ ગ્રહ દેખતા હોય તોપણ પુત્રનો લાભ સમજવો.

૭ બીજા ભાવનો સ્વામિ બળવાન થઇ પાંચમા ભાવે બેઠો હોય અને તેને ગુરૂ દેખતો હોય તો પુત્ર લાભ નિઃસંશય જાણવો.

૮ જન્મ લગ્નનો સ્વામિ અને પાંચમા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠા હોય ને તે ભેગા શુભ ગ્રહ બેઠા હોય, અને બીજા ભાવનો સ્વામિ બળવાન હોય હોય તો નિઃસંશય પુત્રનું સુખ જાણવું.

૯ લગ્નનો સ્વામિ અને પાંચમા ભાવનો સ્વામિ આ બે ભેગા બેઠા હોય અથવા પરસ્પર દેખતા હોય અથવા એક બીજાના ઘરમાં બેઠા હોય તો નિઃસંશય પુત્રનું સુખ જાણવું.

૧૦ પાંચમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો તે ગ્રહ જન્મ કુંડળીમાં શુભ ગ્રહ સહીત હોય અથવા તેને શુભ ગ્રહ દેખતા હોય તો નિઃસંશય પુત્રનું સુખ જાણવું.

૧૧ લગ્નનો સ્વામિ સાતમા ભાવે બેઠો હોય તેમજ નવમા ભાવનો સ્વામિ પણ સાતમા ભાવે બેઠો હોય અને બીજા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય તો નિઃસંશય પુત્રના સુખવાળો જાણવો.

૧૨ જન્મ કુંડળીના સાતમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહને જન્મ કુડળીમાં લગ્નનો સ્વામિ તથા બીજા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામી દેખતા હોય તો નિઃસંશય પુત્રના સુખવાળો જાણવો.

૧૩ પાંચમો ભાવ અથવા પાંચમા ભાવનો સ્વામિ પાપ ગ્રહની કર્તરીમાં હોય અને પાંચમા ભાવનો કારક ગ્રહ પાપ ગ્રહ ભેગો બેઠો હોય તો તેને પુત્રનો લાભ થઈ તે પુત્ર નાશ પામે.

૧૪ જન્મકુંડળીના નવમા ભાવનો, પાંચમા ભાવનો અને સાતમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીના લગ્નના સ્વામિ સાથે જન્મકુંડળીમાં હરકોઇ ભાવે પાપગ્રહ સહીત બેઠા હોય અને તે ગ્રહો નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં બેઠા હોય તો પુત્રનો લાભ થઇ તે પુત્ર નાશ પામે.

૧૫ જન્મકુંડળીના પાંચમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પાપગ્રહના ઘરમાં બેઠો હોય અને જન્મકુંડળીમાં પાંચમા ભાવનો સ્વામિ નીચનો કે અસ્તનો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય અથવા તો દુષ્ટ સ્થાન ૬-૮-૧૨મા સ્થાનમાં રહ્યા હોય તો પુત્રનો લાભ થઈ તે પુત્ર નાશ પામે.

૧૬ જન્મ કુંડળીમાં બારમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ દેષ્કાંડ કુંડળીમાં જેના ઘરમાં હોય તે ગ્રહની સાથે પાંચમા ભાવનો સ્વામિ રહેલો હોય અથવા દેખતો હોય તો પુત્રની પીડા જાણવી.

૧૭ પાંચમા ભાવનો સ્વામિ જન્મ કુંડળીમાં છઠ્ઠે, આઠમે, બારમે ભાવે બેઠો હોય અને તે પાંચમા ભાવના સ્વામિને પાપગ્રહ દેખતા હોય અને તે પાંચમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નાગના ભાગમાં બેઠો હોય તો તેને પુત્રનો લાભ થઈને તે પુત્ર નાશ પામે.

૧૮ પાંચમા ભાવનો સ્વામિ બળવાન થઇ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ ભાગમાં હોય અથવા ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તો તેને પુત્રના સુખવા-

ળો જાણવો.

૧૯ પાંચગા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં લગ્ને હોય અને જન્મકુંડળીના લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં પાંચમા ભાવે હોય અને નવમાંશ કુંડળીમાં ગુરૂ જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં કેંદ્ર ભાવમાં બેઠો હોય તો તેને પુત્રના સુખવાળો જાણવો એવી રીતે મોટા મુનીઓ કહેછે.

૨૦ પાંચમા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ પારાવતાંશ વર્ગ બળ પામ્યા હોય અને લગ્નના સ્વામિને શુભ ગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો એ માણસને પુત્રનું સુખ નક્કી જાણવું એમ મોટા પુરૂષોનો મત છે.

૨૧ શાસ્ત્રને પાર પામેલા મૂનીઓ કહે છે કે વંશનો ક્ષય થવા વિષે જેવું હોય તો ઉપર પ્રમાણે પુત્ર થવાના બધા જોગ અને ન થવાના બધા જોગ વિચારીને વિદ્વાન માણસોએ કહેવું.

૨૨ જન્મ કુંડળીમાં ચંદ્ર દશમા ભાવે બેઠો હોય, શુક્ર સાતમા ભાવે બેઠો હોય અને બીજા સર્વ પાપગ્રહો ચોથા ભાવે બેઠા હોય એવા જન્મવાળો પુરૂષ વંશનો નાશ કરનારો જાણવો, એટલે ફકત પોતા સૂધીજ વંશ હોય; અને લગ્નનો સ્વામિ બુધના ભેગો બેઠો હોય તોપણ તેમજ જાણવું.

૨૩ પાપગ્રહ બારમે, પાંચમે, અને આઠમા ભાવે બેઠા હોય તોપણ વંશનો નાશ થાય અને તે મનુષ્ય નિર્ધન હોય; અને લગ્ને ગુરૂ સહીત ચંદ્ર બેઠો હોય અને સાતમે મંગળ અથવા શનિ હોય અને બીજા સર્વ પાપગ્રહો ચોથે બેઠા હોય તોપણ તે વંશનો નાશ કરનારો જાણવો.

૨૪ લગ્ન, બારમા, પાંચમા અને આઠમા ભાવમાં પાપગ્રહ બેઠા હોય તોપણ વંશનો નાશ કરનારો જાણવો.

૨૫ લગ્ન, બારમા અને આઠમા ભાવે સર્વ પાપગ્રહ બેઠા હોય તોપણ વંશનો નાશ જાણવો.

૨૬ પાપગ્રહો લગ્ને, આઠમે અને બારમે ભાવે બેઠા હોય અને પાંચમા ભાવે ચંદ્ર હોય તોપણ વંશનો નાશ જાણવો.

૨૭ સાતમા ભાવે શુક્ર સહીત બુધ બેઠો હોય અને પાપગ્રહ ચોથે હોય, ગુરૂ પાંચમે બેઠો હોય અને ચંદ્રથી આઠમા ભાવે કોઇ પાપગ્રહ બેઠો હોય તો વંશનો નાશ જાણવો.

૨૮ પાપગ્રહ લગ્ને બેઠા હોય ચોથે ચંદ્ર બેઠો હોય, લગ્નનો સ્વામિ પાંચમે

બેઠો હોય અને પાંચમાનો સ્વામિ નિર્બળ હોય તોપણ વંશનો નાશ જાણવો.

૨૯ જન્મકુંડળીના લગ્નમાં ક્ષીણ કળાનો ચંદ્ર બેઠો હોય અને ગુરૂ અસ્તંનો થઇ હરકોઇ ભાવે શનિના ઘરમાં બેઠો હોય અને બીજા પાપ ગ્રહો ત્રીકોણ સ્થાનમાં બેઠા હોય તો પેહેલા પુત્રનો નાશ થાય.

૩૦ પાંચમા ભાવે બુધ બેઠો હોય અને પેહેલે અથવા ચોથે પાપ ગ્રહ બેઠા હોય તેમજ બીજા સર્વ પાપ ગ્રહો પાંચમે બેઠા હોય તો તે માણસ પુત્રનું મોઢું જુવે નહીં.

૩૧ મંગળ લગ્ને રહ્યો હોય, આઠમે શનિ અને પાંચમે સૂર્ય રહ્યો હોય તોપણ તેને પુત્રનું સુખ મળે નહિ; પણ તેને શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો વૃદ્ધ ઉંમરે પુત્રનો લાભ થાય.

૩૨ લગ્ને શનિ હોય, ગુરૂ આઠમે હોય અને મંગળ બારમે હોય તો તેની વૃદ્ધ અવસ્થામાં પુત્રનો લાભ થાય.

૩૩ પાંચમા ભાવનો સ્વામિ શૂભ ગ્રહ હોય અને તેને શૂભ ગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય અથવા તો પાંચમા ભાવે શૂભ ગ્રહની રાશિ હોય તો તે સારી બુદ્ધિ તથા સારી નીતિવાળો જાણવો.

૩૪ પાંચમા ભાવનો સ્વામિ પરમ ઊંચનો હોય અને તેને શૂભ ગ્રહો દેખતા હોય અને તે શૂભ ગ્રહના અંતરમાં બેઠો હોય તો તીક્ષ્ણ બુદ્ધિવાળો જાણવો.

૩૫ પાંચમા ભાવનો કારક ગ્રહ બળવાન હોય અને પાંચમા ભાવના સ્વામિને શૂભ ગ્રહ દેખતા હોય વા ભેગા બેઠા હોય અથવા પાંચમા ભાવમાં શૂભ ગ્રહ બેઠો હોય તો તે તીક્ષ્ણ બુદ્ધિવાળો જાણવો.

૩૬ પાંચમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહને જન્મકુંડળીમાં શૂભ ગ્રહો દેખતા હોય વા ભેગા બેઠા હોય અથવા તો તે ગ્રહ વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યા હોય તો તે તીક્ષ્ણ બુદ્ધિવાળો જાણવો.

૩૭ પાંચમા ભાવનો કારક ગ્રહ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મ કુંડળીમાં કેંદ્રમાં અથવા ત્રીકોણમાં બેઠો હોય અને તેને પાંચમાનો સ્વામિ દેખતો હોય તો તે પણ તીક્ષ્ણ બુદ્ધિવાળો જાણવો.

૩૮ પાંચમો ભાવ શૂભ ગ્રહની કર્તરીમાં હોય અથવા ત્યાં શૂભ ગ્રહ બેઠા હોય અથવા ગુરૂ કેંદ્ર કે ત્રીકોણમાં બેઠો હોય તે બુદ્ધિમાન અને ઘણો ચતુર જાણવો.

૩૯ પાંચમા ભાવનો સ્વામિ શૂભ ગ્રહ હોય અને પાંચમા ભાવે ગુરૂ બેઠો હોય અને પાંચમો ભાવ શૂભ ગ્રહની કર્તરીમાં હોય તો સારો બુધ્ધિમાન જાણવો.

૪૦ પાંચમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સહીત કેંદ્રમાં હોય અને તેના ભેગો કોઈ ઉંચનો ગ્રહ બેઠો હોય તો ઘણી યાદ શક્તિવાળો જાણવો.

૪૧ પાંચમા ભાવનો સ્વામિ અને પાંચમા ભાવનો કારક ગ્રહ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય તોપણ ઘણી યાદશક્તિવાળો જાણવો.

૪૨ પાંચમા ભાવનો સ્વામિ અને કારકગ્રહ ગોપુરાંશ વર્ગ બળ પામ્યા હોય તો ઘણી યાદશક્તિવાળો જાણવો.

૪૩ નવમાંશ કુંડળીમાં કારકગ્રહ જે રાશિનો હોય તેનો સ્વામિ કેંદ્રમાં કે ત્રીકોણમાં રહ્યો હોય ને તેને કારકગ્રહ દેખતો હોય તો તે પારકાના મનની વાતો જાણનારો જાણવો.

૪૪ પાંચમા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ ભેગા બેઠા હોય અને દેષ્કાંડ કુંડળીના લગ્નનો સ્વામિ શુભ ગ્રહ હોય અથવા દેષ્કાંડ લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠો હોય તો પારકાના મનની વાત જાણવામાં ચતુર જાણવો.

૪૫ પાંચમા ભાવે પાપગ્રહ બેઠા હોય અને પાંચમા ભાવનો સ્વામિ પણ પાપગ્રહ સાથે બેઠો હોય અથવા પાંચમાનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર અંશના ભાગમાં બેઠો હોય તો તે બુદ્ધિ વગરનો જાણવો.

૪૬ પાંચમા ભાવનો સ્વામિ નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરમાં બેઠો હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય ને ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂરઅંશમાં હોય તો બુદ્ધિ વગરનો જાણવો.

૪૭ પાંચમા ભાવે શનિ બેઠો હોય ને તે શનિને લગ્નનો સ્વામિ દેખતો હોય અને પાંચમાના સ્વામિ ભેગો પાપ ગ્રહ બેઠો હોય તો જડ બુદ્ધિવાળો જાણવો.

૪૮ પાંચમા ભાવે શનિ, રાહુ અથવા કેતુ બેઠા હોય અને શુભ ગ્રહો બેઠા ન હોય અને પાંચમાના સ્વામિને પાપગ્રહ દેખતા હોય તો વિસ્મૃતિવાળો જાણવો.

૪૯ પાંચમા ભાવનો કારક ગ્રહ શુભ ગ્રહ સાથે બેઠો હોય તો વિસ્મૃતિવાળો અને પાછળથી યાદ શક્તિવાળો જાણવો.

૫૦ પાંચમા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત હોય અને પાંચમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર અંશના ભાગમાં હોય અને જન્મ કુંડળીમાં પાંચમા ભાવે બેઠો હોય ને તેને ગુરૂ શુક્ર દેખતા હોય તો તેને પેહેલી વિસ્મૃતિ અને પાછળથી યાદ શક્તિવાળો જાણવો.

૫૧ પાંચમા ભાવનો સ્વામિ બળવાન હોય અને ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તોપણ તે માણસ પેહેલી યાદશક્તિ વગરનો અને પાછળથી ઘણો બુદ્ધિ આપનારો જાણવો.

૫૨ પાંચમા ભાવનો સ્વામિ બળવાન હોય અને પાંચમા ભાવના કારક ગ્રહ-ની રાશિના સ્વામિને લગ્નનો સ્વામિ દેખતો હોય તો તે માણસ રાજાનો પ્રધાન અને દાતાર હોય એમ જાણવું.

૫૩ પાંચમા ભાવનો સ્વામિ તથા ગુરૂ ભેગા બેઠા હોય અને તેમાં ગુરૂ બ-ળવાન હોય અને તે બે ગ્રહો ગોપુરાંશ વર્ગ બળ પામ્યા હોય તો ભવિષ્ય કાળ-નો જાણનારો અને પ્રધાન હોય.

૫૪ પાંચમા ભાવનો કારક ગ્રહ કેંદ્રમાં અથવા ત્રીકોણમાં બેઠો હોય અને બુધ, શુક્ર ગમે તે ભાવે ભેગા બેઠા હોય અથવા તે કારક ગ્રહને એ બંને ગ્રહો દેખતા હોય, વળી તે બંને ગ્રહો નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય તો તે ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણ કાળને જાણનારો જાણવો.

૫૫ નવમાંશ કુંડળીમાં ગુરૂ સ્વગ્રહી થઇ બેઠો હોય ને તે ગુરૂ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં હોય ને ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય તો ઉપર લખ્યા પ્રમાણે ત્રણ કાળનો જાણનારો જાણવો.

૫૬ પાંચમા ભાવે પુરૂષ ગ્રહની રાશિ હોય ને પુરૂષ ગ્રહ બેઠો હોય અને નવમાંશ કુંડળીમાં પાંચમા ભાવે પુરૂષ ગ્રહની રાશિ હોય તો તેને પેહેલો પુત્ર થાય તેમાં સંશય જાણવો નહિ, અને એ પ્રમાણે સ્ત્રી ગ્રહની રાશિ હોય તો પ્ર-થમ પુત્રી થાય, અને નપુંશક ગ્રહની હોય તો પ્રથમ નપુંશક થાય.

૫૭ સંતાનના કારક ગ્રહની રાશિના આંક પ્રમાણે અથવા નવમાંશ પ્રમા-ણે સંતાનની સંખ્યા કહેવી, પણ નીચ, અસ્ત અને શત્રુ ગ્રહના નવમાંશ હોય તો તેટલા બાળકનો નાશ કરતાં બાકીના જીવે.

૫૮ પાંચમા ભાવના સ્વામિની રશમીનો * આંક હોય તેટલા પુત્રની સંખ્યા જાણવી; અથવા પાંચમા ભાવના જેટલા નવમાંશની સંખ્યા હોય તેટલા પુત્રની સંખ્યા જાણવી; અથવા ગુરૂની રશમીની સંખ્યા જેટલી હોય તેટલા પુત્રની સં-ખ્યા જાણવી. તેમાં જે વધારે બળવાન હોય તે પ્રમાણે વિચારીને કહેવું.

૫૯ લગ્નનો સ્વામિ અને પાંચમા ભાવનો સ્વામિ એ બંને પરસ્પર મિત્ર હોય તો તેને પુત્રની સાથે મિત્રતા હોય, અને તે બંને ગ્રહો શત્રુ હોય તો પુત્ર સાથે શત્રુતા હોય, અને તે બંને સમ હોય તો તે બંને સમપણાથી વર્તે.

---

* રશમી જન્મોત્રીમાં વર્તેલી હોય છે.

૬૦ લગ્નનો સ્વાગિ અને પાંચમા ભાવનો સ્વાગિ પરસ્પર દેખતા હોય અથવા પરસ્પરના ઘરમાં બેઠા હોય અથવા નવમાંશ કુંડળીમાં પરસ્પરના ઘરમાં બેઠા હોય તો તેના પુત્રો સારા નમ્રતાવાળા જાણવા.

૬૧ પાંચમા ભાવનો સ્વાગિ લગ્ને બેઠો હોય અને લગ્નનો સ્વાગિ પાંચમા ભાવે બેઠો હોય અથવા પરસ્પર દેખતા હોય તો તે માણસના પુત્રો આજ્ઞામાં વર્તનારા જાણવા.

૬૨ પાંચમા ભાવનો સ્વાગિ છઠ્ઠે, આઠમે, બારમે બેઠો હોય ને લગ્નનો સ્વાગિ તેને દેખતો હોય તેમજ રાહુ, મંગળ પણ દેખતા હોય તો તેના પુત્ર પિતાને દૂષણ લગાડનારા જાણવા.

૬૩ પાંચમા ભાવે ગુરૂ, શુક્ર બેઠા હોય અથવા તેના ભેગો સૂર્ય બેઠો હોય અથવા તે પાંચમા ભાવે એ ગ્રહોની રાશિ હોય તો તેના પુત્ર પ્રાક્રમી થાય એમ જાણવું.

૬૪ ત્રીજાનો સ્વાગિ ત્રીજે બેઠો હોય અને પાંચમાનો સ્વાગિ ચોથે બેઠો હોય અને તેના ભેગો શુભ ગ્રહ ઉંચનો થઈ બેઠો હોય તોપણ તેના પુત્ર પ્રાક્રમી થાય એમ જાણવું.

૬૫ પાંચમા ભાવનો સ્વાગિ નવમે બેઠો હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય ને તેના ભેગા શુભ ગ્રહો બેઠા હોય તો તે આનંદાન આપનાવાળો જાણવો.

૬૬ પાંચમા ભાવે પાપ ગ્રહ બેઠા હોય ને પાંચમા ભાવના સ્વાગિ ભેગા પણ પાપ ગ્રહ બેઠા હોય ને તે બંને પાપ ગ્રહની કર્તરીમાં હોય તો છાતીના રોગવાળો જાણવો.

૬૭ પાંચમા ભાવનો સ્વાગિ આઠમે ભાવે હોય અને ત્યાં આઠમાના સ્વાગિ ભેગો હોય અથવા પાંચમાનો સ્વાગિ નીચ અથવા શત્રુ અથવા અસ્તના ઘરમાં બેઠો હોય તો તે પણ હૃદયના રોગવાળો જાણવો.

૬૮ પાંચમા ભાવનો સ્વાગિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય અને તે ગ્રહ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂરના ભાગમાં હોય અને તે ગ્રહને જન્મ કુંડળીમાં પાપ ગ્રહ દેખતા હોય તો તે માણસને હૃદયમાં રોગ જાણવો.

---

## છઠ્ઠાભાવનો ભાવ વિચાર.

છઠ્ઠા ભાવમાં રોગ વિષે શત્રુ વિષે, ચોર વિષે, વિઘ્ન વિષે, કલેશ વિષે, લાગવા વિષે, રસ પદાર્થ ઉપર પ્રીતિ વિષે, એટલા વાના જોવાય તે ગ્રહ

અશિના યોગથી વિચારીને કહેવું.

૧ જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત લગ્ને બેઠો હોય અથવા આઠમે બેઠો હોય તો તેને ગુમડાંની પિડા જાણવી; અને તે ગ્રહ દશમા ભાવે બેઠો હોય ને તેને શૂભ ગ્રહ દેખતો હોય તોપણ ગુમડાંની પિડા જાણવી.

૨ જન્મ કુંડળીમાં માતા, પિતા, પુત્ર અને સ્ત્રી એ ભાવોથી છઠ્ઠા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત જન્મ કુંડળીમાં લગ્ને અથવા આઠમા અથવા દશમા ભાવે બેઠા હોય અથવા તેને શૂભ ગ્રહ દેખતા હોય તો તે માણસોને ગુમડાંની પિડા જાણવી.

૩ ઉપર પ્રમાણે હોય ને તેમાં જો સૂર્ય હોય તો માથામાં ગુમડાંની પિડા જાણવી; અને ચંદ્ર હોય તો મૂખમાં, મંગળ હોય તો ગળામાં, બુધ હોય તો કાનમાં, ગુરૂ હોય તો નાકમાં, શુક્ર હોય તો ગુપ્ત સ્થાનમાં, અને શનિ હોય તો હાથમાં, રાહુ હોય તો બે પડખામાં અને કેતુ હોય તો પગ તથા કેડમાં પિડા જાણવી; અથવા જો તે ભાવના કારક ગ્રહ અને છઠ્ઠા ભાવનો સ્વામિ એ બેમાંથી જે વધારે બળવાન હોય તે ગ્રહ પ્રમાણે ફળ જાણવું; અને એ પ્રમાણે પોતાને માટે જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત લગ્નમાં અથવા આઠમા અથવા દશમા ભાવે બેઠો હોય ને તેને શૂભ ગ્રહની દ્રષ્ટિ હોય તો ઉપર પ્રમાણે જાણવું.

૪ લગ્નનો સ્વામિ તથા મંગળ તથા બુધ એ ગ્રહો ભેગા થઇ ચોથે અથવા બારમા ભાવે બેઠા હોય અને છઠ્ઠા ભાવને શૂભ ગ્રહો દેખતા હોય તો તેને અપાન જાતના વાયુનો રોગ થાય એમ જાણવું.

૫ ચંદ્ર, બુધ, રાહુ અથવા કેતુ અને લગ્નનો સ્વામિ ચોથા અથવા બારમા ભાવે ભેગા બેઠા હોય ને તેઓને શૂભ ગ્રહો દેખતા હોય તો તેને ધોળા કોહોડનો રોગ થાય એમ જાણવું.

૬ ઉપર લખ્યા ગ્રહોમાં લગ્નના સ્વામિ વગર બીજા ગ્રહ ચંદ્ર, બુધ, રાહુ અથવા કેતુ ઉપર લખ્યા સ્થાનકે બેઠા હોય તોપણ તેને કોહોડનો રોગ થાય; અને પિતા, માતા, સ્ત્રી, પુત્ર એ ભાવના કારક ગ્રહ ચદ્ર, બુધ, રાહુ અથવા કેતુ સાથે ચોથા અથવા બારમા ભાવે બેઠા હોય અને તેને શૂભ ગ્રહ દેખતા હોય તો તેઓને કોહોડનો રોગ થાય.

૭ પાંચમી કલમમાં લખેલા ગ્રહોમાં લગ્નનો સ્વામિ જો મંગળ હોય તો પિત્તનો કોહોડ થાય, અને શનિ હોય તો શીત જાતનો કોહાડ થાય, અને સૂર્ય હોય તો રક્ત કોહોડ થાય. એ ગ્રહોના ઉપર જે સ્થાનો કહ્યાછે તે સ્થાને તે કોહોડ થાય.

૮ લગ્નનો સ્વામિ અને છઠ્ઠા ભાવનો સ્વામિ સૂર્ય તથા ચંદ્ર સાથે બેઠા હોય તો તેને તાવની પિડા થાય, અને મંગળ સાથે બેઠા હોય તો જળથી અથવા યુધ્ધમાંથી અથવા ફોલ્લાની પિડા થવાથી મગજને પિડા કરે.

૯ ઉપર લખ્યા પ્રમાણે લગ્નના અને છઠ્ઠા ભાવના સ્વામિ સાથે બુધ બેઠો હોય તો વિકળતા થાય, અને ગુરૂ સાથે બેઠો હોય તો કાંઇ પણ વ્યાધિ થાય નહિ, અને શુક્ર સાથે બેઠો હોય તો સ્ત્રીથી મનમાં પિડા થાય અને શનિ હોય તો નીચ જાતના નઠારા વાયુ રોગની પિડા કરે, અને રાહુ અથવા કેતુ સાથે બેઠો હોય તો સર્પથી અથવા ચોરથી અથવા અગ્નિથી અથવા વાયુથી પિડા કરે.

૧૦ જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવનો સ્વામિ બુધ સહીત લગ્ને હોય તો તેને ઈંદ્રીના વિકારથી ઘણી પિડા થાય.

૧૧ છઠ્ઠા ભાવનો સ્વામિ મંગળ સાથે લગ્ને બેઠો હોય અને તે ભેગો રાહુ હોય તો તેને ઇંદ્રીનો રોગ થાય ને તેથી ઇંદ્રી નાશ પામે; અને સાતમા ભાવનો સ્વામિ શુક્ર સહીત છઠ્ઠે ભાવે બેઠો હોય તો તેની સ્ત્રી સ્ત્રીના રૂપમાં ન હોય.

૧૨ છઠ્ઠા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ શનિ સહીત કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠો હોય તો તે માણસ બંધીખાનામાં પડે, અને જો રાહુ અથવા કેતુ સહીત બેઠા હોય તો બેડીની સાથે બંધીખાનું ભોગવે.

૧૩ માતા, પિતા, પુત્ર અને સ્ત્રી ભાવના કારક ગ્રહ અથવા તે ભાવના સ્વામિ ઉપર લખેલા ગ્રહો ભેગા કેંદ્રમાં અથવા ત્રીકોણમાં બેઠા હોય તો તેઓને ઉપર પ્રમાણે બંધન યોગ કહેવા. ઉદાહરણ—પિતા ભૂવનથી છઠ્ઠા ભાવનો સ્વામિ અથવા પિતા ભાવનો કારક ગ્રહ શનિ, રાહુ સહીત એકઠા થઇ તે સર્વે કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠા હોય તો પિતાને બંધન યોગ કહેવો.

ઉપર પ્રમાણે બંધન યોગ તે ગ્રહોની મહા દશા અને અંતર દશામાં થાય.

૧૪ નવમા ભાવે શનિ હોય અને ત્રીજે ગુરૂ હોય અથવા સૂર્ય આઠમે કે બારમે હોય તો હાથ કપાય; ચંદ્ર સાતમે અથવા આઠમે હોય અને તેના ભેગો મંગળ અથવા ગુરૂ બેઠો હોય તોપણ એમજ જાણવું.

૧૫ દશમા ભાવે રાહુ, શનિ, બુધ બેઠા હોય તો તેની મહાદશા, અંતર દશામાં તેનો પગ કપાય; અને દશમે ભાવે મંગળ, શનિ, રાહુ ભેગા બેઠા હોય અને તે ઠેકાણે સૂર્યને શુક્ર ગુરૂ દેખાતા હોય તોપણ એમજ જાણવું.

૧૬ ઉપર લખેલા ગ્રહો ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય તો તે ગ્રહોની મહાદશા, અંતર દશામાં તેનું શીર છેદાય એમ જાણવું; વળી શનિ લગ્ને હોય, સાતમા ભાવે રાહુ હોય અને દશમા ભાવે શુક્ર બેઠો હોય અને કૃષ્ણ

પક્ષનો ચંદ્ર સાતમે બેઠો હોય તો તેની દશામાં હાથ પગ બંને કપાય એગ જાણવું.

૧૭ જન્મ કુંડળીમાં લગ્ને મંગળ, સૂર્ય અને કૃષ્ણ પક્ષનો ચંદ્ર બેઠો હોય ને નવમાંશ કુંડળીમાં મંગળની રાશિનું લગ્ન હોય તોપણ હાથ પગ બંને કપાય એગ જાણવું.

૧૮ રાહુ, બુધ, સૂર્ય આ ત્રણ ગ્રહો ભેગા બેઠા હોય ને તેના ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ ન હોય, અને તે સૂર્ય અસલેષા નક્ષત્રમાં હોય એટલે સૂર્ય સ્પષ્ટ ગ્રહ ચક્રમાં કર્ક રાશિનો ૧૭ અંશથી ૩૦ અંશ સુધી હોય અને તેની સાથે કૃષ્ણ પક્ષનો ચંદ્ર બેઠો હોય તો તેને પેટની ઘણી પિડા હોય ને શસ્ત્રથી કેડમાં પિડા થાય એવી રીતે મોટા મૂનીઓ કહે છે.

૧૯ કૃષ્ણપક્ષના ચંદ્રને રાહુ અને શનિ દેખતા હોય તો મૂખમાં ઘણી પિડા થાય.

૨૦ લગ્નમાં શનિ હોય ને બુધ હરકોઈ ભાવે સ્વગ્રહી હોય અથવા ત્રીજે અથવા ચોથે ભાવે હોય તો તે માણસ વામન સ્વરૂપ એટલે ટુંકા આકારનો જાણવો.

૨૧ જન્મ કુંડળીમાં છઠ્ઠા અથવા આઠમા અથવા બારમા ભાવે ચંદ્ર હોય ને તેને લગ્નનો સ્વામિ દેખતો હોય અને તેના ભેગા શનિ રાહુ અથવા શનિ કેતુ બેઠા હોય તો તેનું મોત કમોતે થાય.

૨૨ જન્મ કુંડળીમાં શનિ નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરનો થઈ પાપ ગ્રહ સહીત હરકોઇ ભાવે બેઠો હોય ને તે શનિ ષષ્ટિ અંશ કુંડળીમાં કૂર નામના ભાગમાં હોય તોપણ કમોતથી મ્રત્યુ થાય.

૨૩ જન્મ કુંડળીના આઠમા ભાવનો સ્વામિ પાશ અથવા સર્પ નામના દ્રેષ્કાંડમાં બેઠો હોય ને તે દ્રેષ્કાંડ કુંડળીમાં લગ્ને બેઠો હોય તો તેનું બંધીખાનામાં મ્રત્યુ થાય.

૨૪ જન્મ કુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ અને દ્રેષ્કાંડ કુંડળીના લગ્નનો સ્વામિ શનિ રાહુ સહીત અથવા શનિ કેતુ સહીત હરકોઇ ભાવે બેઠો હોય તોપણ તેનું બંધનમાં મ્રત્યુ જાણવું.

૨૫ જન્મ કુંડળીના છઠ્ઠા, આઠમા ભાવનો સ્વામિ મંગળ સહીત અથવા ત્રીજા ભાવના સ્વામિ સહીત નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં બેઠા હોય અને જન્મ કુંડળીમાં તે ગ્રહો સાથે શનિરાહુ અથવા શનિકેતુ બેઠા હોય તો તેનું યુદ્ધમાં મ્રત્યુ થાય.

૨૬ શનિ અને દ્રેષ્કાંડ લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં અથવા નવમાંશ કુંડળીમાં મંગળના ઘરમાં બેઠા હોય ને તે બંનેને મંગળ દેખતો હોય તોપણ તેનું મ્રત્યુ યુદ્ધમાં થાય.

૨૭ જન્મ કુંડળીમાં સૂર્ય અને મંગળ પરસ્પર દેખતા હોય ને તે નવમાંશ કુંડળીમાં પરસ્પરના ઘરમાં રહ્યા હોય તોપણ તેનું મ્રત્યુ યુદ્ધમાં થાય.

૨૮ જન્મ કુંડળીમાં આઠમે પાપગ્રહ બેઠા હોય અથવા નવમાંશ કુંડળીમાં આઠમે પાપગ્રહ હોય ને તે મંગળના ઘરમાં બેઠા હોય ને ષષ્ટિ અંશ કુંડળીમાં તે પાપગ્રહ ક્રૂર નામના ભાગમાં હોય તો તેનું આયુષ્ય થોડું જાણવું.

૨૯ સર્વ શૂભગ્રહ નીચના અથવા અસ્તના અથવા શત્રુના ઘરમાં બેઠા હોય ને નવમાંશ કુંડળીમાં તે ગ્રહો પાપગ્રહના ઘરમાં બેઠા હોય અથવા પાપગ્રહ ભેગા હોય તો તે માણુસનું તરત મ્રત્યુ થાય.

૩૦ શનિ, રાહુ અને સૂર્ય નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં બેઠા હોય ને તેને જન્મ કુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ દેખતો હોય તોપણ તેનું મ્રત્યુ થાય એમ જાણવું.

૩૧ જન્મ કુંડળીમાં પાપગ્રહ સહીત સૂર્ય છઠ્ઠે ભાવે બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો તેને ગરમીથી ગુમડાંની પિડા કરે; તેમાં ચંદ્ર બેઠો હોય તો વાયુની પિડા કરે; અને મંગળ બેઠો હોય તો રક્તપિત્તની પિડા કરે. એ પિડા તે ગ્રહની દશામાં થાય.

૩૨ ઉપર મૂજબ જો બુધ હોય તો શરદીની પિડા કરે; ગુરૂ બેઠો હોય તો છાતીની પિડા કરે; અને શુક્ર બેઠો હોય તો ઝાડાનો રોગ થાય.

૩૩ ઉપર મૂજબ શનિ બેઠો હોય તો વિશેષે કરી ગોળાનો રોગ થાય, અને રાહુ અથવા કેતુ હોય તો ભૂત પ્રેતથી પિડા થાય.

૩૪ જન્મ કુંડળીના છઠ્ઠા ભાવે ચંદ્ર મંગળ બેઠા હોય તો તેને ચિત્તભ્રમનો અને પાંડુ રોગ થાય, અને તે સાથે સૂર્ય બેઠો હોય તો સર્પનો ભય તથા શૂળનો રોગ કરે.

૩૫ જન્મ કુંડળીના છઠ્ઠા ભાવમાં બુધ મંગળ બેઠા હોય અને શુક્ર ચંદ્ર દેખતા હોય અને તે મંગળ બુધ નવમાંશ કુંડળીમાં પાપગ્રહના ઘરમાં હોય તો ક્ષય રોગ થાય.

૩૬ શનિ મંગળ છઠ્ઠા ભાવે બેઠા હોય ને તેને સૂર્ય રાહુ દેખતા હોય અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય તો તેને દીર્ઘ એટલે મોટો રોગ થાય.

૩૭ જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવે શનિ કેતુ બેઠા હોય અને તેને સૂર્ય, મંગળ અને રાહુ દેખતા હોય અને શૂભગ્રહો દેખતા ન હોય તો તેને શ્વાસ, ખાંસી અથવા ક્ષયનો રોગ થાય.

૩૮ જન્મ કુંડળીમાં જળ રાશિમાં ચંદ્ર બેઠો હોય ને તે રાશિનો સ્વામિ

છઠ્ઠા ભાવે હોય અને જળ રાશિગાં બુધ રહી તેને દેખતો હોય તો મૂત્રકચ્છ-નો રોગ થાય.

૩૯ જન્મ કુંડળીગાં છઠ્ઠે ચંદ્ર હોય, આઠમે શનિ હોય, બારમે પાપ ગ્રહ હોય અને લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીગાં પાપ ગ્રહના ઘરમાં બેઠો હોય તો તેને અંતરગળનો રોગ થાય.

૪૦ છઠ્ઠા ભાવનો સ્વામિ નિર્બળ થઇ લગ્ને બેઠો હોય ને તે મંગળ સહીત હોય તો તેને માથાનો અથવા મૂખનો અથવા છાતીનો અથવા ગોળાનો રોગ થાય.

૪૧ જન્મ કુંડળીગાં છઠ્ઠા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જેના ઘરગાં બેઠો હોય તો તે ગ્રહના ઉપર કહેલા રોગ પ્રમાણે રોગ થાય એમ જાણવું.

૪૨ જન્મ કુંડળીગાં છઠ્ઠા ભાવનો સ્વામિ કેંદ્ર ભૂવનગાં બેઠો હોય અને તેને પાપ ગ્રહો દેખતા હોય અથવા પાપ ગ્રહો છઠ્ઠે બેઠા હોય તો તે મનુષ્ય શત્રુની પિડાવાળો જાણવો.

૪૩ લગ્નનો સ્વામિ છઠે બેઠો હોય અને છઠ્ઠાનો સ્વામિ લગ્ને હોય અને તે બંનેના ભેગા શનિ રાહુ અથવા શનિ કેતુ બેઠા હોય તોપણ તે શત્રુની પિડાવાળો જાણવો.

૪૪ છઠ્ઠા ભાવનો સ્વામિ બળહીન થઇ પાપ ગ્રહની કર્તરીગાં બેઠો હોય અથવા તેને પાપ ગ્રહ દેખતા હોય તોપણ તે શત્રુની પિડાવાળો જાણવો.

૪૫ છઠ્ઠા ભાવનો સ્વામિ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે બેઠો હોય ને તે નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરગાં હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તો શત્રુનો નાશ થાય.

૪૬ જન્મ કુંડળીગાં છઠ્ઠા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સહીત શુભ ગ્રહના ઘરમાં બેઠો હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય તો તેને શત્રુ સાથે મિત્રતા થાય.

૪૭ જન્મકુંડળીગાં લગ્નના સ્વામિ કરતાં છઠ્ઠા ભાવનો સ્વામિ નિર્બળ હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય અને શુભ ગ્રહ ભેગા બેઠા હોય તોપણ શત્રુ સાથે મિત્રતા કરે.

૪૮ લગ્નનો સ્વામિ છઠ્ઠા ભાવે બેઠો હોય અને તેને છઠ્ઠા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા તે બંનો ગ્રહો લગ્નગાં બેઠા હોય તો તેને પોતાની ન્યાતથી પિડા થાય.

૪૯ ગુરૂ, શુક્ર લગ્ને બેઠા હોય ને તેના ભેગો છઠ્ઠા ભાવનો સ્વામિ બેઠો હોય ને તેને શનિ, મંગળ અને રાહુ દેખતા હોય તો તેને પણ ન્યાતથી દુઃખ થાય.

૫૦ લગ્નનો સ્વામિ શૂભ ગ્રહ સહીત હરકોઇ ભાવે બેઠો હોય અને ચંદ્ર છઠ્ઠા ભાવે બેઠો હોય અથવા બીજો શૂભ ગ્રહ બેઠો હોય અને કેંદ્રમાં અથવા ત્રીકોણમાં બુધ બેઠો હોય તો તેની પોતાની ન્યાતથી આજીવિકા ચાલે.

૫૧ છઠ્ઠા ભાવનો સ્વામિ ગુરૂ હોય અને તેના ભેગો શૂભ ગ્રહ બેઠો હોય અને તેને શૂભ ગ્રહો દેખતા હોય અને તે ગુરૂ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગમાં હોય તો તેને ન્યાતમાં જથ્થાવાળો જાણવો.

૫૨ છઠ્ઠા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત હોય અને તેને શૂભ ગ્રહ દેખતા ન હોય તેમ ભેગા પણ ન હોય ને નવમાંશ કુંડળીમાં તે પાપ ગ્રહની રાશિમાં બેઠા હોય અથવા અસ્તનો કે નીચનો અથવા શત્રુના ઘરમાં હોય તો ન્યાતના થોડા જથ્થાવાળો જાણવો.

૫૩ લગ્નના સ્વામિ પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને શૂભ ગ્રહો દેખતા હોય ને છઠ્ઠા ભાવનો સ્વામિ નિર્બળ હોય તો તે ન્યાતમાં મોટો અને ન્યાતના લોકોનું સારૂં કરનારો જાણવો.

૫૪ નવમા ભાવનો સ્વામિ છઠ્ઠા ભાવે બેઠો હોય ને તેને છઠ્ઠા ભાવનો સ્વામિ દેખતો હોય ને તે છઠ્ઠા ભાવનો સ્વામિ મંગળ અને શનિ સહીત હોય તો તેને ચોરથી અને અગ્નિથી પિડા થાય.

૫૫ છઠ્ઠા ભાવનો સ્વામિ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને સૂર્ય દેખતો હોય ને લગ્નનો સ્વામિ બળવાન હોય તો તે પોતાની ન્યાતને ઉપકાર કરનારો જાણવો.

૫૬ છઠ્ઠા ભાવે શૂભ ગ્રહ બેઠા હોય અને તેને શૂભ ગ્રહો દેખતા હોય અને છઠ્ઠા ભાવના સ્વામિ ભેગા શૂભ ગ્રહ બેઠા હોય અને છઠ્ઠાનો સ્વામિ પાપગ્રહની કર્તરીમાં હોય તો તેને સારાં અથાણાં ઉપર પ્રીતિવાળો જાણવો.

૫૭ છઠ્ઠા ભાવે ગુરૂ બુધ બેઠા હોય અથવા છઠ્ઠા ભાવે એ ગ્રહોની રાશિ હોય અથવા તે બંને ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગમાં હોય તોપણ તેને સારાં અથાણાં ઉપર પ્રીતિવાળો જાણવો.

૫૮ છઠ્ઠા ભાવનો સ્વામિ ગુરૂ અથવા શુક્ર હોય અને તે ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તો તેને મિષ્ટાન ઉપર પ્રીતિવાળો જાણવો.

૫૯ છઠ્ઠા ભાવે શુક્ર હોય અથવા બુધ હોય અને તેને શૂભ ગ્રહો દેખતા હોય અને તે બુધ શુક્ર બળવાન થઇ નવમાંશ કુંડળીમાં શૂભ ગ્રહના ઘરમાં બેઠા હોય તો હમેશાં મિષ્ટાન જમનારો જાણવો.

૬૦ બુધને પાપ ગ્રહ દેખતા હોય તો મિષ્ટાન ઉપર પ્રીતિ વગરનો જાણવો.

અને બુધ સહીત શુક્ર છઠ્ઠા ભાવે હોય તો ખટાશ ઉપર પ્રીતિવાળો જાણવો.

૬૧ છઠ્ઠા ભાવે શુક્ર બેઠો હોય અને તેને મંગળ દેખતો હોય અથવા છઠ્ઠા ભાવે મંગળ બેઠો હોય ને તેને સૂર્ય દેખતો હોય તોપણ તેને ખટાશ ઉપર પ્રીતિવાળો જાણવો.

૬૨ છઠ્ઠા ભાવનો સ્વામિ મંગળ સહીત હરકોઇ ભાવે બેઠો હોય અથવા મંગળના ઘરમાં બેઠો હોય ને તેને રાહુ કેતુની દ્રષ્ટિ હોય તો તે માણુસ ઠગાઇથી ચોરી કરનારો જાણવો.

૬૩ છઠ્ઠા ભાવે રાહુ અથવા કેતુ બેઠો હોય ને તેના ઊપર પાપ ગ્રહની દ્રષ્ટિ હોય ને તે રાહુ અથવા કેતુ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહના ઘરમાં હોય તો પણ ઠગાઇથી ચોરી કરનારો જાણવો.

૬૪ પાંચમા ભાવથી છઠ્ઠો ભાવ એટલે પોતાની જન્મકુંડળીમાં દશમા ભાવનો સ્વામિ ઉપર કહેલા ગ્રહો સાથે બેઠો હોય ને ઉપર મૂજબ જોગ હોય તો તેનો પુત્ર પણ ઠગાઇથી ચોરી કરનારો જાણવો.

વીચિત્ર અર્થવાળો પાંચમો ભાવ અને આ છઠ્ઠા ભાવનું ફળ સૂજન (આસ્તિક) માણુસને કહેવું પણ નાસ્તિકને ન કહેવું એવી રીતે બુદ્ધિવાળો વ્યકંટેશ આચાર્ય લખેછે.

---

## સાતમા ભાવનો ભાવ વિચાર.

સાતમા ભાવમાં વિવાહ વિષે, સ્ત્રી વિષે, વિશય વિષે, જવા આવવા વિષે અને ખોવાયલી ચીજ વિષે જોવાય છે.

૧ જન્મ કુંડળીના સાતમા ભાવે શુક્ર બેઠો હોય તો તે ઘણો કામી થાય, અને બુધ બેઠો હોય તો પર સ્ત્રીમાં આશક્ત થાય, અને ગુરૂ બેઠો હોય તો પોતાની સ્ત્રીમાં આશક્ત થાય, અને શનિ બેઠો હોય તો નઠારી સ્ત્રીમાં આશક્ત થાય, અને જો સાતમા ભાવનો સ્વામિ શૂભગ્રહ હોય તો તેને સારી સ્ત્રી મળે.

૨ જન્મ કુંડળીના સાતમા ભાવમાં મંગળ બેઠો હોય તો ઘણી સ્ત્રીઓમાં આશક્ત થાય તેમજ કુળને લાંછન લગાડનારો થાય, અને જો સૂર્ય બેઠો હોય તો કુટુંબવાળો અને ઘણી સ્ત્રીઓમાં આશક્ત થાય.

૩ બીજા, સાતમા, અને છઠ્ઠા ભાવના સ્વામિ લગ્નમાં શુક્ર સાથે બેઠા હોય અથવા પાપગ્રહો સાથે બેઠા હોય તો તે પરસ્ત્રીમાં આશક્ત અને કુમાર્ગી થાય, અને જો શૂભગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તે પ્રમાણે થાય નહિ.

૪ લગ્ન અને છઠ્ઠા ભાવના સ્વામિ જો પાપગ્રહ સાથે રહ્યા હોય તો તે પરસ્રીગાં આશક્ત અને કુમાર્ગી થાય, અથવા લગ્નનો સ્વામિ, છઠ્ઠા અને સાતમા ભાવના સ્વામિ પાપગ્રહ સાથે રહ્યા હોય, વળી પાપગ્રહ સાથે શનિ બેઠો હોય તો તે પોતાના કુટુંબમાં આશક્ત થાય.

૫ સાતમા ભાવનો સ્વામિ રાહુ અથવા કેતુ સાથે બેઠો હોય અને તેમાં પાપગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તે વ્યભિચારી થાય; અને દશમા, બીજા અને સાતમા ભાવના સ્વામિઓ દશમા ભાવમાં રહ્યા હોય તો તે જાર પુરૂષ થાય, અને તે પર સ્રીઓ સાથે ગમન કરે, અને જો પાંચમા ભાવનો સ્વામિ અને સાસાતમા ભાવનો સ્વામિ બળવાન હોય તો અથવા છઠ્ઠાના સ્વામિની તેમાં દ્રષ્ટિ પડતી હોય અથવા તે સાથે રહ્યો હોય તોપણ પર સ્રીમાં તે પુરૂષ ગમન કરે; વળી દશમા, બીજા અને સાતમા ભાવના સ્વામિ એ ત્રણ ગ્રહોમાં એક ચોથા ભાવે રહ્યો હોય તોપણ વ્યભિચારી જાણવો.

૬ સાતમા ભાવનો સ્વામિ પાપગ્રહ સાથે બીજે ભાવે રહ્યો હોય અને સાતમે મંગળની દ્રષ્ટિ પડતી હોય તો તેને જાર પુત્ર થાય એમ જાણવું.

૭ સાતમા ભાવના સ્વામિ સાથે પાંચમા અને નવમા ભાવના સ્વામિ ભેગો બેઠો હોય અને તે ૬-૮-૧૨ મે સ્થાને રહ્યો હોય તેમ બળ રહીત હોય અને શુભગ્રહની દ્રષ્ટિ પાંચમે પડતી હોય તો તેને ઘણી સ્રીઓ થતાં પણ પુત્રનો યોગ થાય નહિ એમ મુનીઓ કહે છે.

૮ ક્ષીણ ચંદ્ર પાપગ્રહ સાથે સાતમા ભાવે રહ્યો હોય તો તે પરસ્રી ગામી થાય, અને પાપગ્રહ સાથે લગ્ન વા સાતમું ભૂવન રહ્યું હોય તો તે પરસ્રીગાં આશક્ત અને કુમાર્ગી થાય.

૯ પાંચમાનો સ્વામિ સાતમા ભાવે રહ્યો હોય અને સાતમા ભાવનો સ્વામિ પાપગ્રહ સાથે રહ્યો હોય અને શુક્ર જો બળહીન હોય તો તેની સ્રી ગર્ભથી મૃત્યુ પામે.

૧૦ શુક્ર નીચનો હોય વા ચંદ્ર નીચનો હોય તો તે મુનુષ્યની સ્રી જળમાં પડી ગુજરી જાય; સાતમા ભાવનો સ્વામિ પાશ નામના દ્રેષ્કાંડ અને સર્પ નામના દ્રેષ્કાંડમાં રહ્યો હોય તો તેની સ્રી બંધન (ગળે ફાંસો) ખાઇ ગુજરી જાય.

૧૧ સાતમા ભાવનો સ્વામિ અને રાહુ અથવા કેતુ સહીત દ્રેષ્કાંડ કુંડળીમાં સાતમા ભાવે બેઠા હોય તો ઝેર ખાવાથી તે પુરૂષની સ્રીનું મૃત્યુ થાય.

૧૨ બીજા ભાવનો સ્વામિ અને સાતમા ભાવનો સ્વામિ પોતાની રાશિમાં બેઠા હોય તો તેને એકજ સ્રી થાય, અને બીજા ભાવનો સ્વામિ અને સાતમા

ભાવનો સ્વામિ તે બંનેની સાથે જેટલા ગ્રહો રહ્યા હોય તેટલી સ્ત્રીઓ તેને થાય એમ સંત પુરૂષો કહેછે, અથવા સાતમા ભાવનો સ્વામિ જે રાશિમાં રહ્યો હોય તે રાશિના આંક પ્રમાણે પણ સ્ત્રીઓ થાય.

૧૩ સાતમાનો સ્વામિ ઉંચ અથવા વક્રનો હોય અને બળવાન હોય ને લગ્ને બેઠો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૧૪ લગ્નનો સ્વામિ આઠમે હોય અને સાતમે પાપ ગ્રહ હોય તેમજ બીજા ભાવનો સ્વામિ આઠમે હોય અને સાતમે પાપ ગ્રહ હોય તો તેને બે સ્ત્રીઓ થાય.

૧૫ સાતમા ભાવના સ્વામિ સાથે શનિ, મંગળ અને રાહુ બેઠા હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં તે ક્રૂર નામના ભાગમાં હોય તો તે પુરૂષની સ્ત્રીનું મત્યુ થાય.

૧૬ સાતમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે રહ્યો હોય અને તે નીચ રાશિનો અથવા શત્રુના ઘરમાં બેઠો હોય અને સાતમે પાપ ગ્રહ બેઠો હોય તો તેનો બે વખત વિવાહ થાય.

૧૭ કારક ગ્રહ જો પાપ ગ્રહ સાથે રહ્યો હોય અથવા નવમાંશ કુંડળીમાં નીચ રાશિમાં રહ્યો હોય અથવા તે જન્મકુંડળીમાં તે ગ્રહ ઉપર પાપ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય તોપણ તેના બે વખત વિવાહ થાય.

૧૮ સાતમા ભાવનો કારક ગ્રહ ચંદ્ર, બુધ, ગુરૂ અથવા શુક્ર હોય તે ગ્રહોમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહના ગુણ સ્વરૂપ (સંજ્ઞા પ્રકરણમાં કહેલું છે) જેવી તે પુરૂષની સ્ત્રી જાણવી.

૧૯ બીજો ભાવ અથવા સાતમો ભાવ પાપ ગ્રહ સાથે હોય અને તેમાં પાપ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય અને તેનો સ્વામિ બળહીન હોય તો તેને બીજી સ્ત્રી થાય.

૨૦ સાતમે તથા આઠમે ભાવે પાપ ગ્રહ હોય અને બારમા ભાવે મંગળ બેઠો હોય અને તે ભાવના સ્વામિ તેને દેખતા ન હોય તો તેને બીજી સ્ત્રી થાય.

૨૧ બીજા ભાવે પાપ ગ્રહ રહ્યો હોય અથવા સાતમા ભાવે પાપગ્રહ હોય અને તે ભાવના સ્વામિ ઉપર પાપ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તેને ત્રણ સ્ત્રીઓ થાય.

૨૨ લગ્ન બીજુ અને સાતમુ ભૂવન પાપ ગ્રહો સાથે રહ્યું હોય અને સાતમા ભાવનો સ્વામિ નીચનો, અસ્તનો હોય તો તેને પણ ત્રણ સ્ત્રી થાય.

૨૩ લગ્નનો સ્વામિ અથવા સાતમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરમાં બેઠો હોય અથવા ષષ્ટિ અંશ-

ગાં કુંડળીગાં ક્રૂર નાગના ભાગગાં હોય તો તેને બીજી સ્ત્રી થાય.

૨૪ સાતગા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીગાં જે રાશિગાં બેઠો હોય તે રાશિનો સ્વામિ નીચ અથવા અસ્તના અથવા શત્રુના ઘરગાં નવગાંશ કુંડળીગાં હોય અને તે ગ્રહ જન્મકુંડળીગાં પાપ ગ્રહની કર્તરીગાં હોય અથવા પાપ ગ્રહ દેખતા હોય તો તેને બીજી સ્ત્રી થાય.

૨૫ બીજા ભાવનો સ્વામિ અથવા કારક ગ્રહ નવગાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ નવગાંશ કુંડળીગાં નીચનો અથવા અસ્તનો અથવા શત્રુના ઘરનો હોય ને તે ગ્રહ જન્મ કુંડળીગાં પાપ ગ્રહની કર્તરીગાં સાતગા ભાવે બેઠો હોય તો તે પુરૂષ સ્ત્રી હણનારો જાણવો.

૨૬ લગ્નના સ્વામિથી બુધ દશમે બળવાન થઇ રહ્યો હોય અને સાતગા ભાવના સ્વામિથી ચંદ્ર ત્રીજે રહ્યો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૨૭ બારગા અને બીજાના સ્વામિઓ ત્રીજે રહ્યા હોય તેગાં જો ગુરૂની દ્રષ્ટિ પડતી હોય અથવા નવગાના સ્વામિની દ્રષ્ટિ પડતી હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૨૮ સાતગા ભાવનો સ્વામિ કેંદ્ર અથવા નવમે કે પાંચમે રહ્યો હોય અને તે ઉંચનો અથવા પોતાના મિત્રનો અથવા સ્વગ્રહી અથવા નવગાંશ કુંડળીગાં પોતાના ઘરનો અથવા તેની સાથે દશગા ભાવનો સ્વામિ રહ્યો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૨૯ સાતગા ભાવનો સ્વામિ અને અગીયારગા ભાવનો સ્વામિ ભેગા બેઠા હોય અથવા પરસ્પર તેની દ્રષ્ટિ પડતી હોય વા બળવાન થઇ નવમે, પાંચમે રહ્યા હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૩૦ નવગા ભાવનો સ્વામિ સાતગા ભાવે રહ્યો હોય અને સાતગા ભાવનો સ્વામિ ચોથા ભાવે રહ્યો હોય અથવા અગીયારગા અને સાતગાનો સ્વામિ કેંદ્રગાં રહ્યો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય.

૩૧ સાતગા ભાવનો સ્વામિ નવગાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મ કુંડળીગાં શુભ ગ્રહ સહીત ગમે તે ભાવે બેઠો હોય ને તે પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય અને તે બળવાન હોય તો તેને ઘણીજ સ્ત્રીઓ થાય.

૩૨ બીજા ભાવનો સ્વામિ નવગાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરગાં બેઠો હોય ને તે ગ્રહ બળવાન થઇ ષષ્ટિ અંશ કુંડળીગાં મૃદુ અંશ નાગના ભાગગાં હોય તેગજ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તોપણ તેને ઘણીજ સ્ત્રીઓ થાય.

૩૩ સ્ત્રી કારક ગ્રહ નવગાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ બળવાન હોય અને જન્મ કુંડળીમાં કેંદ્રમાં બેઠો હોય અને તે ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગમાં હોય તેમજ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તો તેને પણ ઘણીજ સ્ત્રીઓ થાય.

૩૪ સાતમા ભાવનો સ્વામિ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અને દશમા ભાવનો સ્વામિ સાતમે હોય અથવા બીજા ભાવનો સ્વામિ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય તો તેને દશ સ્ત્રીઓ થાય. પુત્ર, ભાઈ વિગેરેને સ્ત્રીનું સુખ દુઃખ પોત પોતાના ભાવ થકી ઉપર પ્રમાણે જાણવું.

૩૫ સાતમા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત હોય અથવા સાતમે પાપ ગ્રહ બેઠા હોય અને નવગાંશ કુંડળીમાં સાતમા ભાવનો સ્વામિ પણ જન્મ કુંડળીમાં પાપ ગ્રહ સાથે હોય તો તેને નઠારી સ્ત્રી હોય; તેમજ સાતમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય તોપણ તેને નઠારી સ્ત્રી હોય.

૩૬ સાતમા ભાવનો સ્વામિ અથવા તે ભાવનો કારક ગ્રહ નવગાંશ કુંડળીમાં તથા જન્મ કુંડળીમાં નીચ રાશિનો હોય અથવા નીચ ગ્રહ સાથે બેઠો હોય અને તેમાં શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય તો તેને નઠારી સ્ત્રી મળે.

૩૭ સાતમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે રહ્યો હોય અને તેમાં શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય અથવા તે શુભ ગ્રહની કર્તરીમાં રહ્યા હોય તો તેને સારી સ્ત્રી મળે.

૩૮ સાતમા ભાવનો સ્વામિ કે કારક ગ્રહ નવગાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય અને દશમા ભાવનો સ્વામિ બળવાન હોય તો તેને સારી સ્ત્રી મળે.

૩૯ શુક્ર ઊંચનો અથવા મિત્રના ઘરનો અને નવગાંશ કુંડળીમાં સ્વગ્રહી હોય અથવા ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશના ભાગમાં હોય તો તેને સારી સ્ત્રી મળે.

૪૦ સાતમા ભાવનો સ્વામિ બળવાન થઇ ગુરૂ સાથે ગમે તે ભાવે રહ્યો હોય વા તેમાં ગુરૂની દ્રષ્ટિ પડતી હોય તેમજ જો સાતમો ભાવ અથવા કારક ગ્રહ હોય તો તેની સ્ત્રી પતીવ્રતા જાણવી.

૪૧ સાતમા ભાવનો સ્વામિ સૂર્ય અથવા શુક્ર હોય અને બુધની દ્રષ્ટિ હોય અથવા સાતમા ભાવે ગુરૂ હોય તો તેની સ્ત્રી ધર્મવાળી પતીવ્રતા જાણવી.

૪૨ સાતમા ભાવનો સ્વામિ કેંદ્રમાં રહ્યા હોય અને તેમાં શુભ ગ્રહની દ્રષ્ટિ પડતી હોય અથવા નવગાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં હોય અથવા જન્મ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં હોય તો તેની સ્ત્રી પતીવ્રતા જાણવી.

૪૩ સાતમા ભાવનો સ્વામિ સૂર્ય નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં બેઠો હોય અને તે સૂર્ય જન્મ કુંડળીમાં પાપગ્રહ સાથે બેઠો હોય અથવા પાપ ગ્રહ દેખતા હોય તો તેની સ્ત્રી પાપણી જાણવી.

૪૪ સાતમા ભાવનો સ્વામિ સૂર્ય હોય ને તે બળવાન હોય અથવા તેની સાથે શુભ ગ્રહ રહ્યા હોય અને નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય અથવા જન્મ કુંડળીમાં શુભ ગ્રહ દેખતા હોય અને તે સૂર્યનો જન્મ લગ્નનો સ્વામિ મિત્ર હોય તો તેની સ્ત્રી પતીની ભક્તિ કરનારી જાણવી.

૪૫ સાતમા ભાવનો સ્વામિ ચંદ્ર પાપ ગ્રહ સહીત હરકોઇ ભાવે જન્મ-કુંડળીમાં બેઠો હોય અથવા પાપ ગ્રહ દેખતા હોય અને નવમાંશ કુંડળીમાં તે ચંદ્ર પાપ ગ્રહના ઘરમાં બેઠો હોય ને જન્મ કુંડળીમાં પાપ ગ્રહની કર્તરીમાં હોય તો કુમાર્ગે ચાલનારી અને અપરાધ કરનારી સ્ત્રી હોય.

૪૬ સાતમા ભાવનો સ્વામિ ચંદ્ર હોય અથવા શુક્ર હોય અને જન્મ કું-ડળીમાં શુભ ગ્રહ સહીત હરકોઇ ભાવે બેઠો હોય અને નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં હોય અને જન્મ કુંડળીમાં મિત્ર અથવા ઊંચના ઘરમાં હોય અને પષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ નામના ભાગમાં હોય તો તેની સ્ત્રી પુન્યવાળી, સારા સ્વભાવની, સારા શીયળવાળી અને સારાં આચરણવાળી હોય.

૪૭ સાતમા ભાવનો સ્વામિ મંગળ નિર્બળ હોય ને તે મંગળ ષષ્ટિ અં-શ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય અને નવમાંશ કુંડળીમાં તે મંગળ શત્રુના ઘરમાં અથવા અસ્તના ઘરમાં અથવા નીચના ઘરમાં હોય તો તેની સ્ત્રી પરપુ-રૂષથી આશક્ત અને નઠારા ગુણવાળી જાણવી.

૪૮ સાતમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં મિત્રના ઘરમાં અથવા ઊંચ-નો હોય ને તે જન્મ કુંડળીમાં શુભ ગ્રહ સહીત અથવા શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય અને તે પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય તો તેને નઠારી સ્ત્રી હોય તોપણ તે પતીના વચન પ્રમાણે ચાલનારી હોય.

૪૯ સાતમા ભાવનો સ્વામિ બુધ હોય અને તે પાપ ગ્રહ સહીત હોય અને તે બુધ નીચનો અથવા અસ્તનો કે શત્રુની રાશિમાં આઠમા ભાવે બેઠો હોય અને તે પાપગ્રહની કર્તરીવાળો અથવા પાપગ્રહ દેખતો હોય તો તેની સ્ત્રી પતી-નો નાશ કરનારી તેમ પોતાના કુળનો પણ નાશ કરનારી જાણવી.

૫૦ સાતમાનો સ્વામિ બુધ હોય ને તે બળવાન હોય અને ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અને તે બુધ નવમાંશ કુંડળીમાં ઊંચના અથવા મિત્રના ઘર-માં હોય તો તેની સ્ત્રી સારા પુત્રવાળી, તેમ સુખ ભોગવનારી, ધર્મવાન અને

વ્રત ઉપવાસથી શુદ્ધ અંતઃકરણવાળી જાણવી.

૫૧ સાતમા ભાવનો સ્વામિ શુક્ર પાપ ગ્રહ સહીત હોય ને તેના ભેગો નીચ ગ્રહ બેઠો હોય ને તે શુક્ર પણ નીચનો હોય અથવા અસ્તનો હોય ને તે ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય તો તેની સ્ત્રી વેશ્યા સમાન ગુણવાળી, કઠણ મનવાળી અને ચોર જાણવી.

૫૨ સાતમા ભાવનો સ્વામિ શુક્ર બળવાન હોય અને તે શુક્ર શુભ ગ્રહ ભેગો જન્મકુંડળીમાં હરકોઇ ભાવે બેઠો હોય અને નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિ અથવા મિત્ર ગ્રહની રાશિ અથવા ઉચનો હોય અને જન્મકુંડળીમાં તે સ્વગ્રહી હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ નામના ભાગમાં હોય તો તેની સ્ત્રી ઘણી ચંચળ, પુત્રવાળી અને સારા ગુણવાળી જાણવી.

૫૩ સાતમા ભાવનો સ્વામિ શનિ હોય અને તેના ભેગો પાપ ગ્રહ બેઠો હોય અને તે શનિ નીચનો હોય અથવા શત્રુ ગ્રહની રાશિમાં બેઠો હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય અને તે શનિ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં બેઠો હોય તો તેની સ્ત્રી જાર અને નઠારી તથા કુળને દૂષણ લગાડનારી જાણવી.

૫૪ સાતમાં ભાવનો સ્વામિ શનિ બળવાન હોય અને તેના ભેગો ગુરૂ બેઠો હોય અથવા દેખતો હોય તો તેની સ્ત્રી પારકાને ઉપકાર કરનારી, દેવ, બ્રાહ્મણ ઉપર પ્રીતિ રાખનારી અને જ્ઞાન વિષે વાદ કરનારી, ધર્મ ઉપર પ્રીતિ રાખનારી અને સારા શીયળવાળી જાણવી.

૫૫ સાતમા ભાવે રાહુ અથવા કેતુ હોય તો તે પુરૂષની સ્ત્રી પર પુરૂષ સાથે ગમન કરનારી હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય તો પાપ ઉપર પ્રીતિવાળી અને નઠારા શીયળવાળી હોય; અને તે રાહુ કેતુ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં હોય તો પતીને ઝેર આપનારી અને લોકમાં અપકીર્તીવાળી એવી નઠારી સ્ત્રી જાણવી.

૫૬ લગ્નના સ્વામિથી સાતમા ભાવનો સ્વામિ જન્મકુંડળીમાં નજીકમાં બેઠો હોય તો તેનો વિવાહ બાળપણથી થાય; અને લગ્નથી અને સાતમા ભાવથી શુભ ગ્રહ નજીક બેઠા હોય તો ન્હાનપણથી વિવાહ થાય.

૫૭ લગ્ને, બીજા ભાવે અને સાતમા ભાવે શુભ ગ્રહ બેઠા હોય અને તે ગ્રહ નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય અને તે ભાવના સ્વામિને જન્મકુંડળીમાં શુભ ગ્રહ દેખતા હોય વા ભેગા બેઠા હોય તોપણ તેનો ન્હાનપણમાં વિવાહ થાય.

૫૮ સાતમા ભાવનો સ્વામિ પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય અને બીજા

ભાવનો સ્વાગિ બળવાન હોય અને લગ્નનો સ્વાગિ ષષ્ટિ અંશ કુંડળીગાં મૃદુ અંશ નામના ભાગમાં હોય તોપણ તેનો વિવાહ ન્હાનપણગાં થાય.

૫૯ જન્મ કુંડળીગાં શુક્ર અસ્તનો થઇ ત્રીજા, છઠ્ઠા, દશગા અને અગીયારમાં ભાવે બેઠો હોય અને બીજા ભાવનો સ્વાગિ પણ તે પ્રગાણે બેઠો હોય અથવા લગ્નના સ્વાગિ ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય અથવા ભેગા બેઠા હોય તો તે ગાણસનો વિવાહ થયા પછી ભાગ્યનો ઉદય થાય.

૬૦ સાતગા ભાવનો કારક ગ્રહ અને સાતગા ભાવનો સ્વાગિ અને બીજા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બધા ગ્રહ નઠારા સ્થાને એટલે છઠ્ઠા, આઠમા અને બારગા સ્થાને બેઠા હોય અને તે નવગાંશ કુંડળીગાં નીચના અથવા શત્રુના ઘરમાં અથવા અસ્તના હોય તો તેનો વિવાહ થયા પછી ભાગ્યનો નાશ થઈ જાય.

૬૧ ઉપર લખ્યા ગ્રહો શુભ ગ્રહ સહીત ઉપર લખેલા ભાવે બેઠા હોય અને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તેનો એક વખતે ભાગ્યનો નાશ થયા પછી બીજી વખતે ભાગ્યનો ઉદય થાય.

૬૨ સાતગા ભાવનો સ્વામિ પાપ ગ્રહ સહીત ત્રીકોણગાં બેઠો હોય અથવા તો કારક ગ્રહ પાપ ગ્રહ સહીત ત્રીકોણગાં બેઠો હોય અને બીજા ભાવનો સ્વાગિ દશમે બેઠો હોય તો તેનો વિવાહ ઘણે છેટે થાય.

૬૩ દશગા ભાવે વા બીજા ભાવે અથવા નવગા ભાવે પાપ ગ્રહ બેઠા હોય તેમ સાતમા ભાવે પણ પાપગ્રહ બેઠો હોય ને તે પાપ ગ્રહ નવગાંશ કુંડળીગાં પાપગ્રહના ઘરગાં હોય તોપણ તેનો છેટે વિવાહ થાય એમ જાણવું, અને પુત્રાદિકોના વિવાહ વિષે પણ સૌ સૌના ભાવ થકી ઉપર પ્રગાણે સગજવું.

૬૪ લગ્નના સ્વાગિ કરતાં સાતગા ભાવનો સ્વાગિ બળહીન હોય અને નવગાંશ કુંડળીગાં શત્રુના ઘરમાં અથવા અસ્તનો અથવા નીચનો થઇ બેઠો હોય ને તેના ભેગો નીચ ગ્રહ હોય તો તેને નીચ કુળની સ્ત્રી ગળે.

૬૫ લગ્નના સ્વાગિ કરતાં સાતગા ભાવનો સ્વાગિ વધારે બળવાન હોય અને તે નવગાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરગાં રહ્યો હોય અને જન્મકુંડળીગાં તેને શુભ ગ્રહ દેખતા હોય અને વૈશેષિકાંશ વર્ગ બળ પામ્યો હોય અને તે ગ્રહ પરગ ઊંચનો હોય તો તેને ઊંચા કુળની સ્ત્રી ગળે.

૬૬ સાતગા ભાવના સ્વાગિ કરતાં લગ્નનો સ્વાગિ નિર્બળ હોય ને પાપ ગ્રહ સાથે રહ્યો હોય ને તે નવગાંશ કુંડળીગાં નીચનો હોય અથવા જન્મકુંડળીમાં આઠગા ભાવે બેઠો હોય અથવા અવરોહ નાગના ભાગમાં હોય તો તેની

સ્ત્રી પોતાથી ઊંચા કુળની હોય.

૬૭ સાતમા ભાવ કરતાં લગ્નનો સ્વામિ વધારે બળવાન હોય અને આ-રોહ નામના ભાગમાં હોય અને તે પરમ ઊંચનો થઇ કેંદ્ર, ત્રીકોણમાં બેઠો હોય અથવા શૂભ ગ્રહ સહીત બેઠો હોય તો પોતાની સ્ત્રીના કુળથી પોતે ઉંચા કુળનો હોય.

૬૮ સાતમા ભાવના સ્વામિ કરતાં આઠમા ભાવનો સ્વામિ બળવાન હોય અને ઉપરની લખેલી કલમ પ્રમાણે જોગ હોય તોપણ તે માણસની સ્ત્રીના કુળ કરતાં પોતે ઊંચા કુળનો હોય અને તે બંનો સરખા બળવાન હોય તો સરખા કુંળની અને સારા ગુણવાળી તથા પતીની ભક્તિમાં ચિત્ત રાખનારી સ્ત્રી મળે.

૬૯ લગ્નનો સ્વામિ અને સાતમા ભાવનો સ્વામિ પરસ્પર શત્રુ હોય તો તે પુરૂષના કુટુંબના માણસો તે પુરૂષની સ્ત્રી સાથે શત્રુતાપણાથી વર્તે.

૭૦ લગ્નનો અને સાતમા ભાવનો સ્વામિ પરસ્પર મિત્ર હોય તો તે પુ-રૂષની સ્ત્રી સાથે તે પુરૂષ તથા તેના કુટુંબના માણસો મિત્રની રીતે વર્તે.

૭૧ સાતમા ભાવનો સ્વામિ લગ્નના સ્વામિના ઘરમાં શત્રુ હોય તો તે પુ-રૂષ પોતાની સ્ત્રી સાથે શત્રુની રીતે, અને મિત્ર હોય તો મિત્રની રીતે અને સમ હોય તો સમની રીતે વર્તે.

૭૨ સાતમા ભાવના સ્વામિ પ્રમાણે પોતાની સ્ત્રીનો વર્ણ જાણવો, અથ-વા સાતમા ભાવે જે રાશિ હોય તે પ્રમાણે વર્ણ જાણવો, અથવા સાતમા ભા-વના કારક ગ્રહ પ્રમાણે પણ વર્ણ જાણવો; એ ત્રણમાં જે વધારે બળવાન હો-ય તે પ્રમાણે વર્ણ (રંગ) જાણવો.

૭૩ સાતમા ભાવને ગુરૂ તથા શુક્ર દેખતા હોય તો સારા ગુણવાળી અને સ્વરૂપવાન સ્ત્રી હોય; અને એ સાતમા ભાવમાં પાપગ્રહ બેઠા હોય અથવા દે-ખતા હોય તો કરૂપવાન અને ખોટા ગુણવાળી સ્ત્રી હોય એમ જાણવું.

૭૪ સાતમા ભાવનો સ્વામિ જન્મ કુંડળીમાં જે રાશિમાં બેઠો હોય તેજ રાશિનું નામ તે પુરૂષની સ્ત્રીનું હોય એમ મહંત પુરૂષો કહે છે. ઉદાહરણ—વૃ-શ્ચિક રાશિમાં સાતમા ભાવનો સ્વામિ બેઠો છે તો વૃશ્ચિક રાશિની સમસ્યા ના, જ્યાએ બે અક્ષરમાંનો એક અક્ષર નામમાં પહેલો આવે.

૭૫ જે પુરૂષની સ્ત્રીનું નામ વૃશ્ચિક, સિંહ, કન્યા અથવા વરખ રાશિ ઉ-પરથી હોય તો તે સ્ત્રીને ન્હાનપણમાં પુત્ર થાય, અને તે રાશિને જન્મ કુંડળીમાં જેટલા પુરૂષ ગ્રહો દેખતા હોય તેટલા પુત્ર અને તે સારા ગુણવાળા થાય.

૭૬ સાતમા ભાવે સૂર્ય હોય તો તે પુરૂષ વંધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર ક-રે, અને સાતમા ભાવે ચંદ્ર હોય તો દાસી સમાન સ્ત્રી સાથે, અને મંગળ હો-

૫ તો રજસ્વાલા અથવા વંધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરે.

૭૭ સાતમા ભાવે બુધ બેઠો હોય તો વેશ્યા સાથે અથવા ધન વગરની અને વણીકની સ્ત્રી સાથે વ્યભિચાર કરે, ગુરૂ હોય તો બ્રાહ્મણની સ્ત્રી સાથે, અને જો શુક્ર હોય તો ગર્ભવંતી સ્ત્રી સાથે અને શનિ, રાહુ અથવા કેતુ હોય તો નીચ જાતી અથવા યુવાન અવસ્થાવાળી સ્ત્રી સાથે વ્યભિચાર કરે.

૭૮ ઉપર મૂજબ ચોથા સ્થાને ગ્રહો બેઠા હોય તો ઉપર મૂજબ જાણવું.

૭૯ ચારે કેંદ્ર ભૂવનમાં પાપગ્રહો બેઠેલા હોય અથવા ચારે કેંદ્ર ભૂવન ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો પશુની પેઠે મીથુન કરનારો જાણવો, અથવા કેંદ્ર ભૂવન અને ત્રીકોણમાં પાપગ્રહ બેઠા હોય તોપણ એમજ જાણવું; વળી શનિ પાપગ્રહ સાથે રહ્યો હોય ને તેની સાથે ચંદ્ર પણ હોય તોપણ એમજ જાણવું.

૮૦ સાતમા ભાવના સ્વામિ ઉપર શુક્રની દ્રષ્ટિ પડતી હોય વા મંગળના ઘરમાં રહ્યો હોય અથવા સાતમા ભાવના સ્વામિ સાથે શુક્ર રહેલો હોય તો તે ભગચુંબન કરનારો જાણવો.

૮૧ ઉપર મૂજબ બીજા ભાવનો સ્વામિ હોય તોપણ તેમજ જાણવું, અથવા દશમા ભાવના સ્વામિ ઉપર શનિની દ્રષ્ટિ પડતી હોય, અથવા મંગળના ઘરમાં હોય અથવા લગ્નપતી જો નીચ રાશિમાં બેઠો હોય તોપણ એમજ જાણવું.

૮૨ મંગળ સાતમા ભાવે બેઠો હોય તો તેની સ્ત્રી ન્હાના સ્તનવાળી હોય, અને શનિ અને રાહુ સાતમે હોય તો તેની સ્ત્રી લાંબા સ્તનવાળી હોય, અને સૂર્ય સાતમે હોય તો ઉંચા કઠણ સ્તનવાળી સ્ત્રી હોય, અને બાકીના ગ્રહો હોય તો જાડા અને ઉત્તમ સ્તનવાળી સ્ત્રી હોય.

૮ અને એક પણ પાપગ્રહ સાતમે રહ્યો હોય તો વિલક્ષણ સ્તનવાળી સ્ત્રી સમજવી, અને સાતમા ભાવનો સ્વામિ પાપગ્રહ અગર શુભગ્રહ હોય તોપણ ઉપર પ્રમાણે સ્તન સમજવા.

૮૪ સાતમા ભાવે ઘણા પાપગ્રહો રહ્યા હોય અથવા આઠમા ભાવે રહ્યા હોય કે છઠ્ઠા ભાવે અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં પાપગ્રહ રહ્યા હોય તો તેને મૂત્રકચ્છ (મૂત્રબંધ)નો રોગ થાય.

૮૫ ઉપર મૂજબ વિચીત્ર અર્થવાળો અને નીશ્ચય યોગવાળો સાતમો ભાવ વ્યંકટ નામના વિદ્વાને સર્વાર્થ ચિંતામણીના ગ્રંથમાં લખેલો છે.



## આઠમા ભાવનો ભાવ વિચાર.

આઠમા ભાવમાં મૃત્યુ વિષે, જીંદગી વિષે, ગુહ્ય સ્થાન વિષે, મૃત્યુના કારણ વિષે, અને તે મત્યુ થોડા દુઃખથી થાય કે વધારે દુઃખથી થાય તે વિષે જોવાય છે.

૧ જન્મ કુંડળીમાં આઠમા ભાવનો સ્વામિ પાપગ્રહ સહીત છઠ્ઠા અથવા બારમા ભાવે બેઠો હોય તો તે માણસની ટુંકી આયુષ્ય જાણવી, તેમજ લગ્નનો સ્વામિ પાપગ્રહ સહીત છઠ્ઠા અથવા બારમા ભાવમાં બેઠો હોય તોપણ તેની ટુંકી આયુષ્ય જાણવી.

૨ આઠમા ભાવનો સ્વામિ હરકોઈ ભાવમાં પોતાના ઘરનો એટલે સ્વગ્રહી હોય તો લાંબું આયુષ્ય જાણવું એમ મોટા મુનીઓ કહે છે, તેમ શનિ સ્વગ્રહી અથવા મિત્રના ઘરમાં અથવા ઉંચ રાશિનો હરકોઇ ભાવે બેઠો હોય તોપણ લાંબું આયુષ્ય જાણવું.

૩ આઠમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ છઠ્ઠા અથવા બારમા ભાવે બેઠો હોય, અથવા છઠ્ઠા અથવા આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય ને તેને શુભગ્રહ દેખતા હોય તોપણ તેનું લાંબું આયુષ્ય જાણવું.

૪ દશમા ભાવનો સ્વામિ મિત્રનો અથવા સ્વગ્રહી અથવા ઉંચનો હરકોઇ ભાવે બેઠો હોય તોપણ લાંબું આયુષ્ય જાણવું, અથવા લગ્નનો સ્વામિ અથવા આઠમા ભાવનો સ્વામિ અથવા દશમા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય તોપણ તેનું લાંબું આયુષ્ય જાણવું.

૫ લગ્નનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય અને તેના ભેગા શુક્ર બેઠા હોય અથવા તે લગ્નના સ્વામિને ગુરૂ શુક્ર દેખતા હોય તોપણ દીર્ઘ આયુષ્ય જાણવું.

૬ લગ્નનો સ્વામિ અને ગુરૂ તથા શુક્ર એ ત્રણે ગ્રહો સ્વગ્રહી થઇ ત્રીકોણમાં બેઠા હોય તો ઘણું લાંબુ આયુષ્ય જાણવું.

૭ સર્વ શુભ ગ્રહો કેંદ્રમાં બેઠા હોય અને લગ્નનો સ્વામિ શુભ ગ્રહ ભેગો બેઠો હોય ને તે લગ્નના સ્વામિને ગુરૂ દેખતો હોય તોપણ લાંબુ આયુષ્ય જાણવું.

૮ ત્રીજે, છઠ્ઠે, અગીયારમા ભાવે પાપ ગ્રહ બેઠા હોય અને કેંદ્ર તથા ત્રીકોણમાં શુભ ગ્રહ બેઠા હોય ને લગ્નનો સ્વામિ બળવાન હોય તોપણ તેનું લાંબુ આયુષ્ય જાણવું.

૯ છઠ્ઠા, સાતમા તથા આઠમા ભાવે સર્વ શુભ ગ્રહ બેઠા હોય અને ત્રીજે છઠ્ઠે, તથા અગીયારમા ભાવે સર્વ પાપગ્રહ બેઠા હોય તોપણ તેનું લાંબુ આ-

યુષ્ય જાણવું.

૧૦ આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય ને તેને ગુરૂ શુક્ર દેખતા હોય અથવા ભેગા બેઠા હોય અને લગ્નનો સ્વામિ કેંદ્રમાં બેઠો હોય તોપણ તેનું લાંબુ આયુષ્ય જાણવું.

૧૧ ત્રણ ગ્રહો ઊંચના હોય અને આઠમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય અને આઠમા ભાવે કોઇ પણ પાપ ગ્રહ ન હોય તોપણ દીર્ઘ આયુષ્ય જાણવું.

૧૨ આઠમા ભાવે ઊંચનો સ્વગ્રહનો અને મિત્ર ગ્રહની રાશિનો એમ ગ્રહ બેઠા હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તોપણ તેનું લાંબુ આયુષ્ય જાણવું

૧૩ સર્વે પાપ ગ્રહો પારાવતાંશ વર્ગે બળ પામ્યા હોય તેમ સર્વે શૂભ ગ્રહો પણ પારાવતાંશ વર્ગે બળ પામ્યા હોય ને તે સર્વ શૂભ ગ્રહો કેંદ્ર તથા ત્રીકોણમાં બેઠા હોય તોપણ તેનું લાંબુ આયુષ્ય જાણવું.

૧૪ છઠ્ઠા, આઠમા તથા બારમા ભાવમાં પાપ ગ્રહ બેઠા હોય ને લગ્નનો સ્વામિ નિર્બળ હોય ને તે ગ્રહોને શૂભ ગ્રહોની દ્રષ્ટિ ન હોય તેમ ભેગા પણ ન હોય તો તેનું અલ્પ આયુષ્ય જાણવું, અથવા તો તે સંતાન વગરનો જાણવો.

૧૫ આઠમા ભાવનો સ્વામિ અથવા શનિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય ને જન્મકુંડળીમાં તે ગ્રહ ભેગા પાપ ગ્રહ બેઠા હોય અથવા દેખતા પણ હોય તો તેનું અલ્પ આયુષ્ય જાણવું.

૧૬ સર્વે પાપ ગ્રહો કેંદ્રમાં બેઠા હોય ને તે ગ્રહોને શૂભ ગ્રહો દેખતા ન હોય અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય તોપણ અલ્પ આયુષ્ય જાણવું.

૧૭ બીજા તથા બારમા ભાવે પાપગ્રહ બેઠા હોય અને તેના ઉપર શૂભ ગ્રહની દ્રષ્ટિ ન હોય અથવા તે ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય તોપણ અલ્પ આયુષ્ય જાણવું.

૧૮ આયુર્દાના ત્રણ પ્રકાર છે:—એક અલ્પ આયુષ્ય; બીજું મધ્યમ આયુષ્ય; અને ત્રીજું દીર્ઘ આયુષ્ય. તેમાં બત્રીશ વર્ષની અંદરને અલ્પ આયુષ્ય કહે છે; બત્રીશથી શીતેર વર્ષની અંદરને મધ્યમ આયુષ્ય કહે છે; અને તેથી વધારે આયુષ્યને દીર્ઘ આયુષ્ય કહેછે.

૧૯ લગ્નના સ્વામિ અને સૂર્યને પરસ્પર શત્રુપણું હોય તો તે માણસનું અલ્પ આયુષ્ય જાણવું.

૨૦ લગ્નના સ્વામિ અને સૂર્યને પરસ્પર સમપણું હોય તો તેનું મધ્યમ આયુષ્ય જાણવું; અને એ ગ્રહો મિત્ર હોય તો દીર્ઘ આયુષ્ય જાણવું.

૨૧ લગ્નનો સ્વામિ નિર્બળ હોય અને છઠ્ઠા, આઠમા તથા બારમા ભાવે

પાપ ગ્રહ બેઠા હોય અને ગુરૂ કેંદ્ર અથવા ત્રીકોણમાં હોય તો તેનું મધ્યમ આયુષ્ય જાણવું.

૨૨ છઠ્ઠા અથવા આઠમા ભાવે પાપ ગ્રહ બેઠા હોય અને શુભ ગ્રહો કેંદ્રમાં અથવા ત્રીકોણમાં બેઠા હોય અને શનિ હરકોઈ ભાવે બળવાન હોય તોપણ તેનું મધ્યમ આયુષ્ય જાણવું, અથવા કેંદ્ર તથા ત્રીકોણમાં પાંપે ગ્રહ બેઠા હોય અથવા લગ્ને પાપ ગ્રહ બેઠા હોય તોપણ તેનું મધ્યમ આયુષ્ય જાણવું.

૨૩ અલ્પ આયુષ્યના યોગવાળા માણસને જન્મકુંડળીના છઠ્ઠા, આઠમા ભાવના સ્વામિની દશામાં રીષ્ટ કરેછે, અને મધ્યમ આયુષ્યવાળા માણસને જન્મકુંડળીના લગ્નના સ્વામિના જે શત્રુ ગ્રહો હોય તેની દશામાં રીષ્ટ કરે છે, અને દીર્ઘ આયુષ્યવાળા માણસને ફક્ત આઠમા ભાવના સ્વામિની દશામાં રીષ્ટ કરે છે એ પ્રમાણે યોગાયોગ જાણવો.

૨૪ આઠમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ નિર્બળ હોય અને છઠ્ઠા ભાવનો સ્વામિ તથા મંગળ હરકોઇ ભાવે ભેગા બેઠા હોય તો તેનું યુદ્ધમાં મૃત્યુ થાય.

૨૫ લગ્નનો તથા આઠમા ભાવનો સ્વામિ છઠ્ઠા ભાવે ભેગા બેઠા હોય અને ત્યાં શનિ, રાહુ અથવા કેતુ ભેગા બેઠા હોય તો તે ગ્રહની દશા, અંતર દશામાં ચોરના હાથે શસ્ત્રથી મ્રત્યુ થાય.

૨૬ આઠમા ભાવનો તથા લગ્નનો સ્વામિ ચોથા ભાવના સ્વામિ સહીત છઠ્ઠા ભાવે બેઠા હોય તો તેનું ચતુષ્પદ જાનવરથી મ્રત્યુ થાય, અને તે ગ્રહો સાથે જો ગુરૂ બેઠો હોય તો અજીરણના રોગથી મ્રત્યુ થાય.

૨૭ લગ્નનો સ્વામિ અને ચોથા ભાવનો સ્વામિ ગુરૂ સહીત છઠ્ઠા ભાવે બેઠા હોય તોપણ અજીરણના રોગથી મૃત્યુ થાય, અને લગ્નનો સ્વામિ, ચોથા ભાવનો સ્વામિ અને બીજા ભાવનો સ્વામિ એ ત્રણે છઠ્ઠા ભાવે ભેગા બેઠા હોય તોપણ અજીરણના રોગથી મૃત્યુ થાય.

૨૮ આઠમા ભાવના સ્વામિની દશામાં અથવા અંતરદશામાં રીષ્ટ કરતા યોગ છે, તેમજ પિતા, પૂત્ર, સ્ત્રી એઓના ભાવથી આઠમા ભાવના સ્વામિની દશા, અંતરદશામાં તેઓનું રીષ્ટ જાણવું. ઉદાહરણ.—જેમકે સ્ત્રી ભાવથી આઠમો, બીજો ભાવ તે ભાવનો સ્વામિ જે ગ્રહ હોય તે ગ્રહની મહાદશા અથવા અંતરદશામાં તે પુરૂષની સ્ત્રીનું રીષ્ટ થાય.

૨૯ આઠમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ શનિ સહીત છઠ્ઠે, આઠમે અથવા બારમે ભાવે બેઠા હોય તો તેનું ઝેરથી મૃત્યુ થાય, અને રાહુ કે કેતુ

સહીત બેઠા હોય તો ગળે ફાંસો ખાઇ મૃત્યુ પામે.

૩૦ છઠ્ઠા ભાવનો સ્વામિ શનિ અથવા કેતુ સહીત હરકોઈ ભાવે બેઠો હોય તો તેને મૃગ જનાવરથી ભય થાય, અને છઠ્ઠાના સ્વામિ ભેગો શનિ સહીત ગુરૂ બેઠો હોય તો હાથીથી ભય થાય, અને ચંદ્ર બેઠો હોય તો ઘોડાથી ભય થાય.

૩૧ ઉપર મુજબ છઠ્ઠા ભાવનો સ્વામિ અને શનિ સૂર્ય સહીત બેઠો હોય તો સીંગડાવાળા મૃગથી અથવા કુતરાથી ભય થાય, તેમજ મંગળ ભેગો હોય તો તેમજ જાણવું; અને છઠ્ઠે ભાવે હરકોઈ ગ્રહ સહીત શનિ બેઠો હોય પણ તે શનિ સ્વગ્રહી અથવા ઉંચનો હોય તોપણ તેમજ જાણવું.

૩૨ ચોથા ભાવનો સ્વામિ, નવમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રીકોણમાં ભેગા હોય અને બીજા સર્વ ગ્રહો કેંદ્રમાં બેઠા હોય તો તેની માતા તથા પિતા લાંબી ઉંમર ભોગવ્યા પછી બંને જણનું પુત્રની હયાતીમાંજ રીષ્ટ થાય.

૩૩ આઠમા ભાવે ચંદ્ર હોય અને તે ભેગો રાહુ હોય અથવા શની હોય તો તેને વાઇનું દરદ થાય, ને તે ચંદ્ર નિર્બળ હોય તો તેને જળથી અથવા ભૂત પ્રેતથી પીડા થાય.

૩૪ ક્ષીણ કળાનો ચંદ્રમા આઠમા ભાવે બેઠો હોય અને તેના ભેગા મંગળ, રાહુ અને શનિ બેઠા હોય તોપણ તેનું વાઇના દરદથી મૃત્યુ થાય અથવા ભૂતના વળગાડથી મૃત્યુ થાય.

૩૫ આઠમા ભાવનો સ્વામિ રાહુ અથવા કેતુ સહીત હરકોઈ ભાવે બેઠો હોય તોપણ તેનું ઉપર પ્રમાણે મૃત્યુ થાય, અને તે ભેગો આઠમા ભાવનો સ્વામિ બેઠો હોય અને તે ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં હોય તોપણ ઉપર પ્રમાણે મૃત્યુ જાણવું.

૩૬ છઠ્ઠા અથવા આઠમા ભાવે નીચ રાશિનો સૂર્ય બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો રાજાના કોપથી પિતાનું મૃત્યુ થાય, વળી ધનનો પણ નાશ થાય.

૩૭ લગ્નથી નવમે અથવા દશમે મંગળ બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તો મામાનું મૃત્યુ થાય, અને તે મંગળની સાથે શનિ બેઠો હોય તો પૂત્રનું મૃત્યુ થાય, અને જો તે મંગળ ભેગો ચંદ્ર પાપગ્રહ સહીત બેઠો હોય તો માતાનુ મૃત્યુ કરે.

૩૮ ઉપર પ્રમાણે મંગળ ભેગો સૂર્ય બેઠો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો બાપનું મૃત્યુ થાય; બે પાપગ્રહ લગ્ને બેઠા હોય અને તે ભેગો ચંદ્ર બેઠે હોય તો તે માણસ ન્હાનપણમાંજ મૃત્યુ પામે.

૩૯ ચંદ્રના ગ્રહણ વખતે કોઇ મનુષ્યનો જન્મ થયો હોય અને તેની જન્મ કુંડળીમાં ચંદ્રને પાપગ્રહ દેખતા હોય તો તેનું તરત મૃત્યુ થાય, અને તે ચંદ્ર આઠમે અથવા બારમે બેઠો હોય અથવા લગ્ને બેઠો હોય તો તે બાળકનો જન્મ થતાંજ તેની માતાનું મૃત્યુ થાય, પણ શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો નહિ.

૪૦ ઉપર પ્રમાણે હોય પણ જો તે ચંદ્રને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તેઓનું મૃત્યુ ન થાય, અને અગીયારમા અથવા નવમા ભાવમાં શનિ મંગળ રહેલા હોય અને તેની સાથે રાહુ ભેગો બેઠો હોય તો પિતાનું તરત મૃત્યુ થાય.

૪૧ જન્મ કુંડળીમાં મંગળ સાતમા ભાવે અથવા આઠમા ભાવે બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય તોપણ તરત મૃત્યુ પામે, અને ત્રીજે ભાવે મંગળ બેઠો હોય અને તે ભેગો પાપગ્રહ બેઠો હોય વા પાપગ્રહ દેખતો હોય તો તેના ભાંડુનો નાશ થાય.

૪૨ ચંદ્ર સાતમા ભાવે બેઠો હોય અને તેના ભેગો પાપગ્રહ બેઠો હોય તથા દેખતો હોય તો માતાનું તરત મૃત્યુ થાય, તેમજ સાતમા ભાવે સૂર્ય બેઠો હોય ને તેને પાપગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો પોતાની ન્હાની ઉંમરમાં પિતાનું મૃત્યુ થાય, અને શનિ, મંગળ અને શુક્ર પાપગ્રહ સહીત સાતમા ભાવે બેઠા હોય અને તેને પાપગ્રહ દેખતા હોય વા ભેગા બેઠા હોય તો તેના પૂત્રનો નાશ થાય.

૪૩ જન્મ કુંડળીમાં ત્રીજે અને છઠ્ઠે પાપગ્રહો બેઠા હોય અને બારમે શુભ ગ્રહ બેઠા હોય અથવા એકલો ચંદ્ર બેઠો હોય તો તેનું તરત મૃત્યુ થાય, અથવા ચોથે, આઠમે પાપગ્રહ બેઠા હોય તોપણ તે બાળકનું તરત મૃત્યુ થાય.

૪૪ જન્મ કુંડળીમાં લગ્ને સૂર્ય ને ચંદ્ર બે બેઠા હોય અને બીજા સર્વ પાપગ્રહો બારમે બેઠા હોય ને તે સૂર્ય ચંદ્રને શુભ ગ્રહ દેખતા ન હોય તોપણ તરત મૃત્યુ થાય, અથવા સાતમા ભાવે સૂર્ય તથા ચંદ્ર બેઠા હોય અને લગ્ને પાપગ્રહ રહેલા હોય તોપણ તે બાળકનું તરત મૃત્યુ થાય.

૪૫ સૂર્ય અને ચંદ્ર બારમા ભાવે બેઠા હોય ને તેને શુભ ગ્રહો દેખતા ન હોય તો તે માણસ નેત્રે અંધ હોય, અને એ બે ગ્રહોમાં એકજ બારમે હોય તો એક આંખે કાંણો જાણવો.

૪૬ સૂર્ય અને ચંદ્ર બારમા ભાવે બેઠા હોય અને બારમા ભાવનો સ્વામિ લગ્ને બેઠો હોય તો તે બાળકનું તરત મૃત્યુ થાય, અથવા ગુરૂ બારમા વા આઠમા ભાવે બેઠો હોય અને તેના ભેગો પાપગ્રહ બેઠો હોય ને તેને પાપગ્રહો દેખતા હોય તોપણ તેમજ જાણવું.

૪૭ લગ્નનો સ્વામિ પૂર્ણ બળવાન હોય અને ચોથા ભાવનો સ્વામિ તથા

નવમા ભાવનો સ્વામિ નિર્બળ થઇને આઠમા ભાવે બેઠા હોય તો બાળકનો જ- ન્મ થતાંજ તરત તેની માતા પિતાનું મૃત્યુ થાય.

૪૮ ત્રીજા ભાવનો સ્વામિ ચંદ્ર સહીત છઠ્ઠે કે આઠમે કે બારમા ભાવમાં બેઠા હોય તો તે બીજી સ્રીને ધાવનારો જાણવો, અને દશમા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ એ બંને છઠ્ઠા, આઠમા કે બારમા ભાવે રહ્યા હોય તો તેના માબાપ પૂત્રનું સુખ જૂવે નહિ.

૪૯ દશમા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ ચંદ્ર સહીત કેંદ્ર અથવા ત્રી- કોણમાં બેઠા હોય તોપણ તે બાળકના માતા પિતા પૂત્રનું સુખ જૂવે નહિ; નવ- મા ભાવનો સ્વામિ અથવા સૂર્ય તથા શનિ એ ત્રણે ગ્રહો છઠ્ઠા અથવા બારમા ભાવે બેઠા હોય તો તેના પિતાનું મૃત્યુ રાત્રીએ થાય.

૫૦ નવમા ભાવનો સ્વામિ અને સૂર્ય તથા શનિ એ ત્રણે ગ્રહો છઠ્ઠા ભા- વના સ્વામિ સહીત હરકોઇ ભાવે બેઠા હોય અને તે ભેગો ચંદ્ર ન હોય તો તેના પિતાનું દીવસે મૃત્યુ જાણવું; અને ઉપર કહેલા ગ્રહો ચોથે બેઠા હોય તો તેની ૭ મહિનાની ઉંમરે તેની માતાનું મૃત્યુ થાય.

૫૧ ઉપર પ્રમાણે જો ૭ મહિનાની અંદર મૃત્યુ ન થાય તો તે ગ્રહોની દશા અંતર દશામાં બચ્ચીત મૃત્યુ થાય એમ જાણવું.

૫૨ આઠમા ભાવે ચર રાશિ હોય અથવા દશમા ભાવનો સ્વામિ ચર રા- શિનો હોય તો તેના જન્મ વખતે તેનો પિતા ઘેર ન હોય, અને એ બે સ્થિર રાશિમાં હોય તો જન્મ વખતે તેનો પિતા ઘેર હતો એમ જાણવું, અને જો તે બંને દ્વી સ્વભાવ રાશિમાં હોય તો ઘરની નજીક તેનો પિતા હતો એમ જાણવું.

૫૩ કેંદ્ર ભૂવનમાં સૂર્ય અથવા ચંદ્ર ચર રાશિમાં બેઠા હોય તો તે મા- ણસ પોતાના માબાપને અગ્નિ દાહ દઇ ન શકે, અને તે દ્વી સ્વભાવ રાશિના હોય તો તેના માતાપિતા અગ્નિમાં બળી જવાથી મૃત્યુ પામે.

૫૪ આઠમા ભાવે પાપગ્રહ ઘણા બેઠા હોય અને શૂભગ્રહો દેખતા ન હોય તો ગુહ્યસ્થાનમાં રોગ થાય, પણ જો શૂભગ્રહ દેખતા હોય તો નહિ.

૫૫ આઠમા ભાવે શૂભગ્રહ બેઠા હોય અને શુભ ગ્રહ દેખતા હોય તો તે સુખી હોય, ને તેમાં પાપગ્રહ ભેગા હોય વા દેખતા હોય તો ખાન પાનનો દુઃ- ખી હોય.

૫૬ આઠમા ભાવનો સ્વામી પાપગ્રહ સહીત હોય અને તેને પાપગ્રહ દે- ખતા હોય અથવા પાપગ્રહની કર્તરીમાં હોય તો તે માણસનો હમેશાં પરાજય થયા કરે, અને તેવી રીતે આઠમો ભાવ હોય તોપણ એમજ જાણવું.

૫૮ આઠમા ભાવનો સ્વામિ અથવા આઠમો ભાવ શુભગ્રહ સહીત હોય અથવા શુભ ગ્રહના અંતરમાં હોય ને તેને શુભગ્રહ દેખતા હોય તો તે માણસ જય પામનારો જાણવો; આઠમા ભાવનો સ્વામિ અને આઠમો ભાવ ચર રાશિમાં હોય અથવા શનિ ચર રાશિમાં હોય તો તેનું મૃત્યુ પ્રદેશમાં થાય, અથવા તે શનિ નવમાંશ કુંડળીમાં ચર રાશિનો હોય તોપણ પ્રદેશમાં મૃત્યુ થાય, તેમજ ઉપર લખ્યા પ્રમાણે હોય ને સ્થિર રાશિમાં હોય તો પોતાના ઘરની પાસે, અને દ્વી સ્વભાવ રાશિમાં હોય તો મુસાફરી કરતાં પ્રદેશમાં મૃત્યુ થાય.

**આઠમો ભાવ સંપૂર્ણ.**

---

## નવમા ભાવનો ભાવ વિચાર.

નવમા ભાવમાં ભાગ્ય વિષે, દાન વિષે, તપ વિષે, ધર્મ વિષે અને ગુરૂ વિષે જોવાય છે.

૧ નવમા ભાવનો સ્વામિ શુભગ્રહ હોય અને તે ભેગા શુભગ્રહ બેઠા હોય તો તેને પિતાનું, ગુરૂનું તથા મોશાળનું સુખ જાણવું, તેમજ પાપગ્રહ હોય તો તે સર્વનું દુઃખ જાણવું.

૨ નવમા ભાવમાં ચંદ્ર પાપગ્રહ સાથે બેઠો હોય અથવા શુક્ર પાપગ્રહ સહીત બેઠો હોય તો તે ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો જાણવો, તેમજ નવમા ભાવનો સ્વામિ અને ચંદ્ર પાપગ્રહ સહીત હરકોઈ ભાવે બેઠા હોય તોપણ એમજ જાણવું; વળી શુક્ર, પાપગ્રહ તથા નવમા ભાવનો સ્વામિ એ ત્રણ ગ્રહ હરકોઇ ભાવે ભેગા બેઠા હોય તોપણ એમજ જાણવું.

૩ જન્મ કુંડળીમાં નવમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ ઉપર પ્રમાણે હોય તો ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો જાણવો; અને નવમા ભાવે ચંદ્ર અને પાપગ્રહ ભેગા બેઠા હોય તો તે સ્ત્રી પોતાથી મોટી ઉમરની જાણવી.

૪ જન્મકુંડળીમાં નવમા ભાવનો સ્વામિ ક્ષીણ કળાનો ચંદ્ર હોય અને નવમાંશ કુંડળીમાં શુક્ર કર્ક રાશિનો હોય તોપણ ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો જાણવો, અથવા જન્મકુંડળીમાં નવમા ભાવનો સ્વામિ નીચનો હોય અને નવમાંશ કુંડળીમાં નીચ ગ્રહના ઘરમાં શુક્ર બેઠો હોય તોપણ એમજ જાણવું.

૫ જન્મકુંડળીના નવમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સાથે એકઠા બેઠા હોય અને તે નવમાંશ કુંડળીમાં સ્વગ્રહી હોય અને તે ગ્રહ વૈશેષિકાંશ વર્ગ બળ પા-

મ્યો હોય અને જન્મકુંડળીના નવમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં ન હોય તો ધર્મમાં દ્રઢ બુદ્ધિવાળો જાણવો.

૬ નવમાંશ કુંડળીમાં ગુરૂ અથવા શુક્ર સ્વગ્રહી અથવા ઉંચનો અથવા મિત્ર ગ્રહની રાશિમાં બેઠો હોય અને તેઓ જન્મકુંડળીમાં નવમા ભાવે બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ બળવાન હોય તો ધર્મ ચલાવનાર ગુરૂ તરીકે જાણવો.

૭ ગુરૂ અને શુક્ર નવમાંશ કુંડળીમાં બુધના ઘરમાં બેઠા હોય અને જન્મકુંડળીના નવમા ભાવના સ્વામિ શૂભ ગ્રહ દેખતા હોય અથવા શૂભ ગ્રહની કર્તરીમાં હોય તો તે ધર્મવાન જાણવો.

૮ જન્મકુંડળીમાં નવમા ભાવે શૂભ ગ્રહ બેઠા હોય અને તે શૂભ ગ્રહ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં બેઠા હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં ક્રૂર નામના ભાગમાં બેઠા હોય તો કપટથી ધર્મ ચલાવનારો જાણવો.

૯ નવમા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ નવમાંશ કુંડળીમાં શૂભ ગ્રહ સહીત બેઠા હોય ને તે ગ્રહને જન્મ કુંડળીમાં શૂભ ગ્રહ દેખતા હોય તો ધર્મમાં અંતઃકરણ શુદ્ધ રાખનારો જાણવો.

૧૦ નવમા ભાવે પાપ ગ્રહ હોય ને તેનો સ્વામિ પણ તે પાપગ્રહ સાથે બેઠો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં નવમા ભાવનો સ્વામિ ક્રૂર નામના ભાગમાં હોય અથવા જન્મ કુંડળીમાં પાપ ગ્રહની કર્તરીમાં હોય તો તે પાપ કરનારો જાણવો.

૧૧ જન્મ કુંડળીમાં રાહુ અને શનિ નવમા ભાવે બેઠા હોય અને તે ગ્રહો નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં બેઠા હોય અને નવમા ભાવનો સ્વામિ પાપ ગ્રહની રાશિમાં જન્મ કુંડળી અથવા નવમાંશ કુંડળીમાં હોય તો તે માણુસ અતિ પાપી જાણવો.

૧૨ નવમા ભાવનો સ્વામિ શૂભ ગ્રહ હોય અને તેના ભેગો શૂભ ગ્રહ બેઠો હોય તેમજ કારક ગ્રહ પણ શૂભ ગ્રહ ભેગો બેઠો હોય અને નવમા ભાવને શૂભ ગ્રહ દેખતા હોય તો તે પિતાના સુખવાળો જાણવો.

૧૩ નવમા ભાવનો સ્વામિ અને કારક ગ્રહ પારાવતાંશ વર્ગ બળ પામ્યા હોય અથવા નવમાંશ કુંડળીમાં સ્વગ્રહી અથવા ઉંચ અથવા મિત્રના ઘરમાં હોય તોપણ તે પિતાના સુખવાળો જાણવો.

૧૪ નવમા ભાવનો સ્વામિ શૂભ ગ્રહની કર્તરીમાં બેઠો હોય અને તેને ગુરૂ શુક્ર દેખતા હોય અથવા ભેગા બેઠા હોય અથવા બેમાંથી એક ભેગો બેઠો હોય

કે દેખતો હોય તોપણ તે પિતાના સુખવાળો જાણવો.

૧૫ કારક ગ્રહ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને નવગા ભાવનો સ્વાગિ દેખતો હોય ને પાપગ્રહ દેખતા ન હોય તેમ ભેગા બેઠા પણ ન હોય તોપણ પિતાના સુખવાળો જાણવો.

૧૬ કારક ગ્રહ અને નવગા ભાવનો સ્વાગિ પાપગ્રહ ભેગા બેઠા હોય અ-થવા પાપગ્રહની કર્તરીગાં બેઠા હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો તે પિ-તાના દુઃખવાળો જાણવો.

૧૭ નવગા ભાવનો સ્વાગિ અને કારક ગ્રહ નવગાંશ કુંડળીગાં પાપગ્રહની રાશિગાં અથવા નીચના હોય અને તેના ભેગા નવગાંશ કુંડળીગાં શનિ રાહુ અ-થવા શનિ કેતુ બેઠા હોય તો તેને પિતાનું દુઃખ જાણવું.

૧૮ નવગા ભાવનો સ્વાગિ શુભગ્રહ હોય તોપણ તે નીચ અથવા શત્રુ ગ્રહ સાથે બેઠો હોય અને જન્ગ કુંડળીગાં અથવા ષષ્ટિ અંશ કુંડળીગાં ક્રૂર નામ-ના ભાગગાં હોય તોપણ પિતાના દુઃખવાળો જાણવો.

૧૯ જન્ગ કુંડળીમાં નવગા ભાવનો સ્વાગિ નવગાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરગાં બેઠો હોય તે ગ્રહની રાશિનો સ્વાગિ નવગાંશગાં પાપગ્રહની રાશિ અથવા શત્રુ ગ્રહની રાશિમાં અથવા નીચ રાશિમાં બેઠો હોય તોપણ પિતાના દુઃખવાળો જાણવો.

૨૦ જન્મકુંડળીમાં લગ્નના સ્વાગિથી નવગા ભાવનો સ્વાગિ વધારે બળ-વાન હોય અથવા કારક ગ્રહ વધારે બળવાન ન હોય અને તેઓને શુભ ગ્રહો દેખતા હોય તો તે પિતાની આજ્ઞા પ્રમાણે ચાલનારો જાણવો.

૨૧ બાપની જન્મકુંડળીમાં આઠગા ભાવમાં એ ભાવનો સ્વાગિ સ્વગ્રહી થઇ રહ્યો હોય અથવા તો લગ્નગાં આઠગા ભાવનો સ્વાગિ રહ્યો હોય તો તેનો પૂત્ર બાપનું સર્વ કાગ કરનારો અને બાપના બાકી રહેલા કાગ પુરા કરનારો જાણવો.

૨૨ બાપની જન્ગકુંડળીમાં દશગા ભાવનો સ્વાગિ સ્વગ્રહી થઇ રહ્યો હોય તો તેનો પૂત્ર બાપના જેવા ગુણવાળો થાય. હવે બાપ દીકરાના જન્ગનું નક્ષત્ર એક હોય અથવા બેના નામની રાશિ એક હોય તોપણ બાપના ધનને ભોગવ-નારો જાણવો.

૨૩ બાપના નાગની રાશિ થકી દીકરાના નામની રાશિ છઠ્ઠી કે આઠગી હોય તો બાપ દીકરાને શત્રુપણું થાય, અને તે નવ, અગીયાર, પાંચ અને બીજી રાશિમાં હોય તો બાપની આજ્ઞા માનનારો પૂત્ર થાય.

૨૪ બાપની જન્મકુંડળીમાં આઠગા ભાવે શનિની રાશિ હોય ને તે દીકરાને ત્રીજે ભાવે હોય તો તે પૂત્ર પૂત્રાદિકની સાથે બાપનું કાગ કરનારો થાય.

૨૫ પિતાની જન્મ રાશિથી બારમી રાશિનો સ્વામિ પોતાની જન્મ કુંડળીમાં ત્રીજે ભાવે બેઠો હોય તો તેના પિતાને દુઃખ હોય અને પોતે પ્રદેશમાં રહેનારો જાણવો.

૨૬ નવમા ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રીજા ભાવે બેઠા હોય અથવા નવમા ભાવે બેઠા હોય ને તે બળવાન હોય અથવા ઉંચના હોય તો તે ઘણો લાયક જાણવો.

૨૭ નવમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સહીત બળવાન થઈ કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠા હોય અને તે પારાવતાંશ વર્ગ બળ પામી નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો ઘણો ભાગ્યશાળી ને ઘણા દ્રવ્યવાળો જાણવો.

૨૮ બીજા ભાવનો સ્વામિ અગીયારમા ભાવે બેઠો હોય અને અગીયારમા ભાવનો સ્વામિ નવમે ભાવે બેઠો હોય ને નવમા ભાવનો સ્વામિ બીજા ભાવે બેઠો હોય ને તે ગ્રહોને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય અથવા ભેગો બેઠો હોય તો તે માણસ મોટો ભાગ્યશાળી જાણવો.

૨૯ ત્રીજા ભાવનો સ્વામિ અને નવમા ભાવનો સ્વામિ હરકોઈ ભાવે એકઠા બેઠા હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય તેમ શુભ ગ્રહો ભેગા પણ બેઠા હોય ને નવમાંશ કુંડળીમાં તે શુભ ગ્રહના ઘરમાં બેઠો હોય તો તે માણસને ભાઈથી ધનનો અને ભાગ્યનો ઉદય થાય.

૩૦ પાંચમા ભાવનો સ્વામિ નવમે ભાવે બેઠો હોય ને નવમાનો સ્વામિ પાંચમા ભાવે બેઠો હોય ને તે પરસ્પર દેખતા હોય અને પૂત્રોનો કારક ગ્રહ પાંચમે ભાવે હોય તો તેના પૂત્રથી ભાગ્યનો ઉદય થાય.

૩૧ જ્ઞાતી ભૂવનનો સ્વામિ નવમા ભાવે બેઠો હોય અને નવમા ભાવનો સ્વામિ જ્ઞાતી ભૂવનમાં હોય ને તેનો કારક ગ્રહ ભેગો બેઠો હોય તો પોતાની જ્ઞાતીથી ભાગ્યનો ઉદય થાય.

૩૨ સાતમા ભાવનો સ્વામિ નવમે ભાવે અને નવમા ભાવનો સ્વામિ સાતમે રહ્યો હોય ને તેનો કારક ગ્રહ ભેગો બેઠો હોય તો સ્ત્રીથી ભાગ્યનો ઉદય થાય; તેમજ છઠ્ઠા ભાવનો સ્વામિ તે પ્રમાણે હોય તો શત્રુથી ભાગ્યનો ઉદય થાય.

૩૩ છઠ્ઠા, આઠમા અને બારમા ભાવના સ્વામિ ભાગ્ય ભૂવન સાથે બેઠા હોય ને તેનો કારક ગ્રહ તેની જોડે બેઠો હોય તોપણ તેનો શત્રુથી ભાગ્યોદય જાણવો.

૩૪ નવમા ભાવનો સ્વામિ આઠમે બેઠો હોય ને તેને શત્રુ અથવા નીચનો ગ્રહ દેખતો હોય ને નવમાંશ કુંડળીમાં તે ગ્રહ નીચ રાશિનો હોય અથવા પાપ

ગ્રહના ઘરમાં બેઠો હોય તો તે ભાગ્ય વગરનો જાણવો.

૩૫ નવમા ભાવે ઘણા પાપ ગ્રહ હોય અને નવમા ભાવનો સ્વામિ નિર્બળ હોય તેમજ લગ્નનો સ્વામિ પણ નિર્બળ હોય તો ભાગ્ય વગરનો જાણવો.

૩૬ નવમા ભાવે અથવા નવમા ભાવના સ્વામિ ભેગા ગુરૂ શુક્ર બેઠા હોય અથવા દેખતા હોય અને લગ્નનો સ્વામિ અને બીજા ભાવનો સ્વામિ નવમા ભાવે બેઠા હોય તો ભાગ્યોદય હમેશાં વધતો જાય.

૩૭ ભાગ્ય ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં બેઠો હોય તેમ જન્મ કુંડળીમાં પણ પાપગ્રહની રાશિમાં બેઠો હોય ને તેને ગુરૂ શુક્ર દેખતા હોય ને લગ્નનો સ્વામિ નવમા ભાવને દેખતો હોય તો ભાગ્યનો નાશ થાય.

૩૮ લગ્નનો સ્વામિ ભાગ્ય ભૂવનમાં બેઠો હોય અને ભાગ્ય ભાવનો સ્વામિ લગ્ને બેઠો અથવા ભાગ્ય ભાવનો સ્વામિ અગીયારમા ભાવે બેઠો હોય તો એક વખત ભાગ્યનો નાશ થયા પછી ફરીને ભાગ્યનો ઉદય થાય.

૩૯ નવમા ભાવનો સ્વામિ અને અગીયારમા ભાવનો સ્વામિ ભેગા બેઠા હોય અથવા ભાગ્ય ભાવનો સ્વામિ બીજે બેઠો હોય તોપણ ભાગ્યમાં વધારો થતો જાય.

૪૮ દશમા ભાવનો સ્વામિ નવમે બેઠો હોય ને નવમા ભાવનો સ્વામિ બળવાન હોય અને તેને ગુરૂ શુક્ર દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તો તે માણુસ જપ, ધ્યાન, સમાધિ એવાં કામોમાં કુશળ હોય અથવા દશમા ભાવનો સ્વામિ જન્મકુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહ જન્મકુંડળીમાં બળવાન હોય અને તેના ભેગો ભાગ્ય ભાવનો સ્વામિ બેઠો હોય અથવા ભાગ્ય ભાવનો સ્વામિ સંપૂર્ણ દેખતો હોય અથવા એક બીજાના ઘરમાં બેઠા હોય તોપણ તે માણુસ જપ, ધ્યાન, સમાધિના કામમાં કુશળ હોય.

૪૧ નવમા ભાવનો સ્વામિ અને દશમા ભાવનો સ્વામિ દેવલોકાંશ વર્ગ બળ પામ્યા હોય અથવા પારાવતાંશ વર્ગ બળ પામ્યા હોય ને તેને શુભગ્રહો દેખતા હોય તો તે માણુસ વેદાંત જ્ઞાન ઉપર પૂરી શ્રદ્ધાવાળો જાણવો.

૪૨ નવમા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઉચ્ચ રાશિનો હોય અને તેને શુભગ્રહો દેખતા હોય અને નવમે ભાવે શુભગ્રહ બેઠા હોય તો દાન કરનારો જાણવો.

૪૩ નવમા ભાવનો સ્વામિ પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય અને તેને ગુરૂ દેખતો હોય અને લગ્નના સ્વામિને શુક્ર દેખતો હોય તો તે મહા દાનેશ્વરી જાણવો.

૪૪ નવમા ભાવનો સ્વામિ લગ્નને અથવા લગ્નના સ્વામિને દેખતા હોય અને લગ્નનો સ્વામિ નવમા ભાવના સ્વામિથી કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠા હોય

તો તેને પણ મોટો દાનેશ્વરી જાણવો.

૪૫ નવગા ભાવનો સ્વામિ સિંહાસનાંશ વર્ગ બળ પામ્યો હોય ને તેને લગ્નનો સ્વામિ અથવા દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તોપણ તે મહા દાનેશ્વરી જાણવો.

૪૬ ભાગ્ય યોગ, અને રાજયોગ થયા હોય તો તેને દાન યોગ સફળ થાય છે, પણ તે બે યોગ વગર બીજા યોગમાં આ દાન યોગ બરાબર ફળતા નથી.

૪૭ દાન યોગ થયો હોય તો તેનું ભાગ્ય અથવા રાજ્ય યોગ છે એમ જાણવું. અને બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયો હોય તો તે પુરોહીતપણું કરે અથવા રાજા પાસેથી દાન અપાવવામાં ઉપરી થાય એવી રીતે જાતિ ભેદથી સમજી લેવું.

૪૮ નવમા ભાવનો સ્વામિ ચોથે બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય ને બારમાના સ્વામિને ગુરૂ દેખતો હોય તો તે મહા દાનેશ્વરી જાણવો.

૪૯ બુધ ઊંચ રાશિનો હોય અથવા સ્વગ્રહી થઇ હરકોઇ ભાવે બેઠો હોય ને તેને નવમાનો સ્વામિ દેખતો હોય અને અગીયારમા ભાવનો સ્વામિ કેંદ્ર ભાવમાં બેઠો હોય તો તેને મહા દાનેશ્વરી જાણવો.

૫૦ લગ્નનો સ્વામિ અગીયારમા ભાવે બેઠો હોય અને દશમાનો સ્વામિ બળવાન હોય ને તે બંનેને નવમાનો સ્વામિ દેખતો હોય તો તે માણસ દાન લેનારો જાણવો.

૫૧ પાંચમા ભાવનો સ્વામિ નવમા ભાવે બેઠો હોય અને નવમા તથા દશમાનો સ્વામિ તેના ભેગો બેઠો હોય ને તેઓને લગ્નનો સ્વામિ દેખતો હોય તો દાન લેનારો હોય તેમાં સંશય જાણવો નહિ.

૫૨ નવમા ભાવના સ્વામિને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય ને નવમાનો સ્વામિ કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠો હોય અથવા પરમ ઉંચનો હોય તોપણ દાનની પ્રાપ્તી નિઃસંશય થાય.

૫૩ નવમા ભાવનો સ્વામિ અને નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ તે બંને જન્મકુંડળીમાં હરકોઇ ભાવે ભેગા બેઠા હોય અને તેને ગુરૂ અથવા શુક્ર દેખતા હોય તો તે ગુરૂની ભક્તિ ભાવવાળો જાણવો.

૫૪ નવમા ભાવે શુભગ્રહ બેઠા હોય અને તે ગુરૂના ઘરમાં હોય અથવા ગુરૂને ને તેને પરસ્પર દ્રષ્ટિ હોય અને નવમા ભાવનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ નામના ભાગમાં હોય તોપણ ગુરૂની ભક્તિ ભાવવાળો જાણવો.

આયુષ્ય અને ધર્મનું વર્ણન કરનારો અનેક ચમત્કારી અને અર્થવાળો વ્યંકટેશ બ્રાહ્મણે આ આઠમો અને નવમો ભાવ કહ્યો છે.

## દશમા ભાવનો ભાવ વિચાર.

દશગા ભાવગાં કર્મ વિષે, કીર્તિ વિષે, માન વિષે, પ્રવર્તિ વિષે જોવાયછે.

૧ દશમા ભાવનો સ્વાગિ બળહીન થઇ પાપગ્રહ સાથે હરકોઇ ભાવે રહ્યો હોય તો નઠારાં કર્મવાળો જાણવો એમ સંત લોકો કહે છે, અને દશગા ભાવનો સ્વાગિ, બુધ તથા ગુરૂ બળવાન હોય તો તે યજ્ઞ કરાવનારો જાણવો.

૨ દશગા ભાવનો સ્વાગિ, બુધ તથા ગુરૂ બળવાન હોય અને તેના ઉપર શુભગ્રહની દ્રષ્ટિ હોય તો મોટો યજ્ઞ કરાવવાવાળો જાણવો, અને બુધ, ગુરૂ અને શુક્ર દુષ્ટ સ્થાન ૬–૮–૧૨ મે રહ્યા હોય ને તેના ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો કર્મનો નાશ જાણવો.

૩ બુધ, ગુરૂ અને શુક્ર નવમાંશ કુંડળીગાં જે ગ્રહના ઘરગાં બેઠા હોય તે ગ્રહની રાશિનો સ્વાગિ જન્મ કુંડળીગાં આઠગા ભાવે બેઠો હોય તો કર્મનો નાશ થાય; જન્મકુંડળીગાં દશગા ભાવે રાહુ અથવા સૂર્ય બેઠો હોય તો ભાગીરથી ગંગાસ્નાન કરે.

૪ દશગા ભાવગાં અથવા મીન રાશિગાં શુભગ્રહ બેઠા હોય અથવા તેની સાથે ગંગળ રહ્યા હોય તોપણ મોક્ષ થાય; અને દશગા ભાવે પૂર્ણકળાનો ચંદ્ર ગુરૂ સહીત જળચર રાશિનો થઇ બેઠો હોય તો ગંગાસ્નાન કરે.

૫ દશગા ભાવે ગુરૂ અને શુક્ર ભેગા બેઠા હોય અથવા ૧–૪–૭ મે ઉંચના થઈ ભેગા બેઠા હોય તો ઉપર મૂજબ ગંગાસ્નાન કરે, અથવા બીજા ભાવે ગુરૂ અને શુક્ર ભેગા બેઠા હોય તોપણ ગંગાસ્નાન કરે.

૬ બુધ બારમા ભાવે બેઠો હોય અને બારમા ભાવનો સ્વાગિ ઉચનો હોય તોપણ ગંગાસ્નાન કરે, તેગજ ચંદ્ર જળચર રાશિનો શુભગ્રહ સહીત ત્રીજા ભાવે બેઠો હોય તોપણ તેગજ જાણવું.

૭ નવમા ભાવનો સ્વાગિ કેંદ્રગાં બેઠો હોય ને તે ઠેકાણે જળચર રાશિ હોય ને તેને શુભગ્રહો દેખતા હોય તોપણ ગંગાસ્નાન કરે; અને બુધ સહીત મંગળ અથવા ગુરૂ હરકોઇ ભાવે બેઠા હોય તો કિલ્લો, ગંડપ અને દરવાજા એ કાગ કરવાગાં હુશીયાર હોય.

૮ દશગા ભાવનો સ્વામિ દશમે બેઠો હોય તો જૂની ઇમારતને જીર્ણોદ્ધાર કરનારો જાણવો.

૯ દશગા ભાવનો સ્વામિ ગોપુરાંશ વર્ગ બળ પામ્યો હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં મૃદુ અંશ નામના ભાગગાં હોય ને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા નવમા ભાવનો સ્વામિ દેખતો હોય તો કુવા વિગેરે નવાણુ કરનારો જાણવો.

૧૦ દશમા ભાવે બુધ બેઠો હોય ને દશમાનો સ્વામિ નવમા ભાવે બેઠો હોય તેમ તેના ભેગો પાપ ગ્રહ ન હોય ને શુભ ગ્રહ દેખતા હોય ને તે નવમા દશમા ભાવે શુભ ગ્રહની રાશિ હોય તો તે માણસ યજ્ઞ કરનારો જાણવો.

૧૧ દશમા ભાવનો સ્વામિ બુધ હોય ને તે ઉંચનો હોય અથવા તે નવમે ભાવે બેઠો હોય ને તેના ભેગા પાપ ગ્રહ ન હોય તોપણ યજ્ઞ કરનારો જાણવો.

૧૨ દશમા ભાવનો સ્વામિ ઉંચનો થઇ પાપ ગ્રહ સહીત આઠમા ભાવે બેઠો હોય ને નવમાંશ કુંડળીમાં તે ગ્રહ નીચનો હોય તો તેને યજ્ઞના કામમાં વીઘ્ન થાય, અથવા તે ગ્રહ ષષ્ટિ અંશ કુંડળીમાં કૃર નામના ભાગમાં હોય તોપણ તેમજ જાણવું.

૧૩ બુધ ઊંચનો થઇ હરકોઇ ભાવે બેઠો હોય અથવા દશમા ભાવનો સ્વામિ ઉંચનો થઇ હરકોઇ ભાવે બેઠો હોય ને તેને બુધ અથવા બીજા શુભ ગ્રહો દેખતા હોય અથવા ઉપર કહેલો બુધ સ્વગ્રહી હોય તો તે માણસ યજ્ઞ કરનારો જાણવો.

૧૪ દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ હોય અને તે ઉપર શુભ ગ્રહની દ્રષ્ટિ હોય અથવા શુભ ગ્રહ ભેગા બેઠા હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહના ઘરમાં હોય તો તે હુકમ કરવાવાળો જાણવો.

૧૫ દશમા ભાવે સૂર્ય અથવા મંગળ બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ કેંદ્રમાં બેઠો હોય તો તે ક્રુર હુકમ કરવાવાળો જાણવો.

૧૬ દશમા ભાવનો સ્વામિ શનિ સહીત તથા આઠમા ભાવનો સ્વામિ હરકોઇ ભાવે બેઠો હોય ને તે નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહના ઘરમાં રહ્યા હોય અથવા કેંદ્ર ભાવમાં બેઠા હોય તો તે ક્રુર હુકમ કરવાવાળો જાણવો.

૧૭ દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ સહીત કેંદ્રમાં બેઠો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં તે કૃર નામના ભાગમાં હોય તો સારા હુકમવાળો જાણવો.

૧૮ દશમા ભાવે રાહુ કે કેતુ હોય અથવા આઠમા ભાવે રાહુ કે કેતુ બેઠા હોય ને નવમા ભાવનો સ્વામિ નીચનો હોય તોપણ ૨ હુકમ કરવાવાળો જાણવો.

૧૯ ચંદ્ર કર્ક રાશિમાં બેઠો હોય ને પારાવતાંશ વર્ગ બળ પામ્યો હોય ને તે ચંદ્રને ગુરૂ શુક્ર દેખતા હોય તો તે મનુષ્ય સારી કીર્તિવાળો જાણવો.

૨૦ દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહના ભેગો બેઠો હોય અથવા શુભ ગ્રહના અંતરમાં જન્મકુંડળીમાં હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિ-

માં બેઠો હોય તો તે સારી કીર્તિવાળો જાણવો.

૨૧ દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહ હોય અને તે સ્વગ્રહી અથવા ઊંચ અથવા મિત્રના ઘરમાં હોય અને તે નવમાંશ કુંડળીમાં સ્વગ્રહી હોય અથવા ષષ્ટિ અંશ કુંડળીમાં સોમ્ય નામના અંશમાં હોય તોપણ તે સારી કીર્તિવાળો જાણવો.

૨૨ દશમા ભાવનો સ્વામિ દેવલોકાંશ વર્ગ બળ પામ્યો હોય અને નવમા ભાવનો સ્વામિ સિંહાસનાંશ વર્ગ બળ પામ્યો હોય અને લગ્નનો સ્વામિ બળવાન હોય તો તે સારી કીર્તિવાળો જાણવો.

૨૩ દશમા ભાવનો સ્વામિ બળ રહીત હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય વા ભેગા હોય કે ત્યાં પાપ ગ્રહની રાશિ હોય ને તે દશમાનો સ્વામિ ષષ્ટિ અંશ કુંડળીમાં કૃર નામના ભાગમાં હોય તો નઠારી કીર્તિવાળો જાણવો.

૨૪ દશમા ભાવે સૂર્ય અને શનિ બેઠા હોય તોપણ તે અપકીર્તિવાળો જાણવો, અથવા તે સૂર્ય શનિ નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહના ઘરમાં બેઠા હોય ને જન્મ કુંડળીમાં તેને પાપ ગ્રહ દેખતા હોય અથવા પાપ ગ્રહના અંતરમાં હોય તોપણ તે અપકીર્તિવાળો જાણવો.

૨૫ ઉપર પ્રમાણે દશમો ભાવ અથવા દશમા ભાવનો સ્વામિ શુભ ગ્રહના સંબંધમાં હોય અથવા દશમા ભાવનો સ્વામિ સ્વગ્રહી અથવા ઊંચનો હોય તો તે માણસ અભિમાની ને દ્રઢ વિચારવાળો જાણવો.

૨૬ દશમા ભાવે ગુરૂ હોય અથવા શુભ ગ્રહ બેઠો હોય અને દશમા ભાવના સ્વામિને શુભ ગ્રહ સાથે સંબંધ હોય અથવા શુભ ગ્રહની કર્તરીમાં હોય તો અભિમાની અને પારકાના મનની વાત જાણનારો જાણવો.

૨૭ દશમા ભાવે પાપ ગ્રહ હોય અને દશમા ભાવના સ્વામિને પાપ ગ્રહ દેખતો હોય અને તે દશમા ભાવનો સ્વામિ નીચ રાશિનો હોય અથવા નવમાંશ કુંડળીમાં તે પાપ ગ્રહના ઘરમાં બેઠો હોય તો તે માન વગરનો જાણવો.

૨૮ દશમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં ચર રાશિનો હોય તો હમેશ મુસાફરી કરનારો જાણવો, અને સ્થિર રાશિનો હોય તો સ્થિર વૃતીથી એકજ સ્થાને રહેનારો જાણવો, અને તે દ્વીસ્વભાવ રાશિમાં હોય તો તે મૃગ્યા રમવાને અર્થે પ્રદેશ ફરનારો જાણવો.

૨૯ છઠા ભાવનો સ્વામિ દશમા ભાવે બેઠો હોય અને દશમા ભાવનો સ્વામિ શનિ સહીત કેંદ્ર અથવા ત્રીકોણમાં બેઠો હોય તો તે ઘણા દાસ દાશીઓવાળો જાણવો.

૩૦ દશમા ભાવનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહને જન્મ કુંડળીમાં શનિ સાથે અથવા છઠ્ઠા ભાવના સ્વામિ સાથે સંબંધ હોય તો ઘણા નોકરવાળો જાણવો.

૩૧ દશમા ભાવનો સ્વામિ દશમે ભાવે બેઠો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ભેગા બેઠા હોય તોપણ તે નોકર ચાકરના ઘણા સુખવાળો જાણવો.

૩૨ દશમા ભાવનો સ્વામિ સાતમા ભાવે બેઠો હોય તો તેના ઢીચણના ભાગમાં પુષ્ટીવાળો જાણવો; અને તે દશમા ભાવનાસ્વામિ ભેગો પાપ ગ્રહ બેઠો હોય તો ઢીચણનો ભાગ દુબળો જાણવો.

---

## બૃહદ્ જાતક ગ્રંથમાંથી.

કેવે પ્રકારે કોના આધારથી માણસની આજીવિકા એટલે રોજગાર ચાલશે તે બાબત બૃહજ્જાતક ગ્રંથમાં કર્માજીવા અધ્યાયમાં લખેલું છે અને તે દશમા ભાવના ભાવ વિચારને મળતું છે તેથી આ જગ્યાએ લખ્યું છે.

૧ લગ્ન થકી અને ચંદ્ર થકી દશમા ભાવમાં જે ગ્રહ બેઠેલો હોય તે ગ્રહ ધન આપનારો જાણવો અને તેને ગ્રહ આજીવિકા કહે છે.

૨ કદી લગ્ન થકી અને ચંદ્ર થકી દશમા ભાવમાં કોઈ ગ્રહ રહેલો ન હોય તથા લગ્ન, ચંદ્ર અને સૂર્ય એ ત્રણે થકી દશમા ભાવમાં જે રાશિઓ હોય તેમના સ્વામિ નવમાંશ કુંડળીમાં જે જે રાશિઓના હોય તે તે રાશિના પતીઓ ધનદાતા જાણવા. આને અંશ આજીવિકા કહે છે.

૩ ગ્રહ આજીવિકા દેનારો સૂર્ય હોય તો બાપથી ધન પ્રાપ્તિ થશે, અને જો ચંદ્ર હોય તો માતાથી, મંગળ હોય તો શત્રુ થકી, બુધ હોય તો મિત્ર થકી, ગુરૂ હોય તો ભાઇ થકી, શુક્ર હોય તો સ્ત્રી થકી અને શનિ હોય તો સેવક માણસ થકી ધન પ્રાપ્તી કરશે.

૪ આ પ્રમાણે ઘણા ગ્રહો આજીવિકા દેનાર થાય તો તે સર્વે પોત પોતાની દશામાં આજીવિકા આપશે. આ પ્રસંગમાં કોઇ આચાર્ય એવું કહે છે કે આજીવિકા આપનારા ઘણા ગ્રહો હોય તો તેમાં જે વધારે બળવાન હોય તે એકજ ગ્રહ ફકત પોતાની આજીવિકા આપશે, પણ આ મત સત્યાચાર્ય તથા ભગવાન ગાર્ગી પ્રમાણ કરતા નથી તેથી આચાર્ય વરાહમીર પણ કબુલ રાખતા નથી.

૫ આ પ્રમાણે લગ્ન અને ચંદ્ર થકી દશમા ભાવમાં કોઇ ગ્રહ રહેલો ન

હોય એટલે ગ્રહ આજીવિકા ન હોય તો અંશ આજીવિકા નીચે પ્રમાણે જાણવી.

૬ આ પ્રસંગમાં લગ્ન, ચંદ્ર અને સૂર્ય એ ત્રણે થકી આજીવિકા દેનારા ઘણા ગ્રહોનો સંભવ હોય તો લગ્ન, ચદ્ર અને સૂર્ય એ ત્રણમાં જે વધારે બળવાન હોય તે એકજ ગ્રહ થકી આજીવિકા જોવી એમ કોઇક કહે છે, પણ આ મત સર્વ પંડીતોએ માન્ય કીધો નથી કારણ કે ભગવાન ગાર્ગી ઉપર મુજબ ખુલાસાથી નીર્ણય કરે છે.

૭ અંશ આજીવિકા દેનારો સૂર્ય હોય તો ધાસ, સુગંધી પદાર્થ, સૂવર્ણ, ઉન, ઔષધી અને વૈદના કામના આધારથી આ માણસની આજીવિકા ચાલશે.

૮ અંશ આજીવિકા દેનારો ચદ્ર હોય તો ખેતીવાડી, પાણીથી પેદા થયેલી ચીજો એટલે મોતી, પરવાળાં અને શંખ વિગેરે જણસોનો વેપાર અને સ્ત્રીઓના આશ્રય થકી આ માણસની આજીવિકા ચાલશે.

૯ અંશ આજીવિકા આપનારો મંગળ હોય તો સોના રૂપા વિગેરે ધાતુ થકી અથવા મનસીલ, હળતાળ અને ગેરૂ વિગેરે ધાતુ થકી, તથા અગ્નિના કામ થકી, શસ્ત્રો થકી, સાહસિક કામ થકી અથવા પોતાના બાહુ બળના કામ થકી આજીવિકા ચાલે.

૧૦ અંશ આજીવિકા દેનારો બુધ હોય તો લખવાના કામ, ગણીતકામ, તથા ભાષણ કે ભણાવવાના કામથી, કે કવિતા કરવાથી કે ચીત્ર કળા કે શિલ્પ વિદ્યાથી આ માણસની આજીવિકા ચાલશે.

૧૧ અંશ આજીવિકા આપનારો ગુરૂ હશે તો બ્રહ્માણ થકી, દેવ થકી, પંડીત થકી, સોના રૂપા વિગેરેની ખાણો થકી કે હાથી થકી અને યજ્ઞદાન, ઉપવાસ, તીર્થ, ગુરૂસેવા વિગેરે ધર્મના કામથી આ માણસની આજીવિકા ચાલે.

૧૨ અંશ આજીવિકા આપનારો શુક્ર હશે તો મણી, હીરા, રત્ન, રૂપું, લોહું અને ગાયો ભેંસોના વેપારથી આજીવિકા ચાલે.

૧૩ આજીવિકા આપનારો શનિ હશે તો મુસાફરી કરવાની મેહેનતથી, અથવા કસરત કરવાની કળાથી અથવા મજુરી કરવાથી અથવા અયોગ્ય કામ કરવાથી આજીવિકા ચાલે.

૧૪ ઉપર પ્રમાણે અંશ આજીવિકા દેનારો ગ્રહ પોતાની દશામાં ફળ આપશે.

૧૫ આ પ્રસંગમાં ભગવાન ગાર્ગી કહે છે કે લગ્ન થકી દશમા ભાવનો સ્વામિ પંચ્યાગમાં જે જે નવમાંશમાં આવતો જાય તે તે નવમાંશની રાશિના સ્વામિ પ્રમાણે અંશ આજીવિકા હમેશાં કરવાથી સીદ્ધી થશે, પણ આજીવિકા દેનારો ગ્રહ જન્મ કુંડળીમાં બળવાન હશે તો; અને જો નિર્બળ હશે તો આ આ-

જીવિકાના કામ કરવાથી નુકશાન થશે.

૧૬ ચંદ્ર અને લગ્ન થકી દશમે ભાવે રહેલો આજીવિકા દેનારો ગ્રહ અને એ ન હોય તો અંશ આજીવિકા દેનારો ગ્રહ જન્મ કુંડળીમાં કદી મિત્ર ગ્રહની રાશિમાં હશે તો પોતાની દશામાં મિત્ર થકી આજીવિકાની રીતીથી ધન મળશે, અને શત્રુના ગ્રહની રાશિમાં તે આજીવિકા ગ્રહ હશે તો શત્રુના આધારથી ધન મળશે, અને પોતાની રાશિનો હશે તો પોતાના ઘરથીજ ધન મળશે.

૧૭ આ પ્રમાણે અંશ આજીવિકા દેનારો સૂર્ય ઉંચનો બળવાન થઇને રહેલો હોય તો આ માણુસ પોતાના પ્રાક્રમ થકી ઘણું ધન મેળવશે.

૧૮ જેની જન્મ કુંડળીમાં અગીઆરમા ભાવમાં, લગ્નમાં અને ધન ભાવમાં સર્વે શુભ ગ્રહો બળવાન થઈને રહેલા હોય તો આ માણુસ અનેક રીતથી ધન મેળવશે એટલે જે જે પ્રકારે ધન મેળવવાની આ માણુસ ઇચ્છા રાખશે તે પ્રકારથી આ માણુસ સેહેલી રીતે ઘણું ધન મેળવશે એમ ભગવાન ગાર્ગી કહેછે.

૧૯ સત્યાચાર્યના મત પ્રમાણે સૂર્ય રાજ્ય ગ્રહ છે માટે આજીવિકા આપનારો સૂર્ય થયેલો હોય તો આ માણુસ રાજ્ય સત્તાથી પોતાની આજીવિકા ચલાવશે.

૨૦ સારાવળી ગ્રંથમાં આજીવિકા દેનારા ગ્રહોના અધિકાર નીચે પ્રમાણે વર્ણન કરેલા છે.

સૂર્ય અને ચંદ્ર આ બે રાજ્ય ગ્રહ છે, મંગળ સેનાધિપતી છે, બુધ રાજ્ય પૂત્ર છે, ગુરૂ અને શુક્ર એ બે ગ્રહ મંત્રી એટલે કારભારી છે અને શનિ સેવક છે. વળી સૂર્ય આત્મા છે, ચંદ્ર મન છે, મંગળ શૂરાતનની સત્તાવાળો અથવા અધિકારવાળો છે, બુધ વાણીના બળવાળો છે, ગુરૂ જ્ઞાન અને સુખનો અધિપતીછે, શુક્ર વીષય સુખનો અધિપતી છે અને શનિ દુ:ખનો અધિપતી છે.

૨૧ ઉપર પ્રમાણે જે ગ્રહ આજીવિકા દેનારો હોય તેના તાબાના કામના આધારથી અથવા માણુસથી આ માણુસની આજીવિકા ચાલશે.

૨૨ આ કર્મ જીવની બાબતમાં આ વાત વધારે ધ્યાનમાં રાખવી કે આજીવિકા આપનારો ગ્રહ ઘણો બળવાન હશે તો ઉત્તમ પ્રકારે સારી રીતે ધન મળશે, મધ્યમ બળનો હશે તો મધ્યમ પ્રકારે મધ્યમ ધન મળશે, અને તદ્દન નિર્બળ હશે તો નીચ પ્રકારે સ્વલ્પ ધન મળશે. આવી રીતે સારાવળી ગ્રંથમાં લખેલું છે તે પણ આ પ્રસગે નજરમાં રાખી આજીવિકા વિષે વિચાર કરવો.

સર્વાર્થ ચિંતામણીના ગ્રંથ મધેથી.

## અગીઆરમા ભાવનો ભાવ વિચાર.

અગીઆરમા ભાવમાં લાભ વિષે, પગ વિષે, ડાબા કાન વિષે અને મોટાભાઇ વિષે જોવાય છે.

૧ અગીયારમા ભાવનો સ્વામિ કેંદ્રમાં રહ્યો હોય અથવા ત્રીકોણુમાં રહ્યો હોય અને અગીઆરમા ભાવે પાપગ્રહ હોય તો દ્રવ્યનો લાભ થાય.

૨ બીજા ભાવનો સ્વામિ અગીયારમા ભાવે બેઠો હોય અને અગીયારમા ભાવનો સ્વામિ બીજા ભાવે બેઠો હોય અથવા એ બંને કેંદ્રમાં બેઠા હોય તો ધનનો લાભ થાય.

૩ અગીયારમો ભાવ શુભગ્રહની કર્તરીમાં હોય અથવા અગીઆરમા ભાવનો સ્વામિ શુભગ્રહની કર્તરીમાં હોય અથવા પારાવતાંશ વર્ગે બળ પામ્યો હોય તો દ્રવ્યનો લાભ થાય.

૪ અગીયારમા ભાવનો સ્વામિ અને નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ શુભગ્રહ હોય ને તે જન્મ કુંડળીમાં ભેગા બેઠા હોય ને તેને બીજા ભાવનો સ્વામિ દેખતો હોય તોપણ દ્રવ્યનો લાભ થાય.

૫ અગીઆરમા ભાવનો સ્વામિ અને દ્રેષ્કાંડ કુંડળીના લગ્નનો સ્વામિ શુભગ્રહ હોય ને તે જન્મ કુંડળીમાં ભેગા બેઠા હોય ને તેને દશમા ભાવનો સ્વામિ દેખતો હોય તો દ્રવ્યનો લાભ થાય.

૬ અગીયારમા ભાવનો સ્વામિ જન્મકુંડળીમાં જે ગ્રહના ઘરમાં બેઠો હોય તે ગ્રહને શુભગ્રહ દેખતા હોય અથવા તે શુભગ્રહના અંતરમાં હોય તો તેને દ્રવ્યનો લાભ થાય.

૭ અગીયારમા ભાવના સ્વામિને પાપગ્રહનો સંબંધ હોય તો લાભનો નાશ કરે.

૮ જે ગ્રહની જે દીશા બળવાન હોય તે દીશાથી લાભ થાય, અથવા અગીયારમા ભાવે જે રાશિ હોય તે રાશિની જે દીશા બળવાન હોય તે દીશાથી લાભ થાય.

૯ અગીયારમા ભાવનો સ્વામિ શુભગ્રહ હોય ને તે બળવાન હોય ને તેને શુભગ્રહ દેખતા હોય તો કાનના આભૂષણુ પેહેનારો જાણુવો.

૧૦ અગીયારમા ભાવના સ્વામિને પાપગ્રહનો સંબંધ હોય તો કાનના ઘરેણું થાય ને પછી તેનો નાશ થાય.

૧૧ અગીયારમા ભાવના સ્વામિ અને ત્રીજા ભાવના સ્વામિને શુભગ્રહ સાથે સંબંધ હોય તો તેને કાનના રોગ વગરનો જાણુવો, અને પાપગ્રહનો સંબંધ હોય તો કાનના રોગવાળો જાણુવો.

૧૨ અગીયારમા ભાવના સ્વામિની દીશામાંથી લાભની પ્રાપ્તિ થાય, અથવા અગીયારમા ભાવની રાશિની દીશા તરફથી પણ લાભની પ્રાપ્તી બુદ્ધિશાળી માણસોએ જોવી.

---

## બારમા ભાવનો ભાવ વિચાર.

બારમા ભાવમાં ખર્ચ વિષે, નર્કમાં પડવા વિષે, ડાબી આંખ વિષે, બંને પગ ને સૂવાના ઠેકાણા વિષે પંડીત પુરૂષોએ જોવું.

૧ બારમા ભાવે પાપગ્રહ હોય ને બારમાનો સ્વામિ પણ પાપગ્રહ હોય અને આ બંને ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય તો પાપને રસ્તે ધનનું ખર્ચ થાય.

૨ બારમા ભાવમાં કે બારમા ભાવના સ્વામિ સાથે શનિ કે રાહુ હોય અને નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં બારમા ભાવનો સ્વામિ રહેલો હોય તો-પણ પાપને રસ્તે ધન જાય.

૩ નવમાંશ કુંડળીમાં શૂભગ્રહની રાશિમાં બારમા ભાવનો સ્વામિ રહેલો હોય તેમજ બારમો ભાવ કે બારમા ભાવનો સ્વામિ શૂભગ્રહની કર્તરીમાં હોય તો ધર્મને રસ્તે ધનનો ખર્ચ થાય.

૪ બારમા ભાવે ગુરૂ ને શુક્ર હોય, અથવા ચંદ્ર ને બુધ હોય અને તેમના ઉપર શૂભગ્રહની દ્રષ્ટિ હોય અથવા તો સર્વે શૂભગ્રહો પારાવતાંશ વર્ગ બળ પામેલા હોય તો ધર્મને રસ્તે ધન ખરચાય.

૫ બારમા ભાવનો સ્વામિ ક્રૂર પષ્ટિ અંશમાં હોય અથવા કેંદ્ર કે ત્રીકોણમાં પાપગ્રહની દ્રષ્ટિવાળો હોય તો પાપને રસ્તે ધન જાય.

૬ દશમા ભૂવનનો સ્વામિ પાપગ્રહ બારમા ભાવના સ્વામિને દેખતો હોય અથવા શત્રુ કે નીચ ગ્રહની રાશિમાં જન્મકુંડળી કે નવમાંશ કુંડળીમાં રહ્યો હોય તોપણ ઉપર પ્રમાણે સમજવું.

૭ બારમાનો સ્વામિ ઉંચનો, સ્વગ્રહનો કે મિત્ર ગ્રહની રાશિનો હોય અને તેના ઉપર દશમા ભાવના શૂભ સ્વામિની દ્રષ્ટિ હોય તો ધર્મના કામમાં ધન વાપરે.

૮ બારમાનો સ્વામિ નિર્બળ હોય અને છઠ્ઠા ભાવનો સ્વામિ તેના ભેગો બેઠો હોય કે તેને દેખતો હોય તો શત્રુના બળથી ધનની હાની થાય.

૯ બારમાનો સ્વામિ નિર્બળ હોય અને તે નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં હોય અને તેને નિર્બળ સાતમા ભાવનો સ્વામિ દેખતો હોય તો સ્ત્રીના કારણથી ધનનો નાશ થાય.

૧૦ આ પ્રમાણે રહેલા બારમાના સ્વામિને નિર્બળ મંગળ દેખતો હોય તો ભાઇઓના કારણથી ધનનો નાશ થાય.

૧૧ આ રીતે પૂત્ર ભાવનો સ્વામિ નિર્બળ થઇને ઉપરના લક્ષણવાળા બારમાના સ્વામિને દેખતો હોય તો પૂત્રના કારણથી ધનનો નાશ થાય.

૧૨ ઉપરના લક્ષણવાળા બારમા ભાવના સ્વામિ ઉપર દશમા ભાવના નિર્બળ સ્વામિની અથવા પિતાના નિર્બળ કારક ગ્રહની દ્રષ્ટિ કે સંબંધ હોય તો બાપના કારણથી ધનનો નાશ થાય.

૧૩ આવી રીતે માતા ભૂવનના સ્વામિ થકી માતાના કારણથી ધનનો નાશ કહેવો.

૧૪ બારમા ભાવનો સ્વામિ નિર્બળ હોય અથવા નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં નીચનો હોય તો શરીરે ચિત્તભ્રમ થાય.

૧૫ બારમા ભાવમાં કે બારમા ભાવના સ્વામિની સાથે ઘણા પાપ ગ્રહો રહેલા હોય તો ચિત્તભ્રમ થાય.

૧૬ બારમા ભૂવનનો સ્વામિ જન્મકુંડળીમાં અને નવમાંશ કુંડળીમાં પાપ ગ્રહની રાશિમાં હોય અને તેને પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય, વળી તે ક્રૂર ષષ્ટિ અંશમાં હોય તો આ માણુસ નર્કમાં પડશે એમ જાણવું.

૧૭ રાહુ કે કેતુ બારમા ભાવે રહેલા હોય અને તેને છઠા ભાવનો સ્વામિ અગર આઠમા ભાવનો સ્વામિ દેખતો હોય કે ભેગા રહેલા હોય તોપણ નર્કમાં પડશે એમ જાણવું.

૧૮ બારમા ભાવનો સ્વામિ ક્રૂર ષષ્ટિ અંશમાં હોય ને તેને પાપ ગ્રહ દેખતા હોય તો પણ નર્કમાં પડશે એમ જાણવું.

૧૯ ચંદ્ર અને સૂર્ય એ બેમાંથી જે બળવાન હોય તે દ્રેષ્કાંડ કુંડળીમાં જે ગ્રહની રાશિમાં હોય તે ગ્રહના લોકોમાં આ માણુસ જશે. તેમાં ગુરૂનો દેવલોક છે, ચંદ્ર અને શુક્રનો પિત્રુ લોકછે, સૂર્ય અને મંગળનો તીર્યક લોકછે, ને બુધ તથા શનિનો નર્ક લોક છે.

૨૦ જે લોકોનો સ્વામિ ઊંચનો હોય તો ઊંચી સ્થીતિને પામશે, અને નીચનો હોય તો નિચ સ્થીતિ પામશે, અને સમનો હોય તો સમ સ્થીતિને પામશે એમ મૂની લોકો કહેછે.

૨૧ નવમા અને બારમા ભાવમાં શૂભ ગ્રહ પોતાની રાશિનો કે ઊંચનો રહેલો હોય ને તેને શૂભ ગ્રહ દેખતો હોય તો, અથવા તે દેવલોકાંશ વર્ગ બળ પામ્યો હોય તો આ માણુસ સ્વર્ગમાં જશે એમ જાણવું.

૨૨ ગુરૂ દશમે કે બારમે હોય અને તેને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો સ્વર્ગ પ્રાપ્ત થશે.

૨૩ બારમા ભાવનો સ્વામિ શુભ ગ્રહની સાથે હોય અથવા નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિમાં હોય, વળી શુભ ગ્રહનો તેને સંબંધ હોય તો નેત્રનું સુખ કહેવું.

૨૪ ઉપરની કલમથી ઉલટી રીતે જોગ થયેલો હોય તો નેત્રનો નાશ કહેવો. વળી આથી વધારે વિસ્તારથી નેત્રના સુખ દુઃખ વિષે અમોએ બીજા ભાવમાં વર્ણવેલું છે, પગ વિષે પણુ નેત્ર મૂજબ સમજવું.

૨૫ બારમા ભાવમાં બુધ, ગુરૂ અને શુક્ર રહેલા હોય તો વાહનનું સુખ કહેવું. વાહનના સંબંધનો સર્વે વિચાર બારમા ભાવમાં જોવું.

૨૬ બારમા ભાવમાં કે બારમા ભાવના સ્વામિની સાથે શુભ ગ્રહનો સંબંધ હોય તો પાલખી, પલંગ અને સૂવાના સાધનો સુખકારી મળે.

૨૭ બારમા ભાવનો સ્વામિ ઉંચનો કે પોતાની રાશિનો અથવા શુભ ગ્રહની રાશિનો હોય અને તેને શુભ ગ્રહ દેખતા હોય તો આ માણુસ પલંગ ઉપર સયન કરનારો જાણુવો.

૨૮ બારમા ભાવનો સ્વામિ પરમ ઉંચનો હોય અને તેને નવમા ભાવનો સ્વામિ દેખતો હોય તો મણી રત્ન વીગેરેથી જડેલો ચિત્ર વિચિત્ર જાતનો પલંગ સૂવાને મળશે એમ જાણુવું.

૨૯ બારમો ભાવ અને બારમા ભાવનો સ્વામિ પાપ ગ્રહના સંબંધવાળા હશે, વળી ક્રૂર પષ્ટિ અંશના હશે તો તેને શયનનું સુખ મળશે નહિ એમ જાણુવું.

૩૦ બારમાનો સ્વામિ કદી પાપ ગ્રહ હશે પણુ તે ઉંચ, સ્વગ્રહી કે મિત્રની રાશિનો હશે તોપણુ શયનનું સુખ મળશે, એમ જાણુવું.

૩૧ લગ્નનો સ્વામિ બારમા ભાવે નીચનો હશે અને ત્યાં શનિ કે રાહુ ભેગા હશે ને તેમને છઠ્ઠા ભાવનો સ્વામિ દેખતો હશે તો શયનનું સુખ મળશે નહિ એમ જાણુવું.

૩૨ પાંચમા ભાવમાં શુક્ર કે ચંદ્ર હશે અને તેમ નહિ હોય પણુ તેમની પાંચમા ભાવ ઉપર દ્રષ્ટિ હશે તો તે દેવની ઉપાસનાવાળો જાણુવો.

૩૩ આ પ્રમાણે પાંચમે પુરૂષ ગ્રહ હશે તો દેવની ઉપાસના કરશે, પણુ પાંચમે સૂર્ય હશે તો શંકર કે સૂર્યની ભક્તિવાળો જાણુવો.

૩૪ ઉપર મૂજબ પાંચમા ભાવે ચંદ્ર હોય તો યક્ષ દેવની સેવા કરશે, અને બુધ હોય તો સ્કંદ અથવા ભૈરવની ઉપાસના કરશે.

૩૫ ઉપર મૂજબ પાંચમે ગુરૂ હશે તો સરસ્વતી દેવી અથવા વિશ્નુની ઉ‌પાસના કરશે; વળી પાંચમે શુક્ર હોય તો ચંડીની ઉપાસના કરશે.

૩૬ ઉપર મૂજબ પાંચમા ભાવે શનિ હશે તો ભૂત પ્રેત વિગેરેના મંત્રજંત્રની ભક્તિવાળો થશે; તેમજ રાહુ કે કેતુ હશે તો મેલા દેવની એટલે જેઓ માણસને મૂઠ મારવામાં કે વશ કરવામાં સમર્થ છે તેવા દેવની ઉપાસના કરશે.

૩૭ ઉપર પ્રમાણે ઉપાસનાવાળા ગ્રહો ઉંચના, પોતાની રાશિના કે મિત્ર ગ્રહની રાશિના હશે તો પોતાના કલ્યાણને અર્થે ઉપાસના કરશે, પણ તેઓ નીચના કે શત્રુ ગ્રહની રાશિના હશે તો પારકાને માટે ભક્તિ કરશે.

૩૮ વળી તે ગ્રહો મૃદુ અંશમાં હશે અને તે ઉપર શૂભ ગ્રહની દ્રષ્ટિ હશે તો સારા કામને માટે ઉપાસના થશે, પણ કૃર ષષ્ટિ અંશમાં કે પાપ ગ્રહની દ્રષ્ટિવાળા હશે તો આ ભક્તિ નઠારાં કામમાં વાપરશે.

૩૯ આ ઉપાસનાના યોગ કરનાર બેથી વધારે ગ્રહો હશે તો તે ગ્રહોની બેથી વધારે ઉપાસનો થશે; લગ્નના સ્વામિ સાથે ભક્તિ કરનારા ગ્રહોને મિત્રતા હશે તો મિત્રને અર્થે આ ભક્તિ વપરાશે, પણ શત્રુતા હશે તો શત્રુને માટે વપરાશે, અને સમપણું હશે તો સાધારણ રીતે ભક્તિ કરશે.

૪૦ બારમા ભાવનું વિગતવાર ફળ વિસ્તારવાળા શાસ્ત્રથી સાર લઈને વ્યંકટેશ આચાર્યે વર્ણવેલું છે.

---

## બૃહજ્જાતક ગ્રંથ મધેથી.

## ભાવ વિચાર.

સર્વાર્થચિંતામણી ગ્રંથ મધેના ભાવ વિચાર લખી ગયા, હવે બૃહજ્જાતક ગ્રંથ મધેના કેટલાએક અગત્યના ભાવ વિચાર નિચે પ્રમાણે લખીએ છીએ.

૧ જન્મ કુંડળીમાં લગ્ન થકી અથવા ચંદ્ર થકી પાંચમું ભૂવન પોતાના સ્વામિ અને શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળું હોય તો પુત્રનું સારી રીતે સુખ સમજવું. લગ્ન અને ચંદ્ર એ બેમાંથી એક થકી આ યોગ થયો હોય તોપણ પુત્રનું સુખ જાણવું, પણ એ બેમાંથી એકે થકી આ યોગ ઉપજેલો ન હોય તો પુત્રનું સુખ સમજવું નહિ.

૨ સારાવળી ગ્રંથમાં બાર પ્રકારના પુત્રનું વર્ણન કરેલું છે તેમના નામ—**૧ ઓરસ, ૨ ક્ષેત્રજ, ૩ દત્તક, ૪ કર્તિમ, ૫ અધમ પ્રભવ, ૬ ગુઢોત્પન્ન, ૭ અપવિદ્ધ, ૮ પૌનર્ભવ, ૯ કાનીન, ૧૦ સહોઢ, ૧૧ દાસીપ્રભવ અને ૧૨ ક્રીત.**

૩ કેવા કેવા યોગમાં કેવા કેવા પુત્રોનો જન્મ થાય છે તે વિષે નિચે પ્રમાણે.

૪ જેના જન્મ વખતે પાંચમા ભાવે શુભ ગ્રહની રાશિ હોય, અથવા તેને શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે માણુસને ખચ્ચિત પુત્રનું સુખ મળશે.

૫ જન્મ લગ્ન અને ચંદ્ર એ બેમાંથી જે વધારે બળવાન હોય તે થકી પાંચમું સ્થાન નવમાંશ કુંડળીમાં ગુરૂની રાશિનું અથવા જન્મ કુંડળીમાં શુભ ગ્રહની કે નવમાંશ કુંડળીમાં શુભ ગ્રહની રાશિનું હોય અથવા તેને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો ઔરસ પુત્રનો જન્મ જાણવો.

૬ કેવી કેવી રીતે કે પ્રકારથી કેવો કેવો પુત્ર સમજવો એ ધર્મ શાસ્ત્રનો વિષય છે, માટે તે તે ગ્રંથોથી સમજી લેવું.

૭ પાંચમા ભાવમાં જેટલા નવમાંશ હોય તેમાંથી જેટલા શુભ ગ્રહના હોય તેટલી પુત્રીની સંખ્યા સમજવી, પણ તેને શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો આ સંખ્યા બમણી સમજવી, અને કદી પાપ ગ્રહની દ્રષ્ટિ હોય તો તેટલી સંખ્યાનો નાશ સમજવો.

૮ જન્મ કુંડળીમાં પાંચમે શનિની રાશિ અને નવમાંશ કુંડળીમાં પાંચમે શનિની રાશિ હોય, વળી તેને બુધની દ્રષ્ટિ હોય અને ગુરૂ, મંગળ, સૂર્યની દ્રષ્ટિ ન હોય અથવા એવીજ રીતે જન્મ કુંડળીમાં પાંચમે બુધની રાશિ અને નવમાંશ કુંડળીમાં પાંચમે બુધની રાશિ હોય અને તેને શનિની દ્રષ્ટિ હોય તો **ક્ષેત્રજપુત્રનો** જન્મ સમજવો.

૯ જન્મ કુંડળીમાં શનિની રાશિવાળા પાંચમા ભાવને તથા ચંદ્રને શનિનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો **દત્તકપુત્રનો** જન્મ જાણવો.

૧૦ ઉપર પ્રમાણે જન્મ કુંડળીમાં બુધની રાશિવાળા પાંચમા ભાવને તથા ચંદ્રને બુધનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો **ક્રીતપુત્રનો** જન્મ જાણવો.

૧૧ પાંચમા ભાવમાં મંગળનો સપ્તમાંશ હોય, અને પાંચમે ભાવે શનિ બેઠો હોય, અથવા પાંચમા ભાવ ઉપર શનિ સિવાય કોઈપણ ગ્રહની દ્રષ્ટિ ન હોય તો **કૃત્રિમ** પુત્રનો જન્મ સમજવો.

૧૨ નવમાંશ કુંડળીમાં પાચમા ભાવમાં શનિની રાશિ હોય અને ત્યાં સૂર્ય રહેલો હોય, વળી તેને મંગળ દેખતો હોય તો **અધમ પ્રભવ** પુત્રનો જન્મ જાણવો.

૧૩ ચંદ્ર મંગળના નવમાંશનો પાંચમા ભાવે રહેલો હોય અને તેને શનિ દેખતો હોય, વળી તેને બાકીના સર્વે ગ્રહો કોઇપણ દેખતા ન હોય તો **ગુઢો-**

**સ્પેજ** નામનો પુત્ર સમજવો.

૧૪ નવમાંશ કુંડળીમાં પાંચમે ભાવે શનિની રાશિનો મંગળ હોય અને તેને સૂર્ય દેખતો હોય તો આ માણસને **અપવિદ્ધ** નામના પુત્રનો જન્મ સમજવો એવું ચરક નામના મૂનીનું વચન છે.

૧૫ જન્મકુંડળીમાં શનિની રાશિવાળો પાંચમો ભાવ હોય અને નવમાંશ કુંડળીમાં ચંદ્ર શનિની રાશિમાં બેઠો હોય, વળી તેને શુક્ર તથા શનિ દેખતા હોય તો **પૌનર્ભવ** નામનો પુત્ર સમજવો.

૧૬ ગ્રહણ વખતનો રાહુ જન્મકુંડળીમાં પાંચમે ભાવે હોય અને સૂર્યનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો **કાનીન** નામનો પુત્ર સમજવો.

૧૭ નવમાંશ કુંડળીમાં પાંચમા ભાવે સૂર્ય કે ચંદ્રની રાશિ હોય અને જન્મ કુંડળીમાં પાંચમા ભાવે સૂર્ય તથા ચંદ્ર રહેલા હોય અને તેને શુક્રની દ્રષ્ટિ હોય તો **સહોઢ** નામનો પુત્ર સમજવો.

૧૮ પાંચમા ભાવમાં શુક્રનો નવમાંશ હોય અને તે પાંચમા ભાવને શુક્ર દેખતો હોય તો **દાસી પુત્ર** સમજવો. આ પ્રસંગે કોઇ આચાર્ય પાંચમા ભાવને બદલે શુક્રના નવમાંશમાં ચંદ્ર હોય અને તેને શુક્ર દેખતો હોય તો પણ દાસીપુત્ર સમજવો.

૧૯ જન્મકુંડળીમાં પાંચમા ભાવે પાપ ગ્રહની રાશિ હોય અને તેમાં બળવાન પાપ ગ્રહ બેઠા હોય અને તેને શૂભ ગ્રહો દેખતા ન હોય તો તે પુરૂષને કઠોર, પાપી, ક્રોધી અને ખળ એવા સ્વભાવનો પુત્ર થશે એમ જાણવું.

૨૦ નવમાંશ કુંડળીના પાંચમા ભાવે શુક્ર કે ચંદ્રની રાશિ હોય અને તેને શુક્ર તથા ચંદ્ર દેખતા હોય અથવા ત્યાં ભેગા બેઠા હોય તો, અથવા જન્મકુંડળીમાં તેમની રાશિઓ પાંચમા ભાવે હોય તો તે પુરૂષને ઘણું કરીને દીકરો થાય, પણ તેથી બીજી રીતે હોય તો પુત્રી થાય.

૨૧ લગ્ન અથવા ચંદ્ર થકી સાતમી રાશિ પોતાના સ્વામિ અને શૂભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળી હોય તો આ માણસને સ્ત્રીનુ સુખ કહેવું, પણ આ પ્રમાણે ન હોય તો સ્ત્રીનું સુખ કહેવું નહિ.

૨૨ પુત્ર તથા સ્ત્રીના સંભવ વિષે ઉપર જે યોગ કહેલા છે તે ફક્ત એ બે ભાવને માટેજ ન સમજવા, પણ તેવીજ રીતે બારે ભાવના સુખ દુઃખ વિષે યુક્તિ સમજવી. આ યુક્તિમાં ભાવની ગણત્રી લગ્ન થકી કે ચંદ્ર થકી ગણવી, પછી આ ભાવને પોતાના સ્વામિ અને શૂભ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય તો તે ભાવનું સુખ સમજવું.

૨૩ દરેક ભાવની ગણત્રી લગ્નથી કે ચંદ્ર થકી કરવાનું કારણ યવનાચાર્ય એમ બતાવે છે કે લગ્ન એ દેહ છે, અને ચંદ્ર એ જીવ છે માટે એ બે હોય તોજ શરીર ઉપયોગમાં આવી શકે છે.

૨૪ જન્મકુંડળીમાં ચંદ્ર અને સૂર્ય એ બેમાંથી એક બારમા ભાવે અને બીજો છઠ્ઠે ભાવે હોય તો આ માણુસને તથા તેની સ્ત્રીને એકેકી આંખ હોય.

૨૫ જન્મ કુંડળીમાં દશમે ચંદ્રમા, સાતમે શુક્ર અને ચોથે પાપ ગ્રહ હોય તો દુર્યોધન રાજા જેવો પોતાના કુટુંબનો નાશ કરનારો થાય.

૨૬ સાતમા ભાવમાં બુધ તથા શનિ હોય તો આ માણુસને પુનર્ભુ સ્ત્રી એટલે રાખેલી સ્ત્રી સમજવી.

૨૭ સાતમા ભાવના સ્વામિના નવમાંશ પ્રમાણે અથવા સાતમા ભાવ ઉપર ગ્રહોની દ્રષ્ટિ પ્રમાણે તે પુરૂષને સ્ત્રીઓની સંખ્યા જાણવી, પણ સાતમા ભાવમાં સૂર્ય કે મંગળનો નવમાંશ હોય, અથવા ગુરૂ કે બુધનો નવમાંશ હોય તો એકજ સ્ત્રી સમજવી.

૨૮ ઘણું કરીને ચંદ્ર અને શુક્રની સત્તાના બળવાળું એટલે તેમની રાશિવાળું સાતમું ભૂવન હોય અથવા તેમની ત્યાં દ્રષ્ટિ હોય તો ઘણી સ્ત્રીઓ આ માણુસને થશે, પણ આ યોગમાં શુક્રની દ્રષ્ટિ ઉપર ઘણું કરીને વધારે આધાર છે.

૨૯ પાપ ગ્રહો બારમે, સાતમે અને લગ્ને એમ ત્રણ સ્થાનમાં અથવા તેમાંના કોઇપણ સ્થાનમાં રહેલા હોય તો આ માણુસને સ્ત્રી અને પુત્ર વગરનો સમજવો.

૩૦ શુક્ર અને ચંદ્ર ગમે તે ભાવે પણ એકઠા બેઠા હોય અને શનિ તથા મંગળ સાતમાં ભાવે હોય તો આ માણુસ સ્ત્રી અને પુત્ર વગરનો હોય છે.

૩૧ જન્મ કુંડળીમાં ચંદ્ર હરકોઇ રાશિનો હોય પણ નવમાંશ કુંડળીમાં કર્ક, વૃશ્ચિક રાશિનો હોય અને તેને જન્મ કુંડળીમાં પાપ ગ્રહો દેખતા હોય તો તેને ગુદાનો રોગ એટલે હરસ વિગરે રોગ થાય.

૩૨ જન્મ કુંડળીમાં બારમે અને બીજે ભાવે શનિ તથા મંગળ રહેલા હોય અને ચંદ્ર લગ્નમાં હોય અને સૂર્ય સાતમે હોય તો આ માણુસ ધોળા કોહોડવાળો થાય.

૩૩ જન્મ કુંડળીમાં ચંદ્ર ગમે તે રાશિનો હોય પણ નવમાંશ કુંડળીમાં મીન, કર્ક, મકર કે મેષ રાશિનો હોય, વળી તેને શનિ કે મંગળનો અથવા તે બેમાંના એકનો સમાગમ કે દ્રષ્ટિવાળો હોય તોપણ કોહોડીઓ માણુસ થાય, પણ આ કોહોડના રોગના યોગમાં કદી ચદ્રને શુભ ગ્રહ દેખતા હોય તો કો-

કોડ થશે નહિ પણ તેને બદલે ખજવાળનો રોગ થશે એમ યવનાચાર્ય કહે છે.

૩૪ જન્મ કુંડળીમાં શનિ અને મંગળની કર્તરીવાળો ચંદ્ર હોય અને મકર રાશિનો સૂર્ય હોય તો આ માણસ શ્વાસ, ક્ષય, બરોળ કે ગોળા અથવા તેવાજ પેટની અંદરના રોગવાળો થાય.

૩૫ સૂર્ય ને ચંદ્ર એક બીજાની રાશિ કે નવમાંશમાં રહેલા હોય એટલે સૂર્ય કર્ક રાશિનો અને ચંદ્ર સિંહ રાશિનો અથવા નવમાંશ કુંડળીમાં સૂર્ય કર્કનો અને ચંદ્ર સિંહનો હોય તો આ માણસ સોજાના રોગવાળો થાય, અથવા પાણીના સોશણુના રોગવાળો કે ક્ષય રોગવાળો થાય.

૩૬ જન્મ કુંડળીમાં વૃષભ, કર્ક, વૃશ્ચિક અને મકર રાશિઓ નવમા, પાંચમા ભાવમાં અને લગ્નમાં હોય, વળી તેમને પાપ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તોપણ આ માણસ કોહોડીઓ થાય છે.

૩૭ જન્મ કુંડળીમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, અને શનિ એ ચાર ગ્રહો ૨-૬-૮-૧૨ એ ચાર ભાવમાં હરકોઇ ઠેકાણે સાથે અથવા જૂદા જૂદા રહેલા હોય તો આ ચાર ગ્રહોમાંથી જે ગ્રહ વધારે બળવાન હોય તે ગ્રહના દોષ વિકારથી આ માણસ આંધળો થાય છે.

૩૮ જન્મ કુંડળીમાં ૩-૫-૯-૧૧ એ ચાર ભાવોમાં પાપ ગ્રહો સાથે અગર જૂદા જૂદા રહેલા હોય અને તેમને શુભ ગ્રહો દેખતા ન હોય તો તેમાંથી બહુ બળવાળા ગ્રહના દોષ વિકારથી આ માણસના કાનનો નાશ કરે છે એટલે બેહેરો કરે છે.

૩૯ સૂર્ય, ચંદ્ર, મંગળ અને શનિ એ ચાર ગ્રહો શુભ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિ વગરના જન્મ કુંડળીમાં સાતમા ભાવમાં બેઠા હોય તો ન્હાનપણમાં દાંત પડી જાય છે. આ ગ્રહોમાંથી કોઈપણ ગ્રહ સાતમે પાપ ગ્રહની દ્રષ્ટિવાળો અને શુભ ગ્રહની દ્રષ્ટિ વગરનો હોય તો દાંતનું સુખ બરાબર હોય નહિ.

૪૦ જન્મકુંડળીમાં રાહુના ગ્રહણવાળો ચંદ્ર લગ્નમાં બેઠો હોય અને શનિ તથા મંગળ નવમા અને પાંચમા ભાવે રહેલા હોય તો આ માણસ પિશાચ પ્રકૃતિવાળો એટલે ભૂત વિગેરેના વળગાડવાળો જાણવો.

૪૧ ઉપરના યોગમાં ચંદ્રને બદલે સૂર્ય હોય એટલે રાહુના ગ્રહણવાળો સૂર્ય લગ્નમાં હોય અને ત્રીકોણમાં શનિ અને મંગળ રહેલા હોય તો આ માણસ નેત્ર વગરનો એટલે આંધળો જાણવો.

૪૨ જન્મકુંડળીમાં સાતમા ભાવે શનિ અને લગ્નમાં ગુરૂ હોય તો આ માણસ વાયુના રોગવાળો જાણવો.

૪૩ જન્મકુંડળીમાં સાતમા ભાવે મંગળ હોય અને લગ્નમાં ગુરૂ હોય તો આ માણસ ઉન્માતિ એટલે ઘેલો કે વિકળ થાય છે.

૪૪ શનિ લગ્નમાં રહેલો હોય અને મંગળ ૯–૫–૭ એ ત્રણ ભાવમાંથી કોઈ પણ ભાવમાં બેઠો હોય તોપણ માણસ ઘેલછાવાળો થાય છે.

૪૫ ક્ષીણ ચંદ્ર શનિ સાથે બારમા ભાવમાં રહેલો હોય તોપણ માણસ ચિત્ત ભ્રમવાળો થાય છે.

૪૬ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં ચંદ્ર રહેલો હોય તે રાશિનો સ્વામિ તથા સૂર્ય, ચંદ્ર ને ગુરૂ એ ચાર ગ્રહો પોત પોતાની નીચ રાશિના સ્વામિની રાશિમાં નવમાંશ કુંડળીમાં બેઠા હોય અથવા પોત પોતાના શત્રુ ગ્રહની રાશિમાં બેઠા હોય તો આ માણસ દાસપણું ભોગવશે એટલે તે બીજાનો ચાકર થશે. આ પ્રસંગે યવનાચાર્ય વધારે ખુલાશો જણાવે છે કે આ યોગ કરનારા ચાર ગ્રહમાં-થી એક ગ્રહ નીચ રાશિના સ્વામિના નવમાંશમાં અગર શત્રુ ગ્રહના નવમાંશનો હોય તો આ માણસ પોતે રોજગાર માટે ચાકર થશે, પણ આ પ્રમાણે બે ગ્રહો યોગ કરનારા હશે તો આ માણસ વેચાણ થઈ નોકરી અથવા સેવા કરશે; ને કદી આ પ્રમાણે ત્રણ અથવા ચાર ગ્રહો યોગ કરનારા હશે તો ગર્ભવાસ એટલે જન્મથીજ દાસ થશે એટલે દાશીપુત્ર કે દાસનો પુત્ર થશે અને તે ઘરનો નો-કર થઈ રહેશે.

૪૭ જન્મ કુંડળીમાં નવમા કે પાંચમા ભાવે શનિ રહેલો હોય અને તેને પાપ ગ્રહ દેખતા હોય તો આ માણસ ઘણા રોગથી ઘેરાયલો હોય છે.

૪૮ જન્મ કુંડળીમાં ૨–૫–૯–૧૨ આ ચારે ભાવોમાં કે તેમાંના કોઇપણ ભાવમાં પાપગ્રહ રહેલા હોય તો આ માણસ બંધીવાન થશે. આ બંધન રાશિના બંધન પ્રમાણે એટલે આ યોગમાં યોગ કરનાર ગ્રહો જે રાશિના હોય તે રાશિ જેવે પ્રકારે બંધન પામે છે તેવી રીતે આ માણસ બંધન પામશે, જેમકે મેષ, વરખ, અને ધન રાશિઓ લગ્નમાં હોય તો દોરડીથી અથવા વરેડાથી બંધાય છે. મિથુન, કન્યા, તુળ, અને કુંભ રાશિઓ લગ્નમાં હશે તો બેડીથી બંધન પામશે; કર્ક, મકર, અને મીન રાશિઓ લગ્નમાં હશે તો બંધન વગર કોટડીમાં પુરાશે અને વૃશ્ચિક લગ્ન હશે તો ભોંયરામાં પુરાશે.

૪૯ ભાગ્ય ભૂવન અને ભાગ્ય ભૂવનનો સ્વામિ એ બંને બળવાન હોય તો પોતાના દેશમાં ભાગ્યોદય થશે, અને એ બેમાંથી એક બળવાન હોય તો પ્રદેશ-માં ભાગ્યોદય થશે, પણ એ બંને નિર્બળ હશે તો આ માણસ નિર્ભાગી થશે.

૫૦ જન્મ કુંડળીમાં સૂર્ય, મંગળ, અને શનિ દશમા ભાવમાં સાથે બેઠા હોય

અને તેમને કોઇપણ શૂભગ્રહની દ્રષ્ટિ ન હોય તો આ માણસ ચાકર અથવા નોકર થશે, તેમાં પણ નિચે લખેલો વિવેક ધ્યાનમાં રાખવો. આ યોગમાં એક ગ્રહે યોગ કરેલો હશે તો શ્રેષ્ટ એટલે સારી નોકરી કરશે; બે ગ્રહે યોગ કરેલો હશે તો મધ્યમ પ્રકારની નોકરી કરશે; અને ત્રણે ગ્રહે યોગ કરેલો હશે તો નેષ્ટ પ્રકારની એટલે નીચ નોકરી કરશે. આ યોગનો આધાર સૂર્ય, મંગળ, અને શનિ એ ત્રણુ ગ્રહો ઉપર છે એ પણ ધ્યાનમાં રાખવું. વળી એટલું પણ ધ્યાનમાં રાખવું કે આ યોગ કરનારા ગ્રહોએ કદી રાજ્ય યોગ કરેલો હશે તો, અથવા બીજી રીતે ઉત્તમ ફળ આપનારા યોગ કરેલા હશે તોપણુ આ દાસપણાના સંબંધમાં પૂર્વે કહેલા રાજ્ય યોગનું તથા ઉત્તમ ફળનું અનુસરવાપણું થશે. આવી રીતે ઘણું કરીને ઘણા બળવાન આ ગ્રહો હશે તોજ રાજ્ય યોગમાં દાસ યોગ ઉપજી શકશે માટે આવા યોગમાં પંડીત પુરૂષે બહુ વિચાર કરી બળાબળ ઉપરથી યથા યોગ ફળાદિશ કહેવો.

૫૧ પુત્રની તથા સ્ત્રીની સંખ્યા જાણુવાને અમોએ ઉપર જે રીત બતાવેલી છે તે રીત ત્રીજા ભાવ ઉપરથી ભાઇ બેહેનની સંખ્યા જાણુવાને પણુ લાગૂ છે એટલે ત્રીજા ભાવની નવમાંશની સંખ્યા જેટલી અથવા ત્રીજા ભાવની રાશિની રાશિની સંખ્યા જેટલી અથવા તો ત્રીજા ભાવ ઉપર જેટલા ગ્રહની દ્રષ્ટિ હોય તેટલા ભાંડુની સંખ્યા કહેવી. આ સંખ્યામાં શૂભ ગ્રહની દ્રષ્ટિની સંખ્યા જેટલા ભાંડુનું સુખ, તથા પાપ ગ્રહની દ્રષ્ટિની સંખ્યા જેટલા ભાંડુનો નાશ કહેવો; વળી ત્રીજા ભાવમાં કોઇ પણુ ગ્રહ ઉંચનો કે સ્વગ્રહનો રહેલો હોય તો આ સંખ્યા બમણી જાણુવી.

૫૨ શરીરના વર્ણુ, રૂપ, ગુણ, કદ, અને લક્ષણો તથા ચિન્હ વિષે અમોએ આધાન પ્રકરણુ તથા જન્મ પ્રકરણુમાં વિગતવાર લખી ગયા છીએ તે પ્રમાણે આ ઠેકાણે સમજી લેવું.

૫૩ પોતાના દેહ, પુત્ર, અને સ્ત્રી વિષે સુખ દુઃખનો વિચાર અમોએ ઉપર વિગતવાર જણાવેલો છે અને બાકીના ભાવો વિષે ભાવ વિચાર સંક્ષેપમાં અમો જણાવીએ છીએ,

૫૪ આઠમા ભાવ વિષે વિચાર અમોએ રીષ્ટ યોગના પ્રકરણુમાં વિસ્તારથી જણાવ્યો છે, અને તે સિવાય દશા પ્રકરણુમાં તથા નિર્યાણુ પ્રકરણુમાં વિગતવાર જણાવીશું.

૫૫ ધન ભાવ વિષે ચંદ્ર યોગના પ્રકરણુમાં વિસ્તારથી જણાવેલો છે.

૫૬ દશમા ભાવ વિષે રાજ્યયોગના પ્રકરણુમાં વિસ્તારેથી લખેલું છે તેમજ

સર્વાર્થ ચિંતામણીના દશમા ભાવમાં પણ લખેલું છે.

૫૭ માતા, પિતા, ગાશી તથા કાકા વિષે સુખ દુઃખનો વિચાર અમો ગોધાન પ્રકરણ અને જન્મ પ્રકરણમાં કહી ગયા છીએ.

૫૮ ભાવ ફળ, દ્રષ્ટિ ફળ, અને પડ્વર્ગના પ્રકરણમાં કેટલોએક ફળાદિશ અમો જણાવી ગયા છીએ.

૫૯ પૂર્વે જે જે ફળાદિશ કહેલો છે તે તે ફરી ફરી અમો પુનરૂક્તિના દોષથી કહેતા નથી પણ વિચારવંત પંડીત પુરૂષો યોગ્ય ઠેકાણે ફળાદિશ લાગૂ પાડશે એટલે તે દેવ પ્રમાણે મનાશે.

૬૦ ભાવ ફળને એક સરખી રીતે લાગૂ પડતો ભાવ વિચાર અમે નિચે જણાવીએ છીએ તે ફળાદિશ કહેવામાં હમેશા ધ્યાનમાં રાખવો.

૬૧ નિચે લખેલા સર્વ યોગો જે ભાવને લાગૂ પડે તે ભાવનું પુરેપુરૂં સુખ સમજવું.

૧ જે ભાવમાં પોતાનો સ્વામિ બેઠો હોય કે દેખતો હોય.

૨ જે ભાવમાં ઉંચ, મૂળ ત્રીકોણ વિગેરે રાશિ બળ પામેલો ગ્રહ બેઠો હોય.

૩ જે ભાવમાં શૂભગ્રહો બેઠા હોય કે દેખતા હોય.

૪ જે ભાવમાં લગ્નનો સ્વામિ બેઠો હોય અને તે ભાવનો સ્વામિ લગ્નમાં બેઠો હોય.

૫ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને લગ્નમાં ભેગા બેઠા હોય.

૬ જે ભાવનો અને લગ્નનો સ્વામિ તે ભાવમાં ભેગા બેઠા હોય.

૭ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રિક ભાવ સિવાય હરકોઈ ભાવમાં ભેગા બેઠા હોય કે એક બીજાને દેખતા હોય.

૮ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ રાશિ બળ પામેલા હોય.

૯ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ જે રાશિના હોય તેમનાં સ્વામિનો અને શૂભગ્રહોનો તે બંનેને સમાગમ કે દ્રષ્ટિ હોય.

૧૦ જે ભાવમાં અને લગ્નમાં ત્રિક સિવાયના બીજા ભાવના સ્વામિ બેઠા હોય.

૧૧ જે ભાવનો સ્વામિ અને લગ્નના સ્વામિની સાથે ત્રિક સિવાયના બીજા ભાવના સ્વામિઓ બેઠા હોય.

૧૨ લગ્નનો સ્વામિ અને ભાવનો સ્વામિ ઉદયના તથા માર્ગ ગતીના બં-

ળવાન હોય.

૬૨ ઉપર પ્રમાણે લગ્ન, લગ્નનો સ્વામિ, ભાવ, અને ભાવનો સ્વામિ એ ચારે બળવાન હોય તો ભાવનું પુરેપુરૂં સુખ સમજવું.

૬૩ ઉપરની રીતી કે નિયમ બારે ભાવને લાગૂ છે.

૬૪ ભાવનું સુખ એટલે ભાવમાં વર્ણન કરેલી શૂભ બાબતનો વધારો અને અશૂભ બાબતનો નાશ સમજવો. ઉદાહરણુ—છઠ્ઠા ભાવનું સુખ એટલે મોશાળ પક્ષનું શૂભ ફળ અને રોગ શત્રુનો નાશ.

૬૫ આ નિચે લખેલા નિયમો જે ભાવને લાગૂ પડે તે ભાવનું પુરેપુરૂં દુઃખ સમજવું.

૬૬ ભાવનું દુઃખ એટલે ભાવમાં વર્ણન કરેલી શૂભ બાબતનો નાશ અને અશૂભ બાબતનો વધારો સમજવો. ઉદાહરણુ—છઠ્ઠા ભાવનું દુઃખ એટલે મોશાળ પક્ષનો નાશ અને રોગ શત્રુનો વધારો.

૧ જે ભાવમાં પોતાનો સ્વામિ બેઠો ન હોય અથવા દેખતો ન હોય.

૨ જે ભાવમાં નીચ, શત્રુ ગ્રહની રાશિ વિગેરે રાશિ નિર્બળવાળો ગ્રહ બેઠો હોય.

૩ જે ભાવમાં પાપ ગ્રહ બેઠા હોય કે દેખતા હોય.

૪ જે ભાવમાં લગ્નનો સ્વામિ બેઠો ન હોય અને તે ભાવનો સ્વામિ લગ્નમાં બેઠો ન હોય.

૫ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને લગ્નમાં ભેગા બેઠા ન હોય.

૬ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને તે ભાવમાં ભેગા બેઠા ન હોય.

૭ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ ત્રિક ભાવમાં બેઠા હોય.

૮ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને રાશિ નિર્બળવાળા થયલા હોય.

૯ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ જે રાશિના હોય તેમનાં સ્વામિનો અને શૂભ ગ્રહનો આ બંનેનો સમાગમ કે દ્રષ્ટિ ન હોય પણ તેને બદલે પાપ ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિ હોય.

૧૦ જે ભાવમાં અને લગ્નમાં ત્રિક ભાવના સ્વામિઓ બેઠા હોય.

૧૧ જે ભાવનો સ્વામિ અને લગ્નના સ્વામિની સાથે ત્રિક ભાવના સ્વામિઓ બેઠા હોય.

१२ જે ભાવનો સ્વામિ અને લગ્નનો સ્વામિ એ બંને અસ્તના, વક્ર ગતીના કે નિર્બળ હોય.

६७ ઉપર પ્રમાણે લગ્ન, લગ્નનો સ્વામિ, ભાવ, અને ભાવનો સ્વામિ, આ ચારે ગ્રહ નિર્બળ હોય તો ભાવનું પુરે પુરૂં દુઃખ સમજવું.

६८ ઉપર પ્રમાણે દરેક ભાવના સુખ તથા દુઃખ વિષે ઝીણી નજરથી જોવું.

६९ જે ગ્રહના કેટલાએક શુભ લક્ષણ અને કેટલાએક અશુભ લક્ષણ માલૂમ પડે તો તે ભાવનું મીશ્ર ફળ એટલે થોડું સુખ અને થોડું દુઃખ એમ બંને જાણવું.

७० ઉપર કહેલા બારે ભાવના સાધારણ ભાવવિચારના પ્રસંગમાં ભગવાન ગાર્ગી કહેછે કે અમૂક ભાવમાં જે ગ્રહ જેવી રીતનો રાશિ બળ પામ્યો હોય તે પ્રમાણે તે ભાવના શુભાશુભ ફળનો આધાર રાખવો, પણ સત્યાચાર્ય તો ઘણું કરીને શુભ અને પાપ ગ્રહની સ્થિતી ઉપર ભાવના શુભાશુભ ફળના આધાર રાખે છે, માટે ગાર્ગી ભગવાન અને સત્યાચાર્ય એ બંનેના મત ગ્રહણ કરીને આચાર્ય વરાહમીહરે ઉપર પ્રમાણે સંક્ષેપમાં સર્વ ભાવ વિચાર કહેલો છે. વળી તેઓ કહેછે કે આ મત ઘણા પંડીતોએ ગાર્ગી ભગવાન અને સત્યાચાર્યના મતને અનુસરીને પ્રતિપાદન કીધેલો છે.

७१ ભાવ વિચારના ઉપરના નિયમના સંબંધમાં **પારાશર** મૂની નીચે પ્રમાણે વિશેષ નિયમ આપે છે, પણ તેને બીજી સંમતીઓ મળતી નથી.

१ ભાવના સ્વામિ પ્રમાણે ભાવ કારકેશનો * પણ અધિકાર ગણવો. એટલે ભાવના સ્વામિ જેવી રીતે ફળાદિશ જોવાય છે તેજ પ્રમાણે ભાવના કારકેશ ગ્રહ ઊપરથી ફળાદિશ કહેવો.

२ લગ્ન અને ભાવ ઉપરથી જેવી રીતે જોવાય છે તેવી રીતે લગ્નની નવમાંશ અને ભાવના નવમાંશની રાશિ ઉપરથી પણ જોવું.

३ લગ્નના સ્વામિ અને ભાવના સ્વામિ ઉપરથી જેવી રીતે જોવાય છે, તેવી રીતે લગ્નનો નવમાંશ પતી અને ભાવના નવમાંશ પતી ઉપરથી પણ જોવું.

४ શુભ અને પાપ ગ્રહ પ્રમાણે શુભની અને પાપ ગ્રહની કર્તરીનો ફળ જાણવો.

५ લગ્નનો સ્વામિ અને ભાવના સ્વામિની મૈત્રીના અધિકાર પ્રમાણે

---

* કારકેશ એટલે કારક ગ્રહનો સ્વામિ.

ભાવના સબંધવાળા* માણુસની સાથે પોતાની વર્તણુંક મિત્ર, સમ કે શત્રુપણાની સમજવી.

૬ લગ્નનો સ્વામિ ભાવમાં અને ભાવનો સ્વામિ લગ્નમાં જેવી રીતે કહેલો છે તેવીજ રીતે લગ્નના સ્વામિની રાશિમાં ભાવનો સ્વામિ અને ભાવના સ્વામિની રાશિમાં લગ્નના સ્વામિનો સંબંધ કે અધિકાર ગણવો.

૭ ભાવકેશ પ્રમાણે ભાવ કેશના મિત્ર ગ્રહને અધિકાર મળેલો છે.

૮ ભાવ પ્રમાણે ભાવના કારક ગ્રહને પણ અધિકાર મળેલો છે.

૭૨ ભાવ અને તેના ઉપરની દ્રષ્ટિના આધારથી જે ફળ કહેવામાં આવે છે તે સંબંધ યોગ કહે છે, પણ આ સંબંધ યોગ વગર અમૂક અમૂક ગ્રહો અમૂક અમૂક ભાવે બેઠા હોય તો અમૂક અમૂક ભાવને અમૂક અમૂક ફળ મળવા વિષે જે જે યોગો કહેલા છે તેને દ્રઢ યોગ કહે છે.

૭૩ દ્રઢ યોગના આધારથી ફળાદિશ કહેવાનું કારણ નાભશ, રાજયયોગ વિગેરે યોગાધિકારનો છે, અને સંબંધ યોગ ઉપરથી ફળાદિશ કહેવાનું કારણ ભાવ વિચારનું છે માટે ભાવ વિચારને લગતો ફળાદિશ ફક્ત આ ભાવ વિચાર ઉપર કહેવો અને દ્રઢ યોગનો ફળાદિશ તો તે પ્રકરણો ઉપરથી જાણી લેવો.

૭૪ આ પ્રસંગમાં સ્વલ્પ જાતક નામના ગ્રંથમાં લખ્યું છે કે સર્વ ગ્રહો આઠમા તથા બારમા ભાવે નેષ્ટ ફળ આપનારા જાણવા, પણ આ સામાન્ય વચન છે.

૭૫ દરેક ભાવમાં શી શી બાબતો જોવાય છે તે અમોએ સંજ્ઞા પ્રકરણમાં લખેલું છે, માટે જે જે બાબતો વિષે જોવું હોય તે તે ભાવથી જોવું.

૭૬ જે ગ્રહ જે ભાવને શ્રેષ્ટ કે નેષ્ટ ફળ આપનારો હોય તે ગ્રહ પોતાની દશામાં તે ફળ આપશે આ વિષે વિશેષ વિચાર દશા પ્રકરણમાં આવશે.

---

* ભાવના સંબંધવાળા એટલે ભાઇ, પુત્ર, મા, બાપ, સ્ત્રી વિગેરે.

**ભાવ વિચાર સંપૂર્ણ.**



# ભાગ ૩ જો.

## ગ્રહોનું ફળ મળવાના વખત બાબત.

---

## પ્રકરણ ૧ લું.

### દશા બાબત.

ગૌરીજાતક નામના ગ્રંથ મધેથી.

આ ગ્રંથમાં ગ્રહોનું ફળાદિશ કેવી રીતે મળે તે બાબત બીજા ભાગમાં તથા ષટ્ વર્ગમાં વર્ણવેલું છે તે ફળ તે ગ્રહોની મહાદશા અંતરદશામાં મળશે તેથી હવે દશા બાબત લખીએ છીએ.

દશાઓ ઘણી જાતની છે. યવનાચાર્ય ઋષી બાર પ્રકારની દશા કહેછે, અને ગણીત્થાચાર્ય દશ પ્રકારની; બાદરાય મુની અને બ્રહ્મગુપ્ત પંડીત આઠ પ્રકારની; તથા સિદ્ધશેન પંડીત અને દેવલમુની છ પ્રકારની દશાઓ કહે છે.

આવરદાની બાબતમાં જેમ ઘણા મતભેદ છે તેમ દશાની બાબતમાં પણ છે.

આ સઘળા મતભેદમાં ઘણા આચાર્યોએ પાંચ પ્રકારની આવરદા ગણાવી છે તેના નામ ૧ પિંડાયું, ૨ જીવસર્માયુ, ૩ અંશાયું, ૪ નૈશર્ગાયું અને ૫ મિશ્રાયું.

ઉપરની પાંચ પ્રકારની આવરદામાંથી અંશાયું ને સત્યાચાર્ય પ્રમાણ કરેછે અને બીજા ઘણા આચાર્યો પણ આ સત્યાચાર્યના મતને અનુસરે છે; વળી વરાહમીહર આચાર્ય પણ આ ચાલતા કળિયુગમાં અંશાયું સત્યાચાર્યના અનુમતથી અંગિકાર કરે છે.

જે જાતની ને જે નામની આવરદા તે જાતની ને તે નામની દશા સમજવી, એટલે દશાઓ પણ મૂખ્ય પાંચ પ્રકારની ઉપરના નામની સમજવી; તેમાં પણ સત્યાચાર્યે પ્રમાણ કરેલી અંશાયું દશા તે બહુ મતથી પ્રસિદ્ધ થયેલી છે.

અંશાયુંનું પ્રમાણ વધારેમાં વધારે ૧૦૮ વર્ષનું છે, તેમ આ દશાનું પ્રમાણ પણ તેટલુંજ છે; તેમાં પણ જે ગ્રહે જેટલા વર્ષની આવરદા આપેલી હોય તે ગ્રહની તેટલા વર્ષની દશા સમજવી.

ગૌરીજાતક નામના ગ્રંથમાં આ અંશાયુ દશાના જેવીજ અષ્ટોતરી દશા પ્રમાણ કરેલી છે. હાલના કળિયુગમાં અષ્ટોતરી દશા મલશે એવું મહાદેવજીએ પાર્વતીજીને વરદાન આપેલું છે, એવી રીતે ગૌરીજાતક નામના ગ્રંથમાં લખેલું છે. વળી સારોદ્ધાર નામના ગ્રંથમાં લખેલું છે કે ગુજરાત, કચ્છદેશ, સૌરાષ્ટ એટલે કાઠિયાવાડ પ્રાંતમાં, પંચાલ દેશમાં અને સિંહાદ્રી પર્વત ઉપર અષ્ટોતરી દશાને

સિધ્ધ માનવી, અને તે સિવાયના બાકીના દેશમાં બીજી દશાઓ અથવા ઘણું કરીને વીંશોતરી દશા માનવી.

દશાઓનું ગણિત ઘણું મૂશ્કેલ અને ગુંચવણભરેલું છે ને તે કામ ગણિતના ગ્રંથનું છે, માટે તે વર્ત્તવાનો પ્રકાર આ ગ્રંથમાં દાખલ કરેલો નથી, કારણકે સઘળી જન્મોતરીમાં આ દશા વિગતવાર વરતીને દાખલ કરેલી હોય છે એટલે આ ઠેકાણે તે પ્રકાર દાખલ કરવાની જરૂર નથી. અહીંઆ તો ફકત ફ્ળાદિશ જાણવાની જરૂર છે તોપણ અષ્ટોત્તરી દશા જાણવાની સંક્ષેપમાં સહેલી રીતી નિચે પ્રમાણે લખીએ છીએ.

દરેક માણસનો જે નક્ષત્રમાં જન્મ હોય તે નક્ષત્ર ઉપરથી કયી દિશામાં જન્મ થયો છે તે જાણી શકાય છે.

આરદ્રા, પુનર્વશુ, પુષ્ય, અને અશલેષા એ ચાર નક્ષત્રોમાં જન્મ થયો હોય તો સૂર્યની માહાદશામાં જન્મ થયો છે એમ જાણવું; મઘા, પૂર્વાફાલ્ગુણી અને ઉત્તરાફાલ્ગુણી એ ત્રણ નક્ષત્રોમાં જન્મ થયો હોય તો ચંદ્રની માહા દશામાં જન્મ થયો છે એમ જાણવું; હસ્ત, ચિત્રા, સ્વાતિ અને વિશાખા એ ચાર નક્ષત્રો મંગળની માહાદશાના જાણવા; અનુરાધા, જેષ્ટા અને મૂળ એ ત્રણ નક્ષત્રો બુધની માહાદશાના જાણવા, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજીત અને શ્રવણ આ ચાર નક્ષત્રો શનિની મહાદશાના જાણવા; ધનેષ્ટા, શતભિષા અને પૂર્વાભાદ્ર પદ એ ત્રણ ગુરૂની મહાદશાના જાણવા; ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વની અને ભરણી એ ચાર રાહુની માહાદશાના જાણવા; કૃતિકા, રોહિણી અને મૃગશર એ ત્રણ નક્ષત્રો શુક્રની માહાદશાના જાણવા.

ઉપર પ્રમાણે શુભ ગ્રહની દિશામાં ત્રણ ત્રણ નક્ષત્રો અને પાપ ગ્રહની દિશામાં ચાર ચાર નક્ષત્રો સમાયલા છે. વધારે ખુલાસાથી સમજાય તે માટે નિચે પ્રમાણે કોઠો કરી બતાવ્યો છે.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | શનિ. | ગુરૂ. | રાહુ. | શુક્ર. |
|---|---|---|---|---|---|---|---|
| ૧આરદ્રા<br>૨પુનર્વસુ<br>૩પુષ્ય<br>૪અશલેષા | ૧ મઘા<br>૨પૂર્વાફાલ્ગુણી<br>૩ઉત્તરાફાલ્ગુણી | ૧ હસ્ત<br>૨ ચિત્રા<br>૩ સ્વાતિ<br>૪વિશાખા | ૧ અનુરાધા<br>૨ જેષ્ટા<br>૩ મૂળ | ૧ પૂર્વાષાઢા<br>૨ ઉત્તરાષાઢા<br>૩અભિજીત<br>૪ શ્રવણ | ૧ ધનેષ્ટા<br>૨ સતભિષા<br>૩પૂર્વાભાદ્રપદ | ૧ ઉત્તરાભાદ્રપદ<br>૨રેવતી<br>૩અશ્વનિ<br>૪ભરણી | ૧કૃતિકા<br>૨રોહિણી<br>૩ મૃગશર |

દરેક ગ્રહની માહા દશા કેટલા વર્ષની છે તે નિચે પ્રમાણે.

સૂર્યની વર્ષ ૬

ચંદ્રની વર્ષ ૧૫
મંગળની વર્ષ ૮
બુધની વર્ષ ૧૭
શનિની વર્ષ ૧૦
ગુરૂની વર્ષ ૧૯
રાહુની વર્ષ ૧૨
શુક્રની વર્ષ ૨૧

કુલ વર્ષ ૧૦૮

ઉપર પ્રમાણે બધા ગ્રહોની મળી વર્ષ ૧૦૮ ની મહાદશા છે ને તેને અષ્ટોત્તરી માહાદશા કહેછે, અને તે ઉપરના અનુક્રમ પ્રમાણે બેસે છે, એટલે સૂર્ય પછી ચંદ્ર, ને તે પછી મંગળ, બુધ ને પછી શનિ, ગુરૂ, રાહુ અને છેલ્લી શુક્રની દશા બેસેછે.

ઉપરની હકીકતથી ખુલ્લી રીતે માલમ પડશે કે સૂર્યની દશા વર્ષ ૬ ની છે અને તેના નક્ષત્રો ચાર છે, માટે દરેક નક્ષત્રનું માપ દોઢ વર્ષનું છે હવે ધારો કે કોઈ બાળકનો પુષ્ય નક્ષત્રમાં જન્મ છે તો સૂર્યની માહદશામાં જન્મ જાણવો; અને તેના આરદ્રા ને પુનર્વસુ એ બે નક્ષત્રોના ત્રણ વર્ષ તો ગયા છે ને ત્રણ વર્ષો બાકી છે અને જે નક્ષત્રમાં એટલે પુષ્ય નક્ષત્રમાં જન્મ છે તે ચાલતું નક્ષત્ર અડધું ગયું છે કે પા ગયું છે કે પોણું ગયું છે તે જાણીને તેના દોઢ વર્ષનું પણ અડધું એટલે નવ મહિના, અને પા ગયું હોય તો સાડાચાર મહિના, અને પોણું ગયું હોય તો સાડા તેર મહિનાઓ જેટલું નક્ષત્ર ગયું હોય તેનું માપ કાઢીને તેના આગળના નક્ષત્રના માપમાં ઉમેરવું એટલે કેટલી દશા ગઈ છે તે નક્કી આવશે. ઉદાહરણઃ—પુષ્ય નક્ષત્રનો ચોથો ભાગ એટલે પંદર ઘડી ગઇછે માટે સાડાચાર મહિના પુષ્યના ગયા છે, અને આરદ્રા અને પુનર્વસુના વર્ષ ૩ અને પુષ્યના સાડાચાર મહિના એટલી સૂર્યની માહાદશા ભોગવાઇ છે તે મુદ્દતને ૭ વર્ષમાંથી બાદ કરતાં વર્ષ ૨ ને માસ ૭ા ભોગવવા બાકી છે માટે બાળકની તેટલી ઉંમરે સૂર્યની માહાદશા ઉતરી ચંદ્રની માહાદશા બેસશેછે. આ પ્રમાણે દરેક માહાદશાને માટે સમજવું.

ઉપર જણાવેલી માહાદશા આઠ છે અને તે દરેક માહાદશામાં તેજ ગ્રહોની અંતરદશાઓ આઠ હોય છે એટલે આઠ અંતરદશાઓ મળીને એક માહાદશા થાય છે.

અંતરદશાના વર્ષનું માપ કાઢવાની રીતી એવી છે કે જે ગ્રહની માહાદશાગાં જે ગ્રહની અંતર દશા કાઢવાની હોય તે બંને ગ્રહોની માહાદશાના વર્ષનો ગુણાકાર કરીને તેને નવથી ભાંગતાં આવે તેટલા મહિના અંતર દશાના જાણવા. જેમકે સૂર્યની માહા દશામાં ચંદ્રની અંતર દશા કાઢવી છે તો સૂર્યની માહાદશાના વર્ષ ૬ અને ચંદ્રની માહાદશાના વર્ષ ૧૫ એ બેનો ગુણાકાર કરતાં ૯૦ આવ્યા, તેને ૯ થી ભાંગતાં દશ મહિનાની સૂર્યની માહાદશામાં ચંદ્રની અંતર દશા આવી.

ઉપર પ્રમાણે ગણિત કરીને આઠે માહાદશાઓમાં તેની અંતર દશાના માપ કાઢીને તે આઠે માહાદશાઓ કોષ્ટકમાં નિચે પ્રમાણે અનુક્રમથી લખી છે.

જે માહાદશામાં જન્મ છે તે માહાદશા બાળકની ઉંમરના કેટલા વર્ષે ઉતરે છે તે નક્કી કરી પછી તેમાં આવતી માહાદશાઓના તથા અંતર દશાઓના વર્ષો ઉમેરતાં જવાં એટલે તે તે વર્ષે તે તે દશાઓ ઉતરી જશે એમ સમજવું.

## સૂર્યની માહાદશામાં અંતરદશાઓ નિચે પ્રમાણે.

| | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | શનિ. | ગુરૂ. | રાહુ. | શુક્ર. |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૦ | ૮ | ૨ |
| દિવસ | ૦ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ચંદ્રની માહાદશામાં અંતર દશાઓ.

| | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | સૂર્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ |
| માસ | ૧ | ૧ | ૪ | ૪ | ૭ | ૮ | ૧૧ | ૧૦ |
| દિવસ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## મંગળની માહાદશામાં અંતર દશાઓ.

| | મંગળ | બુધ | શની | ગુરૂ | રાહુ | શુક્ર | સૂર્ય | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૭ | ૩ | ૮ | ૪ | ૧૦ | ૬ | ૫ | ૧ |
| દિવસ | ૩ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## બુધની માહાદશામાં અંતર દશાઓ.

| | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | સૂર્ય | ચંદ્ર | મંગળ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૨ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૨ | ૧ |
| માસ | ૮ | ૬ | ૧૧ | ૧૦ | ૩ | ૧૧ | ૪ | ૩ |
| દિવસ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૩ |
| ઘડી | ૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૨૦ |

## શનિની માહાદશામાં અંતર દશાઓ.

| | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૧૧ | ૯ | ૧ | ૧૧ | ૬ | ૪ | ૮ | ૬ |
| દિવસ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ |

## ગુરૂની માહાદશામાં અતર દશાઓ.

| | ગુરૂ | રાહુ | શુક્ર | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૩ | ૨ | ૩ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ |
| માસ | ૪ | ૧ | ૮ | ૦ | ૭ | ૪ | ૧૧ | ૯ |
| દિવસ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ | ૩ |
| ઘડી | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ | ૨૦ |

## રાહુની માહાદશામાં અંતર દશાઓ.

| | રાહુ | શુક્ર | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ |
| માસ | ૪ | ૪ | ૮ | ૮ | ૧૦ | ૧૦ | ૧ | ૧ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## શુક્રની માહાદશામાં અંતર દશાઓ.

| | શુક્ર | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૪ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૩ | ૨ |
| માસ | ૧ | ૨ | ૧૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૪ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

જેમ એક માહાદશામાં આઠ અંતરદશા હોય છે તેમ દરેક અંતરદશામાં આઠ આઠ ઉપદશાઓ અને દરેક ઉપદશામાં આઠ આઠ વિદશા હોય છે.

ઉપર પ્રમાણે ઉપદશા તથા વિદશા કાઢતાં દરેક માસવાર અને દિવસવાર હકીકત માલૂમ પડી આવે છે, પણ આ ઝીણા ભેદ કાઢવાની આચાર્યોની આજ્ઞા નથી, કારણ કે સૌર, બ્રહ્મ વિગેરે જૂદા જૂદા પક્ષ ઉપરથી ગ્રહો જન્મ પત્રીમાં વર્ત્તવામાં આવે છે અને એક બીજાના પક્ષની સાથે અંશાદિકનું અંતર પડે છે અને આ અંતરમાં વિકળાના તફાવતમાં આશરે ત્રણ દિવસનો ફેર પડે છે અને એક અંશનો તફાવત પડે તો આશરે છ માસનો તફાવત પડે છે માટે આવા ઝીણા પ્રકાર દશાના કાઢવાથી ફળ ઉપરથી લોકોની આસ્થા ઓછી થાય છે, અને એજ કારણથી શ્રી કેશ્વાચાર્ય પોતાના કેશવી પધ્ધતિ નામના ગ્રંથમાં નિચે પ્રમાણે લખે છે.

જે વખતે માહાદશા બેસેછે તે વખતની કુંડળી ઉપરથી મહાદશાનું ફળ અને જે વખતે અંતરદશા પ્રવેશ થાય છે તે વખતની કુંડળીના ગ્રહોના આધારથી અંતરદશાનું ફળ કેટલાક પંડીતો કહે છે પણ આ ફળ બરાબર મળશે નહિ, પક્ષભેદથી વરતેલા ગ્રહોને લીધે આવરદામાં તથા દશાઓમાં કેટલાક દિવસનો તથા કેટલાક માસનો તફાવત પડે છે માટે આવી ઝીણી બાબતમાં ઉતરવાથી ફળાદિશ બરાબર મળશે નહિ ને તેથી ફળાદિશ ઉપરથી લોકોની શ્રધ્ધા ફગી થશે માટે દશા પ્રવેશની કુંડળીના ગ્રહોની સ્થિતિ ઉપર ફળાદિશનો આધાર રાખવો નહિં.

આ પ્રમાણે ઉપદશા, વિદશાને માટે પણ સમજવું.

માહાદશા અને અંતરદશાના આધારથી ફળાદિશ કહેવાનો સીધો રસ્તો ગૌરીજાતક નામના ગ્રંથમાં કહેલો છે જે અમે અહીં નિચે દાખલ કરીએ છીએ.

પાછળ ઘણી જગ્યાએ લખવામાં આવ્યું છે કે જન્મકુંડળીમાં જે ગ્રહનું જેવું ફળ તે સઘળું પોત પોતાની મહાદશા, અંતર દશામાં તે ગ્રહ આપે છે.

ગ્રહો પોતાનું રાશિફળ, ભાવફળ, દ્રષ્ટિ ફળ, કર્મ, જીવ અને રાજ્ય યોગ વિગેરેનું ફળ પોતાની માહાદશામાં જેવું હોય તેવું આપે છે.

ઘણું કરીને બળવાન ગ્રહ પોતાની દશામાં સારૂં ફળ આપે છે અને નિર્બળ ગ્રહ પોતાની દશામાં નબળું ફળ દે છે.

સબળ ગ્રહ અને નિર્બળ ગ્રહનું લક્ષણ પાછળ પ્રસંગોપાત જણાવેલું છે તોપણ બાળ બોધને માટે અમે સંક્ષેપમાં ફરી લખીએ છીએ.

૧ ઉચનો, પોતાની રાશિનો, મૂળ ત્રીકોણ રાશિનો, વર્ગોતમનો, મિત્ર ગ્રં

હોની રાશિનો અને શુભ ગ્રહની રાશિનો જે ગ્રહ જન્મ કુંડળીમાં હોય તે ગ્રહ રાશિબળ પામ્યો છે એમ જાણવું.

૨ જે ગ્રહ કેંદ્ર, ત્રીકોણ વિગેરે શુભસ્થાનમાં રહેલો હોય અને ૬-૮-૧૨ મા ભાવનો તે સ્વામી ન હોય તે ગ્રહ ભાવ બળ પામ્યો છે એમ જાણવું.

૩ જે ગ્રહ સાથે શુભ ગ્રહ અથવા મિત્ર ગ્રહ બેઠા હોય અથવા જેના ઉપર શુભ ગ્રહ અથવા મિત્ર ગ્રહની દ્રષ્ટિ હોય તે ગ્રહ બળ પામ્યો છે એ-મ જાણવું.

૪ જે ગ્રહ ઉદયનો હોય અથવા માર્ગ ગતિનો હોય અથવા યુધ્ધમાં જય પામેલો હોય તે ગ્રહ દેહબળ પામ્યો છે એમ જાણવું.

ઉપરના ચાર જાતના લક્ષણવાળો જે ગ્રહ હોય તેને સબળ જાણવો.

૧ જે ગ્રહ નીચ રાશિનો, શત્રુ ગ્રહની રાશિનો, પાપ ગ્રહની રાશિનો હોય તેને રાશિ નિર્બળ જાણવો.

૨ જે ગ્રહ ૬-૮-૧૨ ભાવ વિગેરે દુષ્ટ સ્થાનમાં હોય અથવા ૬-૮-૧૨ મા ભાવનો સ્વામિ હોય તેને ભાવ નિર્બળ ગ્રહ જાણવો.

૩ જે ગ્રહની સાથે પાપ ગ્રહ હોય અથવા શત્રુગ્રહ બેઠો હોય અથવા જેના ઉપર પાપગ્રહની દ્રષ્ટિ હોય અથવા શત્રુગ્રહની દ્રષ્ટિ હોય અથવા જે ગ્ર-હની આજુબાજુના બંને ભાવમાં પાપગ્રહો રેહેવાથી કર્તરી યોગ હોય તે ગ્રહ નિર્બળ થયો જાણવો.

૪ જે ગ્રહ અસ્તનો હોય, સૂર્ય ભેગો લુપ્ત કીર્ણ થયો હોય, વક્રનો થયો હોય, યુદ્ધમાં પરાજય થયો હોય તે ગ્રહને દેહ નિર્બળ ગ્રહ જાણવો.

ઉપરના ચાર લક્ષણવાળો જે ગ્રહ હોય તેને નિર્બળ ગ્રહ જાણવો.

થોડા સબળના લક્ષણ હોય અને થોડા નિર્બળના હોય તેને મીશ્ર બળનો ગ્રહ જાણવો.

સૂર્ય અને મંગળ ઘણું કરીને દશા બેસતાંજ ફળ આપે છે, ગુરૂ અને શુક્ર મધ્ય ભાગમાં ફળ આપે છે, અને શનિ તથા ચદ્ર દશાના છેલ્લા ભાગમાં જેવું હોય તેવું ફળ આપે છે, અને બુધ તો પોતાની આખી દશામાં ફળ આપે છે.

માહાદશાના સ્વામિ થકી અંતર દશાનો સ્વામિ ૬-૮-૧૨ મા ભાવમાં રહેલો હોય અથવા તે ભાવનો સ્વામિ હોય તો આ અંતર દશા નેષ્ટ ફળ આપશે.

આ નિચે મહાદશા, અંતરદશાના ફળ વિગતવાર લખ્યા છે તે વિષે ઉપર

મુજબ વિચાર કરી ફળ નક્કી કરવું, પણ એટલું યાદ રાખવું કે સબળ ગ્રહ પોતાની દશા, અંતર દશાગાં લખેલી બાબતોનું ઉત્તમ ફળ આપશે. નિર્બળ ગ્રહ તે બાબતનું નેષ્ટ ફળ આપશે, અને મીશ્ર બળવાળો ગ્રહ સગધારણ ફળ આપશે.

આ નિચે લખેલા તમામ ફળો સામાન્ય રીતે લખેલાં છે તેમાં વધઘટ ફળ થવાનો વિચાર પંડીતોએ પોતાની અક્કલથી ઉપર મુજબ ઝીણી નજરથી કરવો.

---

## સૂર્યની માહાદશાનું ફળ.

સૂર્ય પોતાની માહાદશામાં હમેશાં ચિંત્યા અને પરિતાપ રાખે, શરીરમાં પિડા રાખે, ધનનો નાશ થાય, કુંટુંબમાં ક્લેશ થાય, મુસાફરી કરે, સ્વજનમાં શત્રુતાથાય, રાજ્ય કુળથી અપમાન મળે, ભાઇ અને પૂત્રનો વિયોગ થાય, ખર્ચ વધારે થાય, અને અનેક જાતના ઉદ્વય કરે, પણ સૂર્ય સબળ હોય તો આ સઘળી બાબતનું શ્રેષ્ટ ફળ આપશે.

સૂર્યનું સ્થાનક ફળ તથા રાશિ ફળ તેમજ સૂર્યે જે જે યોગ કરેલો હોય તે સઘળાનું ફળ આ દશામાં મળશે.

આ ફળ જોતાં એક બાબત વધારે ધ્યાનમાં રાખવાની છે તે લખીએ છીએ કે સૂર્યે સ્થાન ફળ એક બાબતમાં સારૂં આપેલું હોય અને રાશિ ફળમાં તેજ બાબત વિષે નઠારૂં ફળ આપેલું હોય તેમજ બીજા યોગ ફળમાં પણ તે બાબત વિષે સારૂં અગર નઠારૂં ફળ આપ્યું હોય તો તે બાબતમાં જો સારો ભાગ વધારે હશે તો સારૂં ફળ આપશે અને નબળો ભાગ વધારે હશે તો નેષ્ટ ફળ આપશે, અને બંને ભાગ સરખા હશે તો કાંઇક સારો અને કાંઈક નઠારો ભાવ ભોગવશે અથવા સારો કે નઠારો ભાવ કાંઈ ભોગવશે નહિ. આ પ્રમાણે સર્વે ગ્રહોના ફળ ચોક્કસ તપાસ કરીને કહેવા.

ષડ્વર્ગ ફળમાં પણ જે જે બાબતનું સારૂં નરસું ફળ જે ગ્રહે આપેલું હોય તે બાબતનું સારૂં નરસું ફળ પણ દશામાં જાણવું; તેમાં પણ સબળ, નિર્બળ ગ્રહનો વિવેક નજરમાં રાખવો.

સંજ્ઞા પ્રકરણમાં જે જે દ્રવ્ય, વસ્તુ, કે ધાતુના અધિપતી જેજે ગ્રહો કહેલા છે, તેમજ કર્માજીવ અધ્યાયમાં જે જે કારણથી લાભાલાભ કહેલો છે, તે તે સઘળી બાબતનું સારૂં નરસું તમામ ફળ આ દશામાં ગ્રહો વિગતવાર આપશે.

જે જે ગ્રહોએ જેનો રિષ્ટયોગ ઉપજાવ્યો હોય તે રિષ્ટયોગ પણ આ દ-

શામાં જાણુવો. રિષ્ટયોગ વિષે વિગતવાર વર્ણન નિર્યાણ પ્રકરણમાં કહેવામાં આવશે.

### સૂર્યની માહાદશામાં સૂર્યની અંતર દશાનું ફળ.

રાજ્ય કુળ થકી ભય ઉપજાવશે, શરીરને પિડા કરશે, મનમાં હમેશાં ચિંતા રાખશે, અનેક પ્રકારની આપદા કરશે, કુટુંબમાં દુઃખ ઉપજાવશે, ધનનો થોડો લાભ આપશે અને ખર્ચનો વધારો કરશે.

### સૂર્યની માહાદશામાં ચંદ્રની અંતરદશાનું ફળ.

શત્રુનો નાશ કરશે, સુખનો વધારો કરશે, ધનનો લાભ કરશે, કોઈ જાતનું વ્યસન કરાવશે અને વૈભવ વધારશે.

### સૂર્યની માહાદશામાં મંગળની અંતરદશાનુ ફળ.

સૂવર્ણનો લાભ કરશે, લડાઇ ટંટામાં જય કરશે, મણી, મુકતાફળ, પરવાળાં અને રત્ન વિગેરેના ઘરેણાં મેળવશે, રાજ્ય કુળથી માન મેળવશે અને કામની સિદ્ધી થશે.

### સૂર્યની મહાદશામાં બુધની અંતરદશાનું ફળ.

કલેશ, કષ્ટ, અને દરિદ્રપણું આપશે, પામા અને ધાધર નામની વ્યાધિ કરશે, પેદાશ અને ખર્ચ સમ ભાગે કરશે.

### સૂર્યની માહાદશામાં શનિની અંતરદશાનું ફળ.

રાજ્યકુળથી ભય ઉપજાવશે, કલેશ કરાવશે, સ્વજન અને મિત્રનો વિરોધ કરાવશે, શરીરમાં વિકળપણું રાખશે અને ધનનો નાશ થશે.

### સૂર્યની મહાદશામાં ગુરૂની અંતરદશાનું ફળ.

અનેક ધંધા રોજગારથી લાભ આપશે, વ્યાધિ અને ચિંતાનો નાશ કરશે, કાર્યોની સિદ્ધી કરશે અને પોતાના અધિકારમાં વધારો કરશે.

### સૂર્યની મહાદશામાં રાહુની અંતરદશાનું ફળ.

શરીરમાં અનેક જાતના વેહેમ ઉપજાવશે, વ્યસન પેદા કરાવશે, આશા ભંગ કરશે, ધનનો નાશ કરશે, મિત્રનો વિરોધ કરશે, અને અનેક રીતથી નેષ્ટ ફળ આપશે.

### સૂર્યની મહાદશામાં શુક્રની અંતરદશાનું ફળ.

માથાની અને ઉદર (પેટ) ની પિડા કરશે, તેમજ જ્વર, અતિસાર, અને શૂળ નામના રોગો થશે, ઘણી મેહેનતે ધન મેળવશે, કુટુંબથી દિલગીરી ઉપજશે, સ્વજન કે મિત્રનો નાશ થશે.

ઉપર લખેલી અંતરદશાના ફળોમાં નિચેની સૂચના ધ્યાનમાં રાખવી.

માહાદશાના સ્વામિના મિત્રગ્રહની અંતરદશા ઘણું કરીને સારૂં ફળ આ-પેછે. શત્રુગ્રહની અંતરદશા નેષ્ટ ફળ આપે છે; અને સમના ગ્રહની અંતરદશા સમધારણ આપે છે, પણ ઘણું કરીને મહાદશા તથા અંતરદશાના સ્વામિઓ જન્મ કુંડળીમાં જે ભાવમાં બેઠા હોય તે ભાવ સંબંધી સારૂં અથવા નરસું ફળ ઘણે ભાગે આપે છે, તેમાં વળી શત્રુગ્રહ પાપગ્રહની દશા હોય તો તે ફળ ઘણુંજ ન-ઠારૂં આપશે.

પાપગ્રહની માહાદશામાં પાપગ્રહની અંતરદશા પણ ઘણે ભાગે નઠારૂં ફળ આપે છે.

માહાદશા તથા અંતરદશાના સ્વામિઓ જન્મકુંડળીમાં એક બીજા થકી ૬-૮-૧૨ મા ભાવે બેઠા હોય અગર આવીજ રીતે નવમાંશ કુંડળીમાં બેઠા હો-ય તો તે ગ્રહની અંતરદશામાં ઘણું નઠારૂં ફળ આપશે.

ત્રિશાંશ કુંડળીમાં ૬-૮-૧૨ મા ભાવના સ્વામિઓની અંતરદશા શરીરને પિડા કરશે, તેમજ તે ભાવમાં બેઠેલા ગ્રહો પણ શરીરને પિડા કરશે.

જન્મકુંડળીમાં શરીરની પિડા બાબતમાં લગ્ન થકી ૬-૮-૧૨ મા ભાવની ગણત્રી કરેલી છે, તેવીજ રીતે ચંદ્ર થકી પણ જન્મકુંડળીમાં તથા નવમાંશ કું-ડળી તથા ત્રિશાંશ કુંડળીમાં પણ ૬-૮-૧૨ મા ભાવની યોજના શરીરની પિડા બાબતમાં કરવી.

ઉપરની સૂચના તમામ ગ્રહોની માહાદશા, અંતરદશાને માટે પણ જાણવી.

---

## ચંદ્રની માહાદશાનું ફળ.

અનેક રીતના વૈભવ મેળવે, સારા વાહાનનું સુખ મળે, ધંધા રોજગાર-માં વધારો થાય, રાજ્યયોગ કે આગેવાનપણું મેળવે, સારી મુસાફરી કરે, પ્રાક્ર-મ અને ઉદ્યોગનો વધારો કરે, વેપાર અથવા વ્યહવારમાં કુશળપણું આપી કી-ર્તિ અને જશ આપે, પ્રતાપ અને સુખ વધારે, ખાનપાન, આનંદ અને હર્ષ આપે, ધન અને ઘરેણાં મેળવે, વિદ્યા અને બુદ્ધિ વધારે, અને અનેક રીતથી લાભ અને ભાગ્યનો વધારો કરે; સ્વજન અને મિત્ર તરફથી સુખ તથા સંતોષ રાખે, શરીરે સુખી રાખે.

### ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર દશાનું ફળ.

વૃધ સ્ત્રીની સાથે મેળાપ કરાવે, વસ્ત્ર અને ઘરેણાં મેળવે, પોતાના કામમાં

સંતોષ આપે, કીર્તિ અને જશ વધારે, જ્ઞાન અને સુખ વધારે, ધન, ભાગ્ય, રાજ્ય અને ધંધા રોજગારથી ભરપુર રાખે, મિત્રમાં વધારો કરે.

### ચંદ્રની મહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

રૂધિર વિકાર, પિત્તવિકાર, અને જ્વરની પિડા કરે, અગ્નિ અથવા ચોરનો ભય જણાવે, ધન અને કીર્તિનો લાભ આપે, લોકો સાથે અવિશ્વાસ કે અસંતોષ મેળવાવે, સ્ત્રીની સાથે ક્લેશ ઉપજાવે, પ્રાક્રમ અને ઉદ્યોગથી સંતોષ મળે.

### ચંદ્રની મહાદશામાં બુધની અંતર દશાનું ફળ.

જ્યાં જાય ત્યાં લાભ, કીર્તિ અને જશ મળે, ચોપગા જનાવર મેળવી તેથી સંતોષ આપે, પ્રાક્રમ અને ઉદ્યોગનો વધારો કરે, મિત્ર અને સ્વજનથી સુખ મળે, અને શત્રુનો નાશ થાય.

### ચંદ્રની મહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

ભાઇ ભાંડુ તરફથી ચિંતા કે પરિતાપ જણાવે, શત્રુનો વધારો થાય, દિલગીરી અને ભય વરતાવે, ધનનો નાશ થાય, શરીરને રિષ્ટ જેવી પિડા કરે, મિત્ર કે સ્વજનમાં વિયોગ કરાવે, અને અપજશ અને અપમાન મળે.

### ચંદ્રની મહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

દાન, પરોપકાર અને ધર્મનો વધારો કરે, અનેક જાતના સુખ અને વૈભવનો વધારો કરે, ઘણે ઠેકાણેથી ધન અને વસ્તુનો લાભ મળે, પ્રાક્રમ અને ઉદ્યોગથી સંતોષ આપે, શત્રુ ઉપજાવી પરિણામે તેનો નાશ કરી સુખ આપે.

### ચંદ્રની મહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

રોગ અને શત્રુનો નાશ કરે, ઉદ્વેગ અને ચિંતા વધારે, સ્વજન કે મિત્રનો નાશ થાય, ધન અને કીર્તિનો નાશ કરે, અને કોઈ પણ પ્રકારથી સુખ કે સંતોષ આપે નહીં.

### ચંદ્રની મહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

ઘણી સ્ત્રીઓની સાથે સમાગમ કરાવે, કન્યાના જન્મનો વધારો થાય, મૂક્તાફળ (મોતી), મણી અને હારના ઘરેણાં કરાવે, સુખ અને વૈભવનો વધારો કરે, અને ધન અને સુખ વધારે.

### ચંદ્રની મહાદશામાં સૂર્યની અંતર દશાનું ફળ.

રાજ્યવંશથી લાભ આપે, સુખ અને સંતોષ આપે, ધન અને કીર્તિ વધારે,

રોગનો તથા શત્રુનો નાશ કરે, ધન અને મોટાઈ વધારે, રોજગારથી સુખ આપે, પણ માનસિક ચિંતા ઉપજાવે.



## મંગળની માહાદશાનું ફળ.

શસ્ત્રના મારનો ભય અને બંધન ઉપજાવે, રાજ્ય તરફથી ઉપદ્રવ કરે, ચિંતા, જવર, અને દિલગીરી થાય, શરીરને વિકળતાપણું આવે, સ્ત્રીની પિડા ઉપજાવે, ગૃહસ્થાશ્રમમાં અસંતોષ થાય, ચોર, અગ્નિ અને શસ્ત્ર થકી ધનની હાની કરે, વસ્ત્ર ઘરેણુંનો નાશ કરે, ઉધમનો નાશ થાય, કીર્તિ અને ભાગ્યનો નાશ થાય, અપજશ મળે અને પિડા ભોગવે.

### મંગળની માહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

લોહી વિકાર અને પિત્તની પિડા થાય, ધનનો અને જશનો નાશ થાય, રોગ અને શત્રુનો વધારો કરે, સ્વજન, મિત્ર, ભાંડુ સાથે વૈર કરાવે, પર સ્ત્રીનો સમાગમ કરે અને દરિદ્રપણું આવે.

### મંગળની મહાદશામાં બુધની અંતરદશાનું ફળ.

શત્રુ, ચોર અને રાજ્ય તરપથી ભય ઉપજાવે, માહા રોગની પિડા થાય અને સુખ તથા ધનનો નાશ કરે.

### મંગળની માહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

ઉપરાચાપરી દુઃખ અને દિલગીરીનો વધારો કરે, ધનનો નાશ કરે, પ્રદેશમાં મુસાપરી કરાવે, અને હમેશાં મન ચિંતાતુર રાખે.

### મંગળની માહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

દાન, પુન્ય અને તિર્થ ઉપર પ્રીતિ ઉપજાવે, દેવ, ગુરૂ અને શાસ્ત્રો ઉપર પ્રીતિ થાય અને કાંઇક રાજ્ય તરફથી ભય ઉપજાવે.

### મંગળની માહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

શસ્ત્ર, અગ્નિ, ચોર અને શત્રુનો ભય ઉપજાવે, ધન અને મનોરથનો નાશ થાય અને રોગ, દિલગીરી પેદા કરાવે, અકસ્માત વિઘ્ન ઉપજાવે.

### મંગળની માહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

શત્રુનો વધારો કરે, રોગ થાય, ધનનો નાશ કરે, મુસાફરી કરે, અને ઉપદ્રવ થાય, ઘણી મેહેનતે કાર્યની સિદ્ધી થાય તથા ધન મળે.

### મંગળની માહાદશામાં સૂર્યની અંતર દશાનું ફળ.

ઘણો આનંદ અને સંતોષ આપે, શરીરમાં શૂરાતન અને બળનો વધારો કરે, રાજ્ય તરફથી માન અને શત્રુની જીત કરે, ઘણા માણસને વશ કરી શકે એવી સત્તા મેળવે અને કીર્તિ તથા મિત્રનો વધારો કરે.

### મંગળની માહાદશામાં ચંદ્રની અંતર દશાનું ફળ.

મિત્ર તરફથી સુખ મળે, વસ્ત્ર અને ઘરેણાંનો વધારો કરે, ધન અને કીર્તિ વધે.

---

### બુધની માહાદશાનું ફળ.

સુંદર રૂપવાળી સ્ત્રી સાથે હાસ્ય વિલાસ વિગેરેનું સુખ મળે, ધન, કીર્તિ અને વૈભવનો લાભ આપે, ખાનપાન અને પોશાકનું સુખ આપે; ધર્મ, અર્થ, અને કામની સીદ્ધિ કરે, રોગ અને શત્રુનો નાશ થાય; રાજ્ય અને ભાગ્યની સીદ્ધિ કરે.

### બુધની મહાદશામાં બુધની અંતર દશાનું ફળ.

બુદ્ધિ અને ધર્મનો વધારો કરે, સ્વજન અને મિત્ર તરફથી સુખ મળે, વિદ્યા અને જ્ઞાનનો વધારો કરે અને ત્રીદોશની શરીરે પિડા થાય.

### બુધની માહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

શત્રુ તરફથી અકસ્માત નુકશાન થાય, અને ધનની પણ અકસ્માત હાની થાય, અગ્નિ થકી પણ અકસ્માત ભય ઉપજાવે અને શરીરે માહા પિડા થાય.

### બુધની માહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

સોનું, મોતી, મણી વિગેરે ઝવેરાત મેળવે, શરીરે આરોગ્યતા રાખે, બુદ્ધિ અને લક્ષ્મિનો વધારો કરે અને મનોરથની સીધ્ધિ કરે.

### બુધની માહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

સાહસ કામ કરવા ઉપર પ્રીતિ ઉપજાવે, કૃપણ બુદ્ધિ છતાં ધર્મ, અર્થ અને વૈભવ ભોગવે, સર્વે કામમાં ઉદાસીની સાથે સીદ્ધિ કરાવે.

### બુધની માહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

ગુરૂ, દેવ અને બ્રાહ્મણો ઉપર ભક્તિ ભાવ રાખે; જ્ઞાન, ધર્મ અને કથા ઉપર પ્રીતિ ઉપજાવે, વસ્ત્ર અને અલંકાર ઉપર પ્રીતિ કરે.

### બુધની માહાદશામાં સુર્યની અંતર દશાનું ફળ.

રોગ અને શત્રુને ભય ઉપજાવે, રાજ્યથી માન મેળવે, ધર્મ ઉપર પ્રીતિ રહે, પુત્ર જન્મનું સુખ આપે, કીર્તિ અને ધનનો વધારો થાય.

### બુધની માહાદશામાં ચંદ્રની અંતરદશાનું ફળ.

કોડ, ખસ કે ધાધરના રોગની પિડા થાય, શત્રુથી ભય ઉપજે, વાહનનું સુખ આપે અને ધનની ચિંતા રખાવે.

### બુધની માહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

માથાના અને ગરમીના રોગો ઉપજે, શત્રુ અને કુટુંબ થકી અનેક તરેહની ઉપાધિઓ થાય, ચોપગા જનાવરથી ભય ઉપજે, તેમજ ચોરી થકી પણ ભય ઉપજે.

---

### શનિની માહાદશાનું ફળ.

મિથ્યાપવાદ, માર, બંધિખાનું અને નિરાધારપણું આપે, મિત્રમાં વિરોધ કરાવે, ભાઈઓમાં શત્રુતા થાય, આશા ભંગ થાય, મનોરથ ફોગટ જાય, દુઃખ અને ધનની હાની થાય, શરીરમાં અનેક જાતની વ્યાધિ અને સંસારમાં ઉપાધિ થાય, પણ જો શનિ બળવાન હોય તો આ તમામ બાબત વિષે સારૂં ફળ મળે એ યાદ રાખવું.

### શનિની માહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

શરીરમાં પિડા અને સ્ત્રી તથા પુત્રનો વિયોગ થાય, પ્રદેશમાં મુસાફરી થાય અને તમામ કામકાજમાં નુકસાની તથા દિલગીરી થાય.

### શનિની માહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

દેવ અને બ્રાહ્મણ ઉપર ભક્તિ ભાવ ઉપજે, ઘણા નોકર અને ધન મેળવે, સર્વે કામકાજમાં સીદ્ધિ થાય.

### શનિની માહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

શત્રુથી શરીરમાં જખમ થાય, તાવ અને અતિસારના રોગ ઉપજે, ધનનો નાશ થાય અને પ્રદેશમાં ભટકવું પડે.

### શનિની માહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

સુખ, વૈભવ, ભાઈઓ અને ધન તરફથી સંતોષ ઉપજાવે; સ્ત્રી અને

પુત્રનું સુખ આપે, રાજ્ય તરફથી માન અને લાભ આપે.

### શનિની મહાદશામાં સૂર્યની અંતર દશાનું ફળ.

સ્ત્રી, પુત્ર અને ધન તરફથી દુઃખ ઉપજાવે, મોટો ભય ઉપજાવે; રોગ અને શત્રુ પેદા કરાવે, રીષ્ટ જેવી પિડા કરે અને કોઈ કામની સીદ્ધિ થાય નહી.

### શનિની માહાદશામાં ચંદ્રની અંતર દશાનું ફળ.

સ્ત્રીનો લાભ આપે, શત્રુની સાથે જીત મેળવે, સુખનો વધારો કરે, ધન ધાન્યનો વધારો કરે, કન્યાનો જન્મ આપે અને શરીરે સુખી રાખે.

### શનિની માહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

દેશ ત્યાગ કરાવે, વ્યાધિ ઉપજાવે, અનેક તરફથી શત્રુ અને રોગ ઉપજાવે ધનનો નાશ થાય અને મોટો ભય થાય.

### શનિની માહાદશામાં બુધની અંતર દશાનું ફળ.

રૂડું ભાગ્ય અને સુંદરપણું આપે, સુખનો વધારો કરે, શત્રુ સાથે જીત મેળવે, દેવ અને બ્રાહ્મણ ઉપર ભક્તિભાવ રાખે અને ભાઇઓ તરફથી સુખ મળે.



### ગુરૂની માહાદશાનું ફળ.

રાજ્ય કુટુંબમાં માન અપાવે, નમ્રતા આપે, શોકનો નાશ થાય, સુખ અને ધન આપે, ધાન્યનો સંગ્રહ કરાવે, રોગ શત્રુની હાની કરે, સર્વે કામ કાજમાં સીદ્ધિ કરે અને શરીરે સુખ રાખે.

### ગુરૂની માહાદશામાં ગુરૂની અંતરદશાનું ફળ.

સ્ત્રી, માન, પુત્રની વૃદ્ધિ કરે; ધન, ધર્મ અને વૈભવનો વધારો કરે; વસ્ત્ર તથા અલંકારનો વધારો કરે.

### ગુરૂની મહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

શરીરે ગડ ગુમડની પિડા કરે, દિલગીરી ઉપજાવે, ધનનો નાશ કરે, રોગ અને શત્રુની વારંવાર બીક જણાવે, અને કામ કાજમાં અપજશ અને અપમાન આપે.

### ગુરૂની મહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

રોગ અને શત્રુ ઉપજાવે, માનસિક ચિંતા કરે, ધનનો નાશ કરે, મોટો

ભય ઉપજાવે, સ્ત્રીની સાથે વિયોગ કરાવે અને કોઇપણ કામની સીદ્ધિ કરે નહીં.

ગુરૂની મહાદશામાં સૂર્યની અંતર દશાનું ફળ,

રોગ અને શત્રુનો નાશ કરે, લડાઇમાં જીત આપે, રાજ્ય કુળથી સન્માન મળે અને ક્રોધી માણસ અથવા મોટા અધિકારી માણસ સાથે મિત્રતા કરાવે.

ગુરૂની મહાદશામાં ચંદ્રની અંતર દશાનું ફળ.

મોટા અધિકારીની સ્ત્રીથી સુખ મળે, વૈભવ અને ધનનું સુખ આપે, રોગ તથા શત્રુનો નાશ થાય, રાજ્યકુળથી સન્માન મળે અને ભાગ્યનો વધારો થાય.

ગુરૂની મહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

રોગ અને શત્રુનો નાશ કરે, સુખનો વધારો થાય, આરોગ્ય રાખે અને ધન તથા વૈભવમાં વધારો થાય.

ગુરૂની મહાદશામાં બુધની અંતર દશાનું ફળ.

ઘણી વિદ્યા અને જ્ઞાનનો વધારો કરે, કળા કૌશલ્યમાં વધારો કરે, ભાઇ અને મિત્રનો લાભ આપે; ગુરૂ, દેવ અને અગ્નિની ભક્તિ કરાવે અને ધન તથા કીર્તિનો વધારો કરે.

ગુરૂની મહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

મધ, તલ, ધન, ધાન્યનો નાશ કરે; વૈશ્ય જાતની સ્ત્રી અથવા શુદ્ર જાતની સ્ત્રી તરફથી લાભ ઉપજાવે અને ધર્મ સંબંધી કામ કરાવે.

---

રાહુની મહાદશાનું ફળ.

બુદ્ધિનો નાશ કરાવે તથા બુધ્ધિ સંભ્રમ રખાવે, સર્વે કામકાજમાં ફોગટ મેહેનત કરે, શરીરે ઘાત થાય, રીષ્ટ તુલ્ય પિડા ઉપજાવે, ઝેરી જીવ કે ઝેરી વસ્તુ તરફથી ભય ઉપજાવે, અકસ્માત આપત્તિ પડે, ધન અને ધાન્યનો નાશ કરે અને સ્વજન અને મિત્રનો વિયોગ કરે.

રાહુની મહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

માનસિક ચિંતા અને મોટી નુકસાની કરે, કોઇ જાતનું વ્યસન કરાવે, મિત્રનો નાશ કરે, લોકમાં અપજશ ઉપજાવે, અને ભાઈઓમાં વેરભાવ થાય.

રાહુની મહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

દેવ અને બ્રાહ્મણ ઉપર ભક્તિ ભાવ થાય, ધન, ધાન્ય અને મનોરથનો

મોજ આપે, વસ્ત્ર અને અલંકારમાં લાભ આપે, કામકાજમાં સીદ્ધિ કરે અને પ્રાક્રમ તથા ઉદ્યમની સીદ્ધિ કરે.

### રાહુની માહાદશામાં સૂર્યની અંતરદશાનું ફળ.

રોગ અને શત્રુનો મોટો ભય ઉપજાવે, રાજ્ય તરફથી પણ ભય કરાવે, ધન ધાન્યનો નાશ કરે અને અગ્નિ તથા ચોરનો ભય થાય.

### રાહુની માહાદશામાં ચંદ્રની અંતરદશાનું ફળ.

સ્ત્રીનો નાશ કરે, કલેશ કરાવે, ધનનો નાશ કરે, શત્રુથી ભય ઉપજાવે અને ભાઈઓની સાથે કંકાસ થાય.

### રાહુની માહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

ઝેર, શસ્ત્ર, અગ્નિ અને ચોરનો ભય ઉપજાવે, ધન અને કીર્તિનો નાશ કરે, રોગ થાય અને અપમાન મળે.

### રાહુની માહાદશામાં બુધની અંતરદશાનું ફળ.

મિત્રનો સમાગમ કરાવે, જ્ઞાન, બુધ્ધિ અને ધનનો લાભ આપે; કોઇ પણ જાતનું સુખ ઉપજાવે નહીં અને માનસિક ચિંતા ઉપજાવે.

### રાહુની માહાદશામાં શનિની અંતરદશાનું ફળ.

વા, પિત્ત અને કફની પિડા કરશે, બીજા માણુસ સાથે લડાઈ ટટો કરાવશે, ધંધા રોજગારનો નાશ કરશે, દેશભ્રષ્ટ કરાવશે, ધન અને કીર્તિનો નાશ કરે, અને કોઈ પણ કામની સીધ્ધિ કરે નહીં.

### રાહુની માહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

રોગ અને શત્રુનો નાશ કરે, દેવ અને બ્રાહ્મણની ભક્તિ કરે, ધન ધાન્યનો વધારો કરે, મનોરથની સીદ્ધિ કરે અને કીર્તિ તથા સુખ વધારે.

———o*o———

## શુક્રની માહાદશાનું ફળ.

મિત્ર અને સારા માણુસની સોબતનો વધારો કરે, સ્ત્રી તરફથી હાસ્ય વિલાસ ભોગવાવે, વૈભવનો વધારો કરે, ધન મેળવવાના અનેક તરેહના સાધનો મેળવાવે, રાજ્ય કુળ તરફથી સન્માન અને ધનનો લાભ આપે, પ્રાક્રમ અને ઉદ્યમનો વધારો કરે, સર્વે મનોરથની સીદ્ધિ કરે અને લક્ષ્મી તથા જશ સ્થિર રાખે.

### શુક્રની માહાદશામાં શુક્રની અંતર દશાનું ફળ.

સુખ અને માનનો વધારો કરે, સંતાનનો વધારો કરે, ધન ધાન્ય અને

મનોરથની સીદ્ધિ કરે, વસ્ત્ર અને અલંકારનો વધારો કરે અને ધર્મ, વિદ્યા તથા જશનો વધારો કરે.

### શુક્રની માહાદશામાં સૂર્યની અંતરદશાનું ફળ.

રોગ અને શત્રુનો ભય ઉપજાવી તેનો નાશ કરે, માનસિક ચિંતાની સાથે ધન મેળવે, રાજ્ય કુળથી ધન તથા માન મેળવે અને મોટા અધિકારી માણસ સાથે સમાગમ કરાવે.

### શુક્રની માહાદશામાં ચંદ્રની અંતર દશાનું ફળ.

શરીરે સંતોષ અને સુખ આપે, ઘણા કામકાજમાં જશ મળે, શત્રુ અને મિત્રમાં વધારો થાય, અને ગુરૂ, દેવ અને અગ્નિની ભક્તિ ઉપજાવે.

### શુક્રની માહાદશામાં મંગળની અંતર દશાનું ફળ.

રોગ શત્રુનો નાશ કરે, ધન અને કીર્તિનો વધારો કરે; સુખ, વૈભવ અને આરોગ્યતાનો વધારો કરે.

### શુક્રની માહાદશામાં બુધની અંતરદશાનું ફળ.

નખ, આંખો અને માથામાં પિડા ઉપજાવે, કામકાજમાં આળસ વધારે, માનસિક ચિંતા કરાવે અને ધનની ફીકર રખાવે.

### શુક્રની માહાદશામાં શનિની અંતર દશાનું ફળ.

વૃદ્ધ સ્ત્રીની સાથે સમાગમ કરાવે, કોઇ વસ્તુ, ધન અને સુખનો વધારો કરે, રોગ અને શત્રુનો નાશ કરે, કામ કાજમાં સીદ્ધિ કરે અને ધારેલો મનસૂબો પાર પાડે.

### શુક્રની માહાદશામાં ગુરૂની અંતર દશાનું ફળ.

ધન, ધાન્ય, વૈભવ અને સુખનો વધારો કરે, ધર્મ અને જ્ઞાનનો વધારો કરે, પ્રજામાં અથવાતો અધિકારમાં આગેવાની કરે, પણ માનસિક ચિંતા રખાવે, તથા કોઈ વખત શત્રુ ઉપજાવે.

### શુક્રની માહાદશામાં રાહુની અંતર દશાનું ફળ.

મિત્રની સાથે વેર કરાવે, ધનનો નાશ કરે, ભાઇઓમાં લડાઇ કરાવે, અકસ્માત ભય ઉપજાવે અને શરીરે પિડા કરે.

**ઉપર પ્રમાણે માહાદશા અને અંતરદશાના ફળ સાધારણ રીતે લખ્યા છે, તેમાં ઉપર જણાવેલી હકીકત ઉપરાંત નિચેની હકીકત પણ ધ્યાનમાં રાખવી.**

માહાદશાના સ્વામિ ભેગો કોઈ પણ ગ્રહ રહેલો હોય અથવા તેથી સાતમા ભાવે કોઇ ગ્રહ રહેલો હોય તો એ બંને ગ્રહની અંતરદશા નેષ્ટ ફળ આપશે એવું જાતકા ભરણ નામના ગ્રંથમાં લખ્યું છે.

દ્રષ્ટિ ફળ માહાદશા તથા અંતરદશામાં મળશે એવું પ્રથમ લખ્યું છે તે વિષે વધારે ખુલાસો નીચે મૂજબ જાણવો.

દ્રષ્ટિ બે પ્રકારની છે. એક ગ્રહોપરી અને બીજી ભાવોપરી. આ બંને દ્રષ્ટિઓ જન્મ પત્રીઓમાં લખેલી હોય છે.

ગ્રહો એક બીજાને દેખે છે તે બાબત દ્રષ્ટિનું ફળ વિગતવાર પાછળ લખવામાં આવ્યું છે. આ ફળ એક બીજાની માહાદશા અંતરદશામાં મળશે. દાખલા તરીકે લખીએ છીએ કે સૂર્ય ગુરૂને દેખે છે તો આ દ્રષ્ટિનું ફળ ગુરૂની માહાદશામાં સૂર્ય આપશે, અને ગુરૂ સૂર્યને દેખતો હોય તો આ દ્રષ્ટિનું ફળ સૂર્યની માહાદશામાં ગુરૂ આપશે એમ તમામ દ્રષ્ટિ ફળને માટે સમજવું.

ગ્રહો બારે ભાવને દેખે છે તે બાબત પણ દ્રષ્ટિ ફળ પાછળ લખવામાં આવેલું છે. આ ફળ દેખનાર ગ્રહની માહાદશા, અંતરદશામાં દેખાયલા ભાવની બાબતમાં મળશે. દાખલા તરીકે સૂર્ય ૪-૫-૭-૯-૧૦ વિગેરે ભાવને દેખેછે તે પ્રત્યેક ભાવ ઉપર સૂર્યની દ્રષ્ટિનું ફળ જોવું. તેમાં જે જે ભાવ ઉપર જે જે બાબતનું ફળ સારૂં હશે તે તે બાબતનું શૂભ ફળ સૂર્ય પોતાની માહાદશા તથા અંતર દશામાં આપશે, અને જે જે ભાવ ઉપરની દ્રષ્ટિનું જે જે બાબતનું નઠારૂં દ્રષ્ટિ ફળ હશે તે તે બાબતનું અશૂભ ફળ પોતાની માહાદશા તથા અંતરદશામાં સૂર્ય વિગતબંધ આપશે.

આ દ્રષ્ટિ પરના આધારથી દરેક ગ્રહ પોત પોતાની દશામાં બંને ભાવ સંબધી તથા તેને લગતી બીજી બાબતોનું વિગતવાર શૂભાશૂભ ફળ જે આપેછે તે સેહેજથી કહી શકાશે, કારણ કે દરેક ગ્રહનું કેટલાએક ભાવ ઉપર શૂભ દ્રષ્ટિ ફળ હોય અને કેટલાએક ભાવ ઉપર અશૂભ ફળ પણ હોય છે; તમામનું કદી પણ એક સરખું ફળ હોય નહીં, માટે સૂચના ધ્યાનમાં રાખી દશા ફળ કહેવાં. દશાના ફળ કહેવા એ સેહેલી વાત નથી, આખી જન્મપત્રીનું પરિણામ તે દશાફળ જાણવું.

# પ્રકરણ બીજું.

## દરેક માણસ કેટલા વર્ષ આયુષ્ય ભોગવે તે બાબત.

### બૃહજ્જાતક ગ્રંથમધેથી.

સૂર્ય, ચંદ્ર વિગેરે ગ્રહોમાં દરેક ગ્રહની મહાદશા કેટલા વર્ષની હોય છે તે વિષેની સમજણ દશા પ્રકરણમાં લખેલી છે.

ગ્રહોનું સ્પષ્ટ ગ્રહ ચક્ર સંજ્ઞા પ્રકરણમાં લખેલું છે તે ઉપર ધ્યાન આપવું.

સ્પષ્ટ ગ્રહ ચક્રમાં ગ્રહોની રાશિ, અંશ, કળા, વિકળા લખેલી છે તેમાં રાશિનો જે આંક હોય તેના અંશ કરવા એટલે ત્રીશ અંશની એક રાશિ માટે ત્રીશે ગુણવા ને જે આંક આવે તેમાં સ્પષ્ટ ગ્રહ ચક્રમાં જે અંશ લખેલા હોય તે તેમાં ભેળવવા, પછી તેને સાઠે ગુણવા, કારણકે અંશની કળા કરવી છે માટે સાઠે ગુણતાં જે આંક આવે તેમાં સ્પષ્ટ ગ્રહ ચક્રમાં કળાનો જે આંક હોય તે તેમાં ભેળવવો એટલે ગ્રહની સર્વ કળા થઇ તેને બસેંએ ભાગ આપતાં જે આંકથી ભાગ બેસે તે આંકડા જેટલા વર્ષ તે ગ્રહ આયુષ્ય આપે; પણ જો તે આંક બાર ઉપર હોય તો તેમાંથી બારે ભાંગતાં જે શેષ રહે તેટલું આયુષ્ય તે ગ્રહ આપે એમ જાણવું.

હવે ઉપર પ્રમાણે કળાને બસેંએ ભાગતાં જે શેષ રહે તે કળા રહી છે તેનો બારે ગુણાકાર લેવો, કારણ કે માસ ઉપજાવવા છે. વળી સ્પષ્ટ ગ્રહ ચક્રમાં વિકળાનો જે આંક હોય તેનો પણ બારે ગુણાકાર કરવો ને પછી તેનો સાઠે ભાગાકાર કરવો તે કરતાં જે આંકથી ભાગ બેસે તે આંક ઉપલી ગુણાકાર કરેલી કળામાં ઉમેરવો, પછી તેને બસોએ ભાગ આપવો અને જે આંકથી ભાગ બેસે તે આંક પ્રમાણે આયુર્દાના માસ સમજવા.

હવે દિવસ લાવવા છે માટે ઉપર જે કળાને બસોએ ભાગ આપતાં જે શેશ રહેલું હોય તેને ત્રીશે ગુણવા, તેમજ વિકળાની કળા કરતાં જે શેષ રહેલું હોય તેને પણ ત્રીશે ગુણી સાઠે ભાગ આપતાં જે આંકથી ભાગ બેસે તે આંક ઉપલા આંકડામાં ઉમેરી બસોએ ભાગ આપવો, અને જે આંકથી ભાગ બેસે તે આંક પ્રમાણે આયુર્દાના દિવસ જાણવા.

ઉપર પ્રમાણે દિવસ કાઢતાં જે શેશ રહે તેનો સાઠે ગુણાકાર કરવો, કારણ કે ઘડી લાવવી છે, માટે આ પ્રમાણે ગુણાકાર કરતાં જે આંક આવે તેમાં વિકળા રહેલી હોય તેજ ઉમેરવી, પછી તેને બસોએ ભાગ આપતાં જે આંકથી ભાગ બેસે તે આંક આયુર્દાની ઘડી સમજવી, અને જો શેશ રહે તો પળ કરવા માટે

સાઠે ગુણાકાર કરી બસોએ ભાગ આપતાં જે આંકથી ભાગ બેસે તે આંક પ્રમાણે આયુર્દાની પળ સમજવી.

ઉપર પ્રમાણે બધા ગ્રહોને માટે સ્પષ્ટ ગ્રહ ચક્ર ઉપરથી અને લગ્નને માટે ભાવ સંધીના કોઠા ઉપરથી ગણત્રી કરવી અને લગ્ન સહીત દરેક ગ્રહ કેટલું આયુષ્ય આપે તે નક્કી કરી બધાનો સરવાળો કરતાં જે વર્ષ, માસ દિવસ, ઘડી, પળ આવે તે મધ્યમ આયુષ્ય જાણવું.

હવે સ્પષ્ટ આયુષ્ય કાઢવા માટે કેશવી ગ્રંથ તથા જાતક ચંદ્રિકા નાગના ગ્રંથમાં નિચે પ્રમાણે લખે છે.

જન્મકુંડળીમાં જે ગ્રહ સ્વગ્રહી હોય અથવા વર્ગોત્તમી હોય તો તે ગ્રહના મધ્યમ આયુષ્યથી બમણું કરવું, અને તે ગ્રહ વક્ર ગતીનો એટલે ઉંધી ચાલનો અથવા ઊંચનો હોય તો તે ગ્રહના મધ્યમ આયુષ્ય થકી ત્રણગણું કરવું, અને તે ગ્રહ દ્રેષ્કાંડ કુંડળીમાં સ્વગ્રહી હોય અથવા નવમાંશ કુંડળીમાં સ્વગ્રહી હોય તો તે ગ્રહના મધ્યમ આયુષ્યને બમણું કરવું.

હવે કોઈ ગ્રહ બે અથવા ત્રણ બળ પામ્યો હોય એટલે સ્વગ્રહી અને વક્રનો અથવા ઉંચનો હોય તો તેનું આયુષ્ય ઉપર જે કહેલું છે તેમાં જે બળનું વધારે હોય તેજ ફકત ગણવું. ઉદાહરણ—એક ગ્રહ સ્વગ્રહી તથા વક્રનો છે ને વક્ર ગ્રહ આયુષ્ય વધારે આપે છે માટે ફકત વક્રના મધ્યમ આયુષ્યથી ત્રણગણું ગણવું.

ઉપર લખ્યા પ્રમાણે વૃદ્ધિ પામેલો ગ્રહ અસ્તનો અથવા નીચનો હોય તો તે વૃદ્ધિ કરેલા આયુષ્યથી અર્ધ કરવું, અને જો શત્રુના ઘરમાં બેઠો હોય તો વૃદ્ધી કરેલા આયુષ્યનો ત્રીજો ભાગ બાદ કરવો.

જે ગ્રહ કોઈપણ બળ પામ્યો ન હોય અને તે અસ્તનો હોય અથવા નીચ રાશિનો હોય તો તેનું મધ્યમ આયુષ્ય અડધું કરવું; અને જો શત્રુના ઘરમાં બેઠો હોય તો તે ગ્રહનું મધ્યમ આયુષ્યનો ત્રીજો ભાગ બાદ કરવો.

હરકોઇ ગ્રહ જન્મ કુંડળીમાં સાતમા ભાવે બેઠો હોય તો તેના ઉપર કહેલા આયુષ્યમાંથી છઠ્ઠો ભાગ બાદ કરવો, અને આઠમે આવ્યો હોય તો પાંચમો ભાગ બાદ કરવો, નવમે આવ્યો હોય તો ચોથો ભાગ બાદ કરવો, દશમે આવ્યો હોય તો ત્રીજો ભાગ બાદ કરવો, અગીયારમાં ભાવે બેઠો હોય તો અડધ ભાગ બાદ કરવો, અને જો બારમે ભાવે આવેલો હોય તો તે ગ્રહે આપેલું સર્વ આયુષ્ય જાય, અને તે પાપગ્રહ હોય તો ઉપર પ્રમાણે આયષ્ય બાદ કરવું, અને શુભ ગ્રહ હોય તો તેથી અર્ધ ભાગ જાય. ઉદાહરણ—સાતમા ભા-

વમાં પાપ ગ્રહ રહેવાથી આયુષ્યનો છઠ્ઠો ભાગ બાદ કરવો, અને શુભ ગ્રહ રહ્યા હોય તો બારમો ભાગ બાદ કરવો.

ઉપર લખેલા ભાવોમાં એક કરતાં વધારે ગ્રહ બેઠેલા હોય તો તેમાં જે બળવાન હોય તેજ ગ્રહનું ઉપર મૂજબ આયુષ્ય જાય પણ બીજા ગ્રહનું નહિ.

ઉપર લખેલા ભાવમાં રહેલો ગ્રહ અસ્તનો તથા શત્રુના ઘરમાં બેઠો હોય એવા બે અથવા ત્રણ જોગ હોય તો તેમાં જેનો વધારે ભાગ જતો હોય તેજ ફકત બાદ કરવો, જેમકે સાતમે ભાવે ગ્રહ રહ્યા છે તેથી ઉપર લખેલા નિયમ પ્રમાણે છઠ્ઠો ભાગ જાય ને અસ્તનો છે તેથી અર્ધ ભાગ જાય તો આવે ઠેકાણે એમ સમજવું કે ફકત અર્ધ ભાગ જાય છે.

શુક્ર તથા શનિ અસ્તના હોય તો તેનો ભાગ બાદ થતો નથી કારણ કે તેનું બળ ઓછું થતું નથી.

ઉપર લખ્યા પ્રમાણે સાતમા ભાવથી બારમા ભાવ સૂધીમાં ગ્રહો બેઠેલા હોય તો તે ઉપર પ્રમાણે આયુષ્યમાં ઘટાડો કરે, અને લગ્નથી છઠ્ઠા ભાવ સૂધી બેઠેલા ગ્રહો આયુષ્યમાં ઘટાડો કરતા નથી, પણ જો તે અસ્તનો અથવા નીચનો અથવા શત્રુના ઘરનો હોય તો ઉપરના નિયમ પ્રમાણે આયુષ્ય ઘટાડે છે.

હવે લગ્નનું સ્પષ્ટ આયુષ્ય નિચે પ્રમાણે છેઃ—

લગ્ન નિર્બળ હોય તો લગ્નનું જે મધ્યમ આયુષ્ય આવ્યું હોય તેજ સ્પષ્ટ આયુષ્ય જાણવું; અને જો લગ્ન બળવાન હોય તો લગ્નની રાશિનો આંકડો મધ્યમ આયુષ્યમાં મેળવવો અને બાકીના અંશ કળા, વિકળા, એ ત્રણેને બમણા કરવા અને તેને પાંચે ભાગ આપી જે આવે તે માસ, અને ભાગ આપતાં જે શેશરહે તેને ત્રીશે ગુણવા ને જે સંખ્યા આવે તેમાં કળા ઉમેરવી ને તેને પાંચે ભાગ આપવો અને જે સંખ્યા આવે તે દિવસ જાણવા, અને ભાગ આપતાં જે શેશ રહી હોય તેને સાઠે ગુણી જે સંખ્યા આવે તેમાં વિકળા મેળવવી, અને તેને પાંચે ભાગ આપતાં જે સંખ્યા આવે તે ઘડી સમજવી, અને જે શેશ રહે તેને સાઠે ગુણી પાંચે ભાગતાં જે સંખ્યા આવે તે પળ સમજવી. એ પ્રમાણે માસ, દિવસ, ઘડી, પળને પણ લગ્નના મધ્યમ આયુષ્યમાં મેળવી દેવું એટલે લગ્નનું સ્પષ્ટ આયુષ્ય થાય.

ઉપર પ્રમાણે ગ્રહો તથા લગ્નનું સ્પષ્ટ આયુષ્ય કાઢી સરવાળો કરવો તે તે મનુષ્યનું તેટલું આયુષ્ય જાણવું.

**ટીકા.**

**ઘણા ગ્રંથકારો લખેછે કે બાળકનું ત્રણ વર્ષની ઉંમર થતાં સૂધી તેને માટે ઉપરનો નિયમ સમજવાનો નથી. બાળકના રીષ્ટ યોગ ઉપર ધ્યાન આપવું; અને કેટલાક આચાર્યો પાંચ વર્ષ સૂધીને માટે કહે છે.**

# પ્રકરણ ૩ જું.

## નિર્યાણ બાબત.

### બૃહજ્જાતક અને નિર્યાણ દિપક ગ્રંથ મધેથી.

જે માણસની જન્મ કુંડળી છે તેનું મરણ ક્યારે, કયા નિમિત્તે, કેવી રીતે, કયા સ્થળે થશે તથા મરણ પછી તેની કેવી ગતી થશે એ બાબતનો નિર્ણય આ પ્રકરણમાં વિગતવાર કરેલો છે.

જન્મ પછી આઠ વર્ષની અંદર મરણ થવા વિષે વિચાર અમોએ રીષ્ટ યોગના પ્રકરણમાં જણાવ્યો છે, માટે આ ઠેકાણે આઠ વર્ષની ઉંમર પછી ક્યારે મરણ થશે એ નક્કી કરેલું છે.

જન્મ લગ્ન અને ચંદ્ર થકી આઠમે જે ગ્રહ રહેલા છે તેમની દશા અને અંતર દશા રીષ્ટ કરનારી જાણવી.

આ પ્રમાણે રીષ્ટ કરનારા ગ્રહો ઘણા હોય તો તેમાંથી બળવાન ગ્રહને રીષ્ટ કરનારો ગણવો, અને બાકીનાને રોગ કરનારા કે નેષ્ટ ફળ આપનારા જાણવા.

જન્મ લગ્ન અને ચંદ્ર થકી આઠમે ભાવે કોઇ ગ્રહો રહેલા ન હોય તો તે આઠમા ભાવમાં રહેલી રાશિના સ્વામિને રીષ્ટ કરનારો ગ્રહ સમજવો.

આ પ્રમાણે ત્રિશાંશ કુંડળી ઉપરથી પણ વિચાર કરવો એટલે—ત્રિશાંશ કુંડળીમાં લગ્ન અને ત્રિશાંશ કુંડળીમાં ચંદ્ર થકી આઠમે ભાવે જે ગ્રહો રહેલા હોય તેમની મહાદશા અને અંતરદશા રીષ્ટ કરનારી જાણવી.

આ ગ્રહો ઘણા રીષ્ટ કરનારા હોય તો તેમાંથી બળવાન ગ્રહને રીષ્ટ કરનારો જાણવો અને બાકીનાને પિડા કરનારા અથવા નેષ્ટ ફળ આપનારા જાણવા; પણ આ પ્રમાણે કોઈ ગ્રહ રહેલો ન હોય તો આ બંને થકી આઠમે ભાવે રહેલી રાશિના સ્વામિઓ રીષ્ટ કરનારા થશે ને તે એક બીજાની દશા અંતર દશામાં રીષ્ટ કરશે.

રીષ્ટ કરનારા ગ્રહો નીચના, અસ્તના કે લગ્ન થકી કે ચંદ્ર થકી ૬-૮-૧૨ મા ભાવમાં રહેલા હશે અથવા ૬-૮-૧૨ મા ભાવના સ્વામિઓ હશે તો અચ્ચિત રીષ્ટ કરશે.

જન્મ લગ્ન અને ચંદ્રની રાશિના સ્વામિઓના શત્રુ ગ્રહની દશામાં પણ વ્યાધિ યોગનો સંભવ જાણવો.

આ પ્રમાણે ત્રિશાંશ કુંડળીમાંના લગ્ન અને ચંદ્રની રાશિઓના સ્વામિના

શત્રુ ગ્રહની દશાગાં પણ સમજવું.

જન્મ કુંડળીગાં અને ત્રિશાંશ કુંડળીગાં લગ્ન અને ચંદ્ર થકી ૬-૮-૧૨ મા ભાવે રહેલા ગ્રહો અથવા તે ભાવે રહેલી રાશિઓના સ્વામિઓ પણ પોતાની મહાદશા અંતર દશાગાં રીષ્ટ કે પિડા કરનારા સમજવા.

રીષ્ટ યોગ કરનારા ગ્રહોમાંથી એક ગ્રહની મહાદશા અને બીજા ગ્રહની અંતરદશા રીષ્ટ કરનારી સમજવી.

જન્મ કુંડળીમાં અને ત્રિશાંશ કુંડળીમાં લગ્ન અને ચંદ્ર થકી ૬-૮-૧૨ મા ભાવે રહેલા ગ્રહો અથવા ૬-૮-૧૨ મા ભાવમાં રહેલી રાશિઓના સ્વામિ થકી પણ ૬-૮-૧૨ મા ભાવે રહેલા ગ્રહો અથવા તે ૬-૮-૧૨ મા ભાવમાં રહેલી રાશિના સ્વામિઓ પણ પિડા કરનારા જાણવા.

સ્થાન વશથી જે ગ્રહોને રીષ્ટ કરનારા ઠરાવેલા છે તે સ્થાન ઉપર દ્રષ્ટિવાળા ગ્રહોને પણ આ રીષ્ટ કરવાનો અધિકાર મળે છે એમ જાણવું.

ઉપર પ્રમાણે વિચાર કરતાં રીષ્ટ કરનારા ઘણા યોગનો સંભવ માલૂમ પડે તો તેમાંથી જે યોગ ઘણો મજબૂત અથવા બળવાન હોય તે યોગ ગ્રહણ કરવો,અને બાકીના નિર્બળ યોગને પિડા કરનાર તથા બીજી રીતે નેષ્ટ ફળ આપનારા જાણવા.

પારાશર અને શૂક મૂની વિગેરે કેટલાક ગ્રંથ કર્ત્તા મારકેશ સ્થાન ઉપરથી તથા કારક ગ્રહ ઊપરથી રીષ્ટ યોગ બતાવ્યો છે, પણ આ તેમનો વિષય જૂદો છે માટે તે આ પ્રસંગને લાગૂ નથી, કારણ કે તે કદી આ વિષયને લાગૂ હોત તો વરાહમિહર, ઢુંઢીરાજ, ગાર્ગી ભગવાન અને સારાવળી કરનાર વિગેરે સઘળા જાતક ગ્રંથ કર્ત્તા પોતાના ગ્રંથમાં દાખલ કરત.

સ્પષ્ટ આયુર્દાના કોષ્ટકમાં જેટલા વર્ષની આયુર્દા આવી હોય તેટલા વર્ષ માણુસ જીવશે; પણ આ આયુર્દામાં ચાલતા કળિયુગના મહાત્મને લીધે વખતે ફેરફાર થાય છે, માટે ઉપર પ્રમાણે નિર્યાણના આધારથી માણુસના મરણનો વખત નક્કી કરવો.

આ ઠેકાણે એક સવાલ પેદા થાય છે તે એ કે ગણિત કરતાં નક્કી કરેલાં સ્પષ્ટ આયુર્દાના વર્ષ જેટલુંજ જો માણુસ જીવે તો પછી નિર્યાણ ઊપરના રીષ્ટના આધારે મરણ જોવાની કાંઇ જરૂર નથી અથવા નિર્યાણ પ્રમાણેજ જો માણુસનું રીષ્ટ થાય તો પછી સ્પષ્ટ આયુર્દા વર્તવાનું કાંઇ જરૂર નથી, પણ એમ સમજવું નહીં. કારણ કે આ ઠેકાણે વરાહમીહર, મય, યવન, મણીત્થાચાર્ય જીવશર્મા વગેરે ઘણા પંડીતો મૂખ્ય પાંચ પ્રકારની આયુર્દાઓ કહે છે, અને તે

બાબત શ્રીપતી પંડીત કહેછે કે આયુર્દા નક્કી કરવાનું ગણિત ઘણું અઘરૂં છે. વળી કયી આયુર્દા પ્રમાણ કરવી તે વિષે જૂદા જૂદા પંડીતોના જૂદા જૂદા મત છે, તેથી કયા આયુર્દા ઉપર વધારે આધાર રાખવો તેનો નિર્ણય કરવો એ ઘણું અઘરૂં કામ છે. વળી કોઇને અકસ્માત કે અકાળ મૃત્યુનો યોગ ઊપજેલો હોય તો વરતેલી આવરદાના વર્ષની મૂદતે તે માણસનું રીષ્ટ થશે નહિ.

આ બાબતમાં કેશ્વાર્ક, શ્રીપતી, દીનકર અને બીજા પદ્ધતી ગ્રંથ કરનારા તમામ પંડીતો પોત પોતાની પદ્ધતીના ગ્રંથમાં પણ ઉપર મૂજબ આયુર્દાના પ્રકરણમાં લખી ગયા છે જે આવી જાતના માણસને નીયમિત એટલે વરતેલી આયુર્દાની મૂદતે રીષ્ટ અને આવી જાતના માણસને અકાળ મૃત્યુ થશે.

ઉપર મૂજબ કારણથી ફક્ત આયુર્દા ઉપરથીજ માણસના રીષ્ટનો નિર્ણય થઇ શકતો નથી, માટે નિર્યાણ ઉપરથી પણ રીષ્ટ જાણવાની જરૂર છે.

જાતકાલંકાર તથા શુક જાતક નામના ગ્રંથમાં લખ્યું છે કે જેમ જન્મકુંડળીવાળા માણસનો રીષ્ટ યોગ નક્કી થાય છે તેમ તેના સંબંધના માણસોનો પણ રીષ્ટ યોગ વિચાર કરીને નક્કી કરવો.

ભાઈ બેહેનનો રીષ્ટ યોગ નક્કી કરવો હોય તો જન્મ લગ્ન અને ચંદ્ર થકી ત્રીજા ભાવ ઉપર તથા દ્રેષ્કાંડ કુંડળીમાંના લગ્ન અને ચંદ્ર ઉપર આધાર રાખવો.

સંતાનનું રીષ્ટ નક્કી કરવું હોય તો જન્મ લગ્ન અને ચંદ્ર થકી પાંચમા ભાવ ઉપર અને સપ્તમાંશ કુંડળીમાંના લગ્ન અને ચંદ્ર ઉપર આધાર રાખવો.

માતપિતાનું રીષ્ટ નક્કી કરવું હોય તો જન્મ લગ્ન અને ચંદ્ર થકી અનુક્રમે ૪-૧૦ મા ભાવ ઉપર અને દ્વાદશાંશ કુંડળીમાંના લગ્ન અને ચંદ્ર ઉપર આધાર રાખવો.

સ્ત્રીનું રીષ્ટ જોવું હોય તો જન્મ લગ્ન અને ચંદ્ર થકી સાતમા ભાવ ઉપર અને નવમાંશ કુંડળીમાંના લગ્ન અને ચંદ્ર ઉપર આધાર રાખવો.

એવી રીતે મામા, મામી, સાસુ, સસરા, કાકા, ભાભી, છોકરાની વહુ વિગેરે જે જે માણસનું રીષ્ટ અથવા સારૂં નરસું ફળ જોવું હોય તો સૌ સૌના ભાવ ઉપરથી ઉપર પ્રમાણે મૂખ્ય આધાર રાખીને બાકીનો સઘળો વિચાર પ્રથમની રીત મૂજબ ઝીણી નજરથી કરવો.

જન્મ કુંડળીવાળા માણસના તથા તેના સંબંધવાળા માણસોના પિડાકારી તથા રીષ્ટના સંભવ કરનારા વર્ષના પ્રમાણ વિષે સવિસ્તર દશા પ્રકરણમાં લખવામાં આવ્યું છે, તેમજ રીષ્ટ વિષે વિશેષ વિચાર પણ કેટલોક દશા પ્રકરણમાં

જણાવવામાં આવ્યો છે.

જન્મ કુંડળીમાં જે રાશિનો ચંદ્ર હોય તે રાશિના આધારથીજ ફકત નિર્યાણ કહેવાય છે, તેને ચંદ્ર કૃત નિર્યાણ કહે છે, પણ તે આ વખતમાં બરાબર લાગૂ પડતું નથી, જેથી અમો આ ગ્રંથમાં દાખલ કરતા નથી. જેમ ચંદ્ર કૃત નિર્યાણ છે તેમ લગ્ન કૃત નિર્યાણ પણ કોઇ પંડીત કહે છે તે જન્મ લગ્નની રાશિ ઉપરથી જણાવેલું છે; વળી આઠમા ભાવની રાશિ અને આઠમા ભાવના નવમાંશની રાશિ ઉપરથી પણ કોઇ કહે છે, પણ આ સઘળાં નિર્યાણો આ વખતમાં લાગૂ નથી.

આ સઘળા નિર્યાણોમાં આયુષ્યના વર્ષો તથા જન્મ થકી કેટલામે વર્ષે, કયા માસમાં, કયી તિથિમાં, કયા વાર નક્ષત્રમાં તથા કયા વખતમાં, કયે ઠેકાણે, કેવા નિમિત્તથી મરણ થશે, તથા અમૂક અમૂક વર્ષોમાં આખી જીંદગીમાં કયા કયા પ્રકારનું કેવું કેવું સુખ દુઃખ થશે તે વિગતવાર જણાવેલું હોય છે.

સઘળી જાતના નિર્યાણોનો સમાવેશ સંક્ષેપમાં લાગૂ પડતો અમોએ આ ગ્રંથમાં દાખલ કરેલો છે.

નિર્યાણની બાબતમાં એક વાત વધારે ધ્યાનમાં રાખવાની છે તે એકે હમેશાં માણસના કુળ, જાતિ, દેશ અને યુગનો વિચાર કરવો. કેટલીક જાતોમાં ફકત દાટવાનો રિવાજ હોય છે, અને કોઇ જાતમાં ફકત પાણીમાં મુડદાંને રાખવાનો કે નાંખવાનો રિવાજ હોયછે, કોઇમાં મુડદાંને ભોંયમાં પૂરી રાખવાનો રિવાજ હોયછે, કોઇમાં મુડદાંને મૂકી આવવાનો રિવાજ હોયછે, કોઇમાં મુડદાંને કાપી નાંખી દેવાનો રિવાજ હોય છે; વળી કોઇમાં સ્ત્રી પુરૂષના જોડામાંથી એકનું મર્ણ થાય તો પછી બીજાને જોરથી તેની સાથેજ બાંધી રાખી મારી નાંખવાનો રિવાજ હોય છે. આ પ્રમાણે પૃથ્વી ઉપરના જૂદા જૂદા સ્થળમાં જૂદી જૂદી જાતોમાં અને તેમના કુળમાં જૂદા જૂદા રિવાજો હોય છે તેવા પ્રસંગમાં આ નિર્યાણ મળતું આવશે નહી, ફકત સાધારણ રીતે વેદ ધર્મને અનુસરતાં માણસોને ઘણું કરીને આ નિર્યાણ લાગૂ પડશે.

જન્મકુંડળીમાં લગ્ન થકી આઠમા ભાવમાં કોઈ પણ ગ્રહ રહેલો હોય નહિ, પણ આ આઠમા ભાવને કોઇ ગ્રહ બળવાન થઈને દેખતો હોય તો આ ગ્રહના ધાતુ વિકારના રોગ થકી મર્ણ થશે, એટલે સૂર્ય દેખતો હોય તો પિત્ત વિકારના રોગથી, ચંદ્ર દેખતો હોય તો વાયુ અને કફ વિકારથી, મંગળની દ્રષ્ટિ હોય તો પિત્ત વિકારથી, બુધ દેખતો હોય તો ત્રિદોશથી એટલે વાયુ, કફ અને પિત્ત એવા ત્રણે વિકારથી, ગુરૂની દ્રષ્ટિ હોય તો કફ વિકારથી, શુક્ર દેખતો હોય તો વાયુ

અને કફથી, શનિની દ્રષ્ટિ હોય તો વાયુ વિકારથી મરણ સમજવું.

જન્મ લગ્નથી આઠમે ભાવે જે રાશિ હોય તે રાશિ શરીરના કયા અંગમાં રહેલી છે તે અંગમાં ઉપર જણાવેલા રોગ થકી આ માણસનું મર્ણ થશે. સંજ્ઞા પ્રકરણમાં રાશિઓનાં અંગો જણાવ્યાં છે કે મેષ માથે, વરખ મૂખે, મિથુન ઉરમાં એમ બારે રાશિઓ કાળ પુરૂષના અંગમાં અધિપતિપણાથી રહેલીઓ છે.

કદી આ પ્રમાણે આઠમા ભાવમાં ઘણા ગ્રહો બળવાન થઇને દેખતા હોય તો આ દેખનારા ઘણા ગ્રહોના ધાતુ વિકારથી આઠમા ભાવની રાશિના અંગમાં રોગ પેદા થઇ મરણ પામશે.

કદીઆઠમા ભાવમાં કોઈ ગ્રહો રહેલા હોય તો નિચે લખેલા વિકારથી મરણથશે.

લગ્ન થકી આઠમા ભાવમાં સૂર્ય રહેલો હોય તો અગ્નિના કારણથી મરણ થશે, ચંદ્ર હોય તો જળના કારણથી, મંગળ હોય તો શસ્ત્રના કારણથી, બુધ હોય તો જ્વરના કારણથી, ગુરૂ હોય તો આમ વાયુના કારણથી, શુક્ર હોય તો તૃશા એટલે તરશના કારણથી અને શનિ હોય તો ભૂખના કારણથી મરણ થશે; અને વધારે ગ્રહો આઠમે રહેલા હોય તો તે આઠમે રહેલા સર્વે ગ્રહોના ઉપર જણાવેલા કારણથી મૃત્યુ થશે. આ પ્રમાણે આઠમે રહેલો ગ્રહ બળવાન હોય તો ઉપર જણાવેલા તે ગ્રહના શૂભ કારણથી મૃત્યુ થશે, પણ તે ગ્રહ નિર્બળ હશે તો તેના અશૂભ એટલે નઠારા કારણથી મરણ થશે, તેમજ મધ્યમ બળી હશે તો સમધારણ કારણથી મૃત્યુ થશે.

જન્મ લગ્નથી આઠમે ચર રાશિ હશે તો પ્રદેશમાં, સ્થિર રાશિ હશે તો પોતાના દેશમાં અને દ્વિસ્વભાવ રાશિ હશે તો અધવચ્ચ રસ્તામાં મૃત્યુ પામશે એમ જાણવું.

જન્મકુંડળીમાં દશમા અને ચોથા ભાવમાં સૂર્ય અને મંગળ એ બે ભેગા રહેલા હોય અથવા જૂદા જૂદા તે ભાવમાં બેઠા હોય તો પત્થરના કારણથી મૃત્યુ થશે.

જન્મકુંડળીમાં શનિ ચોથે, ચંદ્ર સાતમે અને મંગળ દશમે રહેલો હોય તો આ માણસ કૂવે પડી મરણ પામશે.

ચંદ્ર અને સૂર્ય કન્યા રાશિના જન્મકુંડળીમાં રહેલા હોય અને તેને પાપ ગ્રહો દેખતા હોય તો આ માણસનું પોતાના માણસ થકી મૃત્યુ થશે.

દ્વિસ્વભાવ રાશિનું લગ્ન હોય અને ત્યાં સૂર્ય તથા ચંદ્ર બંને રહેલા હોય તો આ માણસ પાણીમાં ડુબીને મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં શનિ કર્ક રાશિનો હોય અને ચંદ્ર મકર રાશિનો હોય તો

જળંદરના રોગથી આ માણસનું મ્રત્યુ થશે.

જન્મકુંડળીમાં ચંદ્ર મેષનો અથવા વૃશ્ચિક રાશિનો હોય અને તેને પાપ ગ્રહની કર્તરી હોય તો આ માણસનું શસ્ત્રથી અથવા અગ્નિથી મરણ થશે.

પાપ ગ્રહની કર્તરીવાળો ચંદ્ર કન્યા રાશિનો જન્મકુંડળીમાં હોય તો રૂધિર વિકારથી અથવા સોજાના વિકારથી મરણ થશે.

જન્મકુંડળીમાં મકર કે કુંભ રાશિનો ચંદ્ર પાપ ગ્રહની કર્તરીવાળો હોય તો દોરડીના ફાંસાથી અથવા અગ્નિમાં પડવાથી મૃત્યુ થશે.

પાંચમા ભાવે અને નવમા ભાવે એકેકો પાપ ગ્રહ રહેલો હોય અને તે બંનેને કોઈ શુભ ગ્રહ દેખતો ન હોય તો આ માણસનું બંધન થકી મરણ થશે.

જન્મકુંડળીમાં આઠમા ભાવમાં કર્ક રાશિ પ્રથમ દૃષ્કાણમાં હોય અથવા કન્યા રાશિ ત્રીજા દૃષ્કાણમાં હોય તોપણ બંધન થકી મરણ પામશે.

જન્મકુંડળીમાં મીન લગ્ન હોય, સાતમે ભાવે કન્યા રાશિનો ચંદ્ર પાપ ગ્રહ સાથે રહેલો હોય તથા શુક્ર મેષ રાશિનો હોય અને મીનનો સૂર્ય લગ્નમાં હોય તો આ માણસનું મરણ ઘરની અંદર સ્ત્રીના કારણથી થશે એમ જાણવું.

જન્મકુંડળીમાં ચોથા ભાવમાં મંગળ અથવા સૂર્ય હોય અને દશમા ભાવમાં શનિ હોય તો આ માણસનું મૃત્યુ શૂળીના કારણથી થશે એટલે શૂળીથી શરીર વિંધાતાં મરણ થશે.

ઘણા ક્ષીણ ચંદ્રની સાથે પાપગ્રહો જન્મકુંડળીમાં પાંચમા, નવમા અને લગ્ન સ્થાનમાં એકી સાથે અથવા જૂદા જૂદા એ સ્થાનમાં રહેલા હોય તોપણ આ મનુષ્યનું શૂળીથી મૃત્યુ થશે.

જન્મકુંડળીમાં સૂર્ય ચોથા ભાવમાં રહેલો હોય અને દશમા ભાવે મંગળ હોય અને આ બંનો ગ્રહોને ક્ષીણ ચંદ્ર દેખતો હોય તોપણ શૂળીથી મરણ થશે.

જન્મકુંડળીમાં ચોથે સૂર્ય અને દશમે મંગળ હોય અને આ બંને ગ્રહોને શનિ દેખતો હોય તો લાકડાના મારથી મરણ થશે.

જન્મકુંડળીમાં ક્ષીણ ચંદ્ર આઠમે ભાવે, દશમે મંગળ, લગ્ને શનિ અને ચોથે ભાવે સૂર્ય હોય તો આ માણસનું લગુડ એટલે ધોકલાના મારથી મૃત્યુ થશે એમ જાણવું.

જન્મકુંડળીમાં ક્ષીણ ચંદ્ર દશમે ભાવે, મંગળ નવમે ભાવે, શનિ લગ્નમાં અને સૂર્ય પાંચમે ભાવે હોય તો ધુમાડાથી અથવા અગ્નિથી અથવા બંધનથી મરણ થશે, અથવા શ્વાસ રૂધનથી તે માણસ ગુંગળાઇને મરશે કે લાકડીના મારથી આ માણસ તરફડીને મરશે એમ જાણવું.

છઠ્ઠા કે દશમા ભાવમાં મંગળ હોય, ચંદ્ર બીજા ભાવમાં હોય અને શનિ આઠમા ભાવમાં હોય તો આ માણસનું ભગંદર કે પથરીના રોગથી મૃત્યુ થશે.

જેની જન્મકુંડળીમાં પાંચમો ભાવ તથા આઠમો ભાવ પાપ ગ્રહની કર્તરી વાળા હોય તો આ માણસ બંધિવાન થઇને મરશે.

કર્ક રાશિનો નવમે ભાવે ચંદ્ર હોય અને ધન રાશિનો ધન ભાવમાં શનિ હોય તો આ માણસ જળંદરના રોગથી અથવા તેવીજ જાતના ગોળાના રોગથી અથવા કોઈ જાતના ગાંઠના રોગથી મરણ પામશે.

ચંદ્ર અને શનિ ૪-૬-૮-૧૨ મા ભાવમાં હોય અને આઠમા ભાવનો સ્વામિ આઠમે પાપ ગ્રહની કર્તરીવાળો હોય તો આ માણસનું સમુદ્રમાં મરણ થશે.

લગ્નનો સ્વામિ કેંદ્રમાં પાપ ગ્રહની કર્તરીવાળો હોય અને કોઇ પણ પાપગ્રહ આઠમે ભાવે રહેલો હોય તો આ માણસ આત્મઘાતથી મરશે.

બીજે શનિ, ચોથે ચંદ્ર અને દશમે મંગળ હોય તો આ માણસનું કૃમી વિકારથી મૃત્યુ થશે.

આઠમા ભાવનો સ્વામિ જળ રાશિનો હોય અને ૬-૧૨ મા ભાવમાં જળ રાશિ હોય તો આ માણસનું ઝેરથી, જાનવર જેવા કે વિખધારી સાપ, કે વિખથી મરણ થશે.

જન્મકુંડળીમાં ચોથે મંગળ, સાતમે સૂર્ય અને શનિ દશમે રહેલો હોય તો આ માણસનું તરવાર વિગેરે શસ્ત્રથી અથવા અગ્નિથી અથવા રાજાના કોપથી મૃત્યુ થશે એમ જાણવું.

જન્મકુડળીમાં બીજે શનિ, ચોથે ચંદ્ર અને દશમે મંગળ હોય તો આ માણસના શરીરમાં કીડા પડવાથી મરણ થશે.

જન્મકુંડળીમાં દશમા ભાવમાં સૂર્ય હોય અને ચોથા ભાવમાં મંગળ હોય તો આ માણસ વાહનથી પડવાથી મરણ પામશે.

જન્મકુંડળીમાં સાતમા ભાવમાં મંગળ હોય અને લગ્નમાં શનિ, ચંદ્ર અને સૂર્ય હોય તો આ માણસ યંત્રમાં પીલાઈને મરણ પામશે.

જન્મકુંડળીમાં તુળા રાશિનો મંગળ હોય, મેષ રાશિનો શનિ હોય અને મકર કે કુંભ રાશિનો ચંદ્ર હોય તો આ માણસ વિષ્ટા જેવી નઠારી ચીજમાં મરણ પામશે એમ જાણવું.

જન્મકુંડળીમાં દશમે ભાવે ક્ષીણ ચંદ્ર હોય, સાતમે ભાવે સૂર્ય હોય અને ચોથા ભાવમાં મંગળ હોય તો આ માણસ વિષ્ટા જેવી ચીજમાં મૃત્યુ પામશે.

જન્મકુંડળીમાં આઠમા ભાવમાં શનિ હોય અને ક્ષીણ ચંદ્રને બળવાન મંગળ

દેખતો હોય તો આ માણુસનું ગુદાના રોગથી એટલે હરશ, ભગંદર, કમી વિકાર, શસ્ત્ર અને બળતરાથી મરણુ થશે.

જન્મકુંડળીમાં સાતમે ભાવે સૂર્ય હોય ને તેના ભેગો મંગળ પણુ રહેલો હોય, આઠમે ભાવે શનિ હોય અને ક્ષીણુ ચંદ્ર ચોથા ભાવમાં રહેલો હોય તો આ માણુસનું મરણુ જનાવર કે પક્ષીથી થશે.

જન્મકુંડળીમાં લગ્ને સૂર્ય, પાંચમે મંગળ, આઠમે શનિ અને નવમે ચંદ્ર હોય તો આ માણુસનું પર્વત ઉપરથી પડવાથી અથવા તેના ઉપર પાશાણુ કે માટી પડવાથી અથવા વીજળી પડવાથી અથવા ભીંત પડવાથી અથવા ઝાડ વિગેરે પડવાથી મરણુ થશે.

ઉપર લખેલા તમામ યોગોમાંથી કોઇ પણુ યોગ ઉપજેલો હોય નહિ તથા આઠમા ભાવમાં કોઇ ગ્રહ રહેલો ન હોય અથવા આઠમા ભાવને કોઈ બળવાન ગ્રહ દેખતો ન હોય તો આ નિચે લખેલા પ્રકારથી નિર્યાણુનો વિચાર કરવો.

આઠમા ભાવમાં જે રાશિ જેટલા અંશે હોય તેનો દૃષ્કાણુ ગણુતાં જે રાશિ આવી તેના સ્વામિના ગુણુ પ્રમાણે મરણુનું કારણુ જાણુવું; આઠમા ભાવે સૂર્યાદી ગ્રહો રહેવાથી જે કારણે મરણુ થાય છે, જે પાછળ અમે જણુાવી ગયા છીએ તે કારણુ આ દૃષ્કાણુ પતીને માટે પણુ સમજવું; અથવા આઠમા ભાવની રાશિના ગુણુ પ્રમાણે મરણુનું કારણુ જાણુવું, પણુ આ બે ગ્રહોમાંથી કયા ગ્રહ ઉપર આધાર રાખવો એના સવાલના જવાબમાં જાણુવું કે એ બે ગ્રહોમાંથી જે વધારે બળવાન હોય તે ગ્રહના ગુણુના કારણુથી મરણુ થશે એમ જાણુવું.

ઉપર આઠમા ભાવની રાશિ અંશ ઉપરથી દૃષ્કાણુ ગણુતાં જે ગ્રહનો દૃષ્કાણુ આવે તે ગ્રહના ગુણુ પ્રમાણે મરણુનું કારણુ જણુાવ્યું છે, પણુ તે ઠેકાણે ઘણુા આચાર્યો લગ્ન થકી બાવીશમા દૃષ્કાણુની રાશિ પ્રમાણે મરણુનું કારણુ કહે છે તે જાણુવાની સમજણુ અમે નિચે પ્રમાણે કહીએ છીએ.

એક એક રાશિમાં ત્રણુ ત્રણુ દૃષ્કાણુ હોયછે. આ પ્રમાણે લગ્નના જેટલા અંશ હોય તેટલા અંશથી આરંભીને આઠમા ભાવની રાશિના લગ્નના અંશ પ્રમાણે દૃષ્કાણુ પૂરા થયા ને બાવીશમા દૃષ્કાણુનો આરંભ થયો. દાખલા તરીકે કન્યા લગ્ન ૧૪ અંશ છે ત્યારે બાવીશમો દૃષ્કાણુ ક્યારે બેસે? જવાબ કે ૧૪ અંશો પછી બાવીશમો દૃષ્કાણુ છે, કારણુ કે કન્યા રાશિના ૧૪ અંશથી મેષ રાશિના ૧૪ અંશ સુધી ૭ રાશિ પૂરી થઇ એટલે ૭ રાશિના ૨૧ દૃષ્કાણુ પૂરા થયા તેથી મેષ રાશિના ૧૪ અંશ પછી બાવીશમો દૃષ્કાણુ શરૂ થયો.

સારાવળી નામના ગ્રંથમાં તમામ દ્રષ્કાણનું એટલે બારે રાશિના છત્રીશ દ્રષ્કાણનું વિગતવાર વર્ણન કરેલું છે ને તે દરેક દ્રષ્કાણના નિમિત્તથી મરણનું કારણ જણાવેલું છે. વળી હોરાસાર નામના ગ્રંથમાં બારે રાશિ અને બારે રાશિના નવમાંશ ઉપરથી વિગતવાર કારણ અને નિમિત્તથી નિર્યાણ કહેલું છે, પણ તે સઘળાનો સારાંશ અમોએ જણાવેલો છે માટે તેની જરૂર નથી.

નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિના સ્થાનમાં એટલે તે રાશિના રહેવાના ઠેકાણામાં આ માણસનો દેહ પડશે.

રાશિના રહેવાના ઠેકાણાં નિચે મૂજબઃ—

૧ બકરાં અને ઘેટાં જે ઠેકાણે રહે છે તે ઠેકાણે મેષ રાશિનું સ્થાન જાણવું.
૨ વરખ રાશિ બળદને રહેવાની જગ્યામાં રહેછે.
૩ મિથુન રાશિ માણસના ઘરમાં.
૪ કર્ક કુવામાં.
૫ સિંહ વનમાં.
૬ કન્યા કુવામાં.
૭ તુલા બજારમાં કે દુકાનમાં.
૮ વૃશ્ચિક ભોંયમાં, ખાડામાં કે ભોંયરામાં.
૯ ધન ઘોડાને બાંધવાની જગ્યામાં.
૧૦ મકર જળાશય કે સરોવરમાં.
૧૧ કુંભ ઘરમાં.
૧૨ મીન સરોવર કે દરિઆમાં

પ્રથમ જેનું જેવી રીતે જળાદિકમાં મરણ કહેલું છે તેનું તેવીજ રીતે જળાદિકમાં મરણ સમજવું, તે યોગનો આ રાશિઓ સાથે સંબંધ ગણવો નહિ. પૂર્વે કહેલા યોગ ન હોય તો આ યોગ લાગુ પાડવો.

મરણ વખતની ભૂમી નક્કી કરવાને બીજા આચાર્યો નિચે મૂજબ કહેછેઃ-

૧ નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિની ભૂમીમાં મરણ થશે. આ રાશિની ભૂમીઓ ઉપર વર્ણન કરેલી છે.

૨ નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ જન્મ કુંડળીમાં જે ગ્રહના સમાગમવાળો હોય તે ગ્રહની ભૂમીમાં મરણ થશે.

૩ નવમાંશ કુંડળીના લગ્નના સ્વામિને જન્મ કુંડળીમાં જે ગ્રહ દેખતો હોય તે ગ્રહની ભૂમીમાં મરણ થશે.

૪ નવમાંશ કુંડળીના લગ્નનો સ્વામિ નવમાંશ કુંડળીમાં જે ગ્રહની રાશિ-માં હોય તે ગ્રહની ભૂમીમાં મરણ સમજવું.

૫ ઉપર પ્રમાણે ઘણા ગ્રહનો એક સાથે સંબંધ હોય તો તે સર્વેમાંથી જેનું બળ વધારે હોય તે ગ્રહની ભૂમીમાં મરણ સમજવું.

૬ ગ્રહની ભૂમી ગ્રહની રાશિઓ પ્રમાણે જાણવી.

૭ જે ગ્રહને બે રાશિઓ હોય તે ગ્રહની તેના મૂળ ત્રીકોણની રાશિ પ્રમાણે ભૂમિ જાણવી.

૮ કોઇ પંડીત ગ્રહોની ભૂમી નીચે પ્રમાણે કહે છેઃ—

સૂર્યનું દેવાલય, ચંદ્રનું અગ્નિ=સ્થાન, મંગળનું વિહાર એટલે રમતનું સ્થાન, બુધનું ભંડાર, ગુરૂનું સૂવાનું, શુક્રનું ખેતર અને શનિનું કોતર અથવા ખાડો એવી ભૂમી જાણવી.

જન્મ લગ્ન જેટલી ઘડી ભોગવવાનું બાકી હોય તેટલીવાર મરણ વખતે માણસને બેચેની અથવા બેશુધ્ધિ રહેશે, પણ આ જન્મ લગ્નને પોતાનો સ્વામિ દેખતો હોય તો તે વખત બમણો જાણવો; અને કદી પોતાનો સ્વામિ તથા શૂભ ગ્રહ એમ બંને દેખતા હોય તો આ વખત છ ગણો જાણવો.

પાછળ કહેલા પ્રમાણે લગ્ન થકી બાવીશમો દૃષ્કાણ એટલે આઠમા ભાવનો જે દૃષ્કાણ હોય તે દૃષ્કાંડ પ્રમાણે મુડદાની વ્યવસ્થા જાણવી, જેમકે આ દૃષ્કાણ અગ્નિ હોય તો આ શરીરને અગ્નિ સંસ્કાર થશે. પાપ ગ્રહની રાશિના દૃષ્કાણને અગ્નિ દૃષ્કાણ કહેછે.

આ દૃષ્કાણ જળનો હોય તો મુડદું જળમાં સડશે. શૂભ ગ્રહના દૃષ્કાણને જળ દૃષ્કાણ કહેછે.

મીશ્ર દૃષ્કાણ હોય તો અગ્નિ અથવા જળમાં આ મુડદાનો નાશ ન થતાં એમનું એમ સૂર્યના તાપથી સૂકાશે. શૂભ ગ્રહનો દૃષ્કાણ પાપ ગ્રહ યુક્ત હોય અથવા પાપ ગ્રહનો દૃષ્કાણ શૂભ ગ્રહ યુક્ત હોય તેને મીશ્ર દૃષ્કાણ કહે છે.

કદી આઠમા ભાવમાં સૂર્યાદિ દૃષ્કાણ હોય તો કુતરાં, શિયાળ, કાગડા, વિગેરે આ મુડદાને ખાઈ જશે.

કર્ક રાશિનો પ્રથમ તથા બીજો વૃશ્ચિક રાશિનો પ્રથમ તથા બીજો, અને મીન રાશિનો ત્રીજો એટલા સર્પ દૃષ્કાણ જાણવા.

આ માણસની પૂર્વ જન્મની કેવી ગતી હતી એટલે કયા લોકમાંથી અહીં જન્મ થયો છે અને મૂવા પછી કેવી ગતી થશે તે વિસ્તારવાળા બીજા શાસ્ત્રો થકી જોવું. અહીંઆં અમે સંક્ષેપમાં કહીએ છીએ.

જન્મકુંડળીમાં સૂર્ય અને ચંદ્ર એ બે ગ્રહોમાંથી જે ગ્રહ બળવાન હોય તે દૃષ્કાણુ કુંડળીમાં જે ગ્રહની રાશિનો હોય તે રાશિના સ્વામિ પ્રમાણે લોક સમજવા. પછી આ ગ્રહના લોકમાંથી આ માણસ આ જન્મમાં પેદા થયો છે એમ જાણવું. આ પ્રમાણે દૃષ્કાણુ પતી ગુરૂ હોય તો દેવલોકમાંથી, દૃષ્કાણુ પતી ચંદ્ર કે શુક્ર હોય તો પિતૃ લોકમાંથી, સૂર્ય કે મંગળ હોય તો તીરીયક લોકમાંથી, શનિ કે બુધ હોય તો નર્ક લોકમાંથી આવેલો જીવ અહીં જન્મેલો જાણવો.

આ ગ્રહ પોતાની ઉંચ રાશિનો હોય તો પૂર્વ જન્મમાં આ માણસ ઉત્તમ પ્રકારનો હતો, પણ આ ગ્રહ ઊંચ રાશિ ઉપરાંત અને નીચ રાશિની અંદર હોય તો આ માણસ મધ્યમ પ્રકારનો હતો, અને કદી આ ગ્રહ નીચ રાશિનો જન્મકુંડળીમાં હોય તો નીચ જાતિ કે સ્થિતીનો પ્રાણી હતો એમ જાણવું. આ પૂર્વ જન્માંતરની સાબિતીની નિશાનીઓ ધર્મ શાસ્ત્રોમાં કહેલીઓ છે તે નિચે પ્રમાણેઃ—

જે માણસ આ લોકમાં સ્વર્ગમાંથી આવેલો હોય તે ઓલખવાના મૂખ્ય ચાર લક્ષણ છે, તે એ કે આ માણસ પરોપકારી, દાન આપનારો, અને ઉદાર દીલનો હોય, મૂખમાં મધૂર નિષ્કપટી વાણી હોય, દેવ તીર્થ, શાસ્ત્ર અને સંત લોક ઉપર ભક્તિ ભાવથી આસ્થા હોય, અને નિરાશ્રીત તથા હિતેચ્છુ કે પરમેશ્વરના ભક્ત લોકોને તૃપ્ત કરનારો હોય છે.

જે માણસ નર્કમાંથી આ સંસારમાં આવેલો છે તે જાણવાની નિશાની એ છે કે આ માણસ અત્યંત ક્રોધી હોય, બીજાને નુકશાન કરનારી અને કઠોર વાણી હોય, દરીદ્રી અને પોતાના તેમજ બીજા માણસ સાથે સહજમાં વેર કરનારો હોય, નીચ પ્રસંગમાં કે વિશ્વાસઘાતમાં કૂશળપણું હોય, તેમજ કુળહિન માણસની કે નીચ માણસની સોબત કે સેવા કરનારો થાય છે.

જે માણસ મનુષ્ય લોકમાંથી અહીં આવેલો હોય તેનાં લક્ષણો નિચે મૂજબ જાણવાં:—

રીતસર મધ્યમ લોભ હોય, નમ્રતાવાળો, વિવેકી હોય, દયા અને કોમળપણું હોય, કીર્તિ ઉપજાવનારાં કામ ઉપર રૂચી હોય, અનીતિ કરવા ઉપર જેની અરૂચી હોય, હમેશાં પ્રસન્ન મૂખ હોય, વૈભવ ઉપર પ્રીતિ હોય, શક્તિ પ્રમાણે ઉપયોગ કરવાની શ્રદ્ધા હોય, મનુષ્યના સમાગમ કરવામાં પ્રીતિ હોય, વિદ્યા અને વિદ્વાન ઉપર શ્રદ્ધા હોય અને વર્ણાશ્રમના ધર્મ ઉપર આસ્થા હોય તો આ માણસ મનુષ્ય લોકમાંથી અહીં આવેલો છે એમ જાણવું.

જે માણસ તીરીયક લોકમાંથી અહીં આવેલો છે તેનાં લક્ષણ નિચે પ્રમા-

ણે જાણવાં.

ઘણો આહાર હોય, અસંતોષી હોય, લાલચુ તથા લોભીઓ હોય, મમતી તથા અયોગ્ય પ્રીતિવાળો હોય, ઘણો લોભી, બહુ ભૂખાવળો અને મૂર્ખ હોય, મતલબી હોય, પોતાનું કામ સાધવાને બીજાના નુકશાનની ગણત્રી ન હોય, કૃતઘ્ની તથા હિંસાવાળો હોય, અસત્ય વર્તણુંકવાળો અને બહુ ઉતાવળો હોય, હંમેશાં ઉદાસ મોઢાવાળો હોય, પોતાનો સ્વાર્થ સાધવાને માન અપમાનનો હિસાબ ન હોય, અવિવેકી ને બીકણ હોય, વર્ણાશ્રમ ઉપર શ્રદ્ધા ન હોય એટલાં લક્ષણવાળો તીરીયક યોનીમાંથી જન્મેલો જાણવો.

આ પ્રમાણે ધર્મ શાસ્ત્રોમાં પૂર્વ જન્મ વિષે વિગતવાર લખેલું છે તેમાંથી દાખલા તરીકે ઉપર લખ્યું છે.

જન્મ કુંડળીમાં ૬–૭–૮ ભાવમાં અથવા તેમાંના કોઈ ભાવમાં જે ગ્રહ હોય તે ગ્રહના લોકમાં આ માણસ મરણ પછી જશે.

આ પ્રમાણે બે કે તેથી વધારે ગ્રહો રહેલા હોય તો તેમાંથી જે ગ્રહ બળવાન હોય તે પ્રમાણે આવતી ગતીનો લોક જાણવો.

કદી ૬–૮–૧૨ મા ભાવમાં કોઇ ગ્રહ રહેલો ન હોય તો તે ભાવના દ્રષ્કાણના પતી પ્રમાણે આવતો લોક જાણવો. આ પ્રમાણે ત્રણ ગ્રહો દ્રષ્કાણ પતી થશે તેમાંથી બળવાન ગ્રહ પ્રમાણે આવતો લોક સમજવો, પણ જન્મ કુંડળીમાં ગુરૂ છઠ્ઠા કે આઠમા ભાવમાં કેંદ્રમાં ઉંચનો હોય તો, અથવા જન્મ કુંડળીમાં મીન લગ્ન શુભ ગ્રહના નવમાંશનું હોય અને ગુરૂ વગરના બીજા તમામ ગ્રહો નિર્બળ હોય તો આ માણસનો મોક્ષ થશે.

જન્મકુંડળી ઉપરથી મરણ પછીની જેવી રીતે ગતી કહેલી છે તેવીજ રીતે મરણ વખતની કુંડળી ઉપરથી મરણ પછીની ગતી પારખવી. સ્વલ્પ જાતક ગ્રંથમાં પણ આ પ્રમાણે કહે છે, માટે મરણ વખતની કુંડળી ઉપર વધારે આધાર રાખવો.

આ પ્રમાણે માણસોનો ભૂત, વર્તમાન અને ભવિષ્ય અવતાર વિષે જ્યોતિષ શાસ્ત્ર વર્ણન કરે છે. જેમ વર્તમાન જન્મ વિષે આ પુસ્તકમાં અતિ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે તેમ ભૂત અને ભવિષ્ય જન્મ વિષે પણ એક બીજા જન્માંતરના સંબંધવાળો વિચાર પણ પંડીત પુરૂષોએ જણાવ્યો છે પણ એ વિષે પ્રત્યક્ષ કે દર્શનિક પૂરાવો કે સાબિતી માણસોને મળશે નહિ. વળી તેની ઘણી જરૂર પણ નથી, તેથી ઘણા પંડીતોએ આ બે અવતારની બાબત છોડી દીધીછે અને ફક્ત વર્તમાન જન્મ બાબત ગ્રહણ કીધી છે, પણ કદી કોઇ શ્રદ્ધાવાળા

માણસને તે બે જન્મ જાણવાની ઇચ્છા હોય તો તેમણે કર્મ વિપાક ગ્રંથ તથા સૂર્યાણવ ગ્રંથમાંથી તેમજ ધર્મ શાસ્ત્રના ને સ્મૃતિઓના ગ્રંથમાંથી પોતાની ત્રિકાળની ગતી વિષે ખાત્રી કરી તેમાં ઠરાવેલી સૂચના પ્રમાણે આચરણ કરવું. અમોએ ઘણા પંડીતોના મત પ્રમાણે સંક્ષેપમાં લાગૂ પડતું યથા મતિ વર્ણન કરેલું છે, કેમકે આ યુગમાં અગણિત રોગો અને અનંત નિમિત્તો છે તે સઘળાંનું વિવેચન ત્રિકાળ દર્શી જ્ઞાની સિવાય બીજા કોઇ કરી શકે નહિ, પણ તે સઘળાંનાં મૂળતત્વો સઘળી રીતે મહા મેહેનતે બુદ્ધિને અનુસાર લાગૂ પડતાં આ ગ્રંથમાં દાખલ કરવાને અમે કોઈ રીતની ખાંમી રાખી નથી.

---

## ભાગ ચોથો.

### સ્ત્રીઓના જન્મથી તેઓને ફળ મળવા બાબત.

બૃહજ્જાતક ગ્રંથ મધ્યેથી.

૧ પુરૂષના જન્મ વખતે જે જે જોવાય છે તે સ્ત્રીના જન્મ વખતે પણ જોવું, તેમાં તફાવત એટલોજ કે તેમાં **પુરૂષ** શબ્દને બદલે **સ્ત્રી** એવા શબ્દની યોજના કરવી.

૨ જન્મ વખતના સંવત્સર, ગોળ, અયન, ઋતુ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ અને લગ્ન વિગેરે જે પંચાગ ફળ પુરૂષના જન્મ વખતે કહેલા છે તે સઘળાં સ્ત્રીના જન્મ વખતે પણ સમજવાં.

૩ મૂળ અને જ્યેષ્ટા નક્ષત્રોની શાંતીઓ, અમાસ અને ચૌદશ વિગેરે તિથિઓની શાંતીઓ અને વ્યતિપાત, વૈધૃત વિગેરે દુષ્ટ યોગની શાંતીઓ પણ સ્ત્રીના જન્મમાં લાગૂ હોય તો તે પણ પુરૂષની માફક કરવી.

૪ ઉપર કહેલાં દુષ્ટ નક્ષત્ર વિગેરેમાં સ્ત્રીનો જન્મ હોય તો તેનું ફળ જ્યાં સૂધી તે સ્ત્રી પોતાના માબાપને ઘેર રહે ત્યાં સૂધી પોતાના માબાપને ફળ અને લગ્ન થયા પછી તે સાસરે જાય એટલે સાસુ સસરાને લાગૂ છે એમ સમજવું.

૫ પુરૂષની જન્મકુંડળીમાં જેવી રીતે રાજ્ય યોગ, નાભસ યોગ, સૂર્ય ચંદ્ર યોગ અને રીષ્ટ યોગ વિગેરે જોવાય છે તેવીજ રીતે સ્ત્રીની જન્મકુંડળીમાં પણ જોવા.

૬ આયુષ્ય અને દશા, અંતરદશા વિગેરે પુરૂષની માફક સ્ત્રીને પણ ઉપજાવવાં.

૭ સારાંશ એ છે કે પુરૂષની માફક સ્ત્રીની પણ જન્મ પત્રી એક સરખી રીતે બનાવવી, અને તે બનાવવાનો પ્રકાર કે રીત સરખી છે માટે તેમાં બાબ-

